# વેદાન્ત

—※—

## હરિગીત

મર્મોમાં સમજવા મોક્ષમહિમા ઇચ્છ જે વેદાંતનો;
તો પ્રથમ શ્રદ્ધાસહિત મનમાં ભાવ લાવે દાંતનો;
થઈ દક્ષ સચ્ચિત્પક્ષમાં ધરી લક્ષથી એકાગ્રતા;
ઉપદેશ ગુરુનો સાંભળે પ્રત્યક્ષ મળશે અગ્રતા. ૧
શ્રદ્ધારહિત જે થાય નહિ, તો ધાર હિત તવ નિત્ય છે;
આનંદ આગારે ઠરે તવ વાર્સ બ્રહ્મ અચિન્ત્ય છે;
અજ્ઞાનનું ખંડન કરી, લે જ્ઞાન પૂરણ ખંતથી;
તો તમસ્તાપ જતા થશે તું શાંત શાંતિ-વહંતથી. ૨
માતા પિતા ભ્રાતા તથા ભગિની ન ભાર્યા મારી છે,
એ ભાવના જે દ્વૈતની તે ભક્ષકારક મારી છે;
આ જગત્ સર્વ બ્રહ્મમય છે, ભિન્ન તેથી લેશ ના;
હું આપ તેથી બ્રહ્મ છું, કો વસ્તુ મુજમાં શેષ ના. ૩
નહિ શત્રુ અથવા મિત્ર વિશ્વે કોઈ મમ દેખાય છે;
પ્રત્યેક વ્યક્તિ વિશે પરમ પરમાત્મરૂપ લખાય છે;
એવો વિવેક ધરી હૃદય, અદ્વૈત ભાવ વધારજે;
વિધ્વંસનીય દ્વૈતમતને ચિત્તમાં નવ ધારજે. ૪
મદિરા તથા પશુમાંસ આદિ અભક્ષ્ય વસ્તુ ન ભક્ષજે,
મદ, લોભ, મોહ, ક્રોધ ને કામાદિથી નિજ રક્ષજે,
દશ ઇન્દ્રિયોના વિષયને ત્યાગી સદા ધિક્કારથી,
અજ્ઞાન-જ્ઞાન-અતીત થા તું બ્રહ્મના અધિકારથી!. ૫

ઠક્કુર નારાયણ

# પ્રકાશકની સૂચના



શ્રી જ્ઞાનેશ્વર મહારાજકૃત ભગવદ્ગીતાની 'જ્ઞાનેશ્વરી' નામક ટીકાનું ગુજરાતી ભાષાન્તર અમે અતઃપૂર્વ છપાવીને પ્રકટ કરી ચૂકયા છીએ. જ્ઞાનેશ્વર મહારાજનુ જીવનચરિત્ર તેમાં આપેલું હોવાથી પ્રસ્તુત ગ્રંથમાં તે આપવામાં આવ્યું નથી. પ્રસ્તુત 'અમૃતાનુભવ' જ્ઞાનેશ્વર મહારાજકૃત વેદાંત વિષયનો સ્વતંત્ર ગ્રંથ છે. પ્રસ્તુત ગ્રંથના ગૌરવનું ભૂમિકામા વિસ્તારપૂર્વક વિવેચન કરેલું હોવાથી અમે તે વિશે વિશેષ કાંઈ પણ લખવુ ઉચિત ધારતા નથી.

આ ગ્રંથ ઓવીબદ્ધ અને જૂની મરાઠી ભાષામાં લખાયલો હોવાથી મહારાષ્ટ્રીઓના સમજવામાં પણ ભાગ્યે જ આવી શકે છે, અર્થાત્ એ ગ્રંથનું રહસ્ય સર્વના જાણવામા આવી શકે, એટલામાટે હરિભક્તિપરાયણ વિષ્ણુ ઓવા જોગે એનું વર્તમાન મરાઠી ભાષાના સુલભ ગદ્યમાં અર્થવિવરણ કરેલું છે, અને તેનું ગુર્જર ભાષાભિજ્ઞ મુમુક્ષુ તથા જિજ્ઞાસુ જનોના હિતમાટે ગુર્જર ભાષાંતર કરાવીને પ્રકટ કરવામા આવ્યુ છે. આશા છે કે, આ અનુવાદ સર્વના આદરને પાત્ર થશે

પ્રસ્તુત પુસ્તકના અર્થવિવરણમાં સ્થળે સ્થળે 'જ્ઞાનેશ્વરી'માંના ઉદાહરણોનો ઉલ્લેખ હોવાથી જો પ્રથમ "ગુજરાતી" પ્રેસની 'જ્ઞાનેશ્વરી'નું વાચન કર્યા પછી આ ગ્રંથનું વાચન કરવામા આવે, તો તેથી કાંઈક વિશેષ રહસ્ય પ્રાપ્તિનો સભવ છે. પરતુ જો તેમ ન કરતા કેવળ આનું જ વાચન મનનપૂર્વક કરવામાં આવે, તોપણ કશી હાનિ થવાની નથી.

પ્રથમ આ પુસ્તકની ભૂમિકા વાચીને ત્યારપછી ગ્રંથવાચનમા પ્રવેશ કરવો, એવી વાચકોને અમારી વિશેષતાથી નમ્ર પ્રાર્થના છે.

'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ,
કોટ, મુંબઈ  મણિલાલ ઇચ્છારામ દેસાઈ

# ભૂમિકા

"સકલ મંગલનિધી । શ્રીવિઠ્ઠલાચેં નામ આદિ" ॥ જ્ઞાનેશ્વર

કોઈપણ કાર્યના આરંભમાં, તે કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિમાટે, મંગળાચરણ કરવાનો શિષ્ટાચાર છે. તે શિષ્ટાચારને અનુસરીને અમારે પણ મંગળાચરણ કરવું જ જોઇએ; કારણ કે, અમે પણ જ્ઞાનેશ્વર મહારાજકૃત 'અમૃતાનુભવ' ગ્રંથના અર્થવિવરણનું કાર્ય હાથમાં લીધું છે; અને તે નિર્વિઘ્ન સમાપ્ત થાય, એટલામાટે ઉપર અભંગનું જે કડવું આપેલું છે, તે જ અમારું મંગળાચરણ છે.

જ્ઞાનેશ્વર મહારાજે શકે ૧૨૧૨ માં નેવાસા નામક સ્થાનમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની **જ્ઞાનેશ્વરી** અથવા ભાવાર્થદીપિકા નામની પ્રાકૃત ટીકા લખીને પોતાના સદ્‌ગુરુ શ્રી નિવૃત્તિનાથનાં ચરણોમાં સાદર કરી હતી. તે ટીકાને (જ્ઞાનેશ્વરીને) જોઇને સદ્‌ગુરુ નિવૃત્તિનાથે કહ્યું કે;—"તારી આ ટીકાનો જે કોઈ પણ સત્સંપ્રદાયપૂર્વક વિચાર કરશે, તે આત્મજ્ઞાનસંપન્ન થશે. હવે તું તારી પોતાની બુદ્ધિમત્તાથી અમૃત એટલે અખંડ બ્રહ્મસંજ્ઞિત વસ્તુ કે જે સર્વ કાળ, સર્વ દેશ અને સર્વ અવસ્થામાં નિત્ય, અપરોક્ષ તથા સ્વતઃસિદ્ધ છે, તેનો અનુવાદ કર." કોઈ પણ વિચારશીલ પુરુષ કોઈ પણ ગ્રંથની ટીકા કરવાનો આરંભ કરે, એટલે તે, તે ગ્રંથપ્રમાણુમાંના હૃદયને વ્યક્ત કરવાને બંધાયલો હોય છે; ટીકાકાર ગ્રંથપ્રમાણુમાંનાં પ્રમેયને ત્યાગીને સ્વતંત્રતાથી કદાપિ વ્યાખ્યા કરી શકતો નથી. જેવી રીતે પ્રવાહમાં સપડાયલા પાણીથી પ્રવાહને ત્યાગીને ભિન્ન વહન કરી શકાતું નથી. કારણ કે, તે પાણી પૂર્ણતાથી પ્રવાહને આધીન જ હોય છે; તેવી જ રીતે ટીકાકારનું વ્યાખ્યાન મૂળ ગ્રંથપ્રમાણુમાંના પ્રમેયને સર્વથા આધીન હોય છે. સારાંશ કે, ગ્રંથપ્રમાણુમાંનો જે મૂળ આશય કિંવા વિચાર હોય છે, તે ટીકાકારને સુલભ ભાષામાં અનેક દૃષ્ટાંતપૂર્વક ગદ્ય કિંવા પદ્યરૂપે વ્યક્ત કરવો પડે છે. એવા પ્રકારે કોઇએક ગ્રંથમાંના પ્રમેયની વ્યક્તતા કરવી, તેને જ તે ગ્રંથની ટીકાના નામથી સાધારણતઃ ઓળખવામાં આવે છે.

'જ્ઞાનેશ્વર મહારાજે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની મહારાષ્ટ્ર ભાષામાં પદ્યટીકા કરેલી છે, અને તેથી તેમને ભગવદ્‌ગીતામાંના વિચારોને અનેક દૃષ્ટાંતપૂર્વક વ્યક્ત કરવા પડ્યા છે. એથી, 'જ્ઞાનેશ્વરી' માં ગ્રંથકર્તાના સ્વાનુભવિક સ્વતંત્ર વિચારો દૃષ્ટિગોચર ન

થવાથી શ્રી નિવૃત્તિનાથ સદ્‌ગુરુએ જ્ઞાનેશ્વર મહારાજને આ 'અમૃતાનુભવ' નામક ગ્રંથ લખવાની આજ્ઞા કરેલી હોવી જોઈએ. અસ્તુ. શ્રી સદ્‌ગુરુની આજ્ઞાને અનુસરીને જ્ઞાનેશ્વર મહારાજે દશપ્રકરણાત્મક 'અમૃતાનુભવ' ગ્રંથની રચના કરી. આ ગ્રંથમાંનું રહસ્ય સહજ સર્વના જાણવામાં આવી શકે તેવું નથી; કારણ કે, એનો વિચાર કરનારના અંગમાં ગ્રંથના રહસ્યને જાણવાની યોગ્યતા, એટલે કે, અધિકાર હોવો જોઈએ. અધિકારી ત્રણ પ્રકારના છે. તેમાંના પ્રથમ અધિકારીનું લક્ષણ એવું છે, કે, જેનું હૃદય વિવેકવૈરાગ્યશૂન્ય હોવાથી જે બહિર્મુખ અને વિષયાસક્ત છે તે જ **કર્મયોગનો અધિકારી** છે. ત્રણ અધિકારીઓમાંનો આ પ્રથમ અધિકારી છે. શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધના દ્વિતીય અધ્યાયના સપ્તમ શ્લોકના ઉત્તરાર્ધમાં આમ કહેલું છે:-"तेष्वनिर्विण्णचित्तानां कर्मयोगस्तु कामिनाम्" એવા પ્રકારના એ અધિકારીઓમાટે શાસ્ત્રોએ વર્ણાશ્રમને ઉચિત નિત્યનૈમિત્તિક કર્મનું વિધાન કરેલું છે. તેનું, કર્તૃત્વમદ અને ફલાસ્વાદને ત્યાગીને, આચરણ કરવું, એમ પણ શાસ્ત્ર આજ્ઞા કરે છે. જેમકે;-

"एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ॥
कर्त्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥"

શ્રી. મ. ગી. અ. ૧૮, શ્લો ૬

કર્મ વિશે અનહંકૃત વૃત્તિથી કેમ રહેવું અને કર્મફલવિષયક નિરાશાને કેવા પ્રકારે ધારણ કરવી, એ વિશેનો જ્ઞાનેશ્વર મહારાજે 'જ્ઞાનેશ્વરી' માં એ જ શ્લોકની ટીકામાં વિચાર કરેલો છે. (જુઓ 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૧૮ મો, શ્લોક ૬ ઠાની ટીકા ઓવી ૧૬૬ થી ૧૭૬ પર્યન્ત.)

એવી રીતે શાસ્ત્રાનુસાર નિત્યનૈમિત્તિક કર્મોનું આચરણ કરવાથી અંતઃકરણમાંના મલદોષનું ક્ષાલન થાય છે. પ્રાણી માત્રના અંતઃકરણમાં **મલ, વિક્ષેપ** અને **આવરણ** એવી રીતે ત્રણ દોષો રહેલા છે. શાસ્ત્રોએ નિષિદ્ધ તરીકે સિદ્ધ કરેલા અભક્ષ્ય માંસ આદિ અને અપેય મદ્ય આદિ, તથા પરદારાગમન અને પરદ્રવ્યાપહાર ઇત્યાદિ અનેક નિષિદ્ધ વિષયોના સેવનમાટેની જે વાસના ઉત્પન્ન થાય છે, તે વાસના પાપમૂલક છે. જ્યાં સુધી એવી અશુભ વાસના થયા કરે છે, ત્યાં સુધી તેના મૂળમાં પાપદોષ સૂક્ષ્મરૂપે રહેલો હોય છે, અને એ પાપદોષને જ શાસ્ત્રકારો મલદોષના નામથી ઓળખે છે. ઉપર કહેલા ત્રણ દોષોમાંનો આ પ્રથમ દોષ છે. નિષ્કામ કર્મોનુષ્ઠાનવડે જેણે એ મલદોષનું ક્ષાલન કરેલું છે, તે ભગવાનની ઉપાસના અથવા

તો ભગવદ્‌ભક્તિનો અધિકારી છે. પૂર્વે કહેલા ત્રણ પ્રકારના અધિકારીઓમાંનો આ બીજા પ્રકારનો અધિકારી છે. શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધના ૨૦ મા અધ્યાયના ૮ મા શ્લોકમાં એ વિશે કહેલું છે કે;—

"यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।
न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः" ॥

એનો ભાવાર્થ એવો છે કે;–ભગવદ્‌ભક્તિ કિંવા ભગવદુપાસનાના અધિકારીને સત્સંગતિથી, હરિકથાના શ્રવણનો પ્રસંગ મળતાંજ તેનામાં હરિવિશેની શ્રદ્ધા ઉત્પન્ન થાય છે–એટલે કે એક હરિ જ ત્રિવિધ તાપ અને જન્મમરણ આદિ દુ:ખમાંથી મુક્ત કરનારો છે, તેના વિના બીજા સર્વ દુ:ખસાગરમાં ડૂબાવનાર અને જેમાં આપણું હિત સમાયલું છે એવી ભગવદ્‌ભક્તિમાં આડા આવનાર છે, એમ તેને નિશ્ચયપૂર્વક ભાસવા માંડે છે. તોપણ જેના અંગમાં તેમને ત્યાગી દેવાનું સામર્થ્ય હોતું નથી અને તેમનો ઉપભોગ લેવામાં જેને કર્માધિકારી પ્રમાણે સુખ પણ ભાસતું નથી; એટલે કે, જેમ એક મોટી અને ભારી પાષાણશિલાતળે હાથ આવી જાય, તો તે શિલાના ભારથી હાથ દબાઈ જાય છે અને સહન કરી શકાય તેવી રગ બંધાઈ જાય છે. પરંતુ તે શિલા અતિશય ભારી હોવાથી તેને ઉલટાવી નાંખવાનું અંગમાં સામર્થ્ય હોતું નથી; તે જ પ્રમાણે દેહ, સ્ત્રી, પુત્ર અને ગૃહ આદિ પરિગ્રહવિશે દોષદૃષ્ટિ થવાથી તેમના ઉપભોગમાં સુખસમાધાન ભાસતું નથી અને તેમનો તત્કાળ ત્યાગ કરી શકાય એટલો તીવ્ર વૈરાગ્યભાવ પણ હૃદયમાં હોતો નથી. એવી રીતે પૂર્ણ વિષયાસક્ત પણ નહિ અને વિષયોથી પૂર્ણ વિરક્ત પણ નહિ, તેવી અવસ્થામાં આ સંસાર બંધનમાંથી પોતાની મુક્તતા કરવામાટે જે રાત્રિ દિવસ શ્રીહરિની કરુણા માગ્યા કરે છે, તેના માટે શાસ્ત્રોએ **ભક્તિયોગ**ની યોજના કરેલી છે.

પોતાના અંગમા આવા પ્રકારનો અધિકાર ન હોવા છતાં પણ કેટલાક મૂર્ખ લોકો નિત્ય નૈમિત્તિક કર્મોનો ત્યાગ કરીને ભગવદ્‌ભક્તિમાં પ્રવૃત્ત થાય છે. એથી તેમનાથી જેવી થવી જોઇએ તેવી ભગવદ્‌ભક્તિ થઈ શકતી નથી, કિન્તુ તેથી વિરુદ્ધ પરદારાગમન, પરદ્રવ્યાપહાર, માંસ આદિ અભક્ષ્ય પદાર્થોનું સેવન અને મદ્ય આદિ અપેયોનું પાન આદિ અનેક પ્રકારના અનાચારો તેમના હાથે થયા કરે છે. અર્થાત્ એથી જેમને ભગવદ્‌ભક્તિ કરવાની હોય, તેમણે, પોતાના ચિત્તમાંનો અશુભવાસનામૂલક પાપમળ જ્યાંસુધી નષ્ટ ન થાય, ત્યાં સુધી વિહિત કર્મોનું આચરણ કરવું. એટલે તે વિહિત કર્મોના યોગે કોઈ પણ પાપકર્મ ન થતાં ભગવાનમાં પ્રીતિ દૃઢ થશે

અને ભગવાનની સર્વોત્કૃષ્ટ ઉપાસના બની આવશે. કારણ કે, ઈશ્વરાર્પણબુદ્ધિથી નિત્યનૈમિત્તિક કર્મોનું આચરણ કરનારને, ભગવાન્ અત્યંત સંતુષ્ટ થઈને નિજવિષયક આત્યંતિક પ્રેમરૂપ પ્રસાદ આપે છે.

ભગવાનમાં આત્યંતિક પ્રેમ રાખવો, તે ભગવદ્ભક્તિનું સર્વથી મુખ્ય લક્ષણ છે. શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં પણ ભક્તિનું એ જ મુખ્ય લક્ષણ આપેલું છે. 'નારદભક્તિસૂત્ર' માં ભક્તિની જે વ્યાખ્યા કરેલી છે, તે આ પ્રમાણે;–

"सा त्वस्मिन्परमप्रेमरूपा, अमृतस्वरूपा च; यल्लब्ध्वा पुमान् सिद्धो भवत्यमृतो भवति तृप्तो भवति; यत्प्राप्य न किंचिद्वांछति न शोचति न द्वेष्टि न रमते नोत्साही भवति; यज्ज्ञात्वा मत्तो भवति स्तब्धो भवत्यात्मारामो भवति"

ભાવાર્થ–"તે ભક્તિ તો એ પ્રભુ વિશે અત્યંત પ્રેમસ્વરૂપિણી છે. જેને પ્રાપ્ત કરીને મનુષ્ય સિદ્ધ થાય છે, અમર થાય છે અને તૃપ્ત થાય છે. જેને પામીને મનુષ્ય પછી બીજા કશાની ઇચ્છા કરતો નથી, શોક ધરતો નથી, દ્વેષ કરતો નથી, કશામાં આસક્ત થતો નથી અને કોઈ પણ વસ્તુને પ્રાપ્ત કરવાનો ઉત્સાહ ધરાવતો નથી. જેને જાણીને મનુષ્ય ઉન્મત્ત થાય છે, સ્તબ્ધ થાય છે અને આત્માના ચિંતનમાં જ નિમગ્ન રહે છે."

એવી એ પ્રેમલક્ષણા ભક્તિના યોગે, અંતઃકરણમાંના વિક્ષેપદોષ–વિષયવાસનાના યોગે થનારી મનની ચંચળ અવસ્થા–નો લોપ થાય છે. પૂર્વે કહેલા ત્રણ દોષોમાંનો આ દ્વિતીય દોષ છે. અસ્તુ. નિષ્કામ કર્મ અને ભગવદુપાસના કરીને જેમણે પોતાના અંતઃકરણમાંના મલ અને વિક્ષેપદોષને નષ્ટ કરેલા છે, તેમને સત્સંગતિ અને સચ્છાસ્ત્રના શ્રવણથી નિત્યાનિત્ય વિવેક પ્રાપ્ત થાય છે: એટલે કે, રજ્જુ પ્રમાણે આત્મા નિત્ય છે, અને રજ્જુમાં ભ્રમથી ભાસતા સર્પ પ્રમાણે માયા આદિ જગત્ અનિત્ય છે; સૂર્ય પ્રમાણે આત્મા સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ છે અને અંધકાર પ્રમાણે માયાદિ જગત્ જ્ઞાનરહિત જડ છે; આત્મા અમૃતપ્રમાણે આનંદદાયક અને સુખરૂપ છે, અને માયાદિ જગત્ વિષ પ્રમાણે તાપદાયક તથા દુઃખરૂપ છે; એવી રીતે સચ્ચિદાનંદરૂપ આત્મા અને અસત્ જડ તથા દુઃખરૂપ માયાદિ જગત્ છે; એવો તેને વિવેક થઈ જાય છે. એ વિવેકને જ શાસ્ત્રકારો નિત્યાનિત્ય વિવેકના નામથી ઓળખે છે. પરંતુ સાધકમાં કેવળ એક નિત્યાનિત્ય વિવેક હોવાથી જ, તેને જ્ઞાનનો અધિકાર થતો નથી; કારણ કે, કેટલાક સાધકો નિત્યાનિત્યવિવેકસપન્ન

હોય છે, પરંતુ તેમનામાં વૈરાગ્યનો અભાવ હોવાથી, તેમનાં હૃદયો ધન અને માનના લોભથી ગ્રસ્ત થયેલાં હોય છે. એટલામાટે બીજું સાધન જે વૈરાગ્ય, તે અવશ્ય હોવું જોઇએ. વૈરાગ્ય એટલે ગૃહ, સ્ત્રી, પુત્ર, અને ધન ઇત્યાદિનો ત્યાગ કરીને અને અંગે વિભૂતિ ચોળીને વનનું સેવન કરવું, એવો વૈરાગ્યનો અર્થ સમજવાનો નથી; કિન્તુ તૃણથી તે બ્રહ્મલોક પર્યન્ત જે ઐહિક અને પારલૌકિક ઐશ્વર્ય છે, તેને કાકવિષ્ઠા પ્રમાણે અથવા તો કૂતરાની તાજી ઉલટી પ્રમાણે માનીને, તે વિશે તિરસ્કારપૂર્વક નિરિચ્છ હોવું, એટલું જ વૈરાગ્યનું મુખ્ય લક્ષણ છે. આવા પ્રકારનું વૈરાગ્ય પણ હોય અને પૂર્વકથિત વિવેક પણ હોય, છતાં જે સાધકમાં શમદમ આદિનો અભાવ હોય છે, તે સાધક જ્ઞાનનો અધિકારી નથી; કારણ કે, કેટલાક સાધકો વિવેક અને વૈરાગ્યવડે સંપન્ન હોય છે, પરતુ તેમનામાં શમદમ આદિનો અભાવ હોય છે અને તેથી જો કોઈ કાંઈ તેમની ઇચ્છાથી વિરુદ્ધ બોલે, તો તેઓ તરત કોપાય છે અને તેમને અભિશાપ આપવા મંડી જાય છે. શમાદિ ષટ્સંપત્તિરૂપ આ તૃતીય સાધનની જ્ઞાનના અધિકારીને બહુ જ આવશ્યકતા છે.

કામ આદિ વિકારોથી મનનો નિગ્રહ કરવો તે શમ અને અધર્મથી બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે દમ; ગુરુ અને વેદવાક્યમાં જે આત્યંતિક વિશ્વાસ હોવો તે શ્રદ્ધા. જેવી રીતે, એક રાજાએ પોતાના ગ્રામમાંનો પાણીનો દુષ્કાળ દૂર થાય, એવા ઉદ્દેશથી એક મોટું તળાવ બંધાવ્યું હતું; તોપણ તે તળાવમાં પાણી આવ્યું નહિ. આવી અવસ્થાને જોઇને તેના પ્રધાનને એ તળાવમાં હવે પાણી કેવી રીતે આવે, એ વિશેની અત્યંત ચિન્તા ઉત્પન્ન થઈ. એક દિવસે રાજા અને પ્રધાન બન્ને મૃગયા કરવામાટે ગયા અને શિકાર કરીને પાછા આવતી વેળાએ રાજાને કાંઇક થાક લાગવાથી તે બન્ને એક વૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેવામાટે બેઠા અને ત્યાં રાજાનાં નેત્રો મીચાઈ ગયાં. એ સમયે તે વૃક્ષપર પિંગળ પક્ષીનાં નર અને માદાનો સંવાદ ચાલતો હતો અને તે સંવાદનો આશય એવો હતો કે, રાજાનું ગળું કાપીને જો તેનું રક્ત તળાવના ઉદરમાં છાંટવામાં આવે, તો તળાવમાં પાણીની આવક થાય. રાજાના ગળાને થયેલો જખમ અમુક એક વનસ્પતિના રસથી ભરાઈ આવશે કે, જે વનસ્પતિ એ તળાવની ઉત્તર તરફ છે. એ પ્રમાણેનું પિંગળ પક્ષીઓનું સર્વ ભાષણ તે વૃક્ષતળે જાગૃત બેઠેલા પ્રધાને, તે પોતે પિંગળ પક્ષીની ભાષા સમજતો હોવાથી, સાંભળ્યું અને સમજી લીધું. તેણે તરત પોતાના હાથની એક આંગળી કાપીને તે તળાવની ઉત્તર તરફની વનસ્પતિનો રસ તેનાપર લગાવ્યો, અને તેથી તેની કાપેલી આંગળી તરત

તે તે ક્ષણે જ પૂર્વવત્ થઈ ગઈ. ત્યાર પછી પ્રધાને પોતાના હાથમાં તલવાર લઇને પાસે જ નિદ્રાવશ થયેલા રાજાની છાતીપર બેસી તેનું ગળુ કાપવાની તૈયારી કરી. રાજાએ આંખો ઉઘાડીને જોયું, તો પ્રધાન પોતાની ગર્દન કાપવાની તૈયારી કરતો તેના જોવામાં આવ્યો. છતાં પ્રધાનને કાંઈ પણ ન કહેતાં રાજા આંખો મીચીને પ્રથમ પ્રમાણે જ પડી રહ્યો. ત્યારપછી પ્રધાને રાજાના ગળાનું રક્ત તળાવમાં છાંટ્યાપછી તત્કાળ તળાવમાં પાણી આવી ગયું, અને પ્રધાને પૂર્વાનુભૂત રસના પ્રયોગથી રાજાના ગળાપરનો જખમ સારો કરી નાખ્યો. એ સર્વ ઘટના થઈ ગયા પછી તે બન્ને મળીને પોતાના નિવાસસ્થાનમાં આવી લાગ્યા. એ પછી ઘણા દિવસ વીતી જવા છતાં રાજાએ પ્રધાનને કોઈવાર પણ એમ ન પૂછ્યુ કે, 'તુ મારું ગળું શામાટે કાપતો' તો?' રાજાના એ અત્યંત મૌનને જોઇને પ્રધાન અતિશય આશ્ચર્યચકિત થયો અને અંતે એક દિવસ પોતાના ધૈર્યને ખોઇને તે રાજાને નમ્રતાથી પૂછવા લાગ્યો કે;–"પ્રભો, હુ તે દિવસે આપની છાતીપર બેસીને આપનું ગળુ કાપતો હતો, અને આપે મને એમ કરતાં જોયો, છતા તે વેળાએ આપ કાંઈ પણ ન બોલ્યા અને ત્યાર પછી આટલા દિવસ વીતી જવા છતાં આપે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી, એનું મને બહુ જ આશ્ચર્ય થયા કરે છે." પ્રધાનનું આ ભાષણ સાંભળીને રાજાએ કહ્યુ કે,–"તું જો કે મારી છાતીપર બેસીને મારું ગળુ કાપવાનું સાહસકર્મ કરતો હતો, છતાં તે વિશે મારા મનમા કિંચિન્માત્ર પણ વિકલ્પ આવ્યો'નહોતો, કારણ કે, મારો એટલો તો દૃઢ નિશ્ચય હતો કે, તું જે કાંઈ પણ કરે, તેમાં અવશ્ય મારુ કાંઈ પણ હિત સમાયલું હોવું જ જોઇએ. જેથી મારું અકલ્યાણ થવાનો સંભવ હોય, એવુ કાર્ય તું કાળત્રયે પણ કરવાનો નથી, એ વિશે મારી શ્રદ્ધા હતી અને છે." સારાંશ કે, પ્રધાને રાજાનું ગળું કાપવાનું ભયંકર કર્મ કરેલું છતાં, તે વિશે રાજાના મનમાં લેશ માત્ર પણ સંશય ન આવ્યો, એથી પ્રધાનમાં રાજાનો આત્યંતિક વિશ્વાસ હતો, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. એ જ પ્રમાણે ગુરુવાક્ય અને વેદવાક્યમાં અત્યંત વિશ્વાસ રાખીને વર્તવાથી, આપણી અલ્પતા જીવદૃષ્ટિથી કદાચિત્ આપણું અકલ્યાણ થતું દેખાય, છતા પણ જેઓ મનમાં સંશય લાવીને ગુરુવાક્ય અને વેદવાક્યમાના પોતાના વિશ્વાસનો ભંગ થવા દેતા નથી, તેમના તે વિશ્વાસને જ આત્યંતિક વિશ્વાસ અથવા તો શ્રદ્ધા કહેવામાં આવે છે. વિધિયુક્ત સર્વ કર્મોનો ત્યાગ કરવો તે ઉપરમ છે; એટલે કે, જેવી રીતે યજ્ઞોપવીતબંધનાદિ સંસ્કારાવધિથી બ્રહ્મકર્મનો સ્વીકાર કરવો પડે છે, તે જ પ્રમાણે સંન્યાસગ્રહણવિધિથી સર્વ કર્મોનો ત્યાગ કરવો જોઇએ. એવી રીતે

જેણે સર્વ કર્મોનો ત્યાગ કરેલો છે, અને જેની બુદ્ધિને વિષયો વિષસમાન ભાસતા હોઈને સ્ત્રી આદિને જોતાંની સાથે જ જેના મનમાં ગ્લાનિ તથા તિરસ્કાર ઉત્પન્ન થાય છે, તે મનુષ્યને **ઉપરમ** થયેલો છે, એમ કહી શકાય છે અને એ જ ઉપરમનું લક્ષણ છે. શીતોષ્ણ સુખદુઃખાદિ જે **દ્વંદ્વસહિષ્ણુતા** તે **તિતિક્ષા** છે. આનો કોઈએ પણ એવો અર્થ સમજવાનો નથી કે, ઉષ્ણ કાળમાં મધ્યાહ્નસમયે પોતાની ચારે બાજૂએ અગ્નિને પ્રજ્વલિત કરીને તેના મધ્યમાં બેસવું અને મસ્તકપર હઠપૂર્વક સૂર્યની ઉષ્ણતાને સહન કરવી; તેમ જ શીતકાળમાં આખીરાત કંઠપર્યન્ત પાણીમાં બેસીને હઠપૂર્વક શીતલતાને સહન કરવી; કિંતુ શીતોષ્ણતાદિ-દ્વંદ્વસહિષ્ણુતાનો વાસ્તવિક અર્થ એવો છે કે, પ્રારબ્ધના યોગે જે જે વેળાએ શીતોષ્ણ સુખદુઃખાદિ આવીને પ્રાપ્ત થાય, તે તે વેળાએ તેમને શાંતિથી સહન કરવાં; એટલે કે, સુખોપભોગકાળમાં મનની જેવી પ્રસન્નતા હોય છે, તેવી પ્રસન્નતા દુઃખોપભોગકાળમાં હોતી નથી—દુઃખના સમયમાં તો, આ દુઃખ ક્યારે જશે અને સુખનો સંયોગ ક્યારે પ્રાપ્ત થશે, એ વિશે મનમાં એકસરખી હીલચાલ થયા કરે છે, પરંતુ મનમાં એવી ઉથલ પાથલ થવા ન દેવી, એ જ ખરી દ્વંદ્વસહિષ્ણુતાનું મુખ્ય લક્ષણ છે. ચિત્તની જે એકાગ્રતા તે **સમાધાન** છે. એવું એ **શમાદિષટ્સંપત્તિરૂપ** એક સાધન છે. હવે વિવેક, વૈરાગ્ય અને શમાદિષટ્સંપત્તિ એ ત્રણ સાધનોના યોગે પણ મનુષ્ય જ્ઞાનનો અધિકારી થઈ શકતો નથી. કિન્તુ જ્ઞાનના અધિકારી થવામાં ચતુર્થ **મુમુક્ષુતાની** પણ આવશ્યકતા છે; કારણ કે, એવા પણ કેટલાક સાધકો મળી આવે છે કે, તેઓ ઉપર્યુક્ત સાધનત્રયવડે સંપન્ન હોય છે અને સંસારને ત્યાગી મસ્તકપર જટાને વધારી, સર્વાંગને વિભૂતનું લેપન કરી અને હરિણચર્મને બગલમાં મારી પોતાને મહાન્ યોગીશ્વરના નામથી ઓળખાવી સર્વત્ર સંચાર કરતા હોય છે. પણ તેમને જો કોઈ આવીને એમ કહે કે, 'અમુક સ્થળે અધ્યાત્મનું નિરૂપણ થાય છે, ત્યાં તમે શ્રવણમાટે પધારશો કે?' તો એ શબ્દો તેમના કાનોમાં અથડાતાંની સાથે જ તેઓ એક ક્ષણ માત્ર પણ તે સ્થળે ઉભા રહેતા નથી. અધ્યાત્મશ્રવણ વિશેનો જેમના મનમાં એટલો બધો તિરસ્કાર ભરેલો છે, એવા અધિકારીઓનો સર્વથા ત્યાગ જ એટલે કે, સદ્ગુરુઓએ તેમને આત્મજ્ઞાનનો વિષય સંભળાવવો જ નહિ, એમ એક પ્રસંગે જ્ઞાનેશ્વર [illegible] શબ્દોમાં કહેલું છે. (જુઓ, **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૮ મો ઓવી ૧૪૮૯ થી ૧૪૮૬ પર્યન્ત.)

સકારણ જગન્નિવૃત્તિરૂપ અને પરમાનંદપ્રાપ્તિરૂપ જે મોક્ષ, તે મોક્ષની જે ઇચ્છા, તે **મુમુક્ષુત્વ** છે. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, 'કારણ સહિત

એટલે અજ્ઞાન સહિત જગન્નિવૃત્તિરૂપ જે મોક્ષનો પ્રથમાંશ, તેની કોઇના મનમાં પણ ઇચ્છા સંભવતી નથી; કારણ કે, સર્વના મનમાં આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એવી રીતે ત્રિવિધ દુઃખોના નાશમાટેની જ ઇચ્છા થયા કરે છે, અને વ્યાવહારિક ઉપચારથી તે દુઃખનો નાશ થાય છે. ને આવી રીતેઃ—કોઇના શરીરમાં રોગનો ઉદ્ભવ થતાં તે રોગના યોગથી તેને જે અતિશય તાપ થાય છે, અથવા તો અતિશય ક્ષુધા લાગવાથી કે તૃષા લાગવાથી જે તાપ ઉદ્ભવે છે, તેની નિવૃત્તિ વ્યાવહારિક ઉપાયથી થાય છે. એટલે કે, રોગના યોગથી થતા તાપની યોગ્ય ઔષધોપચારથી, અતિશય ક્ષુધાના યોગે થતા તાપની અન્નના સેવનથી અને અતિશય તૃષાના યોગે થતા તાપની જલાદિના પાનથી નિવૃત્તિ થઈ જાય છે. એવી રીતે જે જે દુઃખ છે, તે તે દુઃખની વ્યવહારમાંના તે તે ઉપાયના યોગે નિવૃત્તિ થાય છે, અર્થાત્ એથી દુઃખનિવૃત્તિમાટે અજ્ઞાનસહિત જગન્નિવૃત્તિની આવશ્યકતા નથી.' તો એ શંકાનું સમાધાન આ છે કે, જો કે વ્યાવહારિક ઉપાયોથી દુઃખની નિવૃત્તિ થાય છે, પરંતુ તે નિવૃત્તિ શાશ્વત નહિ, કિંતુ સામયિક—મર્યાદિત—જ હોય છે—એટલે કે, શરીરમાં પુનઃ પુનઃ રોગનો ઉદ્ભવ થાય છે અને ક્ષુધા તૃષાની વેદના પણ વારવાર થયા કરે છે અને સર્વને જે દુઃખનિવૃત્તિની ઇચ્છા થાય છે, તે ઇચ્છા સામયિક દુઃખનિવૃત્તિની નહિ, કિન્તુ અખંડ દુઃખનિવૃત્તિની જ ઇચ્છા થયા કરે છે, એટલે કે, એકવાર દુઃખનો નાશ થઈ ગયો કે પુનઃ કદાપિ તે દુઃખનું દર્શન ન થવું જોઇએ, એવી જ સર્વની ભાવના હોય છે, અને એવા પ્રકારનો આત્યંતિક દુઃખનાશ કોઈ પણ વ્યાવહારિક ઉપાયથી થઈ શકતો નથી. એથી આત્યંતિક દુઃખનાશમાટે અજ્ઞાન સહિત જગતની જ નિવૃત્તિ કરવી જોઇએ. શાસ્ત્રકારોએ એ નિવૃત્તિને આત્યંતિક નિવૃત્તિ કહેલી છે. શાસ્ત્રોમાં નિવૃત્તિના બે પ્રકારો કહેલા છે, અને તે આ પ્રમાણે—કાર્યની કારણમાં જે નિવૃત્તિ થાય છે, તે લયરૂપ નિવૃત્તિ છે અને કાર્યસહિત કારણની જે નિવૃત્તિ થાય છે, તે આત્યંતિક નિવૃત્તિ છે. ઉદાહરણાર્થ, વૃક્ષની બીજ મધ્યે જે નિવૃત્તિ દેખાય છે, તે લયરૂપ નિવૃત્તિ છે, અને બીજ દગ્ધ થઈ ગયા પછી જે વૃક્ષની નિવૃત્તિ થાય છે, તે આત્યંતિક નિવૃત્તિ છે. એટલે કે, કાર્ય જો કે કારણમાં લુપ્ત થયેલું દેખાય, તોપણ કારણ કાયમ હોવાથી કાર્યનો પુનઃ ઉદય થાય છે. પણ એ પ્રકાર આત્યંતિક નિવૃત્તિનો નથી. આત્યંતિક નિવૃત્તિમાં તો કારણ સહિત કાર્યનો નાશ થાય છે, અને તેથી કાર્યનો પુનઃ કદાપિ ઉદય થતો જ નથી. એ દૃષ્ટિથી શાસ્ત્રકારોએ, એક વાર નિવૃત્તિ થયા પછી પુનઃ ઉત્પત્તિ ન થવી, એને જ આત્યં-

તિક નિવૃત્તિનું મુખ્ય લક્ષણ સિદ્ધ કર્યું છે. સારાંશ કે, દુઃખની આત્યંતિક નિવૃત્તિ માટે દુઃખ કારણની નિવૃત્તિ કરવી જ જોઇએ, એવો વિવેક મુમુક્ષુને સંતસમાગમ-સત્સંગ-અને સચ્છાસ્ત્રોના શ્રવણથી થયેલો હોય છે. હવે, દેહાદિ પ્રપંચ દુઃખના હેતુ રૂપ છે; કારણ કે, જેટલા દેહો છે, તે સર્વ દેહો પૂર્વકૃત પુણ્યપાપાત્મક કર્મોના યોગે જ નિર્માણ થયેલા છે. એ વિશે 'રામગીતા'મા કહેલુ છે કે;—

"क्रिया शरीरोद्भवहेतुरादृता, प्रियाप्रियौ तौ भवतः सुरागिणः।
धर्मेतरस्तत्र पुन शरीरकं, पुन क्रिया चक्रवदीर्यते भवः" ॥

જ્ઞાનેશ્વર મહારાજે પણ 'જ્ઞાનેશ્વરી'મા શરીર વિશે એક પ્રસગે એવો જ અભિપ્રાય દર્શાવેલો છે. (જુઓ, 'જ્ઞાનેશ્વરી' અ ૩ જો શ્લો. ૧૬ મો. ઓવી ૧૪૪.) તેમ પણ મનુષ્યશરીર તો મિશ્ર કર્મોનુ ફળ છે, એટલે કે, પાપપુણ્યાત્મક કર્મોનું જે વેળાએ સમસમાનત્વ થાય છે, તે વેળાએ મનુષ્યદેહ પ્રાપ્ત થાય છે. એવા એ પાપપુણ્યાત્મક મિશ્ર કર્મથી બનેલા દેહને દુ ખ છે, કારણ કે, પુણ્યનું ફળ સુખ અને પાપનું ફળ દુ ખ છે, અને એટલા માટે જ્યાં સુધી શરીર છે, ત્યા સુધી દુ.ખ પણ અવશ્ય હોવાનું જ. હવે અહીં કોઈ એવી શકા કરશે કે,—"જે રાજા આદિ છે, તેઓ તો સુખી દેખાય છે—આમ હોવા છતા જ્યા સુધી શરીર છે, ત્યાં સુધી દુ ખ હોવાનું જ, એમ કેમ કરીને કહી શકાય વારુ?" તો આ શકાનું સમાધાન આમ છે કે, રાજા અનેક સુખોપચારસપન્ન હોવાથી તે ઉપરની દૃષ્ટિથી જો કે સુખી લાગે છે, તોપણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા તો રાજાને પણ દુઃખ છે જ, એમ આપણા જોવા જાણવામા આવી શકે છે. ઉદાહરણાર્થ, જે વેળાએ રાજાના દેહમાં રોગનો ઉદ્ભવ થાય છે, તે વેળાએ તે અનેક સુખોપચારસપન્ન હોવા છતા પણ દુ:ખી જ હોય છે. અથવા તો રાજાનો પુત્ર જે વેળાએ મરી જાય છે, તે વેળાએ તે એક કગાળ માણુસ જેવો જ—કિંબહુના તેથી પણ વિશેષ દુ ખી હોય છે. પુત્ર હોવા છતા પણ જો તે આજ્ઞાધારક ન હોય, તોપણ રાજા દુ ખી જ હોય છે. તે જ પ્રમાણે જો કોઈ બલાઢ્ય-શત્રુ પોતાપર ચઢી આવે, તોપણ તેથી રાજાને દુ ખ થાય છે. ઇત્યાદિ રાજાના આયુષ્યમા પણ દુ ખના અનેક પ્રસગો આવે છે, અને તે પ્રસગોના યોગે રાજા પણ દુ.ખી જ હોય છે. એ જ પ્રમાણે દેવશરીર પણ મિશ્ર કર્મોનું જ ફળ છે અને તેથી દેવોને પણ દુ ખની પ્રાપ્તિ થાય છે. દેવ એટલે પરમાત્માથી ભિન્ન બીજા ઇંદ્ર આદિ દેવ, એટલો અને એવો જ દેવ શબ્દનો અર્થ સમજવો. દેવશરીર તે પુણ્યકર્મનું ફળ છે, એમ શાસ્ત્રમાં કહેલુ છે, પણ તેનો કોઇએ એવા

અર્થમાં સ્વીકાર ન કરવો કે, દેવોના શરીરમાં તો પાપનો ભાગ લેશ માત્ર પણ નથી જ. જો કેવળ પૂર્વાર્જિત પુણ્યકર્મથી જ દેવશરીર થયું હોત, તો પોતાના કરતાં અન્ય દેવોના શ્રેષ્ઠ ઐશ્વર્યને જોઇને દેવોને જે તાપ થાય છે, તે કદાપિ થવાનો સંભવ નહોતો. કારણ કે, દુઃખ તો પાપનું ફળ છે, એમ પૂર્વે કહેવામાં આવેલું જ છે. વધારે શું કહેવું! સર્વ દેવોમાં શ્રેષ્ઠ જે ઇન્દ્ર, તેને પણ અનેક દૈત્ય દાનવોના યોગે થતા ભય અને દુઃખનું પુરાણોમાં અનેક સ્થળે વર્ણન કરવામાં આવ્યું છે. એટલામાટે દેવશરીર તે કેવળ પુણ્યકર્મનું ફળ નથી, કિન્તુ તેમાં પાપકર્મનો પણ કેટલોક ભાગ રહેલો છે, એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે. પણ તે પાપકર્મનો ભાગ પુણ્યકર્મ કરતાં કાંઈક ન્યૂન છે. એ દૃષ્ટિથી શાસ્ત્રોમાં દેવશરીરને પુણ્યકર્મનું ફળ કહેલું છે. ઉદાહરણાર્થ, જો કોઈ એક ગામમાં બ્રાહ્મણોની વસતિ વિશેષ હોય, તો વ્યવહારમાં તેને 'આ ગામ બ્રાહ્મણોનું છે,' એમ કહેવાનો પ્રઘાત છે; પણ એથી એ ગામમાં બ્રાહ્મણ વિના બીજી જાતિનો કોઈ માણસ છે જ નહિ, એમ સમજવાનું નથી. તેજ પ્રમાણે દેવશરીર પુણ્યકર્મનું ફળ છે, એમ કહેવાનો શાસ્ત્રનો અભિપ્રાય છે. એ જ રીતે, તિર્યક્ એટલે સર્પ, પશુ અને પક્ષી ઇત્યાદિ શરીરો પણ મિશ્ર કર્મનાં જ ફળો છે; પરંતુ જેવી રીતે અધિક પુણ્યકર્મ દેવશરીરનો હેતુ છે, તે સ્થિતિ પશુ પક્ષીઓની સમજવાની નથી. એથી વિરુદ્ધ પશુ પક્ષી આદિના શરીરનો હેતુભૂત પાપકર્મનો ભાગ અધિક હોઇને પુણ્યકર્મ ન્યૂન હોય છે. એટલામાટે જ પશુ પક્ષી આદિને દુઃખ ક્લેશ અધિક હોઇને મૈથુન આદિ વ્યવહારનું અલ્પ સુખ હોય છે. તાત્પર્ય કે, કોઈ પણ યોનિ અને કોઈ પણ લોકમાં શરીરધારી થઈ રહેતાં જ્યાં શરીર છે, ત્યાં દુઃખ તો હોવાનું અને હોવાનું જ. એથી દુઃખની નિવૃત્તિમાટે શરીરની નિવૃત્તિ કરવી જોઇએ. તે શરીરનિવૃત્તિ, શરીરનું કારણ જે શુભાશુભ કર્મ, તે કર્મની નિવૃત્તિથી જ થાય છે. અહીં કદાચિત્ કોઈ એવી શંકા કરશે કે,–"મરણ થયું કે શરીરની પોતાની મેળે જ નિવૃત્તિ થઈ જાય છે; જ્યાં આમ છે, તો પછી શરીરની નિવૃત્તિમાટે શુભાશુભ કર્મની નિવૃત્તિની શી અગત્ય છે વારુ?" તો એનું સમાધાન એમ છે કે, મરણ થતાં જોકે શરીરની નિવૃત્તિ થાય છે, તોપણ મરણ પર્યન્ત શરીરદ્વારા થયેલાં શુભાશુભ કર્મના યોગે અન્ય નવીન શરીર પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ 'ભગવદ્ગીતા'ના દ્વિતીય અધ્યાયના ૨૨ મા શ્લોકમાં કહેલું છે કે,–

"वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही" ॥

અર્થાત્ શુભાશુભ કર્મની નિવૃત્તિથી શરીરનિવૃત્તિ થાય છે. પણ શુભાશુભ કર્મ-પ્રવૃત્તિ રાગદ્વેષમૂલક છે. તે આની રીતે—ક્રિયાના બે વર્ગ છે. એક સ્વીકારક્રિયા અને બીજી ત્યાગક્રિયા એ ઉભય ક્રિયાઓ રાગદ્વેષમાથી થાય છે, એટલે કે, મનમા જે વિષયની પ્રીતિ હોય છે, તેના સ્વીકારની ક્રિયા થાય છે, અને જે વિષયનો મનમા દ્વેષ હોય છે, તેના ત્યાગની ક્રિયા થાય છે. ઉદાહરણાર્થ—કોઈ એક મનુષ્ય બજારમા ગયા પછી ત્યા અનેક વસ્તુઓને જુએ છે, પરતુ તેમાથી જે વસ્તુ પોતાના મનને પ્રિય હોય છે, તે વસ્તુની જ તે ખરીદી કરે છે, અને કોઇવાર પોતાના પાસેની કોઈ વસ્તુમાં અપ્રીતિ ઉત્પન્ન થતાં તરત તે તેનો ત્યાગ કરી દે છે એવી રીતે રાગ અને દ્વેષના યોગે સ્વીકારત્યાગક્રિયારૂપ કર્મ શાસ્ત્રવિધિને અનુસરીને થાય, તો તે કર્મને શુભ કર્મ કહેવામા આવે છે અને શાસ્ત્રવિધિથી વિરુદ્ધ થાય, તો તેને અશુભ કર્મના નામથી ઓળખવામા આવે છે. અર્થાત્ શરીરના હેતુભૂત જે શુભાશુભ કર્મ, તે રાગદ્વેષમૂલક છે, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. એથી શુભાશુભ કર્મની નિવૃત્તિમાટે રાગદ્વેષની નિવૃત્તિ કરવી જોઇએ કારણ કે જો કે પૂર્વના શરીરમાં કરેલા પાપ-પુણ્યાત્મક કર્મનો, વર્ત્તમાન શરીરમા સુખદુ ખ ભોગવવાથી, ક્ષય થાય છે, તોપણ કર્ત્તામા રાગદ્વેષનું અસ્તિત્વ હોવાથી પાપપુણ્યાત્મક નવીન ક્રિયમાણ કર્મ તૈયાર થાય છે, એટલામાટે પાપપુણ્યાત્મક કર્મની અથવા તો શુભાશુભ કર્મની નિવૃત્તિઅર્થે રાગદ્વેષની નિવૃત્તિની આવશ્યકતા છે હવે, દેહાભિમાનની નિવૃત્તિવિના રાગદ્વેષની નિવૃત્તિ થતી નથી, કારણ કે, દેહાભિમાનમાંથી જ રાગ અને દ્વેષની ઉત્પત્તિ છે સર્વ પ્રાણીમાત્રના કર્મો દેહાભિમાનપૂર્વક રાગદ્વેષમાથી જ થાય છે ઉદાહરણાર્થ—કોઈ એક સ્ત્રી જે વેળાએ 'હુ સ્ત્રી છુ' એવા દેહાભિમાનને ધારણ કરે છે, તે વેળાએ 'આ પુરુષ મારો પતિ છે અને તેથી મારે એની સેવા કરવી જોઇએ' એવો તેના હૃદયમા પતિવિષયક પ્રેમ ઉત્પન્ન થાય છે અને તેથી તે ગૃહકૃત્ય આદિમા પ્રવૃત્ત થાય છે—એટલે કે, ઘરને વાળીને સાફ કરવુ અને ચૂનાને લીપવો ઇત્યાદિ ગૃહકૃત્યો તે કરવા માડે છે તે જ પ્રમાણે, 'હું પુરુષ છુ' એવી રીતે પુરુષ જે વેળાએ પોતાના દેહાભિમાનને ધારણ કરે છે, તે વેળાએ 'આ સ્ત્રી મારી પત્ની છે, એટલામાટે આ સ્ત્રી અને એના સયોગથી થયેલા સતાનોનું અન્નવસ્ત્રાદિવડે મારે સરક્ષણ કરવુ જ જોઇએ, મારા વિના એમનું રક્ષણ બીજું કોણ કરશે વારુ?' એવો તેના હૃદયમા સ્ત્રી અને પુત્રાદિવિશે પ્રેમ ઉત્પન્ન થાય છે, અને તેના યોગે તે દાસ્ય કિંવા વ્યાપાર આદિ અનેક વ્યવસાય કરીને દ્રવ્ય મેળવે છે અને તે દ્રવ્યવડે કુટુબનું રક્ષણ કરે છે એ પ્રમાણે સર્વ પ્રાણીઓ દેહાભિમાનવડે રાગદ્વેષ-

પૂર્વક પોતપોતાના કર્મમાં પ્રવૃત્ત થાય છે. એથી એ જ સિદ્ધ થાય છે કે, રાગદ્વેષની ઉત્પત્તિનું કારણ દેહાભિમાન છે. અર્થાત્ રાગદ્વેષની નિવૃત્તિમાટે દેહાભિમાનની નિવૃત્તિ કરવી જ જોઇએ. દેહાભિમાન છે, તો રાગદ્વેષ પણ છે; અને દેહાભિમાન નથી, તો રાગદ્વેષ પણ નથી, એનો અનુભવ અન્વયવ્યતિરેકથી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ અવસ્થાઓમાં લઈ શકાય તેમ છે; અને તે આવી રીતે:—જાગ્રત અવસ્થામાં મનુષ્યને સ્થૂલ દેહનું અભિમાન હોય છે, એટલે કે, સ્થૂલ દેહ અને તત્સંબંધી અનુકૂલ સ્ત્રી પુત્રાદિકનો રાગ (પ્રેમ) અને પ્રતિકૂલ શત્રુ આદિનો દ્વેષ હોય છે. એવી રીતે જાગ્રત અવસ્થામાં સ્થૂલ દેહાભિમાનનો અન્વય છે, એટલામાટે તે સ્થૂલ દેહને અનુકૂલ પ્રતિકૂલ વિષયોના રાગદ્વેષનો પણ અન્વય છે. તે જ પ્રમાણે, સ્વપ્નાવસ્થામાં વાસનામય સૂક્ષ્મ શરીરાભિમાનનો અન્વય છે, અને તેથી તત્સંબંધી વાસનામય સૂક્ષ્મ માતાપિતા સ્ત્રી પુત્રાદિ તથા વાસનામય સૂક્ષ્મ શત્રુ આદિ વિષેના રાગદ્વેષનો અન્વય છે. એ અવસ્થામાં સ્થૂલ દેહાભિમાનનો વ્યતિરેક હોવાથી તત્સંબંધી અનુકૂલ અને પ્રતિકૂલ વિશેના રાગદ્વેષનો પણ વ્યતિરેક હોવો જ જોઇએ. સુષુપ્તિ અવસ્થામાં, ઉપર્યુક્ત સ્થૂલ અને સૂક્ષ્મ દેહાભિમાનનો વ્યતિરેક હોવાથી તત્સંબંધી અનુકૂલ ઇષ્ટમિત્ર અને પ્રતિકૂલ રિપુ આદિ વિષયક રાગદ્વેષનો પણ વ્યતિરેક જ હોય છે. એવી રીતે વિચારપૂર્વક જે કોઈ પણ નિહાળશે, તેને એનો અનુભવ મળવાનો જ. હવે, અવિવેકની નિવૃત્તિવડે દેહાભિમાનની નિવૃત્તિ થાય છે; કારણ કે, દેહાભિમાનનું મૂળ અવિવેક છે. તે આ પ્રમાણે:—અન્યથા જ્ઞાન એટલે અવિવેક. અન્યથા જ્ઞાનમાં જ જીવાત્માને સ્થૂલ અને સૂક્ષ્મ દેહોનો અનુભવ થયો છે અને તેણે તેની સાથે તાદાત્મ્ય કરેલું છે, એટલે કે, 'જે સ્થૂલ અને સૂક્ષ્મ દેહ તે જ હું છું' એવા અભિમાનને તેણે ધારણ કરેલું છે. એટલામાટે અવિવેકની નિવૃત્તિથી જ દેહાભિમાનની નિવૃત્તિ થવાની. હવે, ભેદશૂન્ય સચ્ચિદાનંદરૂપ સ્વાત્માનું અજ્ઞાન, તે અવિવેકનું મૂળ છે; કારણ કે, યથાર્થ વસ્તુના અજ્ઞાનથી વિપરીત જ્ઞાન થાય છે. જેવી રીતે રજ્જુના અજ્ઞાનથી વિપરીત સર્પજ્ઞાન થાય છે, તેવી રીતે ભેદશૂન્ય આત્મવસ્તુના અજ્ઞાનથી વિપરીત સ્થૂલ સૂક્ષ્માત્મક પ્રપંચનું જ્ઞાન થાય છે, એ તો ઉપર કહેલું જ છે. એટલામાટે આત્મસ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિથી જ અવિવેકની નિવૃત્તિ થઈ શકય છે, અન્યથા અશક્ય છે.

હવે, જ્ઞાનવડે જ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે; કારણ કે, જે વસ્તુનું અજ્ઞાન છે, તે અજ્ઞાનની તે વસ્તુના જ્ઞાનવડે જ નિવૃત્તિ થાય છે, બીજા કોઈ પણ ઉપાયથી

એ અજ્ઞાનની નિવૃત્તિ થઈ શકતી નથી. જેવી રીતે અંધકારનો તેના વિરોધી પ્રકાશ-વડે જ નાશ થાય છે; તેવી જ રીતે આત્મસ્વરૂપના અજ્ઞાનનું વિરોધી આત્મસ્વરૂપનું જ્ઞાન છે, અને તેટલા માટે તેનાથી જ અજ્ઞાનનો નાશ થઈ શકે છે, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. બીજા કોઈ પણ ઉપાયથી એ અજ્ઞાનની નિવૃત્તિ થઈ શકતી નથી, એમ અમે જે ઉપર કહેલું છે, તેમાં અભિપ્રાય કેવળ એટલો જ છે કે, કર્મ અને ઉપાસના આદિ અનેક સાધનો અજ્ઞાનજન્ય હોવાથી તે અજ્ઞાનનાં સાધક છે, બાધક નથી; જેવી રીતે અમાવાસ્યાની રાત્રિના સમયમાં અંધકારના અવિરોધી સજલ મેઘની ઘનચ્છાયા ઉત્પન્ન થાય, તો તેના યોગે અંધકારનો નાશ ન થતાં સ્હામો તેનાથી અંધકાર વિશેષ નિબિડ અને ઘન થાય છે. તે જ પ્રમાણે કર્મ અને ઉપાસના આદિ અનેક સાધનોના યોગે સ્વાત્મવિષયક અજ્ઞાન વધતું જ જાય છે; અને એટલા માટે અજ્ઞાનની નિવૃત્તિ જ્ઞાનવડે જ થાય છે, એમ ઉપર પ્રતિપાદન કરેલું છે. સારાંશ કે, પરંપરાથી સર્વ દુઃખોનું કારણ એક અજ્ઞાન જ છે, અને તે કેવી રીતે છે, તે વિશેનો અહીં સુધી વિચાર કરવામાં આવ્યો છે. તો પણ પુનઃ શરીરપરિગ્રહથી તે અજ્ઞાન પર્યંતના દુઃખહેતુની માલિકાનો, વાચકો સારી રીતે જાણી શકે એટલામાટે, સંક્ષેપમાં અહીં વિચાર કરવામાં આવે છે, ને તે આ પ્રમાણે;-શરીરપરિગ્રહ દુઃખનો હેતુ છે; શુભાશુભ કર્મ શરીરપરિગ્રહનો હેતુ છે; રાગ અને દ્વેષ શુભાશુભ કર્મના હેતુ છે; દેહાભિમાન રાગ અને દ્વેષનો હેતુ છે, અવિવેક દેહાભિમાનનો હેતુ છે; અને આત્મસ્વરૂપનું જે અજ્ઞાન તે, અવિવેકનો હેતુ છે. કેવળ એક આત્મસ્વરૂપના જ્ઞાનથી જ તે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે.' આવો વિવેક પૂર્વકથિત મુમુક્ષુમાં હોવાથી દુઃખની નિવૃત્તિ માટે કારણ (અજ્ઞાન) સહિત જગન્નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમાંશની ઇચ્છા, તે મુમુક્ષુમાં સંભવે છે.

કદાચિત્ પૂર્વપક્ષકાર અહીં એવો આક્ષેપ કરશે કે, 'પરમાનંદપ્રાપ્તિરૂપ મોક્ષનો જે દ્વિતીય અંશ, તેની કોઇને પણ ઇચ્છા નથી, કારણ કે, પ્રાણી માત્ર વિષયસુખની જ ઇચ્છા કર્યાં કરે છે.' તો પૂર્વપક્ષકારનું આ કથન યોગ્ય નથી; કારણ કે, જો સર્વ પ્રાણીઓ વિષયસુખની જ ઇચ્છા કરતાં હોત, તો પછી નિદ્રાસુખમાં કોઇની પણ પ્રવૃત્તિ થવાનો સંભવ ન હોતો; કારણ કે, નિદ્રાના યોગે થનારું સુખ વિષયજન્ય નથી-અર્થાત્ તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આદિ સર્વ વિષયોનો સર્વથા અભાવ જ છે. સારાંશ કે, નિદ્રાનંદ તે નિર્વિષય આત્માનંદ જ છે. સમાધિમાં થનારા આત્માનંદ અને નિદ્રાનંદમાં માત્ર એટલો જ ભેદ છે કે, સમાધિનો

આનંદ અજ્ઞાનના આવરણથી રહિત હોય છે અને સુષુપ્તિનો આનંદ અજ્ઞાનના આવરણથી સહિત હોય છે. એટલામાટે જ શાસ્ત્રકારોએ નિદ્રાનંદની આનંદમય કોષમાં ગણના કરેલી છે. જ્યારે એવા એ સુષુપ્તિસુખમાં સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે, એટલે પછી 'મોક્ષસુખની કોઇને ઇચ્છા થતી જ નથી અને સર્વ પ્રાણીઓ કેવળ વિષયસુખની જ ઇચ્છા કરે છે' એવું જે પૂર્વપક્ષકારનું કથન, તે સર્વથા વિસંગત જ છે. જો વિચાર કરીને જોવામાં આવે, તો સર્વ પ્રાણીઓ નિત્ય સુખની જ ઇચ્છા કરતાં હોય છે, અને તે નિત્ય સુખ કેવળ એક મોક્ષમાં જ રહેલું છે. હવે આ દૃષ્ટિથી સર્વ પ્રાણીઓ મુમુક્ષુસિદ્ધ થતાં હોવા છતાં શાસ્ત્રકારોએ સર્વ પ્રાણીઓને મુમુક્ષુ કેમ નથી કહ્યાં, એવી શંકાનો અહીં ઉદ્‌ભવ થાય છે. એ શંકાનું સમાધાન એટલું જ છે કે, જો કે, સર્વ પ્રાણીઓ પોતાને નિત્ય સુખ મળવા માટેની જ ઇચ્છા ધરાવે છે, તોપણ તે નિત્ય સુખનું સ્થાન મોક્ષ છે, એ તેમના જાણવામાં હોતું નથી; અને એટલા માટે તેઓ મોક્ષપ્રાપ્તિની ઇચ્છા નથી કરતાં. તથાપિ અમે પૂર્વે કહેલા મુમુક્ષુમાં, નિત્ય સુખનું સ્થાન મોક્ષ છે, એ પ્રમાણેનો વિવેક હોવાથી પરમાનંદપ્રાપ્તિરૂપ મોક્ષનો જે દ્વિતીય અંશ, તેની ઇચ્છા તે મુમુક્ષુમાં હોય છે. એવી રીતે જેના હૃદયમાં મોક્ષની ઇચ્છા છે, તે જ મુમુક્ષુ, એવું પૂર્વે અમે મુમુક્ષુનું લક્ષણ સિદ્ધ કર્યું છે. હવે અહીં માત્ર એટલું જ કહેવાનું છે કે, તે મોક્ષની ઇચ્છા જેનામાં સામાન્ય નહિ, કિંતુ અત્યંત તીવ્ર હોય છે, તે જ ખરો મુમુક્ષુ છે. જેવી રીતે મધ્યાહ્નના તાપમાં પ્રવાસ કરનારા પ્રવાસીને કોઈ પ્રસંગે અતિશય તૃષા લાગે છે અને તે વેળાએ તેના હૃદયમાં પાણીમાટેની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય છે—એટલે કે, કેવળ પાણીવિના બીજા કોઈ પણ પદાર્થની ઇચ્છા તેના મનમાં ઉદ્‌ભવતી નથી; 'પીવાનું પાણી ક્યારે મળે અને મારી તૃષા ક્યારે શમે' એવો પાણીનો તેનો એક સરખો ધ્યાસ લાગી જાય છે. અથવા તો કોઈ એક ગૃહસ્થના ગૃહમાં અગ્નિનારાયણ પ્રજળી ઊઠ્યો (આગ લાગી) હતો અને તે વેળાએ તે ગૃહસ્થ પોતે બજારમાં હતો. તેને તેના ઘરમાં આગ લાગવાના સમાચાર કોઇએ સંભળાવ્યા અને તે વાત સાંભળતાંની સાથે જ તે ગૃહસ્થ અત્યંત વેગથી દોડતો પોતાના ઘર પાસે આવી લાગ્યો. ત્યાં તેણે જોયું તો આખા ઘરમાં આગ ફેલાઈ ગયેલી તેના જોવામાં આવી. એથી બહુ જ ગભરાઇને આસપાસનાં માણસોને તે પૂછવા લાગ્યો કે, "આ ઘરમાં મારો એક અલ્પવયસ્ક પુત્ર સૂતેલો હતો, તેને કોઇએ બહાર કાઢ્યો છે કે?" પરંતુ તેને કોઇએ બહાર કાઢ્યો નથી, એવા સમાચાર તે માણસોના મુખથી સાંભ-

જાતાં પુત્રમોહથી તે ગૃહસ્થ તે ચારે તરફથી સળગી ઉઠેલા ઘરમાં ચાલ્યો ગયો, પરંતુ અલ્પ સમયમા જ તેનું સર્વ શરીર અગ્નિવડે દગ્ધ થવા લાગ્યું અને તેથી પુત્રને ત્યાં જ ત્યાગીને દેહના મોહથી તે પાછો બહાર નીકળી આવ્યો. એ વેળાએ તેના સર્વાંગમાં અતિશય દાહ થવા લાગ્યો, અને તેથી તે પાસે ઉભેલા ઇષ્ટ મિત્રોને કહેવા લાગ્યો કે, 'ભાઈ, પાણી કયાં છે, તે મને બતાવો; મને પાણી ક્યારે મળશે અને મારા દેહમાંનો દાહ ક્યારે શમશે? એનો જ મને ધ્યાસ લાગી રહ્યો છે." એ જ પ્રમાણે, ત્રિવિધ તાપવડે દગ્ધ થયેલા જીવાત્માને જે બ્રહ્મજ્ઞાનવડે શાંતિ થાય છે, તે બ્રહ્મજ્ઞાનનો બોધ કરનાર સદ્ગુરુ છે. તે સદ્ગુરુનો મેળાપ ક્યારે થાય, તેઓ જ્ઞાનનો બોધ ક્યારે કરે અને ત્રિવિધ તાપમાંથી મારી અવિચલ મુક્તિ થઈને મને પરમાનંદનો લાભ ક્યારે મળે, એવો ધ્યાસ અહર્નિશ જેના ચિત્તમાં લાગેલો હોય છે, તે જ ખરેખરો મુમુક્ષુ છે અને તે જ અધ્યાત્મજ્ઞાનના શ્રવણનો અધિકારી છે.

પૂર્વકથિત ત્રણ અધિકારીઓમાનો એ તૃતીય અધિકારી છે. જે કોઈની પણ આત્મજ્ઞાનસંપન્ન થવાની ભાવના હોય, પણ જો તેનામા વિવેક આદિ સાધનચતુષ્ટયનો અભાવ હોય, તો તેણે સદ્ગુરુસનિધ રહીને, અભ્યાસવડે પ્રથમ સાધનચતુષ્ટયસંપન્ન થઈ, ત્યાર પછી વેદાંતનું શ્રવણ કરવુ, તો જ તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવાની.

જે સદ્ગુરુના મુખારવિંદમાથી મુમુક્ષુએ વેદાંતશ્રવણ કરવાનું છે, તે સદ્ગુરુ કેવા પ્રકારનો હોવો જોઇએ, તેનુ સશાસ્ત્ર લક્ષણ શુ અને તેની યોગ્યતા કેવી હોવી જોઇએ, એનો અમે અહીં સક્ષેપમા ઉલ્લેખ કરીશુ —

શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કધમાં એક સ્થળે સદ્ગુરુનુ લક્ષણ નીચે પ્રમાણે દર્શાવેલુ છે;—

"तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम्।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम्" ॥ अ. ३. श्लो. २१.

એનો ભાવાર્થ એવો છે કે,—"शाब्दे निष्णातम्" એ પદથી એટલી જ સૂચના કરેલી છે કે, જેને સકળ વેદશાસ્ત્રનું યથાર્થ જ્ઞાન છે, એવો સદ્ગુરુ વેદાધીત હોય છે, અને "परे निष्णातम्" એ પદથી ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય છે, એમ સૂચવેલું છે. એવી રીતે જેનામાં એ ઉભય લક્ષણોનો સયોગ હોય, તે જ સદ્ગુરુ છે.

હવે, એ બેમાનું જેનામા એક લક્ષણ હોય અને બીજું ન હોય, તો તે સદ્ગુરુ નથી; એટલે કે, જેણે સકળ વેદશાસ્ત્રનું અધ્યયન કરેલુ હોય, પણ જે બ્રહ્મનિષ્ઠ ન હોય એટલે કે, જેનામાં આત્માના દૃઢ અપરોક્ષ જ્ઞાનનો અભાવ હોય, તેને

સદ્‌ગુરુના નામથી કદાપિ ન ઓળખવો. કેટલાક સકળ વેદશાસ્ત્રમાં પારંગત થયેલા શબ્દજ્ઞાનીઓ વિવેક અને વૈરાગ્ય આદિનું શબ્દવડે એટલું અને એવું તો ઉત્તમ નિરૂપણ કરે છે કે, તે સાંભળતાંની સાથે જ ક્ષણ માત્ર શ્રોતાઓના હૃદયમાં ઐહિક અને પારલૌકિક ભોગવિશેનો તિરસ્કાર ઉત્પન્ન થઈ જાય છે. તેમ જ વેદાંતનિરૂપણ કરવાની તેમની શૈલી પણ અતિશય ઉત્તમ હોય છે. કદાચિત્ સત્ત્વસંપન્ન હૃદયના શ્રોતાઓ તેનું શ્રવણ કરે, તો તેમના અંતઃકરણમાં ક્ષણ માત્રને માટે અવશ્ય આત્મજ્ઞાન વિષયક પ્રેમ ઉત્પન્ન થવાનો જ. એવા એ શબ્દજ્ઞાનીઓની સ્થિતિ શેરડીના ચરખા જેવી જ હોય છે. એટલે કે, એ ચરખાના યોગે શેરડીનો બધો રસ પાત્રમાં જાય છે અને નીરસ ઇક્ષુના છાલકાં ચરખામાં રહી જાય છે ને તે ચરડ ચરડ ધ્વનિ કર્યાં કરે છે. તેવી જ રીતે શબ્દજ્ઞાનીના નિરૂપણવડે ક્ષણ માત્ર શ્રોતૃસમાજના હૃદયનું રંજન થાય છે, પરંતુ વક્તાના મુખમાં તો દૃષ્ટાંતમાં કહેલાં છાલકાં પ્રમાણે માત્ર શબ્દોનો ધ્વનિ જ હોય છે. એવા એ શબ્દજ્ઞાનીઓનો યોગક્ષેમ સારી રીતે ચાલ્યા કરે છે; એટલે કે, તેમને શબ્દપાંડિત્યવડે જનમનો રંજન કરવાની શૈલી સારી રીતે સાધ્ય થયેલી હોવાથી લોકો પાસેથી તેમને પુષ્કળ ધન મળે છે અને તેમની પ્રતિષ્ઠા પણ વધે છે. પરંતુ તેમનામાં શ્રદ્ધા રાખીને સત્ શિષ્યો તેમની પાસેથી કૃતાર્થતાને પ્રાપ્ત કરી શકતા નથી. એ તો સ્પષ્ટ જ છે કે, એ કૃતાર્થતા મળે જ કેમ કરીને વારુ! કૂવામાં ન હોય, તે અવાડામાં આવે ક્યાંથી? એવા કેવળ શબ્દજ્ઞાનીઓની અનેક વિદ્વાનોએ અનેક સ્થળે અનેક પ્રકારે નિંદા કરેલી છે. ઉદાહરણાર્થ શ્રીમચ્છંકરાચાર્યે એક સ્થળે કહેલું છે કે;—"कलौ वेदान्तिनो भांति फाल्गुने बालका इव"

એવી રીતે આત્માના અપરોક્ષ જ્ઞાનવિશે સર્વથા અંધ હોઇને કેવળ શબ્દજ્ઞાનના બોધથી શિષ્યનું હિત કરનારા સદ્‌ગુરુદ્વારા શિષ્યનું હિત કિંવા કલ્યાણ કદાપિ થનાર નથી; એટલે કે, ગુરુ ગમે તેટલો બોધ કરે, તોપણ શિષ્યો આત્માના અપરોક્ષ જ્ઞાનવિશે તો અંધના અંધ જ રહેવાના. જેવી રીતે એક ગૃહસ્થે પોતાના પાળેલા પોપટને "પોપટપંછી ચતુરસુજાન! પઢો પ્રભાતે શ્રી ભગવાન!" એવો પાઠ ભણાવીને તૈયાર કર્યો હતો. ત્યાર પછી તે પોપટ પોતાનો પાઠ ભૂલવિના બરાબર ભણી જતો હતો અને તેનો તે શબ્દોચ્ચાર તેના પાંજરાની પાસેના બીજા પાંજરામાંના એક બીજા મૂક પોપટના સાંભળવામાં નિત્ય આવ્યા કરતો હતો. એથી તે મૂક પોપટ પણ એ શીખી ગયો અને વારંવાર પ્રથમ પોપટ પ્રમાણે તેનો ઉચ્ચાર કરવા લાગી ગયો.

હવે અહીં પ્રથમ પોપટનો એ બીજો પોપટ શિષ્ય ન કહી શકાય કે શું? એવા પ્રકારનો ગુરુશિષ્યસંબંધ એ ઉભય પોપટોનો હોય, તો પણ તે પાઠના અર્થજ્ઞાન વિશે જેવી રીતે તે પ્રથમ પોપટ અંધ છે, તે જ પ્રમાણે શિષ્યસ્થાને વિરાજતો પોપટ પણ અજ્ઞાન છે. એવો જ પ્રકાર શબ્દજ્ઞાની ગુરુ અને શિષ્યનો પણ જાણી લેવો. સારાંશ કે, સકળ વેદશાસ્ત્રમાં પારંગત હોવા છતાં જો આત્માનું અપરોક્ષ જ્ઞાન ન હોય, તો તે સદ્ગુરુ નથી, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. તેમ જ આત્માનું અપરોક્ષ જ્ઞાન હોવા છતાં (આત્માનો અનુભવ હોવા છતાં) જો તેણે વેદશાસ્ત્રનું અધ્યયન ન કર્યું હોય, તો તે પોતે મુક્ત છે, પરંતુ સદ્ગુરુ તો નથી જ. કદાચિત્ તે કુતર્કરહિત ઉત્તમ અધિકારી સચ્છિષ્યને ઉપદેશ આપીને કૃતાર્થ કરી શકશે; પરંતુ જેનામાં અનેક કુતર્કો ભરેલા છે એવા મધ્યમ અને કનિષ્ઠ અધિકારી શિષ્યને ઉપદેશવાની તેની યોગ્યતા નથી. કારણ કે, શાસ્ત્રમાં કુતર્કોના ખંડનની અનેક યુક્તિઓનું પ્રતિપાદન કરેલું છે અને તે શાસ્ત્રોનું તેણે અધ્યયન ન કરેલું હોવાથી તે યુક્તિઓ તેને જ્ઞાત હોતી નથી. એટલામાટે તે સર્વને ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવનાર સદ્ગુરુ નથી, એ નિઃસંશય છે. આ તત્ત્વને જાણીને જ 'ભાગવત' કારે 'शाब्दे परे च निष्णातम्' એવું ગુરુનું સર્વત્ર અબાધિત લક્ષણ કરેલું છે. એવા પ્રકારને સદ્ગુરુ, સત્ શિષ્યને સંસારથી નિત્ય મુક્ત કરવાનો યત્ન કરે છે; એટલે કે, જે શિષ્યનો જેટલો અધિકાર હોય, તેને તેવા પ્રકારનો જ બોધ કરીને તેના હૃદયમાંના સંસારભ્રમને દૂર કરે છે; છતાં 'હું એક શ્રેષ્ઠ ગુરુ છું અને આ સર્વ મારા શિષ્યો છે' એટલે કે, "હું એક સેવ્ય છું અને આ સર્વ શિષ્યો મારા સેવક છે–એથી એમણે મારી સેવા કરવી જોઇએ અને મારે એમની સેવાનો સ્વીકાર કરવો જોઇએ" એવો ભાવ તેના અંતઃકરણમાં સ્વપ્નમાં પણ ઉદ્ભવતો નથી; કિન્તુ એથી વિરુદ્ધ શિષ્યોની સેવાનો સ્વીકાર ન કરતાં સદ્ગુરુ તે શિષ્યોને દેવસમાન પૂજ્ય માને છે. આવા પ્રકારના ગુરુનો ઉપદેશ શિષ્યને ફળદ્રૂપ થાય છે. જે સદ્ગુરુ પોતાના યોગક્ષેમના સંકટનો ભાર શિષ્યના મસ્તકપર કદાપિ ચઢાવતા નથી, એટલે કે, 'મારી પાસે પૈસા નથી, તે તું આપ–અથવા તો નિવાસમાટે ઘર આપ કિંવા વસ્ત્ર આપ' એવી રીતે જે જે વસ્તુ પોતાપાસે ન હોય, તે વસ્તુ શિષ્ય પાસેથી માગવી અને તે શિષ્ય આપ્યા કરે તેનાપર પ્રેમ રાખવો તથા ન આપે તેનો તિરસ્કાર કરવો, ઇત્યાદિ ભાવો જેના હૃદયમાં કદાપિ ઉદ્ભવતા નથી, તે જ સત્ય સદ્ગુરુ છે. કેટલાક દાંભિકોમાં ઉપર્યુક્ત સદ્ગુરુનાં લક્ષણો તો નથી જ હોતાં, પણ તેથી વિરુદ્ધ, કામ, ક્રોધ, મદ અને મત્સર

આદિ અનેક પ્રકારના વિકારોવડે તેમનાં હૃદયો ગ્રસ્ત થએલાં હોય છે; તો પણ તેઓ 'અમે સાધુ છીએ' એવો ભાવ બતાવ્યા કરે છે અને મૂર્ખ, ભોળા અને પ્રેમલાઓને અનેક ભૂલથાપો આપીને તેમને પોતાના શિષ્ય કરી, ગુરદક્ષિણાના મિષથી તેમની પાસેથી વર્ષાસનો બંધાવી લે છે અને તે દ્વારા તેમની મૂર્ખતા તથા ભોળાપણાનો લાભ લઈ લે છે—એટલે કે, તેમની પાસેથી અનેક રીતે પૈસા કઢાવે છે અને મૂર્ખ શિષ્યોના એ પૈસાપર પોતે લાડી વાડી ને ગાડીવાળા બની, મોજમજાહ કરી તાગડધિન્ના કર્યાં કરે છે. એવા ગુરુઓના સત્ય પ્રકારનું જો અવલોકન કરવામાં આવે, તો તેમાં સત્ય પરમાર્થનો લવલેશ પણ દેખાતો નથી અને પોતાના ઉદરને ભરવામાટેનો તેમનો આ એક જાતનો ઠગબાજીનો ધંધો જ છે, એમ તરત આપણા જાણવામાં આવી શકે છે. આવા દાંભિક ગુરુઓની અનેક સંતજન, કવિજન અને વિદ્વાનોએ નિંદા કરેલી છે; પણ વિસ્તારભયથી તે અત્ર આપી શકાય તેમ નથી. માત્ર એક ઉદાહરણ આપવું જ અહીં પૂર્ણ થશે;—

(છપ્પય) "વગર મેહનતે ખાય, પારકા માગી મેવા;
વગર મેહનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઈ, ડીલનો ડોળ વધારે;
દિલમાં દાનત બુરી, હાથમાં માળા ધારે;
એ માલ પારકો ખાઇને, નિજ મનમાં હરખાય છે;
દુનિયા મૂર્ખ બની એમને, મલિદો ઑરી જાય છે!"

એટલામાટે 'ભાગવત' કારે કહેલાં લક્ષણોથી જે મંડિત હોય, તેવા સદ્ગુરુપાસે જઈને સાધનચતુષ્ટયસંપન્ન થઈ સત્ શિષ્યે અધ્યાત્મજ્ઞાનનું શ્રવણ કરવું. એથી તેને આત્માના અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થતાં તે સાધક કૃતાર્થ થશે. કેટલાક લોકો અનધિકારી સ્થિતિમાં વેદાંતનું શ્રવણ કરે છે; તેમને આત્માનું અપરોક્ષ જ્ઞાન તો નથી જ થતું; પરંતુ પોકળ શબ્દજ્ઞાનવડે તેમની પાપાચરણમાં પ્રવૃત્તિ થાય છે. જે કર્મઉપાસનાથી ઈશ્વરનો પ્રસાદ થતાં આત્મવિષયક જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે કર્મઉપાસનાનો તેઓ પોકળ બ્રહ્મજ્ઞાનના દંભથી ત્યાગ કરે છે—એટલે કે, શબ્દજ્ઞાનીઓ એમ જ માની લે છે કે, હવે અમને કર્મઉપાસના કરવાની કશી પણ અગત્ય નથી; કારણ કે, કર્મઉપાસનાથી જે દેવની પ્રાપ્તિ થાય છે, તે દેવ જ અમે છીએ, એમ તે શબ્દજ્ઞાનીઓ કહેતા હોય છે; અને મનસોક્ત વિષયાચરણ કર્યાં કરે છે. હવે જો તેમનાં એ આચરણનો અને કથનનો કોઈ નિષેધ કરે, તો તેના ઉત્તરમાં તેઓ એમ કહે છે

કે, "જ્ઞાની પુરુષ ગમે તેવા પ્રકારનું વર્તન કરે, તો પણ તેને તે વર્તન બાધક થઈ શકતું નથી; કારણ કે, શુભ અને અશુભ કર્મો દેહેન્દ્રિયમનબુદ્ધિ આદિ સંઘાતથી થાય છે અને આત્મા તો દેહેન્દ્રિયમનબુદ્ધિ આદિથી ભિન્ન, અસંગ, અક્રિય અને સચ્ચિદાનંદરૂપ નિત્યમુક્ત છે, અને તેજ અમારું સ્વરૂપ છે" એમ કહીને તે શબ્દજ્ઞાનીઓ શ્વાન, શૂકર અને ગર્દભ આદિ પશુઓ પ્રમાણે સ્વૈરાચારથી વર્ત્યાં કરે છે. પણ તેઓ એમ જાણતા નથી કે, જ્ઞાનીની નિષિદ્ધ કર્મોમાં પ્રવૃત્તિ કેમ કરીને થઈ શકે વારુ? કારણ કે, જેઓ જ્ઞાની તરીકે સિદ્ધ થયેલા છે, તેઓ પૂર્વે સાધક–અવસ્થામાં હતા, તે વેળાએ મદિરાપાન, માંસાહાર, પરદ્રવ્યાપહાર, પરદારગમન અને નાટક તથા નૃત્ય આદિના નિરીક્ષણથી–એવાં નિષિદ્ધ કર્મોનાં આચરણોથી સિદ્ધ દશાને પામ્યા નથી. કિન્તુ કર્મઉપાસના કરીને વિવેક વૈરાગ્યાદિકના આશ્રયથી જ સદ્ગુરુના મુખથી શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનો અભ્યાસ કરી તેઓ આત્મસાક્ષાત્કારી (અવસ્થાત્રય સાક્ષી, અસંગ, અક્રિય અને સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એવા આત્મસ્વરૂપના દૃઢ અપરોક્ષ જ્ઞાનને પ્રાપ્ત) થયેલા છે. એવા જ્ઞાની સિદ્ધોનાં મનો અને ઇન્દ્રિયો અયોગ્ય આચારોમાં કેમ કરીને પ્રવૃત્ત થઈ શકે વારુ? કારણ કે સાધકાવસ્થામાંથી સિદ્ધાવસ્થામાં આવતાં સુધીમાં કર્મોપાસના અને વિવેક વૈરાગ્યાદિ કાયિક અને માનસિક કર્મ કરવાનું તેમના દેહ તથા મનને વલણ લાગેલું હોય છે અને તેજ સંસ્કાર, જો કે જ્ઞાની સિદ્ધ થાય, તો પણ દેહાવસાન થતાં સુધી દેહ તથા મનમાં સહજ પ્રકટ જ હોય છે. જે લક્ષણો સાધકાવસ્થામાં સાધકમાં નિગ્રહપૂર્વક થયેલાં દેખાય છે, તે જ લક્ષણો સિદ્ધાવસ્થામાં નિગ્રહ રહિત સહજ રહેલાં હોય છે. જેવી રીતે કુલાલ (કુંભાર) ઘટની સિદ્ધિમાટે ચક્રને ગતિ આપે છે અને તેજ ગતિથી ઘટની સિદ્ધિ થતાં તે ઘટને કાઢી લેવા છતાં તે ચક્રનું ભ્રમણ ચાલ્યા જ કરે છે. એવો જ પ્રકાર અહીં પણ સમજી લેવાનો છે. હવે, કુલાલ ઘટની સિદ્ધિ કરવામાટે ચક્રને જે ગતિ આપે છે, તે ગતિથી તે ઘટ તૈયાર થાય ત્યાં સુધી ચક્ર ભમ્યા કરશે અને તે તૈયાર થતાં ઘટને કુલાલ ઉપાડી લે, એટલે તે ચક્ર વિરુદ્ધ ગતિથી ભ્રમણ કરશે, એમ કદાપિ બની શકે ખરું કે? એમ થવું કદાપિ શક્ય જ નથી. તેજ પ્રમાણે સાધકનાં મન અને ઇન્દ્રિયો સાધકાવસ્થામાં સદાચારથી વર્ત્તે છે અને તેજ સાધક જ્યારે સિદ્ધાવસ્થામાં આવે છે, તે વેળાએ તેનાં મન અને ઇન્દ્રિયો તેથી વિરુદ્ધ અનાચારના વ્યવહારમાં પડે, એમ બને ખરું કે? અર્થાત્ એવો પ્રકાર થવો કાલત્રયે પણ શક્ય તથા સંભવનીય નથી ને નથી જ.

એટલામાટે જ પોતાને જ્ઞાનીના નામથી ઓળખાવનાર પુરુષ જો અનાચારથી વર્ત્તતો હોય, તો તે ખરો જ્ઞાની નથી, એમ નિશ્ચયપૂર્વક જાણવું. એ વિશે 'પંચદશી'ના કર્ત્તા વિદ્યારણ્ય સ્વામીએ એક સ્થળે કહેલું છે કે;—

"तत्त्वं बुद्ध्वापि कामादीन्निःशेषं न जहाति चेत् ।
यथेष्टाचरणं ते स्यात्कर्मशास्त्रातिलंघिनः ॥ ५४ ॥
बुद्धाद्वैतसतत्त्वस्य यथेष्टाचरणं यदि ।
शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचि भक्षणे ॥ ५५ ॥
बोधात्पुरा मनोदोष मात्रक्लिष्टोऽस्यथाधुना ।
अशेषलोक निंदाचेत्यहो ते बोधवैभवम् ॥ ५६ ॥
विड्वराहादितुल्यत्वं मा कांक्षी स्तत्त्वविद्भवान् ।
सर्वधीदोष संत्यागाल्लोकैः पूज्यस्व देववत्" ॥ ५७ ॥

પંચદશી, ચતુર્થ પ્રકરણ

ભાવાર્થ:—શિષ્ય:—"એકવાર મનુષ્ય તત્ત્વજ્ઞાની થઈ જાય, તો ત્યારપછી ઐહિક ભોગ પૂરતા કામાદિનો ઉદ્ભવ થાય, તો તેથી શી હાનિ છે વારુ?" ગુરુ:—"હે તાત! જો વિષયભોગને ત્યાગીશ નહિ, તો તેથી વિધિનિષેધશાસ્ત્રનું ઉલ્લંઘન થશે અને મનસ્વીક્ત આચરણ કરવાથી તું વંઠી જઈશ." શિષ્ય:—"જ્ઞાની જો યથેષ્ટાચરણ કરે, તો તેથી શી હાનિ છે?" ગુરુ:—"સુરેશ્વરાચાર્ય એમ કહે છે કે, અદ્વૈતતત્ત્વનો બોધ થવા પછી પણ જો મનુષ્ય યથેષ્ટ આચરણમાં પડી જાય, તો તો પછી તે અભક્ષ્યનું ભક્ષણ પણ કરવાનો અને મનમાં જેમ આવે તેમ વર્તવાનો. હવે જો એમ થાય, તોપછી તેનામાં અને શ્વાનમાં શો ભેદ રહ્યો વારુ?" શિષ્ય:—"તો તેથી શું થઈ ગયું?" ગુરુ:—"અહાહા—તારા આ જ્ઞાનના વૈભવનું શું વર્ણન કરવું!! તત્ત્વજ્ઞાન થવા પૂર્વે કામ ક્રોધાદિ ક્લેશ ભોગવવા પડ્યા હતા અને હવે જ્ઞાનની પ્રાપ્તિ થતાં સર્વ લોકોના તિરસ્કારને પાત્ર થવું પડશે. વાહવારે વાહવા!!!" શિષ્ય:—"ત્યારે આપનો એ વિશે શો અભિપ્રાય છે, તે વ્યક્ત કરો." ગુરુ:—"હે તાત, મારો એ જ અભિપ્રાય છે કે, હવે જ્યારે તું તત્ત્વવેત્તા થયો છે, ત્યારે શૂકર (ડુક્કર) સમાન વર્ત્તવાની ઇચ્છા ન રાખ. બુદ્ધિના કામક્રોધાદિ દોષને કાઢી નાંખ અને સર્વ લોકો પાસેથી દેવ સમાન પૂજા લે."

અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, "જ્ઞાનીના વર્ત્તનમાટેનો તો તમે એક નિયમ જ બાંધી દીધો, અને શાસ્ત્રમાં તો જ્ઞાનીના વર્ત્તન વિશેના નિયમનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. આમ હોવા છતાં જો તમે 'જ્ઞાનીનું વર્ત્તન તો નિયમિત હોય છે' એમ કહેશો, તો વસિષ્ઠ, શુક, જનક, યાજ્ઞવલ્કય અને નારદ આદિ જે પૂર્વના જ્ઞાનીઓ થઈ ગયા છે, તેમના વર્ત્તનનો તો એવો કોઈ એક સરખો નિયમ હતો જ નહિ. વસિષ્ઠ રામચંદ્રનું ઉપાધ્યાયપણું કરતા હતા, શુક નાગો ફરતો હતો, જનક રાજ્ય કરતો હતો, યાજ્ઞવલ્કય બે સ્ત્રીઓ સહિત સંસાર ચલાવતો હતો અને નારદ લોકોને એક બીજા સાથે અથડાવી મારવાનો જ ધંધો કરતો હતો. એવા પ્રકારે એ પરસ્પર મધ્યે વર્ત્તનનો એકસરખો નિયમ નથી, છતાં શાસ્ત્રકારોએ એ સર્વને જ્ઞાની કહેલા છે, તેનું કારણ શું વારુ?" તો એ શંકાનું સમાધાન એ પ્રમાણે છે કે, વસિષ્ઠ, શુક, જનક, યાજ્ઞવલ્કય અને નારદ આદિ જ્ઞાની બ્રહ્મનિષ્ઠોમાં વર્ત્તનનો જો કે એકસરખો નિયમ નહોતો, તોપણ તેમનામાંનો કોઈ પણ અનાચારી ન હોતો. વસિષ્ઠ જો કે ઉપાધ્યાયપણું કરતો હતો, તોપણ તેના સમસ્ત આયુષ્યમાં અપેયપાન, પરસ્ત્રીગમન અને પરદ્રવ્યાપહાર ઇત્યાદિ અનાચાર યુક્ત કર્મો તેના હાથે કદાપિ થયેલાં નથી. તેવા જ પ્રકારના શુક, જનક, યાજ્ઞવલ્કય અને નારદ આદિ બ્રહ્મજ્ઞાનીઓ પણ હતા. હવે, યાજ્ઞવલ્કયની બે સ્ત્રીઓ હતી ખરી, પણ તેનો કોઈ પરનારી સાથે સંબંધ નહોતો. એવા જ્ઞાનિવર્ગમાંના કોઈ એક પુરુષના હાથે જો કોઈ પ્રસંગે કાંઈ અનાચાર થઈ જાય, તો તે અનાચાર તેને બાધકર્ત્તા થતો નથી, એવી રીતે શાસ્ત્રો પ્રતિપાદન કરે છે. તથાપિ કોઈ જ્ઞાનીના હાથે અનાચાર થવા વિશેનું ક્વચિત્ ઉદાહરણ મળી આવે છે, તે અપવાદરૂપ જ હોય છે અને તે અપવાદનો શબ્દજ્ઞાનીઓ નિરંતર ખોટો લાભ લેતા જોવામાં આવે છે. એ શબ્દજ્ઞાનીઓને સંતજનોએ પાખંડીની પદવી આપેલી છે. એવા પ્રકારે અનધિકારિણી સ્થિતિમાં વેદાંતનું શ્રવણ કરવાથી તે શ્રવણકર્ત્તા પાખંડી બને છે અને એટલા માટે 'અમૃતાનુભવ' ગ્રંથના વિચારમાટે જો કોઈ પણ અધિકારી હોય, તો તે પૂર્વકથિત સાધનચતુષ્ટયસંપન્ન અધિકારી જ છે. તે જ 'અમૃતાનુભવ' ગ્રંથમાંના રહસ્યને જાણી શકશે.

જીવ અને બ્રહ્મની એકતા, એ જ 'અમૃતાનુભવ' ગ્રંથમાંનો મુખ્ય વિષય છે; એટલે કે, જીવ અને જગત્ એ ઉભય તત્ત્વતઃ પરમાત્માથી ભિન્ન નથી, કિન્તુ તત્ત્વસ્વરૂપ જ છે, એ જ પ્રસ્તુત ગ્રંથમાંનો પ્રમુખ વિષય છે. અધિકારી અને ગ્રંથ વિચ'.

રનો પરસ્પર કર્તૃકર્તવ્ય સંબંધ છે.–અધિકારી કર્તા છે અને ગ્રંથવિચાર કર્તવ્ય છે. સકારણ (અજ્ઞાન સહિત) દુઃખનિવૃત્તિ અને પરમાનંદપ્રાપ્તિ, તે આ ગ્રંથનું પ્રયોજન (ફળ) છે. અધિકારી અને પ્રયોજનનો પ્રાપ્ય પ્રાપક સંબંધ છે; એટલે કે, જેને કાંઈ પણ પ્રાપ્ત થાય છે તે પ્રાપક અને જે પ્રાપ્ત થાય છે તે પ્રાપ્ય જ્ઞાન અને ગ્રંથનો જન્યજનક સંબંધ છે, ગ્રંથ જનક છે અને જ્ઞાન જન્ય છે. ગ્રંથવિચાર કરવાથી "હું સચ્ચિદાનંદસ્વરૂપ, અસંગ, નિત્ય અને મુક્ત બ્રહ્મ છું" એવા નિઃસંશય જ્ઞાનનો અધિકારીમાં ઉદ્ભવ થાય છે; તેના યોગે પૂર્વે કહેલા ત્રણ દોષોમાંના તૃતીય એટલે કે, આવરણદોષનો નાશ થાય છે. એવી રીતે અહીં સુધી અનુબંધચતુષ્ટય (અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન) નો વિચાર કરવામાં આવ્યો, અને તેનું કારણ એ છે કે, અનુબંધચતુષ્ટયનું જ્ઞાન થવા વિના વિચારી પુરુષની ગ્રંથમાં કદાપિ પ્રવૃત્તિ થઈ શકતી નથી. અસ્તુ.

વિષ્ણુ નરસિંહ જોગ,

પંઢરીના વારકરી.

---

* ઉપર્યુક્ત ભૂમિકા કેવળ 'અમૃતાનુભવ' ગ્રંથની છે, અને પ્રસ્તુત પુસ્તકમાં તે ઉપરાંત શ્રી જ્ઞાનેશ્વર મહારાજકૃત 'હરિપાઠ' અને 'ચાંગદેવ પાસષ્ટિ' અન્ય બે લઘુ ગ્રંથોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે, કે જે ઉભયમાં એક કે બીજારૂપે વેદાંતતત્ત્વનું જ પ્રતિપાદન હોવાથી તે વિશે અત્ર વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. શ્રી જ્ઞાનેશ્વર મહારાજની 'જ્ઞાનેશ્વરી'નો ગુર્જર અનુવાદ અમે અત.પૂર્વે જ પ્રકટ કરી ચૂક્યા છીએ અને તેમના અન્ય ત્રણ ગ્રંથોનો પ્રસ્તુત સમુદાય પ્રકટ થાય છે, એટલે તેમના બહુધા ઉપલબ્ધ સર્વ ગ્રંથોનો ગુર્જર અનુવાદ થઈ ગયેલો જ કહી શકાય. કદાચિત્ તેમનો કોઈ અન્ય ગ્રંથ ઉપલબ્ધ થશે, તો તેનો પણ અમે ગુર્જર અનુવાદ ગુર્જર વાચકોના કરકમળમાં સાદર કરીશું. ઇત્યલમ્–

વિક્રમાબ્દ ૧૯૭૧, આશ્વિન શુક્લ દ્વિતીયા;
તા. ૧૦ મી ઑક્ટોબર ૧૯૧૫ રવિવાર
પોરબંદર (સુદામાપુરી) કાઠિયાવાડ.

ઠક્કુર નારાયણ વિસનજી

અનુવાદક.



# અનુક્રમણિકા

## અમૃતાનુભવ

શ્રી જ્ઞાનેશ્વર મહારાજકૃત

# અમૃતાનુભવ

## સુબોધ ગુજરાતી વિવરણ

### પ્રથમ પ્રકરણ

### શિવશક્તિ સમાવેશ નમન

(મંગળાચરણ અને પ્રકૃતિપુરુષની એકતા)



यदक्षरमनाख्येयमानन्दमजकेवलम् ।
श्रीमन्निवृत्तिनाथेति ख्यातं दैवतमाश्रये ॥ १ ॥

अन्वयः—यत् अक्षरं अनाख्येयं आनंदं अजं केवलं श्रीमत् निवृत्तिनाथ इति ख्यातं दैवतं (अस्ति) (तत्) (अहं) आश्रये ॥ १ ॥

વિવરણ–અક્ષર એટલે ક્ષર (ક્ષય) ન પામનાર અર્થાત્ નિર્વિકાર સ્વરૂપ, અનાખ્યેય એટને કોઈ પણ રીતે જેનું કથન ન કરી શકાય તેવુ, આનદ એટલે આનદ સ્વરૂપ, અજ એટલે જન્મરહિત અર્થાત્ સ્વયસિદ્ધ અને નિત્ય, કેવળ એટલે નૈરુપાધિક તથા સાપેક્ષ સબધ શુન્ય, શ્રીમત્ એટલે શોભાયુક્ત કિંવા ઐશ્વર્યયુક્ત, અને 'નિવૃત્તિનાથ' નામવડે સુપ્રસિદ્ધ જે કોઈ એક ઇષ્ટ દૈવત છે, તેને (હું) નિરતર અને અનન્ય ભક્તિભાવથી શરણુ છુ. અર્થાત્ (હું) તેનો આશ્રય કરીને જ રહેલો છુ

गुरुरित्याख्यया लोके साक्षाद्विद्या हि शांकरी ।
जयत्याज्ञा नमस्तस्यै दयार्द्रायै निरंतरम् ॥ २ ॥

अन्वयः—लोके गुरु इति आख्यया आज्ञा शांकरी साक्षात् विद्या (अस्ति) (सा) जयति, दयार्द्रायै तस्यै निरंतरं नम (अस्तु) ॥ २ ॥

વિવરણ—જગતમાં 'ગુરુ' નામથી પ્રસિદ્ધ અખંડ સ્ફુરદ્રૂપ, તેમ જ સાક્ષાત્ એટલે સહજ પ્રત્યક્ષ કિંવા નિત્ય અપરોક્ષ જે શાંકરી બ્રહ્મવિદ્યા અથવા અધ્યાત્મ-વિદ્યા છે, તેનો જ જય જયકાર છે; એવી તે ગુરુસ્થાને વિરાજતી અને દયાથી આર્દ્ર થયેલી બ્રહ્મવિદ્યાને સર્વદા અને અનન્ય ભાવથી (મારા) નમસ્કાર (હો!).

અહીં વિદ્યા વિના ગુરુને ગુરુત્વ નથી હોતું, એટલામાટે જે વિદ્યા–વિદ્યારૂપ વસ્તુ–તે જ ગુરુમૂર્તિ, કિંવા જે ગુરુસંજ્ઞિત વસ્તુ તે જ મૂર્તિમતી વિદ્યા, એ પ્રમાણે આ શ્લોકમાં ગુરુ અને વિદ્યા એ ઉભયનું તત્ત્વતઃ ઐક્ય દર્શાવેલું છે; આશ્રયાશ્રયિ ભાવ ન હોવાથી આત્મા એટલે જ્ઞાનનો આશ્રય અને જ્ઞાન તેનો આશ્રિત ગુણ, એ પ્રમાણે મતભિન્નતારૂપ સર્વ વાદોનું આમાં નિરસન સૂચવેલું છે. તાત્પર્ય કે, જે જ્ઞાન તે જ આત્મવસ્તુ એ જ સિદ્ધાન્ત છે.

सार्धं केन च कस्यार्धं शिवयोः समरूपिणोः ।
ज्ञातुं न शक्यते लग्नमिति द्वैतच्छलान्मुहुः ॥ ३ ॥

अन्वयः—समरूपिणोः शिवयोः कस्य अर्धं केन च सार्धं लग्नं इति मुहुः ज्ञातुं द्वैतच्छलात् न शक्यते ॥ ३ ॥

વિવરણ—સમરૂપ શિવાશિવ સંજ્ઞિત પ્રકૃતિપુરુષમાંથી કોનો અર્ધ ભાગ કોની સાથે સંલગ્ન થયેલો છે, એ કદાપિ જાણવામાં આવી શકે તેમ છે જ નહિ. કારણ કે, તે ઉભયમાં દ્વૈતનો કેવળ આભાસ માત્ર જ રહેલો છે; એટલે વારંવાર ગમે તેટલો વિચાર કરીને જોવામાં આવે, તો પણ તે ઉભયમાં રહેલા સંધિનું જ્ઞાન થવું અત્યંત અશક્ય છે; અર્થાત્ પ્રકૃતિ અને પુરુષ કિંવા જડ અને ચેતન નામક અંશ કિંવા ભાવ પરસ્પર મિશ્રિત બે રૂપથી ભાસે છે એટલું જ; વસ્તુતઃ તેમનામાં દ્વૈતરૂપતા છે જ નહિ. કારણ કે, સત્તા સ્ફૂર્તિ તો તે ઉભય ભાસો મધ્યે સમરસ કિંવા એક લક્ષણ જ છે, એટલે કે, જેમનું લક્ષણ સર્વથા એક જ એક હોય છે, તે પદાર્થો બે રૂપે ભાસવા છતાં સપ્પાવડે તો તે બે થતા નથી જ.

अद्वैतमात्मनस्तत्त्वं दर्शयंतौ मिथस्तराम् ।
तौ वंदे जगतामाद्यौ तयोस्तत्त्वाभिपत्तये ॥ ४ ॥

अन्वयः—आत्मनः अद्वैतं तत्त्वं मिथः दर्शयंतौ तराम् तौ जगतां आद्यौ तयोः तत्त्वाभिपत्तये वंदे ॥ ४ ॥

વિવરણ-પોતામાં પરસ્પર અદ્વૈતરૂપ જ છે, એમ દર્શાવનારા તે મૂળ પ્રકૃતિ અને પુરુષ નામક અનંત જગતનાં માતાપિતાને, તેમના તાત્ત્વિક સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવામાટે (હું) પ્રણામ કરું છું.

मूलायाग्राय मध्याय मूलमध्याग्रमूर्त्तये।
क्षीणाग्रमूलमध्याय नमः पूर्णाय शंभवे ॥ ९ ॥

अन्वयः—मूलाय अग्राय मध्याय मूलमध्याग्रमूर्त्तये, क्षीणाग्रमूलमध्याय पूर्णाय शंभवे नमः ॥ ९ ॥

વિવરણ-જે સર્વ સૃષ્ટિના આદિ, મધ્ય અને અંત હોઇને જે આ ઉત્પત્તિ, સ્થિતિ અને લયની અધિષ્ઠાત્રી દેવતામૂર્તિ એટલે કે, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સ્વરૂપનો પણ છે, તથાપિ જે આદિ, મધ્ય અને અંતથી રહિત છે; એટલે કે, ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય આદિ જગદવસ્થા જેને નથી, એવા તે પરિપૂર્ણ અને સુખજનક પરમાત્માને મારા અનન્ય ભાવથી નમસ્કાર હો.

---

ऐशीं हीं निरुपाधिकें । जगाचीं जियें जनकें ।
तियें वंदिलीं मियां मूळिकें । देवोदेवी ॥ १ ॥

વિવરણ-પૂર્વ કથિત પાંચ શ્લોકમાંના તૃતીય અને ચતુર્થ શ્લોકમાં જ્ઞાનેશ્વર મહારાજે જેમનું વર્ણન કરેલું છે, તે 'દેવોદેવી' (પુરુષ અને પ્રકૃતિ) ઉપાધિરહિત છે, અને તેઓ જ અનેકનામરૂપાત્મક જગતને નિર્માણ કરનાર સર્વ જગતનાં મૂળ કારણો છે. એવાં એ પ્રકૃતિપુરુષને મેં વંદન કર્યું. અહિં કદાચિત્ કોઇના મનમાં એવી શંકા આવશે કે, વેદાંત શાસ્ત્રકારે પ્રકૃતિ તે પુરુષનો ઉપાધિ છે, એમ કહેલું છે, તો પછી પ્રકૃતિપુરુષ નૈરુપાધિક કેમ કરીને થઈ શકે વારુ? એનું સમાધાન એમ છે કે, કેવળ જ્ઞાનરૂપ, પરિપૂર્ણ પરબ્રહ્મ પોતે નિત્ય છે; અને તેની એવી નિત્ય સ્થિતિને જ 'સત્' સંજ્ઞા આપવામાં આવેલી છે-તે સત્ સ્વરૂપને પુરુષ કહેવામાં આવે છે. હવે એ પુરુષભાવમાં 'एकोऽहं बहु स्याम्' એવું જે સ્ફુરણ ઊઠયું, તે સ્ફુરણાનેજ પ્રકૃતિ નામથી ઓળખવામાં આવે છે.* સ્ફુરણરહિત બ્રહ્મમાં, ઉપર

---

* જ્ઞાનેશ્વરીના ૧૩ મા અધ્યાયના ૧૯ મા શ્લોકની ટીકામાંની ૯૬૬ મી ઓવીમાં એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરેલું છે. જુઓ 'ગુજરાતી પ્રેસ'નું જ્ઞાનેશ્વરીનું ગુજરાતી ભાષાન્તર.

કહ્યા પ્રમાણે, સ્ફુરણ થવું, તે જ્ઞાનની એક પ્રકારની હીલચાલરૂપ ક્રિયા જ છે, અને એટલામાટે એ ક્રિયાને પ્રકૃતિ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. હવે તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં તો એ સ્ફુરણરૂપી પ્રકૃતિ પુરુષથી ભિન્ન નથી. જેવી રીતે જળમાં ઊઠેલો તરંગ જળરૂપ જ હોય છે, તે જ પ્રમાણે ઉપર દર્શાવેલી સ્ફુરણરૂપ પ્રકૃતિ પુરુષથી ભિન્ન નહિ, કિંતુ તદ્રૂપ જ છે. અર્થાત્ પુરુષ અને પ્રકૃતિ ઉભયની એક સત્તા છે એટલે કે, તેમના સ્વરૂપના ઐક્યભાવમાં કાંઈ પણ ભિન્ન ઉપાધિ ન હોવાથી તેઓ નૈરુપાધિક છે. એમ ગ્રંથકારે મૂળમાં કહેલું છે. અહીં બીજી એક એવી શંકા આવીને ઊભી રહે છે કે, જ્યારે પ્રકૃતિ અને પુરુષ નૈરુપાધિક છે, ત્યારે તેઓ અનેક નામરૂપાત્મક જગતના ઉપાધિના કારણીભૂત કેમ કરીને થઈ શકે વારુ? આ શંકાનું સમાધાન એવી રીતે થઈ શકે છે કે, અનેકનામરૂપાત્મક જગત્ તે ઉપર્યુક્ત પ્રકૃતિનું પરિણામ છે, અને તેથી તે પણ નૈરુપાધિક પ્રકૃતિપુરુષાત્મક છે, એમ કહેવામાં કશી પણ બાધા નથી કારણ કે, જળનું પરિણામ જે ખરફ તે જળથી ભિન્ન ઘનરૂપ દેખાય, તો પણ તાત્ત્વિક દૃષ્ટિથી તે જલરૂપ જ છે, તે જ પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિથી જોઈએ તો જગત્ પણ પ્રકૃતિપુરુષાત્મક વસ્તુરૂપ છે, એમ સિદ્ધ થાય છે. જ્યારે જગત્ પ્રકૃતિપુરુષાત્મક ખરાવસ્તુથી ભિન્ન એટલે કે સ્વતંત્ર નથી, ત્યારે તે નૈરુપાધિક પ્રકૃતિપુરુષને, તેમના સ્વરૂપથી ભિન્ન જગત્ ઉપાધિ છે, એમ કહી શકાશે નહિ. એટલામાટે એ નૈરુપાધિક પુરુષપ્રકૃતિરૂપ 'દેવોદેવી'ને મેં જે વંદન કર્યું એટલે કે નમસ્કાર કર્યા, તે નમસ્કાર મેં તેમનાથી ભિન્ન રહીને અથવા તો મારા પોતાથી તેમને ભિન્ન રાખીને ક્રિયાવડે કર્યા નથી; કિંતુ અક્રિય અભેદભાવથી કર્યાં છે એ કેવી રીતે, તે આગળ જતાં (આ પ્રકરણના અંતમાં) વર્ણવવામાં આવશે.

जो प्रीयुचि प्राणेश्वरी । उलथे आवडीचिये सरीभरी ॥
चारुस्थळीं एकाहारी । एका आगाचीं ॥ २ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે પુરુષમાં 'મારો જ મારે ઉપભોગ લેવો,' એવી ઇચ્છા ઉત્પન્ન થઈ અને તે ઇચ્છાના યોગે પોતે જ **પ્રાણેશ્વરી** એટલે કે, પ્રકૃતિના રૂપે તે સન્મુખ થયો–અર્થાત્ પોતાનો પોતે દૃશ્ય વિષય થયો. જેવી રીતે કોઈ એક પુરુષને પોતાના મુખસૌન્દર્યને ભોગવવામાટેની ઇચ્છા ઉત્પન્ન થતાં તે દર્પણના યોગે પોતે જ ઉલટાઈ જાય છે એટલે કે પ્રતિબિંબરૂપે પોતે જ પોતાનો વિષય થાય છે, તેવી રીતે પુરુષ પણ પ્રકૃતિરૂપે પોતે જ પોતાનો વિષય થાય છે. અહીં કદાચિત્ કોઈ એવો સંશય દર્શાવશે કે, તમે જે આ પ્રકૃતિપુરુષનો વ્યવહાર કહ્યો, તે

કયા સ્થળે થાય છે વારુ? તો એનું ઉત્તર એ છે કે, ઉભયનું તાત્ત્વિકરૂપ જે અધિષ્ઠાન પરબ્રહ્મ તેમાં જ એ વ્યવહાર થાય છે. એટલે કે, પુરુષ અને પ્રકૃતિ આદિ કલ્પનાઓ બ્રહ્મચૈતન્યમાં જ છે. અર્થાત્ પુરુષ અને પ્રકૃતિ એક ભાવથી બ્રહ્મ ચૈતન્ય જ છે, અને એ દૃષ્ટિથી જ મૂળમાં 'चाहस्थळीं एकाहारी एका अंगाची' એ પ્રમાણે કહેલું છે.

आनंडी चेनिं वेगें। एक एकातें गिळिती आंगें ॥

कीं द्वैताचेनि पांगें। उगळिते आहाति ॥ ३ ॥

વિવરણ–પ્રકૃતિભાવની વિશેષતા થતાં સચ્ચિદાનંદ પુરુષભાવ આચ્છાદિત થાય છે, અને સચ્ચિદાનંદ પુરુષભાવનો વિકાસ થતાં પ્રકૃતિભાવનો સંકોચ થાય છે. એવા પ્રકારના એ પ્રીતિના વ્યવહારમાં તેઓ વિલાસમાટે પોતામાં ભેદાત્મક જગત્નો ભાસ કરાવે છે. આનો ભાવાર્થ એવો છે કે, જેમ જેમ શુક્તિ વિષયક અજ્ઞાન વધતું જાય છે, તેમ તેમ રજત (રૂપા)ની કલ્પના વધારે અને વધારે સ્પષ્ટ થતી જાય છે અને તેના યોગે શુક્તિ પણ આચ્છાદિત થતી જાય છે, તેવી જ રીતે જેમ જેમ શુક્તિ વિષયક જ્ઞાન સ્પષ્ટ થતું જાય છે, તેમ તેમ રજતની કલ્પના લોપાતી જાય છે અને શુક્તિ પ્રકટ દશાને પ્રાપ્ત થાય છે. એ જ પ્રમાણે ઇચ્છાના યોગે પ્રકૃતિ અને પુરુષ એકમેકના સંકોચ તથા વિકાસને દર્શાવે છે. એવા તેમના એ વ્યવહારમાં જે વેળાએ પુરુષભાવનો સંકોચ થતાં પ્રકૃતિભાવ વિશેષતાને પામે છે, તે વેળાએ દ્વૈતાત્મક જગત્ ભાસવા માંડે છે.

जीएकाचि नव्हे एकसरे। दोघा दोंपण नाहीं पुरे ॥

कायनेणों साकारें। स्वरूपें जिये ॥ ४ ॥

વિવરણ–પ્રકૃતિ અને પુરુષ એ ઉભય એક જ છે એમ એકદમ તો કહી શકાય તેમ નથી જ. કારણ કે, પુરુષ સદસદ્ વિલક્ષણ અનિર્વચનીય સત્ સ્વભાવનો છે, અને પ્રકૃતિ સદસદ્ વિલક્ષણ અનિર્વચનીય અસત્ સ્વભાવની છે. એ દૃષ્ટિથી જ પ્રકૃતિ અને પુરુષ 'એક નથી' એમ મૂળમાં કહેલું છે. અહીં કોઈ એવી આશંકા કરશે કે, જ્યારે પ્રકૃતિ અને પુરુષ એક નથી ત્યારે તે બે છે; તો એમ પણ સંભવતું નથી; કારણ કે, પ્રકૃતિ અને પુરુષ એ કલ્પના સાપેક્ષ હોવાથી એમાંથી જો એક કલ્પના જાય, તો તેની સાથે બીજી કલ્પના પણ ચાલી જાય છે. આનો ભાવાર્થ એવો છે કે, સચ્ચિદાનંદરૂપ પરમાત્મા વિષયક વિચારવડે પ્રકૃતિ વિષયક કલ્પનાનો નિરાસ થયો,

એટલે તેની સાથે જ પ્રકૃતિ વિષયક પરમાત્માપર થયેલી પુરુષકલ્પનાનો લોપ પણ થઈ જાય છે; એટલામાટે પ્રકૃતિ અને પુરુષ સંપૂર્ણતાથી સ્વતન્ત્ર નથી. હવે એ પુરુષપ્રકૃતિનો સ્વરૂપસંબંધ અનિર્વચનીય છે એમ જે મૂળમાં સૂચવેલું છે, તેનું કારણ સમજવામાં આવી શકે તેમ છે.

कैशी स्वसुखाची अलुकी। जे दोनीपण मिळूनि एकी ॥
नेदेतीच कवतुकी। एक पण फुटों ॥ ५ ॥

વિવરણ-જ્ઞાનેશ્વર મહા આશ્ચર્યથી ઉદ્ગાર કાઢે છે કે,-સ્વસુખ ભોગવવામાટેનો છંદ કેવો છે તે જુઓ કે, પુરુષ સ્વસુખ ભોગવવામાટે પ્રકૃતિરૂપે પોતે જ પોતા સમક્ષ આવ્યો છે, એટલે કે જેવી રીતે પોતાના મુખસૌન્દર્યનો ઉપભોગ લેનાર દર્પણના યોગે પોતે જ વિષયરૂપે પોતા સમક્ષ આવે છે, તેવી રીતે પુરુષ પોતે જ દૃશ્ય જગદ્રૂપે પોતાનો વિષય થયેલો છે. તથાપિ જોનાર બિંબ અને દર્પણમાંનો પ્રતિબિંબ એ વસ્તુતઃ બે નહિ, કિન્તુ બન્ને મળીને એક જ બિંબસંજ્ઞક જોનારો (દૃષ્ટ)જ છે. એવી જ રીતે પુરુષ અને પ્રકૃતિ ઉભય એક બીજાથી ભિન્ન ભાસતાં હોય, છતાં તેમણે પોતાના તાત્ત્વિક સચ્ચિદાનંદસ્વરૂપભાવમાં કશો પણ ભેદ આવવા દીધો નથી.

हा ठावोवरी वियोग भेडे। जे बाळजगा येचढे ॥
नियाली परी न मोडे। दोघुलेपण ॥ ६ ॥

વિવરણ-અહીં સુધી એટલે કે, પૂર્વે કહ્યા પ્રમાણે અહીં સુધી પ્રકૃતિ અને પુરુષ એકરૂપ હોય છે. એટલામાટે તૃતીય જગતના યોગે પોતાનો અને પુરુષનો વિયોગ થશે, એવી બીતિથી પ્રકૃતિએ ચરાચરાત્મક જગત જેટલા બાળકને જન્મ આપ્યો; પુરુષની સત્તાથી પ્રકૃતિ જગત્ પરિણામને પામી; તથાપિ તેથી તૃતીય જગતના યોગે ઉભયના ઉભયત્વમાં કશો પણ વિકાર થયો નહિ. વ્યવહારમાં એવો પ્રકાર ચાલે છે કે, અપત્ય થતાં તે પતિપત્નીના પ્રેમનો એક તૃતીય ભાગીદાર થાય છે અને તેટલા પ્રમાણમાં પતિપત્નીવચ્ચેનો પ્રેમ ન્યૂન થાય છે; પણ અહીં તેવો પ્રકાર નથી. જો કે પ્રકૃતિને નામરૂપાત્મક જગદ્રૂપ બાળક થયું, તો પણ તેથી એ ઉભયના પરસ્પર પ્રેમની ન્યૂનતા ન જ થઈ; એટલે કે, એ ઉભય પ્રકૃતિપુરુષના સ્વરૂપમાં જગતના યોગે તૃતીયત્વનો સબંધ ન આવ્યો, એ હવે પછીની સાતમી ઓવીમાં વ્યક્ત કરવામાં આવશે.

आपुलिये आंगीं संसारा। देखिलिया चराचरा ॥
परी नेदिर्तीच विसरा। शोक लागों ॥ ७ ॥

વિવરણ—પુરુષ અને પ્રકૃતિએ પોતાના અંગમાં તૃતીય જગત્ બતાવ્યું, એટલે કે, પુરુષની સત્તાનો આધાર લઇને પ્રકૃતિ જો કે જગત્પરિણામને પામી, તો પણ પુરુષ અને પ્રકૃતિથી ભિન્ન એક તૃતીય જગત્ છે, એવો તૃતીયત્વનો સંબંધ એ બન્નેએ પોતામાં આવવા દીધો નથી. તે કેવી રીતે, તે પ્રસ્તુત પ્રકરણની પંદરમી ઓવીમાં કહેવાશે. હવે અહીં એક એવી શંકા આવે છે કે, જગતના સંબંધથી એ બેમાં તૃતીયત્વ આવતું નથી, તો પછી સ્વાભાવિક જ એવો પ્રશ્ન થાય છે કે, બેમાં બેપણું (દ્વૈતભાવ) છે ખરું કે? એ શંકાનું નીચેની ઓવીમાં નિરાકરણ કરેલું છે.

जयाएके सत्तेचें बैसणें । दोघां एका प्रकाशाचें लेणें ॥

जे अनादी एकपणें । नांदती दोघें ॥ ८ ॥

વિવરણ—એક સચ્ચિદાનંદ પરબ્રહ્મના અસ્તિત્વપર પુરુષ અને પ્રકૃતિની કલ્પનાઓ રચાયલી છે; એટલે કે ઉભયમાં એક બ્રહ્મચૈતન્યની જ સત્તા રહેલી છે; અને પુરુષ તથા પ્રકૃતિ એ ઉભય એક બ્રહ્મના જ ચિત્પ્રકાશવડે પ્રકાશિત થયેલાં છે. જેવી રીતે અર્ધનારી નટેશ્વરનો વેશ લાવનાર બહુરૂપીના એક દેહનો જ અર્ધનારી નટેશ્વરના વેશને આશ્રય હોય છે, એટલે કે, અર્ધ શિવ અને અર્ધ પાર્વતી ઉભયનો એક બહુરૂપીના દેહમાં જ ભાસ થાય છે, તેવી જ રીતે એક અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યમાં જ પ્રકૃતિ અને પુરુષ બન્ને ભાસે છે. અર્થાત્ પ્રકૃતિ અને પુરુષ એક અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યથી અનાદિ કાળથી જ ભિન્ન નથી, કિન્તુ તત્ત્વતઃ એક અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યરૂપ જ છે. એ દૃષ્ટિથી જ અનાદિ કાળથી બન્ને એકતાથી વર્તે છે, એમ મૂળ ઓવીમાં કહેલું છે.

भेदु लाजोनि आवडीं । एक रसीं देत बुडी ॥

जो भोगणया थाव काढी । द्वैताचा जेथें ॥ ९ ॥

વિવરણ—પૂર્વે કહ્યા પ્રમાણે, અનાદિકાળથી એકરૂપ પ્રકૃતિપુરુષમધ્યે, ભોગ્ય સ્વતંત્ર પ્રકૃતિ અને ભોક્તા સ્વતંત્ર પુરુષ એવી રીતે દ્વૈતસિદ્ધિ કરવામાટે ગયેલા ભેદનું ધારેલું કાર્ય ન થવાથી, એટલે કે ભોગ્યરૂપ સ્વતંત્ર પ્રકૃતિ અને ભોક્તારૂપ સ્વતંત્ર પુરુષ એ પ્રમાણે એકબીજાની પરસ્પર ભિન્નતા ન થઇ શકવાથી, તે ભેદ મહા પ્રીતિથી સચ્ચિદાનંદરૂપ એકરસ પ્રકૃતિપુરુષમાં ડૂબી ગયો—સારાંશ કે, ભેદ જ અભેદ થઇ ગયો.

जेणें देवें संपूर्ण देवी । जियेवीण कांहींनां तो गोसावी ॥

किंबहुना एकोपजीवी । एकएकाची ॥ १० ॥

વિવરણ—પ્રકૃતિ પુરુષવડે જ છે, એટલે કે, પ્રકૃતિના અસ્તિત્વનો સર્વ આધાર પુરુષપર જ રહેલો છે. જેવી રીતે જળમાં ઉદ્ભવતા તરંગોના અસ્તિત્વનો સર્વ આધાર જળપર જ હોય છે, તેવી જ રીતે પ્રકૃતિ કેવળ પુરુષના અસ્તિત્વના આધારપર જ રહેલી છે; પરંતુ સચ્ચિદાનંદરૂપ આત્મામાં પુરુષકલ્પનાનો વ્યવહાર પ્રકૃતિ–સાપેક્ષ હોવાથી, જો પ્રકૃતિ ન હોય, તો પુરુષકલ્પના પણ નથી; તેથી તેઓ એક બીજાનાં પરસ્પર નિર્વાહક જીવન જ છે, અથવા પરસ્પર એક બીજાનાં જીવન છે, એમ જ કહેવું જોઈએ.

कैसा मेळु आला गोडिये । दोघे न माती जगीं इये ॥
कीं परमाणू हि माजी उबाये । मांडिली आहाती ॥ ११ ॥

વિવરણ—પ્રકૃતિપુરુષની પરસ્પર પ્રસન્નતા વિશેનો કેવો યોગ થયેલો છે તે જુઓ! કે, તેના યોગે એ પ્રકૃતિપુરુષ એટલાં બધાં વૃદ્ધિંગત થયાં છે કે સમસ્ત વિશ્વમાં પણ તેમનો સમાવેશ થઈ શકતો નથી, તથાપિ અતિ સૂક્ષ્મ પરમાણુમાં પણ તેઓ આનંદથી વિહાર કરે છે. એટલે કે, સ્થૂલસૂક્ષ્માત્મક સર્વ જગત્ પ્રકૃતિનું પરિણામ છે. હવે જો જગત્ વિશે ખરો વિચાર કરી જોઈએ, તો અનેક નામો અને અનેક રૂપો જ જગતના અબાધિત લક્ષણ તરીકે સિદ્ધ થાય છે. એક સ્થળે તુકારામ મહારાજે પણ એમ જ કહેલું છે કે, 'જગત્ બહુ નામ અને બહુ ભાવનાત્મક છે!' હવે એ અનેકનામરૂપાત્મક જગત્ તે સર્વ પ્રકૃતિનું જ પરિણામ છે, એ તો ઉપર કહેલું જ છે; એ અનેક નામરૂપો જે આધારપર રહેલાં છે, તે આધારને જ સત્તા કહેવામાં આવે છે, અને પુરુષ સત્તા તેની જ છે. અર્થાત્ જ્યાં જ્યાં નામરૂપાત્મક પ્રકૃતિ છે, ત્યાં ત્યાં આધારભૂત પુરુષનામક સત્તા પણ છે જ. એ પ્રમાણે, સમસ્ત જગત્માં એ પ્રકૃતિપુરુષ છલાછલ ભરેલાં હોવાથી "બન્ને જગત્માં સમાતાં નથી!" એવો મૂળ ઓવીમાં ઉદ્ગાર કાઢેલો છે. એ દૃષ્ટિથી અતિ સૂક્ષ્મ પરમાણુને લેવામાં આવે, તો પણ તેને રૂપ તો છે જ અને જ્યારે રૂપ તથા નામ એ બન્ને છે, ત્યારે તેમની આધારભૂત સત્તા પણ હોવી જ જોઈએ. અને એથી જ "પ્રકૃતિપુરુષ પરમાણુમાં પણ આનંદથી વસે છે" એમ મૂળમાં કહેલું છે.

जिहीं एक एकावीण । न कीजे तृणाचें ही निर्माण ॥
नियें दोघे जीव जिण । जिया दोघा ॥ १२ ॥

વિવરણ—સંસારમાં જે કોઈ સામાન્ય કાર્ય કરવાનું હોય છે, તો પણ પતિપત્ની તે કાર્ય એક બીજાની અનુમતિ વિના કરતાં નથી, એક બીજાને એક બીજાનો ક્ષણ

માત્રનો વિયોગ પણ સહન થતો નથી. જ્યાં પ્રેમનો આવો પ્રકાર જોવામાં આવે છે, ત્યાં લોકો એમ જ કહે છે કે, 'આ પતિપત્ની એકબીજાના જીવ કે પ્રાણ જ છે!" જ્ઞાનેશ્વર મહારાજને પ્રકૃતિ અને પુરુષ મધ્યે એવો જ પ્રકાર દષ્ટિગોચર થવાથી તેમણે ઉપર્યુક્ત ઉદ્ગાર કાઢેલો છે. એ પ્રકૃતિ અને પુરુષ એક બીજાના સાહાય્ય વિના ઘાસનું એક તણખલું પણ નિર્માણ કરતાં નથી; એટલે કે, જો ઘાસનું એક તણખલું પણ લેવામાં આવે, તો તેમાં પણ નામરૂપના ભાવથી પ્રકૃતિ રહેલી છે; અને તેની સાથે જ તે નામરૂપનો આધારભૂત અસ્તિભાતિપ્રિયરૂપ પુરુષ પણ વિરાજમાન છે. સારાંશ કે, પ્રકૃતિ અને પુરુષ પરસ્પર એકબીજાના જીવ કે પ્રાણ જ છે.

घरवातें मोटकीं दोघें । जैं गोसावी सेजे रिघे ॥
तें दंपत्यपणें जागे । स्वामिणी जे ॥ १३ ॥

વિવરણ—આ જગદ્રૂપી ગૃહસંસારમાં પ્રકૃતિ અને પુરુષ બન્ને ભરેલાં છે; એટલે કે, સમસ્ત જગત્‌માં દૃષ્ટિ નાખતાં (એમ જ જોવામાં આવે છે કે) નામરૂપના ભાવથી પ્રકૃતિ ભરેલી છે, અને તે નામરૂપોનો આધાર અસ્તિભાતિપ્રિયરૂપ પુરુષ એ ઉભય વિના ત્રૈલોક્યમાં ત્રીજી કોઈ વસ્તુ છે જ નહિ. જે વેળાએ પુરુષ નિદ્રાવશ થાય છે, એટલે કે, પુરુષ સંજ્ઞક સચ્ચિદાનંદરૂપ આત્મભાવનો સંકોચ થાય છે, તે વેળાએ પુરુષ સત્તાથી નામરૂપાત્મક જગદ્રૂપે સર્વત્ર પ્રકૃતિનો જ વિકાસ હોય છે અને એ જ "જે સ્વામિની છે તે દાંપત્યભાવથી જાગે છે" એ મૂળ ઓવીમાંના વાક્યનું તાત્પર્ય છે.

जया दोघांमाजी एकादें । विपायें उमजलें होय निंदें ॥
तरी घरवात गिळुनी नुसधें । कांहीं ना करी ॥ १४ ॥

વિવરણ—પ્રકૃતિ અને પુરુષ એ ઉભયમાંથી એક પણ જો નિદ્રામાંથી જાગૃત થાય છે, તો તે જગદ્રૂપી ગૃહ સંસારને ગ્રાસીને, કેવળ કાંઈ નહિ રૂપ કરી નાખે છે. એનો ભાવાર્થ એ છે કે, પુરુષ સચ્ચિદાનંદસ્વરૂપ સ્વાત્મપ્રત્યયવડે પ્રકટ થતાંની સાથે જ, પ્રકૃતિ આદિ જગદ્ભાવ બાધિત થાય છે, અને તેના યોગે સચ્ચિદાનંદરૂપ આત્મામાંની પુરુષકલ્પનાનો પણ લોપ થઈ જાય છે; કારણ કે, આત્માની 'પુરુષ'સંજ્ઞા પ્રકૃતિ–સાપેક્ષ છે. એટલામાટે ઉપર્યુક્ત પ્રકૃત્યાદિ જગત્‌નો નિરાસ થતાં તત્સાપેક્ષ પુરુષકલ્પનાનો પણ લોપ થાય છે, એમ ઉપર અમે કહેલું છે. જે વેળાએ આ પ્રમાણેનો કહેલો પ્રકાર બની આવે છે, તે વેળાએ સર્વધર્મશૂન્યસ્થિતિવડે એક આત્મા જ અવશિષ્ટ હોય છે.

दोहीं आंगांचीं आटणी । गिवसित आहाती एकपणीं ॥
जाली भेदाचिया वाहणी । आघावी जिये ॥ १५ ॥

વિવરણ–પુરુષ અને પ્રકૃતિ એકતામાં પોતાના ઉભય સ્વરૂપનું પર્યવસાન કરે છે. એનો ભાવાર્થ એવો છે કે, પ્રકૃતિ અને પુરુષ, વિચારપૂર્વક જોનારને, એક બ્રહ્મચૈતન્ય જ પોતાનું પારમાર્થિક સ્વરૂપ છે, એમ દર્શાવે છે. આત્મા સ્વાત્મસ્વરૂપ વિષયક અજ્ઞાનને વશ થઈને જે વેળાએ જગતને જુએ છે, તે વેળાએ જગત્ પ્રકૃતિપુરુષના બે સમાન અર્ધોનું બનેલું હોય છે એટલે કે જગત્ અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ એ પાંચ અંશોનું બનેલું હોય છે; તેમાંના નામ અને રૂપ એ બે અંશોવડે પ્રકૃતિ છે; અને અસ્તિ, ભાતિ તથા પ્રિય એ ત્રણ અંશોવડે પુરુષ છે. એવી રીતે પુરુષ અને પ્રકૃતિના સમાન બે અર્ધભાગોવડે સર્વ જગત્ બનેલું છે.

विषो एकमेकांची जिये जिये । एकमेकांची विषयीं इये ॥
जिहीं दोघीं सुरिये । जिये दोघे ॥ १६ ॥

વિવરણ–જે બન્ને એકબીજાના વિષય છે અને એકબીજાના વિષયી છે, તેમ જ જે બન્ને એકબીજાના યોગે સુખી છે; એટલે કે, જેવી રીતે વ્યવહારમાં, પતિપત્ની એકબીજાના વિષય અને વિષયી હોય છે–તે એવી રીતે કે, જે વેળાએ પતિ કામાતુર થઈને સ્ત્રીસુખમાં પ્રવૃત્ત થાય છે, તે વેળાએ તે વિષયી હોય છે અને સ્ત્રી વિષય હોય છે, તેમ જ જે વેળાએ સ્ત્રી કામાતુર થઈને પતિના સુખમાં પ્રવૃત્ત થાય છે, તે વેળાએ સ્ત્રી વિષયી અને પતિ વિષય હોય છે. એ જ પ્રમાણે પોતાના આનંદને પોતે જ ભોગવવાની પુરુષને ઇચ્છા થાય છે, તે વેળાએ તે પુરુષ વિષયી અને પ્રકૃતિ વિષય હોય છે કિંવા છે. પ્રકૃતિ પોતાના યોગે પુરુષને ઢાંકી નાખે છે અને એ દૃષ્ટિથી પ્રકૃતિ વિષયી તથા પુરુષ વિષય છે.

स्त्री पुरुष नाम भेदें । शिवपण एकलें नांदे ॥
जग सगळें अधार्थे– । पणें जिहीं ॥ १७ ॥

વિવરણ–સ્ત્રીપુરુષ (પ્રકૃતિપુરુષ) નામોના ભેદથી, તત્ત્વતઃ એક સચ્ચિદાનંદરૂપ શિવ જ છે. એવું એ તત્ત્વતઃ સચ્ચિદાનંદરૂપ એક શિવત્વયુક્ત પ્રકૃતિપુરુષના સમાન અર્ધ ભાગોવડે સમસ્ત જગત્ થયેલું છે. તે કેવી રીતે, એનું વર્ણન પૂર્વે ૧૫ મી ઓવીમાં કરેલું છે.

दो दाडी एक श्रुती । दोंहीं फुलीं एक द्दति ॥
दोहीं दिवीं दीप्ती । एकीची जेवीं ॥ १८ ॥
दो ओंठीं एकी गोष्टी । दो डोळा एकी द्दष्टी ॥
तेवीं दोघीं जिहीं सृष्टी । एकीचि जे ॥ १९ ॥

**વિવરણ**—ઢોલપર દાડીના એકપર એક બે આઘાત કરવાથી એક શબ્દ ઉત્પન્ન થાય છે, અથવા તો બે દડવડે એક વીણા તૈયાર થાય છે પુષ્પ બે હોય છતા સૌગન્ધ્ય તો એક જ હોય છે, દીપક બે હોવા છતા પ્રકાશ એક જ હોય છે, હોઠ બે હોવા છતા તેમાથી શબ્દ તો એક જ ઉચ્ચારી શકાય છે, નેત્રો બે હોવા છતાં દૃષ્ટિ તો એક જ છે, તે જ પ્રમાણે, એ ઉભય પ્રકૃતિ પુરુષના યોગમા જગત્ એક જ છે

दाऊनि दोनींपण । एक रसाचें आरोगण ॥
करीत आहे मेहूण । अनादि जे ॥ २० ॥

**વિવરણ**—પુરુષ અને પ્રકૃતિનું જોડું અનાદિ કાળથી એક સચ્ચિદાનદરૂપ આત્મરસનો જ ઉપભોગ લીધા કરે છે. જેવી રીતે, દર્પણમાં જોનાર પુરુષ, બિંબપ્રતિબિંબના દ્વૈતભાવને બતાવીને, કેવળ પોતાના મુખસૈન્દર્યનો જ ઉપભોગ લે છે, તેવી રીતે સચ્ચિદાનદરૂપ પરબ્રહ્મભાવમા પુરુષ અને પ્રકૃતિનો ભાવ ભાસતો હોવા છતા તે બન્ને એક પરબ્રહ્મરસનો જ ઉપભોગ લીધા કરે છે. એટલે કે, ઉભયમા એક પરબ્રહ્મનું જ અસ્તિભાતિપ્રિયત્વ રહેલું છે.

जे स्वामीचिया सत्ता-। वीण असो नेणे पतिव्रता ॥
जियेविण सर्वकर्त्ता । काहीं ना जो ॥ २१ ॥

**વિવરણ**—પ્રકૃતિ સચ્ચિદાનદરૂપ પુરુષના અસ્તિત્વવડે જ પ્રકાશેલી છે. એટલે કે, જેવી રીતે લહરી જળના અસ્તિત્વને લીધે જ ભાસે છે, તેવી રીતે પુરુષ જ પ્રકૃતિરૂપે ભાસે છે. પુરુષમાં જે સર્વકર્તૃત્વનો સબધ આવેલો છે, તે કેવળ પ્રકૃતિના યોગે જ એટલે કે, પુરુષની સત્તાથી જે વેળાએ પ્રકૃતિદ્વારા સર્વ જગત્ નિર્માણ થાય છે, તે વેળાએ પુરુષને જ સર્વકર્તૃત્વનો સબધ પ્રાપ્ત થાય છે જો પ્રકૃતિ જ ન હોય, તો પુરુષમા આરોપાયલા સર્વ કર્તૃત્વનો સબધ પણ કાંઈ નથી

जे कीं भातारचें दिसणें । भातारूचि जियेचें असणें ॥
नेणिजती दोघे जणें । निवडूं जिये ॥ २२ ॥

વિવરણ-પ્રકૃતિનું જે ભાસવું તે તેના ભર્તા સચ્ચિદાનંદરૂપ પુરુષનું જ ભાસવું છે પ્રકૃતિનું જે અસ્તિત્વ તે ભર્તા પુરુષનું જ અસ્તિત્વ છે. જેવી રીતે અનકાર રૂપે સુવર્ણ જ ભાસે છે, અથવા તો અનકારના અસ્તિત્વથી સુવર્ણનું જ અસ્તિત્વ પ્રકટ હોય છે, તેવી જ રીતે પ્રકૃતિના રૂપે સચ્ચિદાનંદરૂપ પુરુષ જ ભાસે છે એવી રીતે ઉભયની સ્વરૂપસત્તા એક હોવાથી તેમને એકબીજાથી—પરસ્પર—પૃથક્ ચૂટી શકાતાં નથી

गोडी आणि गुळु । कापूर आणि परिमळु ॥

निवडुं जाता पागुळु । निवाडु होय ॥ २३ ॥

વિવરણ—જે ગોળમાથી ગળપણને જૂદુ કાઢવા બેસીએ, અથવા તો કપૂરમાથી સુવાસને ભિન્ન કરવાનો યત્ન આદરીએ, તો તેમ કદાપિ બની શકતું જ નથી, કિન્તુ તેમને ભિન્ન કરવાની ક્રિયા જ મા઼ત્ર પાગળી (કુંઠિત) થઈ જાય છે

समम दीप्ती घेता । जेवीं दीपचि ये हाता ॥

तेवीं जियेचिया तत्त्वता । शिवुचि लाभे ॥ २४ ॥

વિવરણ—સર્વ દીપપ્રકાશને લેવા જતાં જેમ સત્યત્વથી એક દીપ જ હાથમા આવે છે, તેવી જ રીતે પ્રકૃતિના સ્વરૂપનો વિચાર કરતાં તે તત્ત્વત ભિન્ન ન ભાસતા સચ્ચિદાનંદરૂપ એક શિવ જ છે, એમ ભાસે છે

जैशी सूर्य मिरवे प्रभा । प्रभे सूर्यत्वाचि गाभा ॥

। तैशी भेद गिळित शोभा । एकाचि जे ॥ २५ ॥

વિવરણ—જેવી રીતે પ્રભાના યોગે સૂર્ય વ્યક્ત થાય છે અને તે પ્રભાનો ગર્ભ સૂર્ય જ છે, તેવી જ રીતે પુરુષ અને પ્રકૃતિ ભેદને ગ્રાસીને એક જ ચૈતન્યશોભા વડે વિહરે છે, એટલે કે, કેવળ પુરુષના યોગે પ્રકૃતિ આદિ જગત્ ભાસે છે. પ્રકૃતિનો (ઉપર્યુક્ત પ્રભાસૂર્ય ન્યાયથી) કેવળ પુરુષ જ ગર્ભ છે. તાત્પર્ય કે, સૂર્ય અને પ્રભા એવી રીતે શબ્દો બે હોવા છતાં તેમનો અર્થ તો એક સૂર્ય જ છે, તેવી જ રીતે પુરુષ અને પ્રકૃતિ એ શબ્દો બે હોવા છતા તેમનો અર્થ તો એક સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વ જ છે

। का बिंब प्रतिबिंबा द्योतक । प्रतिबिंब बिंबा अनुमापक ॥

तैसें द्वैतमिसें एक । घरवत असे ॥ २६ ॥

વિવરણ—જેવી રીતે જોનારનું મુખ જ જળમાંના કિંવા દર્પણમાંના પ્રતિબિંબનું પ્રકાશક છે; તેવી જ રીતે જોનારના મુખમાં બિંબધર્મની કલ્પના કરાવનાર પ્રતિબિંબ છે. એટલે કે, પ્રતિબિંબસાપેક્ષ જોનારના મુખને બિંબ કહેવામાં આવે છે. એનું તાત્પર્ય એટલું જ છે કે, બિંબપ્રતિબિંબરૂપે જોનારો જેવી રીતે એક જ છે, તેવી જ રીતે પુરુષ અને પ્રકૃતિ ઉભયરૂપે એક સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વ જ શોભે છે.

सर्व शून्याचा निष्कर्षु । जिया वाइला केला पुरुषु ॥
जेणें दादुलेन सत्ता विशेषु । शक्ति जाली ॥ २७ ॥

વિવરણ—જે પરબ્રહ્મ સર્વ શૂન્યનો અંત છે, એટલે કે, શૂન્યરૂપ આકાશનો પણ જ્યાં અંત થાય છે—અર્થાત્ જે પરબ્રહ્મસ્વરૂપમાં શૂન્યની કલ્પના જ નથી, કારણ કે, શૂન્યની કલ્પના 'કાંઈ પણ છે'ની સાપેક્ષ હોય છે; 'કાંઈ પણ છે'થી વિરુદ્ધ 'કાંઈ નથી' છે; તે 'કાંઈ નથી'ને જ શૂન્ય કહેવામાં આવે છે, આકાશના શૂન્ય રૂપની કલ્પના થવાનું કારણ એ જ છે કે, વાયુથી તે પૃથ્વી પર્યંત સર્વ તત્ત્વો ઇંદ્રિયોના વિષય થનારાં (ભાસનારાં) છે; તે પ્રમાણે આકાશ કોઈ પણ ઇંદ્રિયને ભાસનારું નથી. અહીં કદાચિત્ કોઈ એમ કહેશે કે, 'આકાશ ભાસતું કેમ નથી વારુ? અમારાં નેત્રોને તો જાણે માથાપર છત કર્યા પ્રમાણે સર્વત્ર નીલવર્ણ આકાશ ભાસ્યા કરે છે, છતા તમે તેની ના પાડો છો તેનું શું કારણ?' એનુ ઉત્તર એ પ્રમાણે છે કે, સર્વત્ર જે નીલવર્ણ આકાશ ભાસે છે, તે સત્ય નથી; કિંતુ જ્યાં સુધી આપણી દૃષ્ટિ પહોંચી શકે છે, ત્યાં સુધી—તેટલા અવકાશમાં—પોલાણનો અનુભવ હોય છે, પણ જ્યાં આપણી દૃષ્ટિ સ્તબ્ધ થાય છે, ત્યાં નીલભાસનો ભ્રમ થાય છે. એથી આકાશ કાંઈ પણ પદાર્થ નથી. એમ સિદ્ધ થાય છે, અને એટલામાટે જ તેને શૂન્ય કહેવામાં આવે છે. એ શૂન્યરૂપ આકાશની કલ્પના ઘન અજ્ઞાનરૂપ પ્રકૃતિ શૂન્યમાં લુપ્ત થઈ જાય છે, એનો ગાઢ નિદ્રામાં પ્રત્યેક મનુષ્યને અનુભવ મળ્યા જ કરે છે, એટલે એ વિશે વિશેષ વિવરણની આવશ્યકતા નથી. એ ઉભય શૂન્યોની આ કલ્પના સચ્ચિદાનંદરૂપ, જ્ઞાનમાત્ર, નિત્યપરિપૂર્ણ અને અદ્વિતીય પરબ્રહ્મસ્વરૂપમાં નથી. કારણ કે, અસ્તિ રૂપે ભાસનારાં વાયુથી તે પૃથ્વી પર્યન્તનાં જે તત્ત્વો, તે સ્વભાવતઃ જ ન હોવાથી તેમની સાપેક્ષતાવાળી આકાશ અને ઘન અજ્ઞાનરૂપ પ્રકૃતિ એ શૂન્ય કલ્પનાઓ ત્યાં હોઇ જ કેવી રીતે શકે? અર્થાત્ તે પરબ્રહ્મ સ્વરૂપમાં મહાશૂન્યની કલ્પના છે. નભોમંડળના શૌન્યને ગળી જઈને જે ગુણમયને અવશિષ્ટ રહેવા નથી દેતું તે મહાશૂન્ય છે અને તે શ્રુતિવચનસમત છે.* એવા એ મહાશૂન્ય પરબ્રહ્મને

* જ્ઞાનેશ્વરીના ૧૩ મા અધ્યાયની ૯૨૬ મી ઓવીમાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજે એનું વિસ્તૃત વિવેચન કર્યું છે, તે જોવું. જુઓ ગુજરાતી પ્રેસનું 'જ્ઞાનેશ્વરી'નું ગુજરાતી ભાષાંતર.

પ્રકૃતિએ પુરુષ નામધારી કર્યો છે, એટલે કે, સ્ત્રીલિંગીય પ્રકૃતિ જ કોઈ એક સ્ત્રી છે અને તેની દષ્ટિથી કેવળ સત્તારૂપ ભાવપર, પુરુષ સંજ્ઞાનો વ્યવહાર થયેલો છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ પુરુષના અસ્તિત્વથી જ શક્તિ વિશેષત્વને પામેલી છે; જેવી રીતે જળના આધારે લહરી વિશેષતાને પામે છે, તેવી જ રીતે પુરુષસત્તાના આધારે પ્રકૃતિભાવની કલ્પના ઉત્પન્ન થયેલી છે.

जिये प्राणेश्वरी वीण । शिवींहि शिवपण ॥
थारों न शके ते आपण । शिवें घडली ॥ २८ ॥

વિવરણ—શક્તિ વિના સચ્ચિદાનંદ શિવમાં શિવત્વ ટકી શકતું નથી; એટલે કે, શક્તિના યોગે જ આત્માની શિવ સત્તા છે. એ શક્તિ ન હોય, તો આત્મા નિત્ય શિવરૂપ (કલ્યાણરૂપ) હોવા છતાં પણ શિવ સંજ્ઞાનો તેના સબંધમાં વ્યવહાર થવો અશક્ય છે. કારણ કે, આત્માનું 'શિવ' નામ શક્તિસાપેક્ષ છે, એ તો ઉપર કહેલું જ છે. એટલે અહીં 'શિવશક્તિ' નામથી પુરુષ તથા પ્રકૃતિનો જ સ્વીકાર કરવાનો છે; કારણ કે, શક્તિ, પ્રકૃતિ, અજ્ઞાન, અવિદ્યા, માયા અને પ્રધાન આદિ નામો સર્વ એક જ અર્થને સૂચવનારાં છે. પુરુષથી ભિન્ન નથી હોતી, એટલામાટે તેને શક્તિ નામથી ઓળખવાની છે; તે (શક્તિ) તમ પ્રધાન થઇને ભૂતભૌતિક પ્રપંચને નિર્માણ કરે છે અને તેટલામાટે જ તેને પ્રકૃતિ કહેવામાં આવે છે. નિર્વિકલ્પ બ્રહ્મમાં તે જ દુર્ઘટ ઇચ્છા આદિને ઉત્પન્ન કરે છે, અને તેથી તે માયાના નામથી ઓળખાય છે. બ્રહ્મસ્વરૂપને તે ઢાંકી નાખે છે, એટલામાટે તે અજ્ઞાન કહેવાય છે. બ્રહ્મવિદ્યાના યોગે તેની નિવૃત્તિ થાય છે, તેથી તેને અવિદ્યા નામ મળેલું છે. સર્વ ભૂતભૌતિક સૃષ્ટિ તેના ઉદરમાં લીન હોય છે, એટલે કે, યાવજ્જીવ પોતપોતાનાં કર્મ અને અદષ્ટ વાસના સહિત તેનામાં લીન રહેલાં હોય છે—એવી રીતે પ્રલય કાળમાં સમસ્ત જગતને પોતાના ઉદરમાં અદશ્ય કરીને તે પોતે ઉદાસીન વૃત્તિને ધારણ કરી રહે છે, એટલામાટે તેને પ્રધાન સત્તા મળેલી છે એ પ્રમાણે ઉપર કહેલાં એ સઘળાં નામો એક પ્રકૃતિના જ છે. પણ એવી એ શક્તિને શિવે નિર્માણ કરી છે; એટલે કે, શક્તિ વિષયક કલ્પનાનો એક શિવરૂપ જ મૂળ આધાર છે.

ऐश्वर्येंशी ईश्वरा । जियेचे अंग संसारा ॥
आपण होउनी उभारा । आपणाचि जे ॥ २९ ॥

વિવરણ—શાસ્ત્રમાં સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સ્વતંત્ર અને નિત્યમુક્ત એ સર્વ ધર્મ ઇશ્વરના જ છે. પણ સચ્ચિદાનંદરૂપ નિર્ધર્મક બ્રહ્મવસ્તુમાં સર્વજ્ઞ અને સર્વ-

શક્તિમાન્ આદિ ધર્મ માયાકૃત છે. વધારે શું કહેવું! માયાવિશિષ્ટ બ્રહ્મ જ ઈશ્વરનું સ્વરૂપ છે. અર્થાત્ એ ન્યાયથી, મૂળ માયાને જ ઈશ્વરનો મહાકારણ દેહ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. એવા એ સત્ત્વગુણપ્રધાન માયાવિશિષ્ટ ઈશ્વરે તમોગુણ-પ્રધાન માયાને ઈક્ષણ (સંયુક્ત થવું તે) કર્યું, એટલે કે, તેમાંથી ત્રિગુણાત્મક આકાશ આદિથી પૃથ્વી પર્યંતનાં સર્વે તત્ત્વો ક્રમાગત નિર્માણ થાય છે, અને તે નિર્મિત તત્ત્વોને જ અપંચીકૃત (સૂક્ષ્મ) ભૂતોના નામથી ઓળખવામાં આવે છે. એ અપંચી-કૃત ભૂતોમાંથી ૧૭ સત્તર તત્ત્વોનું વ્યષ્ટિસમષ્ટયાત્મક લિંગશરીર થયું અને તે સમષ્ટિ લિંગશરીરના ઈશ્વરે અભિમાનને ધારણ કરવાથી તે હિરણ્યગર્ભ થયો. એનાં જ સૂત્રાત્મા અને પ્રાણ આદિ બીજાં નામો છે. સૂક્ષ્મ સૃષ્ટિ એ પ્રમાણે હોવા છતાં ઈશ્વરના ઈક્ષણથી તમઃપ્રધાન અપંચીકૃત ભૂતોના બરાબર બબ્બે ભાગો થયા, અને પ્રત્યેક ભૂતનો અર્ધ ભાગ જેમનો તેમ જ રહ્યો; અને બીજા અર્ધ ભાગના ચાર ચાર ભાગ થયા, અને તેઓ પોતાના જ અવશિષ્ટ રહેલા અર્ધ ભાગને છોડીને અન્ય ભૂતોના રહેલા અડધા અડધા ભાગોમાં મળી ગયા. એવી રીતે પ્રત્યેક ભૂતનો રહેલો અર્ધ ભાગ અને બીજાઓના ⅛ મળીને પાંચ પંચાં પચીસની ગણ-નાથી પંચીકરણ થયું. એને જ પંચીકૃત (સ્થૂલ) મહાભૂત કહેવામાં આવે છે. એમાંથી વ્યષ્ટિસમષ્ટયાત્મક ભૌતિક સૃષ્ટિ થઈ, અને ઈશ્વરે એ ભૌતિક સૃષ્ટિનું અભિમાન ધારવાથી તેને 'વિરાટ્' સંજ્ઞા મળી. વૈશ્વાનર અને વૈરાજ એ બે પણ તેનાં જ નામો છે. એવી રીતે કાર્ય કારણરૂપી માયા વિરાટ્, હિરણ્યગર્ભ, અવ્યા-કૃત અને મૂળ માયા ઇત્યાદિ ઈશ્વરનાં ચાર અંગ અથવા ચાર દેહ પોતે જ બની ગઈ. અને યશઃ, શ્રી, ઔદાર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ પ્રમાણેના ઈશ્વરના જે ૭ ગુણ, તે પણ તે પોતે જ બની ગઈ. એ પ્રમાણે યાવત્સંસારરૂપે માયા પોતે જ પ્રકટીને પોતે જ વિહરે છે.

पतीचेनि अरूपपणें । लाजोनि अंगाचें मिरवणें ॥
केलें जगायेवढें लेणें । नामरूपाचें ॥ ३० ॥

વિવરણ–પુરુષ અરૂપ (રૂપ રહિત) છે; એને હાથ નથી, પગ નથી, નાક નથી, નેત્ર નથી, કાન નથી અને મુખ પણ નથી. અર્થાત્ એ એવો કેવળ નિર-વયવી છે અને એટલામાટે જ એને અરૂપ કહેવામાં આવે છે. એવા એ અરૂપ પતિના યોગે, મૂળ માયા એ જ કોઈ સ્ત્રી, બહુ જ લજ્જિત થઈ ગઈ; કારણ કે, તે મહા દૈવી અને ગુણમયી છે, એમ "શ્રીમદ્‌ભગવદ્‌ગીતા"માં કહેલું છે. વ્યવહારમાં

પણ જો કોઈ કુલીન, ગુણવતી અને રૂપવતી રમણીને કાળો, નકટો, દુર્ગુણી અને બાડો કુરૂપ પતિ મળે છે, તો તે પતિના યોગે જેવી રીતે તે રમણી લજાઈ જાય છે; તે પ્રમાણે જ નિર્ગુણ, નિરાકાર અને અરૂપ પતિના યોગે ઉપર્યુક્ત દૈવવતી અને ગુણમયી* માયા સર્વથા લજ્જિત થઈ ગઈ.† અને એવા અરૂપ પતિનાં રૂપ તથા નામ આદિ સર્વ તે પોતે જ થઈ.† એવી રીતે પ્રકૃતિ પોતે જ પોતાના પતિનું સર્વસ્વ બનેલી છે.‡ વધારે શું કહેવું! નામરૂપરહિત પુરુષ પતિને જગત્ જેટલા અલંકારવડે તે પ્રકૃતિએ સગુણ સાકાર પોતાને જોઈએ તેવો સુશોભિત કર્યો; એટલે કે, અનેકનામરૂપાત્મક જગત્પરિણામથી પ્રકૃતિ જ સર્વ બનેલી છે. શાસ્ત્રમાં બે કારણો કહેલાં છે, એક ઉપાદાન કારણ અને બીજું નિમિત્ત કારણ. જે કારણની કાર્યમાં વ્યાપ્તિ હોય છે, તેને ઉપાદાન કારણ કહેવામાં આવે છે, અને જે કારણ કાર્યથી ભિન્ન હોય છે, તેને નિમિત્ત કારણના નામથી ઓળખવામાં આવે છે. જેમ કે, ઘટનું ઉપાદાન કારણ મૃત્તિકા છે, અને કુલાલ (કુંભાર) નિમિત્ત છે. તે જ પ્રમાણે પ્રકૃતિ નામરૂપાત્મક જગતનું ઉપાદાન હોવાથી તેની સર્વ નામરૂપ જગતમાં વ્યાપ્તિ છે–એટલે કે, નામરૂપાત્મક જગત્સ્થિતિવડે તે જ છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો બાધ નથી.

ऐक्याचाही दुकाळा । बहुपणाचा सोहळा ॥
जिये सदैवोचिया ळीळा । दाखविला ॥ २१ ॥

---

* "दैवी ह्येषा गुणमयी मम माया..." શ્રીમદ્ભગવદ્ગીતા.

† જ્ઞાનેશ્વર મહારાજે 'ભગવદ્ગીતા' પરની પોતાની 'જ્ઞાનેશ્વરી' નામક ટીકામાં ૧૩ મા અધ્યાયના ૨૧ મા શ્લોકપરની ૯૮૨ થી ૯૮૪ મી ઓવી સુધીમાં એ પ્રકૃતિના પતિનું ઉત્તમ વર્ણન આપેલું છે અને ત્યારપછી પોતાના અરૂપ પતિનું નામરૂપાદિ તે પોતે કેવી રીતે થઈ, તેનું એજ ૧૩ મા અધ્યાયની ૯૯૯ થી ૧૦૦૬ મી ઓવી સુધીમા ઉત્કૃષ્ટ વિવેચન કરેલું છે તે જોઈ લેવું.

‡ "एवमादीनि कर्माणि मयैवाचरितान्यपि ।
आरोपयंति रामेस्मिन्निर्विकारेऽखिलात्मनि ॥ ४२ ॥
रामो न गच्छति न तिष्ठति नानुशोच-
त्याकाङ्क्षत त्यजति नो न करोति किंचित् ।
आनन्दमूर्तिरचल परिणामहीनो-
मायागुणाननुगतो हि तथा विभाति " ॥ ४३ ॥

અધ્યાત્મ રામાયણ. બાલકાંડ, પ્રથમસર્ગ.

વિશેષ વિસ્તારમાટે જુઓ 'ગુજરાતી' પ્રેસનું અધ્યાત્મ રામાયણનું ગુજરાતી ભાષાન્તર.

વિવરણ–બ્રહ્મવસ્તુમાં દ્વૈત તો નથી જ, પરંતુ દ્વૈતસાપેક્ષ એકતાનો પણ તેમાં દુષ્કાળ જ છે. એટલે કે, જેમાં દ્વૈત નથી, તેવા આત્મસ્વરૂપમાં લીલાવડે દૈવવતી પ્રકૃતિએ અનેક નામરૂપાત્મક જગચ્છોભા બતાવી. ચમત્કાર કેવો છે તે જુઓ કે, જે સ્થાનમાં જે વ્યવહાર કાળત્રયે પણ થવાનો સંભવ નથી, તે સ્થાનમાં તે વ્યવહાર સહજ લીલાવડે બતાવાય, એ જ તે માયાની સદૈવતાનું લક્ષણ છે. વ્યવહારમાં કોઈ એક મહત્ત્વની ઘટના હોય, પણ તે થવી અશક્ય હોય, તેવી ઘટના જો કોઈ કરી બતાવે, તો ખરેખર તે પુરુષ દૈવવાન્ હોવો જોઈએ. એવો પુરુષ જે કોઈ પણ કાર્યને હાથમાં લે, પછી તે શક્ય હોય કે અશક્ય હોય, તો તે કાર્ય સંપૂર્ણ થવાનું જ, એમ લોકો કહે છે. માયાનો પણ એવો જ પ્રકાર છે; અને એટલામાટે જ મૂળ ઓવીમાં તેને 'સદૈવ' કહેલી છે.* દૈવના ત્રણ વર્ગ છે અને તે ઉત્તમ દૈવ, મધ્યમ દૈવ તથા કનિષ્ઠ દૈવના નામથી ઓળખાય છે. કોઈ પણ એક કાર્ય કરવાનું છે એવી મનમાં ઈચ્છા થતાંની સાથે જ તે કાર્ય પ્રયત્ન વિના જ પૂર્ણ થઈ જાય તેને દૈવ કહેવામાં આવે છે; પ્રયત્નવડે તે કાર્યની પૂર્તિ થાય તે મધ્યમ ઉત્તમ દૈવનું લક્ષણ છે, અને પ્રયત્ન કરવા છતાં પણ તે કાર્ય સંપૂર્ણ ન થતાં અડધું પડધું જ રહી જાય, તે કનિષ્ઠ દૈવનું લક્ષણ છે. માયા ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્તમદૈવયુક્તા છે. "હું એક છું તે જ અનેક થઈને મારા સુખને મારે જ ભોગવવું" એવા મૂળ ઉદ્ભવેલા સંકલ્પને જ માયાનું નામ મળેલું છે. અને એવી એ સંકલ્પરૂપિણી માયાના ઉત્થાન સાથે જ મહત્તત્ત્વ ત્રિગુણાદિ સર્વ ભૂતભૌતિક પ્રપંચનું પ્રાકટ્ય થયેલું છે.†

आंगाचिया आटणिया। कातु उवाया आणिला जिया ॥
स्वसंकोचें प्रिया। रुढविली जेणें ॥ ३२ ॥

વિવરણ–પ્રકૃતિએ પોતાના યોગે પુરુષને ઢાંકી નાખ્યો હતો, પરંતુ તેણે પોતાના અંગનો સંકોચ કરીને સર્વત્ર પુરુષસ્વરૂપનો વિકાસ કર્યો; એટલે કે, જેમ જેમ આત્મજ્ઞાનનો વિકાસ થતો જાય છે, તેમ તેમ નામરૂપાત્મક પ્રકૃતિભાવનો સંકોચ થાય છે. જેવી રીતે જળમાં તરંગો ઉત્પન્ન થઈને જળની સ્થિરતાને ઢાંકી નાખે છે, પરંતુ જે વેળાએ જળનો સ્થિરભાવ વ્યક્ત થાય છે, તે વેળાએ તે સર્વ તરંગો લુપ્ત થઈ જાય છે;

* 'જ્ઞાનેશ્વરી'ના ૧૩મા અધ્યાયની ૯૮૬મી ઓવીમાં પણ શ્રી જ્ઞાનેશ્વરે માયાનું એ પ્રમાણેજ વર્ણન કરેલું છે. † આ વિષયના વિશેષ સ્પષ્ટીકરણમાટે જુઓ 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૧૩માની ઓવી ૪૩ અને ૪૪ મી.

તે જ પ્રમાણે ભેદશૂન્ય આત્મજ્ઞાનના ઉદયમાં, નામરૂપાત્મક સર્વ પ્રકૃતિભાવ લુપ્ત થઇને જ્યાં ત્યાં (સર્વત્ર) કેવળ એક આત્મસ્વરૂપનો જ વિકાસ હોય છે.

जियेतें पहावयाचिया लोभा। चढे द्रष्टत्वाचिया क्षोभा ॥
जियेतें देखतुचि उभा। आंगचि सांडी ॥ ३३ ॥

વિવરણ—નામરૂપાત્મક સર્વ દશ્ય પ્રકૃતિભાસને જોવાના લોભથી પુરુષ દ્રષ્ટૃત્વ-ધર્મના ક્ષોભને પામે છે, એટલે કે, દશ્ય પ્રકૃતિ સંબંધથી આત્મામાં દ્રષ્ટૃત્વધર્મનો આવિર્ભાવ થાય છે. પરતુ જેનો વિલાસ જગત્ છે એવી જે પ્રકૃતિ તે દશ્યત્વથી જો સમક્ષ ન ભાસે, તો પુરુષ ઉભો ઉભો જ પોતાના શરીરને નાખી દે છે, એટલે કે દશ્યરૂપ પ્રકૃતિ ન ભાસવાથી દશ્ય સબધથી સ્વીકારેલા દ્રષ્ટૃત્વ ભાવનો તે પુરુષ તત્કાળ ત્યાગ કરે છે—અર્થાત્ પુરુષપર દશ્ય સબધથી આવેલા દ્રષ્ટૃત્વના આરોપનો લોપ થાય છે.

कांतेचिया भिडा। अवला होये जगायेवढा ॥
अंगविला उघडा। जियेवीण ॥ ३४ ॥

વિવરણ—પ્રકૃતિના દબાણ (યોગ)થી નિર્ગુણ, નિરાકાર અને સચ્ચિદાનંદરૂપ પુરુષ જગદાકાર (જગત્ જેવડો) થયો એટલે કે, અનેકનામરૂપાત્મક જગદ્રૂપે અસ્તિભાતિ-પ્રિયત્વવડે સર્વત્ર પોતે જ વિસ્તર્યો (ભરાયો). અહીં કોઈ એવો પ્રશ્ન કરશે કે, એમ કેવી રીતે થયુ વારુ? તો એનું ઉત્તર એ છે કે, વ્યવહારમાં પણ દબાણથી એવી ઘટનાઓ થયા કરે છે. ધારો કે, એક ન્યાયાધીશ મહા સત્યપ્રિય હોઇને ન્યાયપૂર્વક વર્તનારો છે, એટલે કે, તેની આગળ જે મુકર્દમાઓ આવે તેમની બરાબર બારીક તપાસ અને ચોકસી કરીને તેમાના ખરા તાત્પર્યને બહાર લાવી યથાર્થ ન્યાય આપનારો છે. પણ અચાનક કોઈ એક વિશિષ્ટ અભિયોગમાં જો તેનાપર તેની પ્રિય પત્નીનું દબાણ થાય તો ઇચ્છા ન હોવા છતાં પણ તે અભિયોગમા તે પોતાની ઇચ્છા પ્રમાણે નહિ કિંતુ પત્નીની ઇચ્છા પ્રમાણેનો જ ન્યાયનિર્ણય કરે છે. એવી જ રીતે નિર્ગુણ, નિરાકાર, ભેદશૂન્ય અને સત્તારૂપ હોવા છતાં પુરુષ 'હું એક છુ તે અનેક થઇને પોતાના સુખને પોતે ભોગવુ' એવી ઇચ્છારૂપ પ્રકૃતિના દબાણમા આવી ગયો એટલે તેને ત્વરિત સગુણ, સાકાર અને અનેકનામરૂપાત્મક જગતનું સ્વરૂપ ધારણ કરવુ પડે છે. એટલે કે, પ્રકૃતિ અનેકરૂપ જગત્પરિણામને પામતાંની સાથે જ પુરુષને સર્વત્ર અબાધિતત્વથી અસ્તિભાતિપ્રિયત્વવડે રહેવુ પડે છે, અર્થાત્ અસ્તિભાતિપ્રિયરૂપ

આત્માપર નામરૂપનું જે કલ્પિત આચ્છાદન પડેલું છે, તે ઉપર્યુક્ત જ્ઞાનના યોગે નીકળી જતાં સર્વત્ર સચ્ચિદાનંદરૂપ સ્થિતિથી આત્મા જ પ્રકટ હોય છે. અને વ્યવહારમાં પણ એમ જ કહેવાનો પ્રચાર છે. જો કોઈની સ્ત્રી મરી જાય, તો પતિ બિચારો નાગો થઈ ગયો અથવા તો તેનો સંસાર નષ્ટ થયો, એમ જ કહેવામાં આવે છે.

जो हा ठाव मंदरूपें । सज्राइलेपणें हारपे ॥
तो जाला जियेचेनि पडपे । त्रिश्वरूप ॥ ३५ ॥

વિવરણ—જે પરમાત્મા સચ્ચિદાનંદરૂપ, સર્વગત, સર્વવ્યાપક, પરિપૂર્ણ, અક્રિય અને અચલ છે, તેને મૂળમાં મંદરૂપ કહેલો છે. વ્યવહારમાં 'મંદ'નો અર્થ સાધારણતઃ 'સ્થિર' સમજવામાં આવે છે. એટલામાટે જ 'મંદ' શબ્દથી આત્માના અક્રિયત્વ અને અચલત્વની સૂચના કરેલી છે, એમ સમજવાનું છે. તે સર્વત્ર વિસ્તૃત હોવા છતાં પણ ગુપ્ત (ખોવાયલા) સમાન છે. એટલે કે, ઘટ આદિ પદાર્થ સમાન તે દશ્ય નથી; એવો જે પુરુષ તે પ્રકૃતિના પ્રેમસુખવડે નામરૂપાત્મક દશ્ય જગદ્રૂપ થયો (છે)

जिया चेवविला शीवु । वेयाचें वोगें बहु ॥
वाढी वेणेशी जेउ । घाला जो ॥ ३६ ॥

વિવરણ—જેની રીતે કોઈ એક પુરુષ ઘણા વખત સુધી નિદ્રામાં પડેલો હોય, તેવી વેળાએ તેની સ્ત્રી સર્વ સ્વયંપાક તૈયાર કરીને પોતાના પતિને ભોજનમાટે જાગૃત કરે છે અને તેના જાગૃત થયા પછી સર્વ ભોજ્ય પદાર્થોને થાળમાં પીરસીને તે થાળ તેની આગળ લાવીને રાખે છે. પતિ થાળમાંના સર્વ પદાર્થોને આરોગીને તૃપ્ત થાય છે. એ જ પ્રમાણે અનેક નામરૂપાત્મક વેદ્ય જગત્ તે જ જાણે ભાત, પૂરી અને લાડુ ઈત્યાદિ ખાદ્ય પદાર્થ પ્રકૃતિએ તૈયાર કર્યા છે અને પદાર્થો જમાડવામાટે તે કેવળ સચ્ચિદાનંદ સત્તાસ્વરૂપ પુરુષ (પોતાના પતિ) ને જાગૃત કરે છે; એટલે કે, આત્મજ્ઞાનવડે સર્વત્ર કેવળ સચ્ચિદાનંદ આત્મભાવ પ્રકટ થાય છે, એટલે તેની સાથે અનેકનામરૂપાત્મક વેદ્ય જગત્નો લોપ થાય છે અને ત્યાર પછી પુરુષમાંની મૂળ પ્રકૃતિ એટલે કે, 'अहं ब्रह्मास्मि' (હું બ્રહ્મ છું) એ વૃત્તિનો પણ લોપ થઈ જાય છે. અર્થાત્ અહંવૃત્તિરૂપ પ્રકૃતિ સહિત ઇદંવૃત્તિ બાધિત થતાં નિત્ય, નિર્વિકાર અને ભેદશૂન્ય પરિપૂર્ણ સ્થિતિથી કેવળ આત્મભાવ જ અવશિષ્ટ રહે છે.

निदेलेनि भातारें । जे चियें चराचरें ॥
जियेचा विसावला नुरे । आवुलेपण ही ॥ ३७ ॥

વિવરણ-પુરુષની સત્તાનો આધાર લઈને પ્રકૃતિ ચર (સચેત) અને અચર (જડ) એ પ્રમાણે ઉભય ભાવાત્મક જગતને બનાવે છે. એટલે કે, જેવી રીતે ખાટા મેળવણનો સંયોગ થતાં જ પાતળું દૂધ ઘનરૂપ દહિના આકારને ધારણ કરે છે, તેવો જ આ પ્રકાર સમજી લેવાનો છે.* પ્રકૃતિ કેવળ સત્તારૂપ પુરુષમાં વિરમી, એટલે કે લીન થઈ એટલે પછી તેના સંબંધથી પુરુષમાં આવેલા પતિભાવનો પણ લોપ થઈ જાય છે.

जंव फांत रुपो वैसे । तंव नेणिजे जियोंहशे ॥
जिये दोंघे आरिसे । जिया दोघा ॥ २८ ॥

વિવરણ-ચિદાનંદરૂપ પુરુષભાવ સંકુચિત થાય છે, એટલે કે જે વેળાએ તેનું અજ્ઞાન થાય છે, તે વેળાએ નામરૂપાત્મક પ્રકૃતિનો જ વિકાસ થાય છે. તેના યોગે પુરુષ ક્યાંય પણ ભાસતો નથી. વધારે શું કહેવું! પ્રકૃતિ અને પુરુષ તે પરસ્પર સ્વસુખ ભોગવવામાટેના સાધનરૂપ પરસ્પર દર્પણ જ છે.

जियेचेनि अंग लगे । आनंद आपणा आरोगूं लागे ॥
सर्व भोक्तृत्वही नेघे । जिये विण कांहीं ॥ २९ ॥

વિવરણ-કેવળ આનંદરૂપ પુરુષ, મૂળ સ્ફૂર્તિરૂપ પ્રકૃતિના અંગનો આશ્રય લઈને પોતાના આનંદનો પોતે જ ઉપભોગ લેવા માંડે, એટલે કે, નિત્ય આનંદરૂપ પુરુષ અનેકનામરૂપાત્મક વિષયરૂપને ધારીને પ્રકૃતિદ્વારા પોતે જ પોતાનો ઉપભોગ લેવા માંડે, તે વેળાએ તે પુરુષને 'સર્વભોક્તા' એવું વિશેષણ લાગૂ થાય છે; પરંતુ આત્મામાં સર્વભોક્તૃત્વના આરોપને લાવનારી પ્રકૃતિ જ પોતે જો ન હોય, તો પુરુષ કાંઇ સર્વભોક્તૃત્વ આદિ ધર્મને પોતામાં સ્વીકારતો નથી. જેવી રીતે નિદ્રાદ્વારા સ્વપ્નગત ગૃહ, દારા, પુત્ર અને પૌત્ર આદિ સર્વ પદાર્થો તે પુરુષની એક વૃત્તિ જ બને છે, અને તે સર્વની ભોક્ત્રી પણ તેની જ વૃત્તિ હોય છે-એટલે કે, ભોક્તા તે પોતે જ હોય છે. હવે જો વિચાર કરીને જોઇએ, તો સ્વપ્નમાંના સર્વ ભોગ્ય વિષય અને તત્સંબંધી સર્વ ભોક્તૃત્વનો નિદ્રિત પુરુષપરનો આરોપ, એ સર્વ કેવળ એક નિદ્રાના યોગે જ છે, એમ તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે. જો એ નિદ્રા જ

* આનું 'જ્ઞાનેશ્વરી'માં ૧૪ મા અધ્યાયની ૯૦ થી ૧૧૫ મી ઓવી સુધીમાં શ્રી જ્ઞાનેશ્વરે વિસ્તારપૂર્વક વિવેચન કરેલું છે તે જોવું.

ન હોય, તો સ્વપ્નમાંના સર્વ ભોગ્યરૂપધારી પદાર્થો પણ નથી જ અને જ્યાં પદાર્થ નથી ત્યાં સર્વભોક્તા હોય જ ક્યાંથી વારુ? એ જ પ્રમાણે ઉપર્યુક્ત પ્રકૃતિપુરુષનો પ્રકાર જાણી લેવો.

जया प्रियेचें जें अंग । जो प्रियु जियेचें चांग ॥
फालवूनि दोन्ही भाग । जेविते आहाति ॥ ४० ॥

વિવરણ–કલ્પિત પ્રકૃતિનું જે અંગ છે, તે પુરુષનું અંગ છે; એટલે કે, માયા આદિ સર્વ જગત્ કલ્પિત હોવાથી, તે અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યની સત્તાથી જ ભડાયલું છે; વધારે શું કહેવું! માયા આદિ સર્વ જગત્ કેવળ અધિષ્ઠાન બ્રહ્મચૈતન્યનું સ્વરૂપ છે; કારણ કે, જે જે કલ્પિત હોય છે, તે અધિષ્ઠાનસ્વરૂપ હોય છે. પ્રકૃતિ અને પુરુષ એ ઉભય અંશ એક બીજા સાથે મળી ગયેલા સમાન હોઇને તેઓ એકરસ બ્રહ્મચૈતન્યનો જ ઉપભોગ લે છે. જેવી રીતે મનુષ્ય છાશ અને ભાત એકબીજા સાથે મેળવીને ખાય છે, પરંતુ અહીં જમનાર મેળવેલાં છાશ તથા ભાતથી ભિન્ન છે અને છાશ ભાત એ સ્વતંત્ર ભિન્ન પદાર્થોને એક સ્થળે મેળવેલા હોય છે, પણ તેવો મેળાપ પ્રકૃતિ પુરુષનો નથી, કિન્તુ તે સ્વત સિદ્ધ ઉભયની એક બ્રહ્મસત્તા છે, અને તેની નિમ્ન દૃષ્ટાન્તથી સિદ્ધિ કરેલી છે.

जैशी कां समीरेंसकट गति । कां सोनियासकट कांति ॥
तैशी शिवेंशी शक्ति । अघवीच जे ॥ ४१ ॥

વિવરણ–વાયુમાંની ગતિ વાયુયુક્ત છે, સુવર્ણની કાંતિ (તેજ) સુવર્ણસહિત હોય છે, તે જ પ્રમાણે શિવની શક્તિ શિવસહિત છે એટલે કે, શિવશક્તિ એકરૂપ છે.

का कस्तूरीसकट परिमळु । कां उष्मेसकट अनळु ॥
तैसा शक्तींशी केवळु । श्रीशिवूचि जो ॥ ४२ ॥

વિવરણ–જેવી રીતે કસ્તૂરી સૌગંધ્યસહિત હોય છે અને અગ્નિ ઉષ્ણતાયુક્ત હોય છે, તે જ પ્રમાણે શક્તિ પણ શિવસહિત જ છે એટલે કે, તે કેવળ શિવ જ છે. તાત્પર્ય એટલું જ કે, પૂર્વના અને પ્રસ્તુત દૃષ્ટાંતમા શબ્દ બે છે, પરંતુ અર્થ એક જ છે; તદ્વત્ શિવ અને શક્તિ એ શબ્દો બે છે, પરંતુ અર્થ એક સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ છે–અર્થાત્ સર્વત્ર એકતાનો જ વિસ્તાર છે.

रावी आणि दीवो । पातली सूर्याचा ठावो ॥
तैसा आपुलिया साचीं वावो । दोघे जिये ॥ ४३ ॥

વિવરણ–રાત્રિ અને દિવસનો હેતુ જે સૂર્ય, તે સૂર્યના ગ્રામમાં જો દિવસ અને રાત્રિ એક સાથે મળીને જાય, તો ત્યાં રાત્રિસહિત દિવસનો લોપ થવાનો–એટલે કે, રાત્રિનો લોપ થવાથી તત્સાપેક્ષ દિવસની કલ્પના પણ ચાલતી જ થવાની. તેમ જ જે સચ્ચિદાનંદરૂપ બ્રહ્માધિષ્ઠાનમાં, પ્રકૃતિ અને પુરુષની કલ્પના છે, તે અધિષ્ઠાનબ્રહ્મ જો કલ્પિત પ્રકૃતિ અને પુરુષમાં પ્રકટ થાય, એટલે કે, જો અધિષ્ઠાનબ્રહ્મનું દઢ અપરોક્ષ જ્ઞાન થઈ જાય, તો કલ્પિત પ્રકૃતિપુરુષભાવ બાધિત (મિથ્યા) થવાનો જ.

किंबहुना तिये । प्रणवाक्षरीं विरुद्धातिये ॥

दशेचीहीं वैरिये । शिवशक्ति ॥ ४४ ॥

વિવરણ–નિર્ગુણ અને નિરાકાર બ્રહ્મમાં જે 'एकोऽहम्' એ પ્રમાણેનો સંકલ્પ ઉઠ્યો, તે જ પ્રણવનું મૂળ બીજભૂત સ્વરૂપ છે; તેમાંથી અકાર, ઉકાર અને મકાર એ પ્રમાણે ત્રણ માત્રારૂપી અંકુર નિર્માણ થયો; અને તે જ અકારાદિ ત્રણ માત્રાએ સત્ત્વ, રજ આદિ ગુણરૂપને ધારણ કર્યાં અને તેમાંથી જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એવી રીતે ત્રણ અવસ્થારૂપ વ્યષ્ટિસમષ્ટ્યાત્મક પ્રપંચ નિર્માણ થયો. એ પ્રમાણે અકારાદિ માત્રાત્રય અંકુરમાંથી, સર્વ પ્રપંચવૃક્ષ તૈયાર થાય છે; અને એ જ પ્રણવ અક્ષરથી વિરુદ્ધનારી દશા છે. એ દશાની, સચ્ચિદ્રૂપે એકસ્વરૂપ જે શિવશક્તિ, તે વિરોધિની છે. એટલે કે, એ પ્રકૃતિ અને પુરુષ પોતાના તાત્ત્વિક સચ્ચિદાનંદસ્વરૂપે પ્રકટ થયાં કે, તત્કાળ પ્રણવાદિ સર્વ જગત્‌નો લય થઈ જાય છે–એટલે કે, તે બાધિત (મિથ્યા) થાય છે.

हे असो नामरूपाचा भेदशिरा । गिळित एकार्थाचा उजिरा ॥

नतो तया शीव घोहरा । ज्ञानदेवो म्हणे ॥ ४५ ॥

વિવરણ–નામરૂપાત્મક સર્વ જગત્ તે જ કોઈ એક શીરો–અહીં શીરાનું રૂપક કરવાનો એ જ હેતુ દેખાય છે કે, શીરામાં રવો અને સાકર એવી રીતે બે પદાર્થો હોય છે, તે જ પ્રમાણે સર્વ જગત્‌માં નામ અને રૂપ એ બે ભેદ છે, અને એટલા-માટે જ "नामरूपाचा भेद शिरा" (નામરૂપના ભેદરૂપ શીરો)એ પ્રમાણેનો મૂળમાં ઉદ્‌ગાર કાઢેલો છે. હવે એ શીરાના ખાનારાં એક અર્થરૂપ પ્રકૃતિ અને પુરુષ છે, એટલે કે, અસ્તિ, ભાતિ, પ્રિય આત્મરૂપ જ પુરુષનું સ્વરૂપ છે અને પ્રકૃતિનું પણ તાત્ત્વિક સ્વરૂપ એ જ છે, અને તે સર્વ નામરૂપમાં અવ્યભિચારથી વિહરે છે; કોઈ પણ પદાર્થોને લેવામાં આવ્યા તો પણ તેમાં અસ્તિત્વ, ભાતિત્વ અને પ્રિયત્વ તો હોવાનું જ. જેમકે

ઘટ છે, ઘટ ભાસે છે અને ઘટ પ્રિય છે; તે જ પ્રમાણે પટ (વસ્ત્ર) છે, પટ ભાસે છે અને પટ પ્રિય છે અથવા હોય છે. કેટલાક પદાર્થો અપ્રિય હોય છે, એમ જો કોઈ કહે તો અમે કહીશું કે, તે પણ પ્રિય જ છે, અને તે આ પ્રમાણે: જે મનુષ્ય જે પદાર્થને અપ્રિય કહેતો હોય છે, તે પદાર્થના ત્યાગ વિશે તેના મનમાં પ્રીતિ હોય છે અને તેને જે પદાર્થો પ્રિય લાગતા હોય છે, તેમના સ્વીકારમાં તેની પ્રીતિ હોય છે; સારાંશ કે, સર્વે પદાર્થોમાં અસ્તિ, ભાતિ અને પ્રિયત્વ એકસમાન અખંડ છે. હવે એવો પ્રકાર નામ તથા રૂપનો નથી મ જેમ કે, પટમાં ઘટ નામની ભાવના નથી અને ઘટમાં પટ નામનો સંભવ નથી–તે જ પ્રમાણે પટમાં ઘટસ્વરૂપ નથી અને ઘટમાં પટસ્વરૂપ નથી. એથી નામ તથા રૂપ વ્યભિચારી છે અને જે વ્યભિચારી હોય છે, તે કલ્પિત તથા મિથ્યા હોય છે, અને વ્યવહારમાં પણ નામરૂપનો જ નાશ દેખાય છે. અસ્તિ, ભાતિ અને પ્રિયત્વયુક્ત આત્મતત્ત્વનો નાશ નથી; જેમ કે હાંડી છે, હાંડી ભાસે છે અને હાંડી પ્રિય છે–એ હાંડી ફૂટી જાય, તો તેના નામ અને રૂપનો નાશ થાય છે, પરંતુ તેનું અસ્તિભાતિપ્રિયત્વ નષ્ટ થતું નથી:–તે એવી રીતે કે, તેના જે કકડા થાય છે, તેમાં પણ અસ્તિભાતિપ્રિયત્વ તો રહેલું જ હોય છે. એટલે કે, કકડા છે, કકડા ભાસે છે અને કકડા પ્રિય છે (એ હાંડીના કાચના કકડાઓમાંથી માંજો બનાવીને તેવડે પતંગની લડાઈ કરવામાં આવે છે એટલામાટે તે પતંગ ઉડાવનારા બાળકોને પ્રિય છે.) તાત્પર્ય એ જ કે, અસ્તિભાતિપ્રિયરૂપ પ્રકૃતિપુરુષ નિત્ય છે; અને નામરૂપ કલ્પિત અને મિથ્યા છે. એવો વિચાર, શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના અભ્યાસથી દૃઢ થયો એટલે સર્વ કલ્પિત નામરૂપનો લય થતાં સર્વત્ર એક અસ્તિભાતિપ્રિયરૂપ આત્મભાવ જ પ્રકટ રહે છે. એવા એ પારમાર્થિક એક અર્થરૂપ શિવશક્તિ દંપતીને શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હું નમસ્કાર કરું છું (અથવા મેં નમસ્કાર કર્યો.)

जयाचा रूप निर्धारीं । गेली परेसीं वैखरी ॥
सिंधूशीं प्रलयनीरीं । गंगा जैशी ॥ ४६ ॥

વિવરણ–પ્રલયકાળે આબ્રહ્મસ્તંભપર્યંત સર્વ ઉદકમય (જળમય) થઈ જાય છે, ત્યાં જેમ ગંગા સિંધુસહવર્તમાન વિલીન થાય છે, તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ-વસ્ત્વાત્મક પ્રકૃતિપુરુષના સ્વરૂપ વિશેનો જો વાણીવડે નિર્ણય કરવા જઈએ, તો પરાવાણી સહિત વૈખરી લુપ્ત થાય છે. કારણ કે, તે ઉભયનું પારમાર્થિક સ્વરૂપ નિઃશબ્દ છે, એટલે પછી તેમનો શબ્દવડે નિર્ણય કેમ કરીને થઈ શકે વારુ?

जया दोघाच्या आलिंगनीं । विरोनी गेलीं दोनी ॥
अपवींयाचे रजनी । दिठी घ जे ॥ ४७ ॥

વિવરણ—પુરુષ અને પ્રકૃતિ એ ઉભય એક બીજાને આલિંગન આપતાંની સાથે જ અદ્દશ્ય (લુપ્ત) થઈ જાય છે; એટલે કે, પ્રકૃતિ અને પુરુષ એ ઉભયનું તાત્ત્વિક સ્વરૂપ, સચ્ચિદાનંદરૂપ અધિષ્ઠાન એક બ્રહ્મચૈતન્ય છે, એવું જે અપરોક્ષ જ્ઞાન થવું, તે જ પ્રકૃતિ અને પુરુષનું આલિંગન છે એમ સમજવું એવા એ આલિંગન-વડે કલ્પિત પ્રકૃતિપુરુષની નિવૃત્તિ થાય છે. એ જ પ્રમાણે ઉભયના આલિંગનમા ઉભયનો લોપ સમજી લેવો. જેવી રીતે અંધકારમયી રાત્રિમાં દૃષ્ટિ ભિન્ન ન રહેતાં રાત્રિની સાથે મળી જાય છે, એટલે કે, દિવસે જેવી રીતે દૃષ્ટિ સર્વ પદાર્થોથી ભિન્ન એટલે કે, અનેક દૃશ્યોને જોનારી હોય છે, તેવી રીતે રાત્રિના સમયમાં અંધકાર અને દૃષ્ટિ એ સર્વ એક જ થઈ જાય છે (एकतम) અથવા તો સૂર્યના ઉદયથી સર્વ રાત્રિ પ્રકાશમયી થાય છે, એ દૃષ્ટિથી જ મૂળમાં 'अपविंयाचि रजनी दिठी च ते' એ પ્રમાણે કહેલું છે. હવે આમા 'दिठी' નો અર્થ જો કે 'दृष्टि' થાય છે, તોપણ અહીં એનો પ્રકાશના અર્થમાં જ સ્વીકાર કરવાનો છે, અને તે યથાર્થ પણ છે, કારણ કે, 'दृष्टि' શબ્દના અર્થનો જો સૂક્ષ્મ વિચાર કરવામા આવે, તો અવશ્ય એમ જ જણાઈ આવશે કે, દૃષ્ટિ પણ એક પ્રકારનો પ્રકાશ જ છે

वायू चळवळेंशीं । जिराला व्योमाचिये कुशीं ॥
अटला प्रलय प्रकाशीं । सप्रभ भानु ॥ ४८ ॥

વિવરણ—આકાશ મધ્યે વાયુ પોતાના ચાંચલ્ય સહિત લુપ્ત થાય છે, અથવા તો પ્રલય કાલીન ક્ષુબ્ધ થયેલી તેજોદેવતામધ્યે સૂર્યનારાયણ પોતાના પ્રકાશ સહિત અદ્દશ્ય થઈ જાય છે.

तेवीं निहाळिता ययातें । गेले पाहणेनशीं पाहतें ॥
पुढती घरौतें वरौतें । वंदिली तिये ॥ ४९ ॥

વિવરણ—તે પ્રમાણે એ વાસ્તવિક સચ્ચિદાનંદસ્વરૂપ પ્રકૃતિપુરુષને જોવા જતાં, જુએ છે એટલે જોવાનો વિષય અને જોવું એ ઉભયનો લોપ થાય છે અને કેવળ એક આત્મભાવ જ અવશિષ્ટ રહે છે. એવાં અવશિષ્ટ આત્મભાવરૂપ પ્રકૃતિપુરુષને, મેં જગદ્રૂપ ગૃહના અંતર અને બાહ્ય તેમ જ નીચેના અને ઉપરના ભાગમા સર્વત્ર વંદન કર્યું (નમસ્કાર કર્યાં)

जयाच्या वाहणी । वेदकु वेद्याचे पाणी ॥
न पिये पण सांडणी । आंगाचीही करी ॥ ९० ॥

વિવરણુ–જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ ત્રિપુટી રહિત સચ્ચિદ્‌ઘનરૂપી પ્રકૃતિપુરુષ એ જ કોઈ એક ઓઘ (પ્રવાહ) અનાદિકાળથી વહન કર્યા કરે છે, ત્યાં તેમને જાણવાનો વિષય કરીને, જાણનારો તેમને જાણવારૂપ જળનું પાન કરવાને ગયો; પણ તે જળ પીવામાટે તેને મળ્યું નહિ અને ત્યાં તેણે પોતાના શરીરનો ત્યાગ કર્યો એટલે કે, પોતે જ સદેહ ડૂબી ગયો. આનો ભાવાર્થ એવો છે કે, સર્વાન્તર્યામી, સ્વયંપ્રકાશમાન અને સચ્ચિદાનંદરૂપ જે આત્મભાવ, તેને વૃત્તિજ્ઞાનવડે જાણવામાટે ગયેલાની વૃત્તિ ચિત્પ્રકાશરૂપ આત્મભાવમાં વિલીન થઈ જાય છે અને તેથી જ્ઞાતા પણ લય પામે છે. કારણ કે, જ્ઞેય અને જ્ઞાતા એ ઉભય મધ્યવર્તિની જ્ઞાનવૃત્તિના આધારે રહેલાં હોય છે. એટલે એ જ્ઞાનવૃત્તિ જાય, એટલે પછી જ્ઞેય અને જ્ઞાતા જેવું પણ કાંઈ રહેતું નથી. એ ન્યાયથી જ 'દેહનો ત્યાગ કર્યો, એમ મૂળમાં કહેલું છે.

तेथ मि नमस्कारा । लागी हो दुसरा ॥
तरी लिंग भेद पन्हा । जोडू जावो ॥ ९१ ॥

વિવરણુ–પરમાર્થત. પ્રકૃતિપુરુષના સ્વરૂપમાં જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ ત્રિપુટી મૂળ છે જ નહિ, એટલે તે સ્થળે તેમને નમસ્કાર કરવામાટે જો હું તેમનાથી ભિન્ન રહું, તો સચ્ચિદાનંદરૂપ એક રસનું જે એ પ્રકૃતિપુરુષરૂપ લિંગ છે, તેને તોડીને બે કકડા કરી નાખવામાટે મારે કોઈ અન્ય સ્થળે જવાની અગત્ય નથી; કારણ કે, સજાતીય વિજાતીય સ્વગત ભેદશૂન્ય અને દેશકાળવસ્તુપરિચ્છેદશૂન્ય કેવળ સચ્ચિદાનંદરૂપ અને એકાર્થ સ્વરૂપ પ્રકૃતિ પુરુષથી દેહબુદ્ધિ ધારીને મારુ ભિન્ન રહેવુ અને તેમને પોતાથી ભિન્ન માનીને તેમને નમસ્કાર કરવાના કાર્યમાં પ્રવૃત્ત થવું, એ જ લિંગભેદની જોડ કરવા સમાન છે.

परी सोनेंस सी दुजें । नव्हतु लेणें सोना भजे ॥
हें नमन करणें माझें । तैसें आहे ॥ ९२ ॥

વિવરણુ–પરંતુ અલંકારો સુવર્ણથી ભિન્ન ન થતા, ઐક્યભાવથી સુવર્ણને ભજે છે, તે જ પ્રકારનું આ મારુ નમન પણ છે. અર્થાત્ કે, પ્રકૃતિપુરુષ સચ્ચિદાનંદરૂપ આત્મભાવથી જ્યારે સર્વાન્તર્યામી છે, ત્યારે મારા અંતરમાં આત્મત્વથી તે જ વિહરે

છે, એટલા માટે દેહ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ આદિ સર્વ તત્ત્વોમાથી મારુ આત્મરૂપ કોઈ પણ એક તત્ત્વ નથી કિંતુ મારુ તાત્ત્વિક આત્મસ્વરૂપ પરમાર્થત એકરૂપ પ્રકૃતિ પુરુષ જ છે, એમ વિચારવડે દઢ સમજીને સ્થૂલસૂક્ષ્મસઘાતના તાદાત્મ્યનો ત્યાગ કરી દેવો તે જ અભેદવસ્તુતય નમસ્કાર છે અને મેં તે જ નમસ્કાર કર્યો છે

सागता वाचते वाचा । ठावो वाच्य वाचकाचा ॥

पडता काय भेदाचा । विटाळु होये ॥ ९३ ॥

વિવરણ—વાણીવડે વાણીનું વર્ણન કરતાં જો કે વાચ્ય વાચકનો ભેદ દેખાતો હોય છે, છતાં શુ ખરેખર ત્યાં ભેદનો વિકાર હોય છે કે? કારણ કે, જેનુ વર્ણન કરવાનું તે વાચ્ય પણ વાણી જ છે અને વર્ણન કરનારી વાચક પણ વાણી જ છે, એટલે પછી ત્યા ભેદનો કશો પણ વિકાર હોઈ શકે જ નહિ

सिंधु आणी गगेची मिळणी । स्त्रीपुरुष नामाची मिरवणी ॥

दिसतसे तरी काय पाणी । द्वैत होईल ॥ ९४ ॥

વિવરણ—ગગા અને સિંધુ જ્યાં મળે છે, ત્યાં ગગા તે સ્ત્રી અને સિંધુ તે પુરુષ એવા નામોનો જો કે વ્યવહાર થાય છે, તો પણ સમુદ્ર અને ગગાના પાણીમા કશો ભેદ હોય છે ખરો કે? અર્થાત્ સમુદ્રના પાણીમા હાથ નાખતા હાથોને મૂછોનો સ્પર્શ થાય છે અને ગગાના પાણીમા હાથ નાખતાં હસ્તને નથનો સ્પર્શ થાય છે, એવો કશો પણ પ્રકાર હોતો નથી વ્યવહારગત સ્ત્રીપુરુષના યોગ પ્રમાણેનો ગગા અને સમુદ્રનો યોગ નથી કિન્તુ તેમનું જળ ઉભયરૂપે એક જ છે

पाहेपा भास्यभासकता । आपुला ठाई दाविता ॥

एकपण काय सविता । मोडीतसे ॥ ९५ ॥

વિવરણ—સૂર્ય પોતાના સ્વરૂપમાં ભાસ્ય અને ભાસક એ બન્ને પ્રકારો બતાવે છે, તો પણ સૂર્યના એકત્વમા વિરોધ આવતો નથી જેવી રીતે સૂર્યપ્રકાશવડે ભૂતલ પરની દેખાતી સર્વ વસ્તુઓ ભાસ્ય અને તેમને પ્રકાશિત કરનાર સૂર્ય ભાસક એ એમાં જેવો ભેદ રહેલો છે, તે જ પ્રમાણે સૂર્યને સૂર્યના પ્રકાશથી જ જોવો—એટલે કે, ભાસ્ય અને ભાસક એક સૂર્ય જ છે.

चादाचिया दोंदावरी । होता चादणियाची विखुरी ॥

काय उणे दीप्तींवरी । गिंवसोपा दीपु ॥ ९६ ॥

વિવરણ-ચંદ્રના દેહપર ચંદ્રિકાનો પ્રસાર થવાથી શુ ચંદ્રનું તેજ ઓછુ થઈ જાય છે કે? અને તેને જોવામાટે દીપકનો શોધ કરવો પડે છે કે? અર્થાત્ નહિ જ.

मोतियाची फळि । होय मोतियावरी पाग्रुळ ॥

अगळे निर्मळ । रूपा ये की ॥ ९७ ॥

વિવરણ-મોતીઓના તેજની મોતીઓપર કદાચિત્ સ્થિરતા થઈ જાય, તો તેથી તે મોતી ઢકાઈ ન જતાં વિશેષ નિર્મળ અને સુશોભિત દેખાવા માંડે છે.

मात्राचिया त्रिपुटिया । प्रणवु काय केला चिराटिया ॥

कीं णकार तीरेघटिया । भेदवला काई ॥ ९८ ॥

વિવરણ-અ, ઉ અને મ એ ત્રણ માત્રાઓના યોગે પ્રણવના શુ ત્રણ કકડા થઈ ગયા છે? કિંવા 'ણ' અક્ષરમાં ત્રણ રેખાઓ હોવાથી તેનો શુ ભેદ થયો છે એટલે કે, તેના ત્રણ કકડા થઈ ગયા છે કે શુ? અર્થાત્ નહિ જ.

अहो ऐक्याचें मुद्दल न ढळे । आणि साजिरेपणाचा लाभ मिळे ॥

तरी स्वतरंगाचीं मुकुळें । तुरंवु का पाणी ॥ ९९ ॥

વિવરણ-સચ્ચિદાનંદરૂપ પ્રકૃતિપુરુષના ઐક્યસ્વરૂપની મૂળ મૂડીમા કાંઈ પણ ખોટ ન થતા (તેમનું એકત્વ ન બગડતા), તેમને નમસ્કાર કરવાનો લાભ જો આપણને મળતો હોય, તો તે લાભ શામાટે ન મેળવવો વારુ? પાણીનુ એકપણુ બગડતું ન હોય અને પોતાના તરગરૂપ પુષ્પોનુ સૌગંધ્ય તે લઈ શકતું હોય તો પાણીએ આનંદથી તે સૌગંધ્યનો આસ્વાદ લેવો જોઇએ સુવર્ણના કસ અને વજનમા ન્યુનતા ન થતા જો અલકારોની શોભા ભોગવી શકાતી હોય, તો તે લાભને શામાટે જવા દેવો વારુ? તે જ પ્રમાણે પ્રકૃતિપુરુષના અભેદભાવને અવિચળ રાખીને તેમને નમસ્કાર કરવાનો લાભ આપણને મળતો હોય, તો તે લાભ આપણે શામાટે ન મેળવી લઇએ વારુ? અર્થાત્ મેળવવો જ જોઇએ.

म्हणोनि भूतेंशु भवानी । वंदिलीं न करोनी सिनानी ॥

मी निघालों नमनी । तें हे ऐसें ॥ १०० ॥

વિવરણ-પૂર્વે કહ્યા પ્રમાણે, શિવ તથા શક્તિ ઉભયને ભિન્ન ભિન્ન ન સમજતાં, ઉભયનું એક રૂપ જાણીને મેં તેમને વદન કર્યું પણ તેમને નમસ્કાર કરવામાટે હું આવી રીતે પ્રવૃત્ત થયો,-(કેવી રીતે પ્રવૃત્ત થયો, તે તેઓ નીચેની ઓવીમા દૃષ્ટાંતપૂર્વક કહે છે)-

दर्पणाचेनि त्यागें । प्रतिबिंब बिंबीं रिगे ॥
कां बुडी दीजे तरंगे । वायूचा ठेला ॥ ६१ ॥

વિવરણ—જેવી રીતે દર્પણનો ત્યાગ કરતાંની સાથે જ બિંબમાં પ્રતિબિંબ પ્રવિષ્ટ થાય છે, અથવા વાયુ શાંત થતાંની સાથે જળમાં ઉદ્‌ભવતા તરંગો અદૃશ્ય થાય છે.

नातरी नीदजात सेवो । पावे आपुला ठावो ॥
तैशी बुद्धित्यागें देवीदेवो । वंदिलीं मिया ॥ ६२ ॥

વિવરણ—અથવા, સ્વપ્ન સહિત નિદ્રાનો લોપ થતાં જ જેવી રીતે નિદ્રિત પુરુષ જાગૃત અવસ્થામાં આવે છે, તે જ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મેં બુદ્ધિને ત્યાગીને દેવદેવીનું વંદન કર્યું. એકમાં દ્વૈતની સિદ્ધિ કરનાર તૃતીય ઉપાધિ હોય છે; જેમ કે, દર્પણમાં જોનાર એક છે, પણ તે એકના બે વિભાગ બતાવનાર તૃતીય દર્પણ છે. હવે ઉભયનું જો પુનઃ ઐક્ય કરવું હોય, તો પ્રતિબિંબનો બાધ કરવો જોઈએ. વેદાંતમાં એને જ બાધસમાનાધિકરણ કહેવામાં આવે છે, અને દ્વિતીય મુખ્ય સમાનાધિકરણ છે. જેમ મહાકાશ સાથે ઘટાકાશનું ઐક્ય કરવાનું હોય, તો ઘટાકાશની બાધા કરીને મહાકાશ સાથે તેનું ઐક્ય કરવાની આવશ્યકતા હોતી નથી; કારણ કે, ઘટ હોવા છતાં પણ ઘટાકાશ તથા મહાકાશનું મુખ્યસમાનાધિકરણ છે જ; પણ આભાસ અને કૂટસ્થની માત્ર એક સત્તા નથી; ત્યાં આભાસનું કૂટસ્થ સાથે ઐક્ય કરવામાટે બુદ્ધિ સહિત આભાસની બાધા અવશ્ય કરવી જ જોઈએ; એટલે કે, દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ અને બુદ્ધિગત ચિદાભાસ એ સર્વ મારા આત્મસ્વરૂપમાં વિવર્ત્ત છે; એટલે કે; સૂર્યકિરણોમાં વિપરીત ભાસતા મૃગજળ સમાન એ સર્વ મિથ્યા છે; હું નિર્ગુણ, નિર્વિકાર, ભેદ શૂન્ય અને સચ્ચિદાનંદરૂપ આત્મા છું, એમ દૃઢતાથી જાણવું, એને જ બુદ્ધિનો ત્યાગ (બાધા) અને શિવશક્તિનું વંદન સમજવાનું છે. એવી રીતે બુદ્ધિત્યાગ કરીને સચ્ચિદાનંદરૂપ શિવશક્તિનું મેં વંદન કર્યું.

सांडूनि मीठपणाचा लोभु । मिठे सिंधुत्वाचा घेतला लाभु ॥
तेवीं अहं देऊनि मी शंभु । शांभवी जालो ॥ ६३ ॥

વિવરણ—જેવી રીતે લવણ (મીઠું) પોતાના ઘનત્વ અને અલ્પત્વના લોભને ત્યાગીને સમુદ્ર સાથે મળી સમુદ્રરૂપ થઈ ગયું છે, તે જ પ્રમાણે એકદેશીય અને સ્થૂલ શરીરના (પૂર્વની ઓવીના અર્થમાં વર્ણવેલા વિચારના આશ્રયથી) દેહાહંકારને ત્યાગીને

એક સચ્ચિદાનંદઘન આત્મસ્વરૂપ શિવશક્તિ સાથે હું એકપને પામ્યો છુ, એટલે કે, તે હું જ છું, એમ મેં દઢ નિશ્ચયપૂર્વક જાણી લીધું છે.

शिवशक्ति समावेशें । नमन केलें म्या ऐसें ॥
रंभागर्भ आकाशें । रिघाला जैसा ॥ ६४ ॥

**વિવરણ**—કેળના થડનાં બધાં પડોને છોલી કાઢીએ, તો અંતે તેમાં કેવળ પોલાણ જ અવશિષ્ટ રહે છે અને તે પોલાણનો મહાકાશ સાથે સહજ મેળાપ હોય છે. તેવી જ રીતે સ્થૂલ અન્નમય કોષ હું નથી, એવા વિચારથી તે કોષરૂપ છાલને ઉતારી નાખી; તે જ પ્રમાણે, સૂક્ષ્મ, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોષ પણ મારું સ્વરૂપ નથી, એવા વિચારથી એ કોષરૂપ આવરણોને પણ કાઢી નાખ્યા; એ જ પ્રમાણે સર્વથી પર જે આનંદમય કોષ છે, તે પણ મારું સ્વરૂપ નથી, એ વિચારથી તેનો પણ ત્યાગ કરી દીધો; એ પંચકોષ એકદેશીય, મિથ્યા, જડ અને (મને) દશ્ય છે, એમનો પ્રકાશક અને અધિષ્ઠાનભૂત સચ્ચિદાનંદરૂપ આત્મા હું છુ. એવા નિશ્ચયથી સર્વ કોષોનું નિરસન થઈ જવું અને અવશિષ્ટ ચિદ્રૂપ કૂટસ્થ સાથે જીવાત્માનું અભેદત્વ પામવું, એ જ મારું નમન કિંવા વંદન છે.

इति श्री सिद्धानुवादे श्रीमदनुभवामृते शिवशक्तिसमावेशनमनं नाम
प्रथमं प्रकरणं संपूर्णम्

## દ્વિતીય પ્રકરણ

### સદ્‌ગુરુસ્તવન

आतां उपाय वनवसंतु । जो आज्ञेचा आहेवतंतु ॥
अमूर्तांचि परी मूर्त्तु । कारुण्याचा ॥ १ ॥

**વિવરણ**—સાધનચતુષ્ટયસંપન્ન અધિકારીએ મોક્ષપ્રાપ્તિમાટે કરવાના જે શ્રવણ મનન આદિ સાધનો, એટલે કે ઉપાયો, તે જ કોઈ એક વન (ઉદ્યાન—બગીચો) છે અને એ વનને ફળદ્રૂપ કરનાર સદ્‌ગુરુ જ કોઈ એક વસંત છે. જેવી રીતે વ્યાવહારિક ઉદ્યાનના ફળપુષ્પયુક્ત થવામાટે તૃતીય વસંતની આવશ્યકતા હોય છે, તે જ પ્રમાણે સાધક જો કે સાધનરૂપ અનેક ઉપાયો કર્યા કરે છે, તો પણ તેમને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી; કિંતુ આત્મજ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિમાટે એક તૃતીય વસ્તુ એટલે કે,

શ્રી સદ્ગુરુની કૃપા અવશ્ય હોવી જોઈએ, એ વિના સાધકોને કદાપિ આત્મજ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિ થવાની જ નથી.* કારણ કે, આત્માના અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિમાટેનું મુખ્ય અંતરંગ સાધન 'તત્ત્વમસિ' મહાવાક્ય છે; એટલે કે, મુમુક્ષુને 'તત્ત્વમસિ' મહાવાક્યના શ્રવણનો લાભ મળતાંની સાથે જ, દેહેન્દ્રિયમનબુદ્ધ્યતીત, અસંગ, સાક્ષી અને સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એ પ્રમાણે આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે; કારણ કે, જે અવ્યવહિત વસ્તુ છે, તેનું શબ્દવડે અપરોક્ષ જ્ઞાન પણ થાય છે અને પરોક્ષ જ્ઞાન પણ થાય છે. ઉદાહરણાર્થ, ધારો કે, એક મનુષ્યના બહુ જ નિકટમાં એક ઘટ છે અને ત્યાં કોઈ ગૃહસ્થે આવીને એમ કહ્યું કે, 'અહો અહીં તો ઘટ છે;' એટલે તેનું એ ભાષણ સાંભળીને જેની પાસે ઘટ હતો તેને તેનું પરોક્ષ જ્ઞાન થાય છે-એટલે કે, ઘટસ્વરૂપની કલ્પના તેના હૃદયમાં આવીને ઊભી રહે છે. ત્યાર પછી તે તે બીજા ગૃહસ્થને એમ પૂછે છે કે, 'તમે જે અહીં ઘટ હોવાનું કહ્યું તે ઘટ ક્યાં છે વારુ?' એટલે તેની પાસેના ઘટપ્રતિ અંગુલિનિર્દેશ કરીને તે ઉત્તર આપે છે કે, 'જુઓ આ ઘટ છે.' અને તેના એ ઉત્તરના શ્રવણની સાથે જ તે પ્રથમ મનુષ્યને પોતા પાસેના ઘટનું અપરોક્ષ એટલે કે, પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. પણ એવો નિયમ કેવળ વ્યવહિત (દૂરની કિંવા અદૃષ્ટ) વસ્તુને જ લાગૂ છે, એમ નથી; કારણ કે, શબ્દવડે વ્યવહિત વસ્તુનું નિત્ય પરોક્ષ જ્ઞાન જ થાય છે, અપરોક્ષ જ્ઞાન થતું નથી. ઉદાહરણાર્થ, વ્યવહિત સ્વર્ગનું શબ્દોવડે ગમે તેટલું અને ગમે તેવું વર્ણન કરવામાં આવે તોપણ શ્રોતાને કેવળ તેનું પરોક્ષ જ્ઞાન જ થાય છે અને પાસેની વસ્તુનું પરોક્ષ તથા અપરોક્ષ એવી રીતે ઉભય પ્રકારનું જ્ઞાન થાય છે, એ તો ઉપર કહેલું જ છે. તે જ પ્રમાણે વેદાંતમાં વાક્યના મહાવાક્ય અને અવાંતર વાક્ય એવી રીતે બે પ્રકારો છે. બ્રહ્મ સર્વગત છે, સર્વવ્યાપક છે અને સચ્ચિદાનંદરૂપ છે એ પ્રમાણેનો બોધ કરાવનાર જે વાક્ય તે અવાંતર વાક્ય કહેવાય છે; અને એ અવાંતર વાક્યનું શ્રવણ થતાંની સાથે જ મુમુક્ષુને અત્યન્ત સમીપ એટલે કે, સાધકના હૃદયમાં આત્મત્વથી રહેલા સ્વાત્માનું પરોક્ષ જ્ઞાન થાય છે. જે અવાંતર વાક્યના શ્રવણથી મુમુક્ષુને પરોક્ષ સમજાયલું સર્વગત, સર્વવ્યાપક આત્મતત્ત્વ, તે તું છે; એમ વદનાર જે વાક્ય તે જ 'તત્ત્વમસિ' મહાવાક્ય છે. એવા એ 'તત્ત્વમસિ' મહાવાક્યના શ્રવણથી અસંગ, સાક્ષી અને સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એ પ્રમાણે મુમુક્ષુને આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે. સારાંશ કે,

* જ્ઞાનેશ્વરીના ૧૦ મા અધ્યાયમાંની ૧૬૮ અને તે પછીની કેટલીક ઓવીઓમાં જ્ઞાનેશ્વર મહારાજે એનો વિશેષ વિસ્તાર કરેલો છે.

આત્મસાક્ષાત્કાર કરાવનાર મુખ્ય અંતરંગ સાધન 'तत्त्वमसि' મહાવાક્ય છે; અને તે મહાવાક્યનો મુમુક્ષુજનોને બોધ કરાવનાર શ્રી સદ્‌ગુરુ છે. અર્થાત્ મોક્ષપ્રાપ્તિમાટે મુમુક્ષુજનો ભલેને અનેક સાધનરૂપ ઉપાયો યોજતા રહે, તથાપિ સદ્‌ગુરુ વસંત વિના આત્મસાક્ષાત્કારરૂપ ફળ કદાપિ પ્રાપ્ત થવાનું નથી, એમ જાણીને મુમુક્ષુજનોના હસ્તે થતા ઉપાયરૂપ વનને આત્મસાક્ષાત્કારરૂપ ફળ આપનાર શ્રી ગુરુ વસંત છે, એમ મૂળમાં કહેલુ છે. સદ્‌ગુરુ બ્રહ્મવિદ્યાનું મંગળસૂત્ર (આહેવતંતુ) છે; એટલે કે, બ્રહ્મવિદ્યા સદ્‌ગુરુના અસ્તિત્વપર જ અવલબેલી છે. જો કે તે સદ્‌ગુરુ સ્વરૂપે અમૂર્ત અને નિરાકાર છે, તો પણ જન્મમૃત્યુરૂપ સંસારદુઃખ અને ત્રિવિધ તાપથી તપ્ત થયેલો અને તેમાથી પોતાનો છૂટકો થવાની ઇચ્છા ધરાવતો જે મુમુક્ષુ શ્રી સદ્‌ગુરુને શરણે જાય છે, તે મુમુક્ષુ વિશેની દયાની સદ્‌ગુરુ કેવળ મૂર્તિ જ છે—અર્થાત્ તે મૂર્તિમતી દયા જ છે.

मोडोनी माया कुंजरु । मुक्त मोतियाचा वोगरु ॥
जेववितां सद्गुरु । निवृत्ति वंदु ॥ २ ॥

વિવરણ—સચ્છિષ્યનો નિત્યમુક્ત આત્મભાવ, માયારૂપ હસ્તીવડે આચ્છાદિત થયેલો હતો. તે માયારૂપી હસ્તીનું આત્મબોધરૂપ શસ્ત્રવડે નિવારણ કરીને નિત્યમુક્ત આત્મભાવરૂપ મોતી—એ જ અન્નના ભોજનને પીરસીને સચ્છિષ્યના અનુભવરૂપ મુખને જમાડનાર સદ્‌ગુરુ નિવૃત્તિનું હું (જ્ઞાનેશ્વર) વંદન કરુ છુ. આનો ભાવાર્થ એવો છે કે, જેવી રીતે એક હસ્તીને મારીને તેના ગડસ્થળમાંના મોતીને કાઢી લઈ વ્યાપારી લોકો તે મોતી તેના ઉપભોગમાટે શ્રીમત જનોને આપે છે, તે જ પ્રમાણે અજ્ઞાનાવરણ આદિના યોગે નિત્યમુક્ત આત્મભાવ ઢકાઈ જાય છે, એટલે તે અજ્ઞાનનુ વિરોધક જે આત્મજ્ઞાન તે આત્મજ્ઞાનનો શ્રી સદ્‌ગુરુએ 'तत्त्वमसि' મહાવાક્યદ્વારા બોધ આપતાની સાથે જ તે સચ્છિષ્યને 'હું દેહત્રયાતીત, ગુણત્રયાતીત, પચકોશાતીત અને સચ્ચિદાનંદરૂપ નિત્યમુક્ત આત્મા છુ' એવુ જ્ઞાન થાય છે અને એ જ્ઞાન થતા જ તે સચ્છિષ્યને અજ્ઞાનના આવરણ આદિની નિવૃત્તિ થતાં સ્વાત્મસુખનો (અલભ્ય) લાભ થાય છે.

अविद्येचे आडवे । भुंजीत जीवपणाचे भवे ॥
तया चैतन्याचे धावे । कारुण्ये जोकी ॥ ३ ॥

વિવરણ—આત્મસ્વરૂપના વિસ્મરણરૂપ અવિદ્યારૂપ જે અરણ્યમા 'હું દેહ, હું જન્મનાર અને મરનાર; હું બ્રાહ્મણ, હું શ્વેત અને હું 'શ્યામ' ઇત્યાદિ દેહધર્મોના

પોતાર। આરોપ કરીને અનેક યોનિઓમાં જન્મમૃત્યુરૂપ ચક્રથી ભ્રમણ કરનાર જે ચૈતન્ય જીવદશા ભોગવતું હતું અને એમાંથી પોતાનો છૂટકો થાય તો સારુ એવા હેતુથી તે ચૈતન્ય સદ્‌ગુરુની કરુણા માગવા લાગ્યુ એટલે મનમાં તેની દયા આવવાથી તેને તે સંકટમાથી છોડવવામાટે તત્કાળ દોડી જનાર સદ્‌ગુરુ નિવૃત્તિનાથ છે

जयाचेनि आपागपाते । बद्ध मोक्षपणीं आते ॥
भेटे जाणतया जाणते । जयापाशीं ॥ ४ ॥

વિવરણ–સદ્‌ગુરુએ સચ્છિષ્યપ્રતિ કૃપાયુક્ત અર્ધોન્મીનિત દૃષ્ટિથી જોતાની સાથે જ દેહ સાથે તાદાત્મ્ય પામેલી બંધરૂપ જીવદશા જ મોક્ષરૂપને પ્રાપ્ત થાય છે, એટલે કે, સદ્‌ગુરુના સબંધથી સચ્છિષ્ય આત્મજ્ઞાનસંપન્ન થાય છે, અને તેના યોગે જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ ત્રિપુટીથી રહિત જ્ઞાનરૂપ આત્મસ્વરૂપને જાણે છે (પછી તેનામાં દેહભાવ કિંવા જીવભાવ અવશિષ્ટ રહેતો નથી)

कैवल्यकनकाचिया दाना जो न कडसी थोरसाना ॥
द्रष्ट्याचिया दर्शना । पाढाउ जो ॥ ५ ॥

વિવરણ–કૈવલ્ય એટલે કે મોક્ષ એ જ જાણે સુવર્ણ છે–એ સુવર્ણનું દાન દેવામાં જે સદ્‌ગુરુ નાના મોટાની ચુટણી કરતો નથી નિત્ય દૃષ્ટત્વભાવયુક્ત આ માનું જે જ્ઞાનમાર્ગવડે દર્શન થાય છે, તે જ્ઞાનમાર્ગનો દર્શક સદ્‌ગુરુ છે એનો ભાવાર્થ એવો છે કે, સજાતીય વિજાતીય સ્વગતભેદશૂન્ય નિર્ગુણ નિરાકાર, સચ્ચિદાનંદઘન, જ્ઞાનમાત્ર પરિપૂર્ણ પરબ્રહ્મની જ કૈવલ્ય સત્તા છે એવો એ કેવળ બ્રહ્મભાવ જ સર્વ જીવોનો આત્મા છે અને એટલામાટે સર્વ જીવોને તે પ્રાપ્ત જ છે પરતુ અજ્ઞાનવડે સર્વને અપ્રાપ્તવત્ થયેલો છે સદ્‌ગુરુ પોતાને શરણે આવેલા મત્ શિષ્યને આત્મજ્ઞાન આપીને તદ્દ્વારા તે અજ્ઞાનની નિવૃત્તિ કરે છે અને ત્યારપછી તેને નિત્યપ્રાપ્ત, અસંગ, તથા સાક્ષીસ્વરૂપ આત્મભાવનો સાક્ષાત્કાર થાય છે.

सामर्थ्याचेनि बिके । जो शिवाचें हीं गुरुत्व जिंके ॥
आत्मा आत्मसुख देखे । आरसा जिय ॥ ६ ॥

વિવરણ–સદ્‌ગુરુ પોતાના સામર્થ્યના બળથી શિવના ગુરુત્વને પણ જીતી લે છે સદ્‌ગુરુ દર્પણ જ છે અને તેમાં જીવાત્મા પોતાના આત્મસુખને નિહાળે છે એનો ભાવાર્થ એવો છે કે, માયાવિશિષ્ટ શિવચૈતન્ય અવિદ્યાવિશિષ્ટ જીવચૈતન્યનો નિયતા છે, એટલે કે, અજ્ઞાનના યોગે, એકદેશીય, અસત્ અને જડ શરીર સાથે તાદાત્મ્ય

પામવાથી જીવચૈતન્ય લઘુ થયું છે, એટલે તેની દૃષ્ટિથી માયાવિશિષ્ટ શિવચૈતન્ય ગુરુત્વને પામેલું છે, પરંતુ સદ્‌ગુરુએ જીવને યથાર્થ જ્ઞાનબોધનો પ્રસાદ આપ્યાથી અવિદ્યા અને વિદ્યાની નિવૃત્તિ થતાં જીવ નિર્ધર્મ આત્મસ્થિતિવડે અવશિષ્ટ રહે છે; અર્થાત્ એ દૃષ્ટિથી માયાવિશિષ્ટ શિવ સોપાધિક (ઉપાધિયુક્ત) હોવાથી, તેનામાં સહજ લઘુત્વનો આવિર્ભાવ થાય છે; એટલે કે, તેમાંના જીવ સાપેક્ષ ગુરુત્વનો લોપ થાય છે. સદ્‌ગુરુ યાવત્ પ્રાણીમાત્રના સ્વાત્મત્વયુક્ત છે, અને એથી જ ઉપર કહ્યા પ્રમાણે જીવનું તેનાથી તાદાત્મ્ય થતાં જીવાત્મા સ્વાત્મસુખસંપન્ન થાય છે. એ દૃષ્ટિથી જ 'ગુરુરૂપ દર્પણમાં આત્મા આત્મસુખનું અવલોકન કરે છે,' એવા આશયનું વાક્ય મૂળ ઓવીમાં કહેલું છે.

बोधचंद्राचिया कळा । विखुरल्या एकवळा ॥
कृपापुनीव लीळा । करी जयाची ॥ ७ ॥

વિવરણ–'બ્રહ્માહમસ્મિ' (अहं ब्रह्मास्मि) એ બોધરૂપી ચન્દ્રની કળાઓ અનેક નામરૂપાત્મક જગદ્રૂપે પ્રસરેલી છે. જેવી રીતે અમાવાસ્યાની રાત્રિમાં ચંદ્રની સર્વ કળાઓ અદૃશ્ય થતાં ચંદ્ર નિસ્તેજસ્વિતાવડે આચ્છાદિત થઈ જાય છે; પરંતુ પૂર્ણિમાનો યોગ આવતાંની સાથે જ તે ચંદ્ર પુનઃ સર્વકળાસંપન્ન થઇને પૂર્ણરૂપે પ્રકટ થાય છે; તે જ પ્રમાણે સદ્‌ગુરુની જે કૃપા, તે જ પૌર્ણિમા છે–એટલે તેનો યોગ થતાંની સાથે જ અનેકનામરૂપાત્મક જગત્‌ભાસવડે ઢંકાયલા બોધરૂપી ચંદ્રની કળાઓ પુનરપિ બોધરૂપ ચંદ્રયુક્ત થઇને 'બ્રહ્માહમસ્મિ' એવો પૂર્ણ બોધરૂપી ચંદ્ર પૂર્વવત્ પ્રકટ થાય છે. અનો ભાવાર્થ એવો છે કે, દૃષ્ટિ ભેદશૂન્ય સ્વાત્મરૂપમાંથી ખસતાંની સાથે જ અનેક નામ-રૂપાત્મક જગત્ ભાસવા માંડે છે.* એવી રીતે એ સ્વકીય આત્મપદથી ભ્રષ્ટ થયેલા અને અનેક નામરૂપાત્મક જગદ્‌ભ્રમમાં ગુંથાયલા જીવચૈતન્યપર સદ્‌ગુરુ કૃપા કરે છે. એટલે કે, "નામરૂપનું અધિષ્ઠાન જે અસ્તિભાતિપ્રિયરૂપે એક સત્ય આત્મતત્ત્વ છે, તે તું જ છે; અને આ સર્વ નામરૂપાત્મક કલ્પિત જગત્ આભાસ તારા તાત્ત્વિક આત્મસ્વરૂપમાં છે જ નહિ." એવા પ્રકારનો સદ્‌ગુરુએ બોધ કરતાંની સાથે જ, સર્વત્ર સચ્ચિદાનંદરૂપે હું જ એક સ્વયંસિદ્ધ વિહરું છું, એવા પૂર્ણ બોધનો ઉદય થાય છે.† એવો પૂર્ણ બોધ થતાં જગત્ જેવું પોતાના સ્વરૂપથી ભિન્ન કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી.

* 'જ્ઞાનેશ્વરી' ના ૧૪મા અધ્યાયમાંની ૮૫ મી ઓવી વિશેષતામાટે જુઓ. † 'જ્ઞાનેશ્વરી'ના ૧૫મા અધ્યાયની ૨૯૮મી ઓવીમાં જ્ઞાનેશ્વરે એનું સારું સ્પષ્ટીકરણ કર્યું છે, તે જુઓ.

जो भेटलियाचि सवे । पुरति उपायाचे धांवे ॥
प्रवृत्ति गंगा स्थिरावे । सागरीं जिये ॥ ८ ॥

વિવરણ–મુમુક્ષુઓ આત્મપ્રાપ્તિમાટે ઉપાયના માર્ગમાં દોડ્યા જાય છે અને શ્રી ગુરુનો ભેટો થતાંની સાથે જ તેમની તે દોડ અટકી જાય છે. જેવી રીતે પોતાના ઘર તરફ દોડી જતા મનુષ્યની દોટ ઘર આવતાંની સાથે જ અટકી જાય છે, તે પ્રમાણે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ જ સદ્ગુરુનું રૂપ છે અને ઉપાયના માર્ગમાં દોડનારા મુમુક્ષુનું નિજ ધામ પણ તે જ છે; એથી સર્વ ઉપાયો ઉપરમને પામતાં મુમુક્ષુ તે સ્થળે અક્રિય થઈ જાય છે. જેવી રીતે ઉદ્‌ગમસ્થાનમાંથી મહાવેગવડે વહન કરતી નદીનો વેગ સમુદ્રનો મેળાપ થતાં જ અટકી જાય છે અને તે સમરસતાથી સાગર સાથે સ્થિર થાય છે, તેજ પ્રમાણે બ્રહ્મરૂપ શ્રીગુરુ જ સાગર છે અને મુમુક્ષુનો જીવાત્મા તે સરિતા છે–અર્થાત્ શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ ઉપાયોના પ્રવાહથી વહન કરતી જીવરૂપ સરિતાનો સદ્‌ગુરુસાગર સાથે મેળાપ થતાં જ–એટલે કે, તેનો સાક્ષાત્કાર થતાંની સાથે જ–તેની સાથે સમરસતાને પામીને જીવરૂપ સરિતા ક્રિયાશૂન્ય થઈ અક્રિયતાથી સ્થિર થઈ જાય છે.

जयाचेनि अनवसरे । द्रष्टाचे दृश्याचे मोहरे ॥
जो भेटतखेव सरे । बहुरुपचि हे ॥ ९ ॥

વિવરણ–જે સદ્‌ગુરુના વિયોગકાળમાં એટલે કે, નિજસ્વરૂપના અજ્ઞાનકાળમાં દ્રષ્ટા જે જીવાત્મા, તે અનેક નામરૂપાત્મક સુવર્ણમુદ્રા (મોહોર) લે છે, એટલે, કે, તેને જગત્ ભાસવા માંડે છે. જેવી રીતે સ્થૂલ દેહના, અજ્ઞાનરૂપ નિદ્રાના યોગે સ્વપ્નગત દેહ, સ્ત્રી, પુત્ર અને ગૃહ આદિ, સર્વ પ્રપંચો ભાસવા માંડે છે, અને ત્યારપછી સ્થૂલ દેહની વિસ્મૃતિરૂપ જાગૃતિનો ભેટો થતાંની સાથે જ સર્વ સ્વપ્નપ્રપંચોનો લોપ થાય છે અને કેવળ એક જાગૃતિ જ અવશિષ્ટ રહે છે, તે જ પ્રમાણે સચ્ચિદ્ઘનના સ્વાત્મભાવથી રહેલા સચ્ચિદાનંદરૂપ સદ્‌ગુરુનો અનુભવ થતાંની સાથે જ અનેક નામરૂપાત્મક જગતનો લોપ થાય છે અને અભેદરૂપે અસ્તિભાતિપ્રિયરૂપ આત્મભાવ જ અવશિષ્ટ રહે છે.*

अविद्येचे काळवखे । कीं स्वबोधसुदिनीं फाके ॥
सीतले प्रसादार्के । जयाचेनि ॥ १० ॥

* વિશેષ સ્પષ્ટીકરણમાટે 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૨૪ માંમાંની ઓવી ૪ થી જુઓ.

વિવરણ–શ્રી ગુરુના પ્રસાદરૂપ સૂર્યના કિરણસ્પર્શથી આત્મબોધરૂપ શુભ દિવસનો ઉદય થાય છે અને તેના યોગે આત્મસ્વરૂપ વિષયક અંધકારનો લય થઈ જાય છે. એનો ભાવાર્થ એવો છે કે, સદ્ગુરુએ 'तत्त्वमसि' મહાવાક્યનો બોધ કરવા પછી તેના વિચારપૂર્વક મનન અને નિદિધ્યાસન આદિ અભ્યાસ કરવાથી સચ્છિષ્યમાં 'હું દેહેન્દ્રિયાતીત સચ્ચિદાનંદરૂપ આત્મા છું' એવા જ્ઞાનપ્રકાશનો ઉદય થાય છે, અને તેના યોગે ભેદશૂન્ય સ્વાત્મસ્વરૂપવિષયક અજ્ઞાનાંધકારનો લય થઈ જાય છે.

जयाचेनि कृपासलिलें । जीवु हा ठाववरी पाखाळे ॥
जें शीवपण ही वोविळें । अंगीं न लगी ॥ ११ ॥

વિવરણ–શ્રી ગુરુએ કરેલા બોધરૂપ કૃપાજળમાં સચ્છિષ્યના જીવાત્માએ સ્નાન કર્યાં પછી તે જીવાત્મા એટલો બધો પવિત્ર થાય છે કે, શુદ્ધ માયોપાધિક શિવને પણ અસ્પર્શ્ય ધારીને પોતાના અંગને તેનો સ્પર્શ થવા દેતો નથી એનું રહસ્ય એવું છે કે, શ્રીગુરુએ કરેલા બોધવડે જીવાત્માના ત્રણે દેહોના તાદાત્મ્ય છૂટી જતાં 'હું દેહત્રયાતીત બ્રહ્મ છું,' એવી તેની માયાવૃત્તિનો પણ નિરાસ થઈ જાય છે, ત્યાર પછી, તે જીવ સ્ફુરણરહિત, નિર્ધર્મ, જ્ઞાનમાત્ર અને બ્રહ્મભાવવડે જ અવશિષ્ટ હોય છે, એ દૃષ્ટિથી જોતા શિવ માયોપાધિક હોવાથી અસ્પર્શ્ય છે–અશુદ્ધ છે. જો કે જીવાત્માની દૃષ્ટિથી શિવ શુદ્ધ–સ્પર્શ્ય–છે, તો પણ નૈરુપાધિક બ્રહ્મદૃષ્ટિથી માયોપાધિક શિવ અસ્પર્શ્ય–અપવિત્ર છે, જેવી રીતે દશ સૂતકવાળા મનુષ્યોમાંનો એક મનુષ્ય સ્નાન કરીને પીતાંબર ધારણ કરે, તો પેલા નવ સૂતકિયાઓમા તે પવિત્ર છે, પણ બીજા સૂતકવગરના લોકોની દૃષ્ટિથી તો બન્ને અપવિત્ર અને અસ્પર્શ્ય જ છે, એવો જ ઉપર્યુક્ત દૃષ્ટાંતનો પ્રકાર સમજવાનો છે.

रासो जाता शिष्याते । गुरुपणही धाडिलें थितें ॥
तरी गुरु गौरव जयातें । साडिचिना ॥ १२ ॥

વિવરણ–એકવાર સદ્ગુરુએ સચ્છિષ્યને કૃતાર્થ કર્યો, એટલે પછી તે સચ્છિષ્ય જ ગુરુપદવીને પામે છે, અને તેના યોગે, શિષ્યસંબંધથી ગુરુને મળેલી ગુરુતા પણ રહેતી નથી, કારણ કે, ગુરુનામ શિષ્યસાપેક્ષ (શિષ્યની અપેક્ષાવાળું) છે તે શિષ્યગુરુએ કરેલા સ્વાત્મબોધથી કૃતાર્થ થયો કે, તેની સાથે જ તેની શિષ્યતાનો લોપ થતા તે પોતે ગુરુ થાય છે અને તેના યોગે ગુરુને મળેલી ગુરુસંજ્ઞાનો પણ લોપ થાય છે. પણ એવો પ્રકાર મારા (જ્ઞાનેશ્વરના) સદ્ગુરુ શ્રી નિવૃત્તિનાથનો નથી, તેમના પ્રસાદથી

શિષ્ય કૃતાર્થ થઈ જાય અને ગુરુપદવીને પામે, તો પણ તેથી તેમની ગુરુતામાં લેશ માત્ર પણ લઘુતા (ન્યૂનતા) થતી નથી. જેવી રીતે એક દીપક પોતાના યોગે બીજા સહસ્ર દીપકોને દીપકત્વ આપે, તો પણ તે મૂળ દીપકમાં જે દીપકત્વ રહેલું છે એટલે કે, તેનો જે મૂળ પ્રકાશ છે, તેમાં તો રતિ માત્ર પણ ન્યૂનતા નથી જ થઇ શકતી; તેજ પ્રમાણે, મારા નિવૃત્તિનાથ ગુરુ સહસ્રાવધિ શિષ્યોને પોતાનું ગુરુત્વ આપે છે, તો પણ તેમનામાંના સ્વભાવસિદ્ધ ગુરુત્વમાં લેશ માત્ર પણ ન્યૂનતાનો આવિર્ભાવ થઇ શકતો નથી.

एकपण नव्हे सुसास । म्हणूनि गुरुशिष्याचे करुनि मिस ॥
पाहणेंची आपली वास । पाहतचि असे ॥ १३ ॥

વિવરણ—એકાકી બોધરૂપ બ્રહ્માત્મને એકપણામાં ગમતું નથી, એટલામાટે ગુરુ શિષ્યનું નિમિત્ત કરીને, એટલે કે, ગુરુ તથા શિષ્યરૂપે પોતે જ વિભૂષિત થઇ સદ્‌ગુરુ પોતે જ પોતાતરફ નિહાળે છે; અને પોતે જ પોતાને બોધ કરે છે. અર્થાત્ સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વ જ ગુરુરૂપે વિભૂષિત થઇને પરમાર્થતઃ સચ્ચિદાનંદરૂપ આત્મભાવથી રહેલા શિષ્યપ્રતિ કૃપાદષ્ટિથી જુએ છે.

जयाचेनि कृपातुषारे । परतले अविद्येचे मोहिरें ॥
परिणमे आपारें । बोधामृतें ॥ १४ ॥

વિવરણ—જે સદ્‌ગુરુની કૃપાના લેશમાત્રના યોગે અવિદ્યા જીવપર માંડેલા પોતાના મોર્ચાને ફેરવી નાખે છે અને શિષ્યમાં અપાર આત્મતત્ત્વનો બોધ પરિણત થાય છે એટલે કે, પ્રકટ થાય છે.

वेद्या वेता मिठी । वेदकूही सुये पोटीं ॥
तन्ही नव्हेचि उशिटी । दिठी जयाची ॥ १५ ॥

વિવરણ—સદ્‌ગુરુનું પારમાર્થિક સ્વરૂપ પ્રકટ થતાંની સાથે જ વેદ્ય એટલે અનેક નામરૂપાત્મક સકલ જગત્ અને વેદક એટલે જીવ અને ઈશ, એ સર્વની નિવૃત્તિ થઈ જાય છે; એટલે કે, ભેદશૂન્ય, પરિપૂર્ણ સદ્‌ગુરુસ્વરૂપમાં જીવ, શિવ અને જગત્ આદિ કલ્પનાનો લય થઈ જાય છે; તથાપિ ગુરુની સચ્ચિદાનંદરૂપ પરિપૂર્ણ જ્ઞાનદષ્ટિ ઉચ્છિષ્ટ (એંઠી) થતી નથી. અહીં કદાચિત્ કોઈ એવી શંકા કરશે કે, ભાતનો એક કણ જ જમનારાના મુખમાં જતાં તેનું મુખ એંઠું થઈ જાય છે; અને અહીં વેદ્યરૂપ અપાર પ્રપંચ, વેદકરૂપ જીવ અને શિવ એ સર્વનો ઉપર્યુક્ત શ્રી ગુરુની દષ્ટિમાં ગ્રાસ થવા છતાં તેની દષ્ટિ કેમ ઉચ્છિષ્ટ ન થાય વારુ? તો એ શંકાનું

સમાધાન એમ છે કે, વેદક જીવ તથા શિવ અને વેદ્ય સર્વે પ્રપંચ શ્રી ગુરુસ્વરૂપમાં કલ્પિત એટલે કે, મિથ્યા જ છે; એટલે પછી તે મિથ્યાના ગ્રાસવડે તેમની દૃષ્ટિમાં ઉચ્છિષ્ટતાનો વિકાર કેમ સંભવી શકે વારુ? જેવી રીતે સ્વપ્નમાં કોઈ ગમે તેટલું ભોજન કરે, છતાં જાગૃતિના કાળમાં તેનું મુખ જરા પણ એઠું થતું કિંવા હોતું નથી, તેવી રીતે જ ઉપર કહેલો પ્રકાર જાણી લેવો.

जयाचेनि सावाये । जीवू ब्रह्म उपरलाहे ॥
ब्रह्म तृणातळीं जाये । उदासे जेणे ॥ १६ ॥

વિવરણ-જીવને જો સદ્ગુરુનું સાહાય્ય મળે એટલે કે જો સદ્ગુરુ તેનાપર અનુગ્રહ કરે, તો જીવ જ્યાં બ્રહ્મ સંજ્ઞાનો વ્યવહાર થતો નથી એવું જે બ્રહ્મ સંજ્ઞાથી પર કેવળ જ્ઞાન માત્ર તત્ત્વ છે, તેની સાથે ઐક્યને પામે છે અને સદ્ગુરુ જો ઉદાસ હોય, એટલે કે, જેનાપર તેમનો અનુગ્રહ ન થાય, તે જીવ બ્રહ્મ હોવા છતાં (जीवो ब्रह्मैव नापर) એકદેશીય પરિચ્છિન્ન દેહતાદાત્મ્યમાં રહીને વારંવાર જન્મમૃત્યુના ચક્રમાં ભ્રમણ કરતો રહે છે અને કામક્રોધાદિ અનેક વિકારોદ્વારા તેની સામાન્ય ઘાસના એક તણખલા પ્રમાણે પાયમાલી થતી રહે છે.

उपास्तिविरी रानतिया । उपायफळीं येती मोडूनिया ॥
वरिवंडिले जयाचिया । अनुज्ञा का ॥ १७ ॥

વિવરણ-ઉપાસકની ઉપાયરૂપ ઉપાસનાને આત્મબોધરૂપ પુષ્પફળ ક્યારે આવે છે? જે વેળાએ ઉપાસક શ્રી ગુરુની આજ્ઞાને પોતાનો દેહ સમર્પિત કરી દે છે, તે વેળાએ જ એ ફળ આવે છે. એનું તાત્પર્ય એવું છે કે, જો ઉપાસક શ્રી સદ્ગુરુએ કહેલા આત્માનાત્મવિચારમાં જ પોતાની બુદ્ધિને તલ્લીન રાખે,* તો તે ઉપાસકને આત્મજ્ઞાનરૂપ નિર્મળ ફળની પ્રાપ્તિ થાય છે.†

जयाचा दिठिवा वसंतु । जँव न रिघे निगमवनाआंतु ॥
तंव आपुलिये फळीं हातु । न घेपवी हीं ॥ १८ ॥

---

* વિશેષ વિવેચનમાટે 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૪ થો ઓવી ૮૭ મી જુઓ

† "सदाचार-आत्मानात्मविवेकेन ज्ञानं भवति निर्मलम्" (સદાચાર તથા આત્મા અને અનાત્માના વિવેકથી જ્ઞાન નિર્મળ થાય છે) — શંકરાચાર્ય

વિવરણ-વેદ અને ઉપનિષદો તે એક ઉપવન છે અને તે વેદોપનિષદોવડે નિર્ભ્રાંત સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ એક ફળ છે-તે ફળ વેદોપનિષદોનો વિચાર કરનાર મુમુક્ષુના હૃદયમાંના આત્મતત્વથી વિદૂરે છે. પરંતુ જો શ્રી ગુરુકૃપાદૃષ્ટિરૂપ વસંતનો પ્રવેશ ન થાય, તો સુખરૂપ સ્વાત્મ ફળ આપણને હસ્તગત થઈ શકે તેમ નથી; એટલે કે, જેમ એક બગીચો કોઈની ખાસ માલિકીનો હોય અને તે બાગમાં અનેક ઝાડો હોય; છતાં જો ત્યાં વસંતનો પ્રવેશ ન થાય, તો તે ખાસ માલિકીનો બગીચો હોવા છતાં પણ બાગમાંનાં વૃક્ષોનાં ફળો આપણને મળી શકે જ નહિ. એ જ પ્રમાણે, વેદોપનિષદોનો મુમુક્ષુ સદ્ગુરુના સાહાય્ય વિના પોતાની બુદ્ધિથી ગમે તેટલો વિચાર કરે, પણ તેથી તેને ભેદશૂન્ય સ્વાત્મજ્ઞાનરૂપ ફળનો લાભ કદાપિ મળી શકવાનો નથી.

पुढे दृष्टीचेनि अलगे । खोंची की निवटे मार्गे ॥
येवढे या जैता नेघे । आपणपे जो ॥ १९ ॥

વિવરણ-સદ્ગુરુએ પોતાની કૃપાદૃષ્ટિના અગ્રભાગવડે સચ્છિષ્યના નામરૂપાત્મક સ્થૂલ દેહને ટોંચતાંની સાથે જ-એટલે કે, સ્પર્શ કરતાંની સાથે જ આંતરિક સૂક્ષ્મ અને કારણદેહસહિત સ્થૂલ દેહનો નિરાસ થતાં સચ્છિષ્ય દેહત્રયાતીત અને નિજાત્મ-સ્થાનાપન્ન થાય છે. આનો ભાવાર્થ એવો છે કે, સચ્છિષ્યને, 'તું દેહ નથી, ઇન્દ્રિયો નથી, મન નથી, બુદ્ધિ નથી, ઘન અજ્ઞાન જે કારણ તે નથી, એ સર્વે વિકારી અને વિનાશવાન્ હોઈને તને ઘટવત્ દૃશ્ય છે, અને તું એ સર્વેનો સાક્ષી અને શુદ્ધ બુદ્ધ છે, એવો સદ્ગુરુ સદુપદેશ આપે છે, એટલે સચ્છિષ્ય ત્રણે દેહમાંના પોતાના ભિન્નત્વને જાણીને અસંગ આત્મસ્થિતિથી રહે છે. એવી રીતે જે દેહત્રયનો નિરાસ થવો, તે જ પરમાર્થમાંની મુખ્ય ઘટના છે. એ ઘટના (કાર્ય) અનેક સાધનોવડે પણ સિદ્ધ થતી નથી; કારણ કે, જેમ જેમ સાધનોની યોજના કરવામાં આવે, તેમ તેમ કેવળ દેહાભિમાન જ વધારે અને વધારે વધતું જાય છે, અર્થાત્ સચ્છિષ્યના દેહનિરાસ જેવો મોટો વિજય શ્રી ગુરુએ મેળવ્યો છે, પણ એ જયને તેમણે પોતાનો માન્યો નથી; કારણ કે, શિષ્યરૂપે ગુરુ પોતે જ છે, એ તો પૂર્વે એક પ્રસંગે કહેવામાં આવેલું જ છે. એથી કોણે કોના દેહનો નિરાસ કરીને વિજય મેળવ્યો, એ વિચારશીલ પુરુષ સહજમાં સમજી શકે એમ છે.

लघुत्वाचेनि मुदले । बैसला गुरुत्वाचे सेले ॥
नासूनि नाथिले । सदैव जो ॥ २० ॥

વિવરણ-સદ્‌ગુરુ નિવૃત્તિનાથ મર્યાદિત અલ્પ જીવદશામાં ગુંચાયલા લઘુશિષ્યની દૃષ્ટિથી ગુરુ સંજ્ઞાની ઉચ્ચ (ઉત્કૃષ્ટ કિંવા મુખ્ય) ભૂમિપર આરૂઢ થયા; અને પરમાર્થતઃ જે જીવદશાએ કાળત્રયે ચૈતન્યને સ્પર્શ પણ કર્યો નહોતો, એવા સચ્ચિછ્યની આત્યંતિક મિથ્યા જીવદશાનો નિરાસ કરીને જે સદ્‌ગુરુ દૈવવાન્ થયેલા છે અથવા તો અલ્પજ્ઞ જીવદશાયુક્ત લઘુ શિષ્યની દૃષ્ટિથી કેટલાક ગુરુઓ એ પદવીમાં આવેલા હોય છે. એટલે કે, તેઓ મૂળ ગુરુ ન હોવા છતાં કોઈ એક શરણાગત જીવપર અનુગ્રહ કરવાથી ગુરુની પદવીને પામે છે; અને અત્યંત મિથ્યા જીવદશાનો નિરાસ કરીને જે ગુરુઓ મહા દૈવવાન્ થયેલા દેખાય છે, તેમનામાંના સદ્‌ગુરુ નિવૃત્તિનાથ નથી, કિંતુ તેઓ શિષ્યસંબંધહીન સ્વયંસિદ્ધ ગુરુ જ છે. આ ઓવીના પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધને અર્થો સમજવાના છે. અસ્તુ.

नाहीं ते जळीं बुडिजे । तैं घनवटें जेणें तारिजे ॥
जेणें तारिलियाहि ग्रुरिजे । कवणी ठायी ॥ २१ ॥

વિવરણ-જે જળ નથી તેમાં સર્વ જીવો ડૂબે છે અને તેમને ઘનવટ (જડ, શ્રેષ્ઠ) સદ્‌ગુરુઓ તારે છે; પણ શ્રી ગુરુના યોગે તરેલા એ જીવો કોઈ પણ સ્થળે અવશિષ્ટ રહેતા નથી. આ ઓવીના વાચ્ય અર્થનો વિચાર કરવાથી તે મહા આશ્ચર્યકારક ભાસવાનો સંભવ છે, અને તે આ પ્રમાણે;-જ્યાં મૂળ પાણી જ નથી, ત્યાં કોઈ ડૂબતો નથી અને ડૂબનાર ઘનવટ (જડ અથવા ભારી) પદાર્થના યોગે તરી શકતો નથી, અને તેમ જ તરેલો પોતાના સ્વરૂપથી અવશિષ્ટ રહે છે. પરંતુ મૂળ ઓવીમાંના અક્ષરો એ વાચ્ય અર્થથી સર્વથા વિરુદ્ધ છે. એથી જ જો આ ઓવીનો કેવળ વાચ્ય અર્થ જ લેવામાં આવે, તો તે ચમત્કારિક અને આશ્ચર્યકારક ભાસવાનો જ. પણ જો એ ઓવીના લક્ષ્યાર્થનું જ ગ્રહણ કરવામાં આવે, તો પછી તેવા આશ્ચર્યનો કશો પણ હેતુ કિંવા સંભવ નથી. એટલે કે, જે દેહાદિ પ્રપંચ નથી, તે પ્રપંચમાં જ મોહવડે જીવ ડૂબે છે. અહીં કોઈ એવો સંશય દર્શાવશે કે, દેહાદિ પ્રપંચ પ્રત્યક્ષ ભાસતા હોવા છતાં તે પ્રપંચ નથી, એમ તમે કેમ કહો છો વારુ? તો એનું સમાધાન એ પ્રમાણે છે કે, એ દેહાદિ પ્રપંચ આદિમાં નથી અને અંતમાં પણ નથી, કિંતુ મધ્યન્તરે જ ભાસમાન છે.

"अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्त निधनान्येव तत्रका परिदेवना"* ॥

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૨ શ્લો.

* જુઓ 'જ્ઞાનેશ્વરી, અ. ૨ જો. ઓવી ૨૮ અને ૧૬૧ થી ૧૬૩.

—એવા એ દેહાદિ પ્રપચ આદિમાં નથી એટલે કે, ભાસવાથી પૂર્વે નથી અને અંતમાં પણ નથી એટલે મધ્યન્તરે ભાસે, તો પણ ખરી રીતે તો તે નથી જ, કારણ કે, જે આદિ અને અંતમાની અવસ્થા હોય છે, તેનો જ મધ્યન્તરે સ્વીકાર કરવો પડે છે જેમકે, બર્ફ ભાસવા પૂર્વે પાણી હોય છે અને બર્ફ ગળી જવા પછી પણ પાણી જ રહે છે—એટલે મધ્યન્તરે-ભાસકાળમાં પણ બર્ફ પાણી જ છે એ ન્યાયથી આદિ અને અંતમાં દેહાદિ પ્રપચ ન હોવાથી તે મધ્યન્તરે એટલે કે પ્રપચભાસકાળમાં પણ નથી અને નથી જ* જેવી રીતે "મૃગજળની નદીનો ઉદ્‌ગમ બ્રહ્મગિરિમાં થાય છે અને તે જઈને સમુદ્રમાં મળી જાય છે" એમ કહેવાની શકયતા નથી, કિંતુ મધ્યન્તરે તે કેવળ ભાસતી હોય છે અને એટલામાટે જ તેને મૃગજળની મિથ્યા નદી કહેવામાં આવે છે. અર્થાત્ જે આદિ તથા અંતમાં ન હોઈને કેવળ મધ્યમાં જ ભાસે છે, તે મિથ્યા છે † એવા એ મધ્યન્તરે ભાસતો દેહાદિ પ્રપચ ખેતરમાંના પશુપક્ષીઓને ડરાવવામાટે ઊભા કરેલા ચાડિયા સમાન મિથ્યા છે એવા એ દેહાદિ પ્રપચના મોહથી એટલે કે, દેહ, હું અને દેહસબંધ આદિ માતા, પિતા, સ્ત્રી તથા પુત્ર આદિ મારા, એવા મોહથી સર્વ જીવો ડૂબી ગયેલા છે અને તેથી જ જે જળ નથી તેમાં ડૂબી જવાનું મૂળ ઓવીમાં કહેલું છે. પરતુ એવા એ ડૂબેલા જીવોને ઘનવટ (જડ—ભારી) સદ્‌ગુરુઓ તારે છે, એટલે કે, જો સદ્‌ગુરુની શિવ સાથે તુલના કરવામા આવે, તો સદ્‌ગુરુવાળી છાબડી જમીનને અડકશે અને શિવવાળી છાબડી ઊચી ચડી જશે એ પ્રમાણે એ શિવસાથેની તુલનામાં સદ્‌ગુરુ જો કે જડ (વજનદાર) સિદ્ધ થાય તોપણ ઉપર કહ્યા પ્રમાણે મિથ્યા માયાજળમાં ડૂબનારા જીવોને તારવાના કાર્યમા તો તેઓ હલકા જ છે જેવી રીતે એક લાકડાનું ખીમ વજનમાં ત્રણ મણનું છે અને તેની બે મણ વજનના પાષાણ સાથે તુલના કરીએ, તો ત્યા તે લાકડાનું ખીમ પાષાણ કરતાં વધારે ભારી જ ઉતરવાનું, છતાં લાકડું પાણીમાંથી તારીને લઈ જવાના કાર્યમા પાષાણ કરતાં હલકું છે, એ તો જનમાન્ય વાર્તા છે એટલે કે, જે કોઈપણ લાકડાના ખીમને આસરે પાણીમાં તરવાનો પ્રયત્ન કરે છે, તે અવશ્ય તરે છે, પણ તેના કરતા હલકા વજનના પાષાણના આશ્રયથી પાણીમા તરી શકાતું નથી‡ એ દષ્ટિથી જ 'ભારી ગુરુ તારે છે,' એમ કહેલું છે સદ્‌ગુરુઓ સચ્ચિદ્બને એવો બોધ આપે છે કે, દેહ, ઈન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિ આદિ સર્વ વ્યષ્ટિસમષ્ટિપ્રપચ તારા આત્મસ્વરૂપમાં સત્ય ન હોઈને મૃગજળ સમાન મિથ્યા

---

* જુઓ 'જ્ઞાનેશ્વરી અ. ૮ મો. ઓવી ૩૧ મી. † જુઓ 'જ્ઞાનેશ્વરી અ. ૧૫ મો. ઓવી ૨૩૭-૩૮ ‡ વિશેષ સ્પષ્ટીકરણમાટે જુઓ 'જ્ઞાનેશ્વરી, અ. ૧૭ મો. ઓવી ૩ ૭

છે અને તારું આત્મસ્વરૂપ ત્રિકાલાબાધિત સચ્ચિદાનંદરૂપ છે—ત્યાં કોઈ પણ ભેદ અથવા ધર્મ નથી—સર્વ ભેદશૂન્ય નિર્ધર્મ જ્ઞાન માત્ર છે. સદ્ગુરુએ એવો બોધ આપતાંની સાથે જ તીવ્ર અધિકારી સચ્છિષ્ય નિર્ગુણ, નિરાકાર, નિર્ધર્મ અને જ્ઞાનરૂપ આત્મસ્થિતિને પ્રાપ્ત થાય છે.* સદ્ગુરુના પ્રસાદથી એવી આત્મસ્થિતિને પામેલો સચ્છિષ્ય દેહાત્મબુદ્ધિથી, જીવાત્મબુદ્ધિથી કિંવા બ્રહ્માત્મબુદ્ધિથી અવશિષ્ટ રહેતો નથી. એટલે કે, તેના સર્વ ધર્મ ગલિત થઇને તે નિર્ધર્મ જ્ઞાનમાત્ર આત્મસ્થિતિથી સહજ અવશિષ્ટ હોય છે.

आकाश हें सावेव । न बंधे आकाशाची हाव ॥

एसे कोणी एक भरीव । आकाश जो ॥ २२ ॥

વિવરણ—સર્વત્ર અવકાશરૂપે ભરેલું અને નેત્રેન્દ્રિયનો સાક્ષાત્ વિષય થનારું જે સાકાર, તે આકાશતત્ત્વ સદ્ગુરુ સહિત દેશકાલપરિચ્છેદશૂન્ય અને કેવલ જ્ઞાનઘન ચિદાકાશની ઉપમાને પામી શકતું નથી

चन्द्रादि सुशीतळे । घडली जयाचेनि मेळे ॥

सूर्य जयाचेनि उजाळे । कडवसेनी ॥ २३ ॥

વિવરણ—જે ચૈતન્યરૂપ શ્રીગુરુના પ્રકાશવડે જ શીતલ પ્રકાશને દેનારા ચંદ્ર આદિ નક્ષત્રો બનેલા છે, અને જે ગુરુના ચિત્પ્રકાશવડે જ સૂર્ય પ્રકાશમાન થયેલો છે †

जीवपणाचेनि त्रासे । धावया आपुलीये दशे ॥

शिव हीं मुहूर्त पुसे । जया जोशियातें ॥ २४ ॥

વિવરણ—સદ્ગુરુરૂપ જોશીને શિવ, દેહતાદાત્મ્યના કારણથી અનેક યોનિઓમા જન્મમરણના પરિશ્રમથી ત્રસ્ત થયેલી જીવદશામાંથી પોતાનો છૂટકો થઇને સચ્ચિદાનંદરૂપ સ્વાત્મસ્થિતિને નિર્વિઘ્નતાથી પહોંચવામાટે મુહૂર્ત પૂછે છે, એટલે કે સદ્ગુરુશરણે જઇને, જે બોધના યોગે આ જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ અને નિત્ય પરમાનંદરૂપ આત્મલાભ થાય છે, તે બોધ કૃપા કરીને મને આપો, એવી પ્રાર્થના

---

* જુઓ 'જ્ઞાનેશ્વરી,' અ ૧૮ મો ઓવી ૯૯૧ મી, એમા એનું અધિક વિવેચન કરેલુ છે

† "यदादित्यगत तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्" ॥

શ્રીમદ્ભગવદ્ગીતા અ ૧૫, શ્લો. ૧૫

કરે છે. જીવનું પારમાર્થિક સ્વરૂપ શિવ છે અને તેથી જ શિવ સદ્‌ગુરુને શરણે જાય છે, એમ ઉપર કહેલું છે.

चांदिणे स्वप्रकाशाचें । डेइला चंद्र दुणींवें ॥
सन्हीं उपडेपण नव्हे । चांदार्चे जया ॥ २५ ॥

વિવરણ—ચંદ્ર પોતાના પ્રકાશવડે ચંદ્રિકાને ધારણ કરી રહેલો છે, છતાં તેથી ચંદ્રનો દેહ ન ઢંકાતાં પ્રકટનો પ્રકટ જ છે.

जो उघड कीं न दिसे । प्रकाश कीं न प्रकाशे ॥
असतेपणेंचि नसे । कव्हणीकडे ॥ २६ ॥

વિવરણ—પૂર્વોક્ત ચંદ્રના દૃષ્ટાંત પ્રમાણે, સદ્‌ગુરુ સંજ્ઞિત આત્મા સ્વયંપ્રકાશવડે સર્વત્ર પ્રકટ જ છે; તથાપિ આપણી આ પરિચ્છિન્ન એકદેશીય સ્થૂલ ઇંદ્રિયોનો તે વિષય થતો નથી. કારણ કે, પરપ્રકાશિત, પરિચ્છિન્ન અને જડ શબ્દાદિ પંચવિષયોમાંનો તે નથી. તે સર્વત્ર ચિત્પ્રકાશવડે ભરેલો હોઇને સૂર્ય આદિના પ્રકાશ પ્રમાણે તેનો ક્યાંય પણ ભાસ થતો નથી અને સર્વ સ્થળે અસ્તિભાતિપ્રિયત્વવડે વ્યાપક હોઇને તે ન દેખાતાં કેવળ નામરૂપાત્મક જગત્ જ ભાસે છે.

आतां जो तो इहीं शब्दीं । के मिळवूं अनुमानाची मांदी ॥
हा प्रमाणा ही वो नेदी । कोणाही मा ॥ २७ ॥

વિવરણ—જે સદ્‌ગુરુભરિત ચિદાકાશ છે, તે સદ્‌ગુરુ સર્વત્ર પ્રકટ છે, એમ તર્કથી 'જો તો' એ સર્વનામવડે તેનું ક્યાં સુધી વર્ણન કરીએ વારુ! કારણ કે, શબ્દ પ્રમાણ અનુમાન પ્રમાણ, ઉપમા પ્રમાણ, પ્રત્યક્ષ પ્રમાણ, અર્થાપત્તિ પ્રમાણ અને અનુપલબ્ધિ પ્રમાણ, એ ૭ પ્રમાણોને તે સાદ આપતો નથી; એટલે કે, એ ૭એ પ્રમાણોવડે તેની સિદ્ધિ થતી નથી. કારણ કે, તે સદ્‌ગુરુનું સ્વરૂપ ઘટાદિ પરિચ્છિન્ન જડ પદાર્થવત્ પ્રમેય નથી. અર્થાત્ પ્રમાણો તો પ્રમેયની સિદ્ધિ કરનારાં જ છે અને સદ્‌ગુરુ અપ્રમેય, પરિપૂર્ણ તથા સ્વયંપ્રકાશમાન છે.

जेथें शब्दाची लिहीं पुसे । तेणेंशीं चावळो बैसे ॥
दुजयाच्या रागीं रुसे । एकपणा जो ॥ २८ ॥

વિવરણ—જે સદ્‌ગુરુવર્ણન વિષયક ચારે વાણીઓનો નિરાસ કરી, તે (ગુરુ) થી અભેદ થઇને મૌન્યવડે વર્ણન કરવાને તૈયાર થાય છે, તેની સાથે મહા પ્રેમથી સદ્‌ગુરુ

સંભાષણ કરવા બેસે છે; અને જે સદ્‌ગુરુને પોતાથી ભિન્ન પરિચ્છિન્ન માને છે અને પોતાની વૈખરીવડે તેમનું વર્ણન કરવાને તૈયાર થાય છે, તેવા ભેદબુદ્ધિવાળા જીવપર તેઓ એટલા બધા કોપાયમાન થાય છે, કે તે જીવનાં સાપેક્ષ અભેદબુદ્ધિયુક્ત શિવપર પણ રુષ્ટ થઈ જાય છે. અર્થાત્ દ્વૈતનો તેમને એટલો બધો તિરસ્કાર છે.

प्रमाणाची परिसरे । तें प्रमेयेंची अविष्कारें ॥
नवलमेचु ये धुरे । नाहींपणाची ॥ २९ ॥

વિવરણ—જે વેળાએ પ્રમાતા (જીવ) પૂર્વ કથિત ષડ્‌વિધ પ્રમાણોનો આશ્રય લે છે, તે વેળાએ તે પ્રમાણો ઘટાદિ પરિચ્છિન્ન પ્રમેયની સિદ્ધિ કરે છે; એટલે કે ઘટાદિ વિષયોના જ્ઞાનને પ્રકટ કરી દે છે અને પોતે અદશ્ય (લુપ્ત) થઈ જાય છે. પરન્તુ શ્રેષ્ઠ સદ્‌ગુરુના સ્વરૂપની સિદ્ધિ એટલે કે, તેમના સ્વરૂપનું જ્ઞાન થવામાટે પ્રમાણોનો આશ્રય કરવાથી એ સર્વ પ્રમાણો સદ્‌ગુરુના સ્વરૂપનું લેશ માત્ર પણ જ્ઞાન ન કરાવતાં સ્હામાં પોતે જ અદશ્ય થઈ જાય છે. એવી રીતે સદ્‌ગુરુમાં જે પ્રમાણોથી ગુપ્ત રહેવાની એટલે કે, પ્રમાણોદ્વારા પ્રકાશિત ન થવાની પ્રિયતા રહેલી છે, તે ખરેખર એક મહા આશ્ચર્ય જ છે.

कांहीं वाही अलुमालु । देखे येथादे वेळू ॥
तरी देखे तेंहीं विटाळू । जया गांवीं ॥ ३० ॥

વિવરણ—સદ્‌ગુરુસ્વરૂપપ્રતિ વૃત્તિનાં નેત્રોવડે જોવા જતાં સદ્‌ગુરુસ્વરૂપ ગામમાં જોવાનો વિકાર થાય છે; કારણ કે, સદ્‌ગુરુનું સ્વરૂપ-જોવાનો વિષય, જોવું અને જોનાર એ ત્રિપુટી વિરહિત નિરંતર જોવારૂપ જ છે; એટલે કે, પ્રત્યયરૂપ જ છે. ત્યાં અપ્રત્યય અથવા ન જોવું કાળત્રયે પણ ન હોવાથી, ન જોવાના વિકારદોષથી દૂષિત વૃત્તિવડે આત્માનાત્મવિચારદ્વારા 'સોઽહં' ભાવને ધારણ કરીને જોવા ગયેલી વૃત્તિની ત્યાં આભડછેટ છે.

तेथें नमने का वोले । केउतीं सुयें पाउलें ॥
आंगीं लावूनि नाडिलें । नावचि येणें ॥ ३१ ॥

વિવરણ—પૂર્વે કહ્યું કે, શ્રી ગુરુસ્વરૂપમાં જોવાનો પણ વિકાર છે. ત્યાં પોતે ભિન્ન રહીને નમસ્કાર કરવામાટે અથવા સ્તુતિ કરવામાટે કોઇનાથી પદસંચાર કેમ કરી શકાય વારુ? એટલે કે, નમસ્કાર કરવા અથવા સ્તુતિ કરવી, એ ભેદાશ્રયથી

થનારી ક્રિયાઓનો અભેદ અને અક્રિય સદ્‌ગુરુસ્વરૂપમાં કેમ કરીને સમાવેશ થઈ શકે વારુ? હવે સદ્‌ગુરુએ 'નિવૃત્તિ' નામ ધારણ કરેલું છે, એટલે તેમની સંજ્ઞા 'નિવૃત્તિ' છે. પણ ખરેખર તેનો વિચાર કરવા જતાં, એ નામના આભાસથી તેમણે સર્વને ઠગ્યા છે. એ હવે પછીની ઓવીથી સારી રીતે વ્યક્ત થશે.

नव्हे आत्मया आत्म प्रवृत्ति । वाढवितां के निवृत्ति ॥
या नामाची वा सुंथी । सांडीचिना ॥ ३२ ॥

વિવરણ—જેવી રીતે જીવાત્મા સ્થૂલ સૂક્ષ્મ સંઘાત સાથે તાદાત્મ્યને પામીને સંઘાતદ્વારા થનારી સર્વ ક્રિયાઓને અવિવેકથી પોતાના સ્વરૂપમાં નિહાળે છે, એટલે કે, તે સર્વ ક્રિયાઓ મેં કરી અથવા હું કરું છું એમ માને છે—એને જ પ્રવૃત્તિ કહે છે. પણ જે વેળાએ કર્મ ઉપાસનાવડે ચિત્તશુદ્ધિ થઈને સત્સંગતિવડે નિત્યાનિત્ય તત્ત્વવિચાર પ્રાપ્ત થાય છે, તે વેળાએ તે વિચારના અભ્યાસવડે વૃત્તિનો અસ્ત થતાં દેહેન્દ્રિયમનોબુદ્ધ્યતીત, અક્રિય અને સાક્ષી આત્મા હું છું, એવું તેનામાં (જીવાત્મામાં) દૃઢ જ્ઞાન થાય છે. પછી તે પ્રવૃત્તિમાંથી નીકળીને નિવૃત્તિની સ્થિતિને પામે છે, એમ કહેવાનો વ્યવહાર થાય છે. પણ એવો પ્રકાર આત્મસ્વરૂપમાં નથી. આત્મા તો જ્ઞાનમાત્ર, પરિપૂર્ણ, અખંડ અને એકરસ છે. ત્યાં પ્રવૃત્તિનો કિંચિન્માત્ર પણ સ્પર્શ નથી. સર્વગત સર્વવ્યાપક આકાશમાં એક સ્થળેથી અન્ય સ્થળે જવાનો વ્યવહાર થતો નથી;* કારણ કે, આકાશ અક્રિય છે, અને આત્મતત્ત્વ તો આકાશના આતબાહ્ય ભાગમાં ઓતપ્રોત ભરેલું હોવાથી તે સહજ અક્રિય હોવું જ જોઈએ. એ વિશે નવેસરથી કહેવાની કાંઈ પણ આવશ્યકતા નથી. અર્થાત્ જ્યાં સ્વાભાવિક જ પ્રવૃત્તિનો અભાવ છે, ત્યાં નિવૃત્તિ નામનો વિશેષ વ્યવહાર કેવી રીતે કરી શકાય વારુ? તથાપિ તે સદ્‌ગુરુ એ નિવૃત્તિ નામના પોકળ આવરણને ત્યાગતા નથી, એટલે કે, આત્મતત્ત્વમાં અનાદિકાળથી અવિદ્યાકલ્પિત પ્રવૃત્તિ અને નિવૃત્તિ એવાં વ્યર્થ નામોનો વ્યવહાર ચાલેલો છે.

निवर्त्य तंव नाहीं । मा निवर्तवी हा कांई ॥
तरी कैसाबैसे ठांई । निवृत्ति नामाच्या ॥ ३३ ॥

વિવરણ—જ્ઞાનઘન અને ભેદશૂન્ય આત્મસ્વરૂપમાં નિરાસને યોગ્ય પ્રવૃત્તિનો લવ લેશ પણ નથી, ત્યારે પ્રવૃત્તિની વિરોધિની જે નિવૃત્તિ સંજ્ઞા, તે શાની નિવૃત્તિ કરીને આત્મપ્રતિ આવી, એવી સહજ શંકા થાય છે.

---

* વિશેષ માટે જુઓ 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૧૫ મો

परी सूर्यासी अंधकारु । के जाहला होता गोचरु ॥
तरी तमारी हा डगरु । आलाचि कीं ॥ २४ ॥

વિવરણ—તો એ શંકાનું સમાધાન આમ છે, કે, અંધકાર સૂર્યસમક્ષ આવીને સૂર્યમંડળને ઢાંકી નાંખવાના કાર્યમાં પ્રવૃત્ત થયો, એટલે એથી સૂર્યદેવે ક્ષુબ્ધ થઈને અંધકાર સાથે યુદ્ધ કર્યું અને તે અંધકારને ઠાર મારી નાંખ્યો, એવો કદાપિ વ્યવહાર થયો હતો ખરો કે? જેવી રીતે મદને શિવને અતિશય સંતાપ આપવાથી શિવે ક્રોધાયમાન થઈને તે મદનને (કામદેવને) બાળી નાંખ્યો હતો અને તેથી શિવને જે મદનરિપુના નામથી ઓળખવામાં આવે છે તે યોગ્ય જ છે. પરંતુ સૂર્યનો એવો પ્રકાર ન હોવા છતાં તેને તમોરિપુની સંજ્ઞા આપવામાં આવે છે, તે પ્રમાણે ગુરુ-સંજ્ઞિત આત્મામાં પરમાર્થતઃ પ્રવૃત્તિનો લવલેશ ન હોવા છતાં પણ, તેને નિવૃત્તિ સંજ્ઞા આપવામાં આવી છે.

तैसें लटिके येणें रूढे । जड येणें उजिवडे ॥
न घडे तेही घडे । याचिया मावा ॥ २५ ॥

વિવરણ—સદ્ગુરુના આધારપર વ્યષ્ટિસમષ્ટિસ્થૂલ સૂક્ષ્માત્મક સર્વ મિથ્યા (કલ્પિત) પ્રપંચ, જીવના જ્ઞાન સમક્ષ અસ્તિત્વ (છે પણા) થી મંડિત કરેલો છે; જે મિથ્યા વસ્તુ ભાસે છે, તે કોઈ પણ એક સત્યનો આધાર (ટેકો) લઈને જ ભાસે છે. ઉદાહરણાર્થ, રજ્જુ (દોરી) માં ભાસતો મિથ્યા કાલ્પનિક સર્પ રજ્જુના અસ્તિત્વનો આધાર લઈને ભ્રમણાયુક્ત પુરુષ સમક્ષ છેપણાથી રજૂ થાય છે; એ જ પ્રમાણે આ સર્વ મિથ્યા પ્રપંચ એકલા પરબ્રહ્મના સત્તાધિષ્ઠાનનો આધાર લઈને છેપણાથી મંડિત થયેલો છે; અને તે પ્રપંચ પોતાના રૂપથી પ્રકાશરહિત જડ છે, તથાપિ પરબ્રહ્મના ચિત્પ્રકાશ-વડે ભાસે છે. અહીં એક એવી શંકા ઉદ્ભવે છે કે, સચ્ચિદાનંદરૂપ અને પરિપૂર્ણ પરબ્રહ્મમાં વિરોધી સ્વભાવના અસત્, જડ અને દુઃખરૂપ જગતનો વ્યવહાર થવો, એ ઘટના સર્વથા અસંભવનીય છે; તથાપિ, જે ઘટના ક્યાં ન થવી જોઈએ, તે ઘટનાને સદ્ગુરુ સંજ્ઞિત બ્રહ્મની માયાએ ત્યાં સંભવનીય કરી બતાવી છે. એવો જ આશય દર્શાવતાં એક સ્થળે નામદેવ કહે છે કે;—"જે ન હોતું તે કેમ થયું અને જે નહિ તે દેખાવા લાગ્યું; અરૂપ હતું તે રૂપને પ્રાપ્ત થયું અને જીવ શિવના નામને પામ્યું!"*

---

* "नव्हे ते कैसें झालेंरे सोंव्या, नाहीं तें दिसूं लागलेंरे ।
अरूप होतें तें रूपासी आलें, जीव शिव नाम पावलेंरे" ॥
श्रीनामदेव

हांगा मायावशे दाविशी । ते माइक म्हणूनी वाळिशी ॥
अमाइक तंव नव्हशी । कवणाही विषयो ॥ २६ ॥

વિવરણ—અહો, સદ્‌ગુરુરાજ, માયાવશ થઈને તમે જે દૃશ્ય જગદાભાસ દેખાડો છો, તે જગદાભાસ તમારું સ્વરૂપ છે, એમ જો મનમાં માનીએ, તો તે સર્વ (દૃશ્ય જગત્) માયિક એટલે કે ખોટું છે—તેનો તમારા ચિન્માત્ર સ્વરૂપને સ્પર્શ સુદ્ધાં પણ નથી, એવા જે તમે તે વેદશાસ્ત્રના મુખથી તેનો નિષેધ કરો છો. વળી અમાયિક એટલે કે માયારહિત, સચ્ચિદાનંદરૂપ અને નિર્ગુણ નિરાકાર જે તમારું સ્વરૂપ છે, તે તો સ્વયંપ્રકાશ અમર્યાદિત હોવાથી કોઈનો વિષય નથી, એટલે કે ઘટાદિ વિષયો પ્રમાણે દૃશ્ય નથી.

शिवशिवा सद्गुरु । तुजला गूढा काय करूं ॥
एकाही निर्धार धरूं । देतासी कां ॥ २७ ॥

વિવરણ—સદ્‌ગુરુસ્વરૂપમાં સ્તવન કરવું, નમન કરવું કિંવા દર્શનનો લાભ લેવો ઇત્યાદિ પ્રકારો થતા નથી, એમ જાણીને જ્ઞાનેશ્વર મહારાજ હતાશ થઈ 'શિવશિવ' એવી રીતે બેવાર સ્મરણ કરે છે. હે ગૂઢ સદ્‌ગુરુ ! એટલે કે, તમારું સ્વરૂપ નામ-રૂપાતીત, ચિન્માત્ર, સૂક્ષ્મતમ અને નિરાકાર હોવાથી તે સ્થૂલ ઇંદ્રિયો અથવા અંતર સૂક્ષ્મ મન તથા બુદ્ધિ આદિ વૃત્તિઓનો વિષય થતું નથી, એવું તે સર્વથા ગુપ્ત છે. એવા તમારા એ ગુપ્ત અને અજ્ઞાત સ્વરૂપને લઈને શું કરવાનું છે વારુ ? કારણ કે, તમે તમારા સ્વરૂપ વિશેનો કોઈ પણ એક નિશ્ચય કરવા દેતા નથી.

नामें रूपें बहु वसे । उभारूनि पाडिली वोसे ॥
सत्तेचेनि आवेशें । तोषलासी ना ॥ २८ ॥

વિવરણ—સત્તાના ચિદાવેશથી, એટલે કે, 'एकोऽहं बहु स्याम्' એવી સ્ફૂર્તિના લાભથી શિવથી લઈને તૃણ પર્યન્ત અનેકનામરૂપાત્મક જગતની રચના તમે કરી છે; પણ નામરૂપાત્મક જગતને વિવેકદૃષ્ટિથી જોતા તે મૃગજળવત્ નિસ્તત્ત્વ છે. એવા નામરૂપાત્મક જગતની રચના કરવામાં આપ માત્ર સંતુષ્ટ થયા છો, એમ લાગે છે. અથવા તો નામ રૂપાત્મક જગતની રચના કરીને અને નિજ બોધવડે તેનો લોપ કરીને, અહો સદ્‌ગુરુ, આપ સંતુષ્ટ થયા છો.

जीवूं घेतलिया उणें । चालो नेदीसी साजणें ॥
मृत्यु उरे स्वामीपणें । तेंही नव्हे ॥ २९ ॥

વિવરણ–અહો સદ્‌ગુરુરાજ, જો તમારામાં પ્રેમ રાખવા જઈએ, તો તમે જીવ લીધા વિના પ્રેમને પણ ઠરવા દેતા નથી; એટલે કે, પ્રેમ રાખનારના હૃદયમાં સચ્ચિદાનંદરૂપ આત્મતત્વથી તમે જ વિહરો છો, અર્થાત્ તમારામાં પ્રેમ કરવામાટે આત્મસાન્નિધ્યને પામતાં, દેહતાદાત્મયવડે દેહધર્મને અંગપર ઉપાડીને વર્તનારી જીવદશાનો લય થાય છે, એટલે કે, તે જીવદશા નષ્ટ થાય છે અને તે સાધક ગુરુસંજ્ઞિત આત્મભાવ સાથે ઐક્યને પામે છે.* ત્યાર પછી આત્મગત નિરતિશય પ્રેમનો સહજ યોગ થાય છે, અને તેના તથા તમારા સૌજન્યસંબંધનું બંધારણ થાય છે. એમ થયા વિના તમે તેની સાથે સૌજન્ય રાખવાને રાજી (પ્રસન્ન) નથી. ઉપર કહ્યા પ્રમાણે જે સેવકનો અને તમારો પરસ્પર સૌજન્યસંબંધ સધાયલો છે, તે સેવક સેવકસંબંધથી ન રહેતાં સ્વામિના સંબંધથી પણ રહેતો નથી. એટલે કે, તે સેવકનો તમારી સાથે યોગ થવાથી સેવકસ્વામિસંબંધયુક્ત જીવશિવ ભાવ બાધિત થતાં તે સહજ નિર્ધર્મસ્વરૂપ સ્થિતિથી જ રહેલો હોય છે.

विशेपाचोनि नांवें । आत्मत्वहीं न साहवे ॥
किंबहुना नव्हे । कोण्हीच यया ॥ ४० ॥

વિવરણ–શાસ્ત્રમાં, સચ્ચિદાનંદરૂપ આત્માના, સામાન્ય રૂપ અને વિશેષ રૂપ એવી રીતે બે વર્ગ કરેલા છે અને તેમનાં લક્ષણો આ પ્રમાણે છે;–અધિક દેશકાલસ્થિત સામાન્ય રૂપ અને ન્યૂન દેશકાલસ્થિત વિશેષ રૂપ. હવે એવાં એ લક્ષણોનો સંબંધ સચ્ચિદાનંદ આત્માસાથે કેવી રીતે જોડવામાં આવે છે, તે કહું છું. કીડીથી તે બ્રહ્મદેવ પર્યન્ત નાનાં મોટાં અનંત પ્રાણી છે અને તે સર્વ પ્રાણીઓને 'આપણે છીએ,' એ પ્રમાણે પોતાના અસ્તિત્વનો એટલે કે, આત્માના સત્ અંશનો પ્રત્યય છે. એવી રીતે અનંત પ્રાણીઓમાં આત્માના સદંશનો એકસરખો પ્રત્યય રહેલો છે, અને અધિક દેશકાલસ્થિત સામાન્યનું લક્ષણ સદંશ સાથે મળતું હોવાથી આત્માના સદંશને સામાન્યરૂપ કહેવામાં આવે છે. હવે બાકી રહેલા વિશેષ ચિદાનંદ અંશનો પ્રત્યય તત્ત્વવેત્તા વિના અન્યત્ર ક્યાંય પણ મળી શકતો નથી. મનુષ્યેતર પ્રાણીઓની વાતને તો જવા જ દ્યો–એટલે કે, તેમને તો એ અનુભવ નથી તે નથી જ; પરંતુ મનુષ્યવર્ગમાં પણ ચિદાનંદ અંશના અનુભવનો ઘણા ખરા જીવોમાં અભાવ જ દેખાય છે. વ્યવહારમાં એનો અનુભવ કોઈ પણ કરી શકે એમ છે. યથા, કોઈ મનુષ્યને પૂછવામાં

* જુઓ 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૬ ઠ્ઠો–ઓવી ૩૬૬ મી.

આવે કે, 'તું છે કે?' તો એનું તે એ જ ઉત્તર આપશે કે, 'હા, હું છું!' ત્યાર પછી તેને બીજીવાર પૂછવામાં આવે કે, 'તું કેવો છે?' તો એનું 'હું ચિદ્રૂપ (જ્ઞાનરૂપ) અને આનંદરૂપ છું' એ પ્રમાણેનું ઉત્તર મળવાને બદલે 'હું મૂર્ખ, જડ, દુઃખી, જન્મનાર, મરનાર, પાપી અને દીન છું' એ પ્રમાણે અભિષ્ટ સમાન ઉત્તર જ મળવાનું. હવે કોઈ એક બહુ જ સંપત્તિવાન્ અથવા વિદ્વાનને પૂછવામાં આવે કે, 'તું કેવો છે?' તો તેનું ઉત્તર અન્ય જનો પ્રમાણે ન મળતાં 'હું જ્ઞાની છું અને હું સુખી છું,' એવું જ ઉત્તર મળશે. પણ જો તેને ઉલટાવીને પૂછવામાં આવે કે 'તું કેવા પ્રકારનો અર્થાત્ કેવો જ્ઞાની છે?' તો એના ઉત્તરમાં તે એમ જ જણાવવાનો કે, હું ન્યાયશાસ્ત્ર, વેદાંતશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્ર આદિ ષટ્શાસ્ત્રોનો અભ્યાસ કરી ચૂક્યો છુ અને સર્વ વિદ્યા અવગત છે. અથવા તો હું બી. એ. કે એમ્. એ. છુ; અને એટલામાટે હું જ્ઞાની છું.' અને કોઈ 'હું સુખી છુ,' એવું ઉત્તર આપશે; પણ તેને પુનઃ પૂછવામા આવે કે, 'તું કેવી રીતે સુખી છે વારુ?' તો એ પ્રશ્નના ઉત્તરમાં તે એમ જ કહેવાનો કે, 'હું શરીરે હૃષ્ટપુષ્ટ છું, તરુણ છુ અને નીરોગી છુ. મારી સ્ત્રી સુંદર છે, મારાં બાળકો બુદ્ધિમાન્ છે, ઘર સારું, હવાદાર છે, ઘોડા ગાડી છે, બગલા વાડી છે અને નોકર ચાકર પણ છે—એ સર્વ ઐશ્વર્ય હોવાથી હું સુખી છું.' પરન્તુ તેનું જે 'હું જ્ઞાની છું,' કિંવા 'હું સુખી છુ' એ કથન છે, તે સ્વકીય સચ્ચિદાનંદ આત્મદૃષ્ટિયુક્ત નથી, કિંતુ બાહ્ય વૈષયિક જ્ઞાન કિંવા વૈષયિક સુખદૃષ્ટિયુક્ત છે. અસ્તુ, હવે વિવેક વૈરાગ્ય આદિ સાધનચતુષ્ટયસંપન્ન અધિકારી, સદ્ગુરુપાસે "तत्त्वमसि" મહાવાક્યનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન એટલે કે અભ્યાસ કરે છે, અને તેના યોગે તેને 'હું દેહદ્વયનો દ્રષ્ટા સચ્ચિદાનંદરૂપ આત્મા છુ,' એ પ્રમાણેનું જ્ઞાન થાય છે અને દેહેન્દ્રિય મન બુદ્ધિ આદિ સંઘાત અનાત્મ, જડ અને મિથ્યા છે, એમ તે નિઃસંશય જાણી શકે છે એવા દૃઢ અને અપરોક્ષ આત્મજ્ઞાની તત્ત્વવેત્તાને જો એવો પ્રશ્ન પૂછવામાં આવે કે, 'તું કોણ છે અને કેવો છે?' તો એના ઉત્તરમાં તે તત્કાળ એમ જ બોલવાનો કે, 'હું દેહત્રયાતીત, અસંગ, સાક્ષી અને સચ્ચિદાનંદરૂપ આત્માછું.' પૂર્વે શ્રીમત્ શંકરાચાર્યે એક તત્ત્વવેત્તાને 'તું કોણ અને કેવો છે?' એ પ્રમાણેનો પ્રશ્ન કર્યો હતો અને એ પ્રશ્નના ઉત્તરમાં, તત્ત્વવેત્તાએ જણાવ્યું હતું કે,—

"नाहं मनुष्यो न च देवयक्षौ

न ब्राह्मण क्षत्रिय वैश्य शूद्रः ।

न ब्रह्मचारी न गृही वनस्थो
भिक्षुर्न चाहं निजबोधरूपः" ॥ हस्तामलक.

એટલે કે, "હું મનુષ્ય નથી, દેવ નથી અને યક્ષ પણ નથી. હું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કિંવા શૂદ્ર પણ નથી. હું બ્રહ્મચારી નથી, ગૃહસ્થ નથી અને વનવાસી (સન્યાસી) પણ નથી, તેમ જ ભિક્ષુક પણ નથી, કિંતુ હુ તો સચ્ચિદાનંદ આત્મરૂપ જ છુ!"

પરન્તુ એવી રીતે આત્માના વિશેષ ચિદાનંદરૂપ અશને જાણનારા તત્ત્વવેત્તાઓ બહુ જ થોડા-વિરલ-છે અને તેથી જ શ્રી કૃષ્ણ ભગવાને ગીતાના ૭ મા અધ્યાયમાંના ૩ જા શ્લોકના ઉત્તરાર્ધમાં કહેલુ છે કે;-"("यततामपि सिद्धाना कश्चिन्मा वेत्ति तत्त्वत ") એટલે કે, "યત્ન કરનારા સિદ્ધોમાથી પણ તત્ત્વત: મને કોઇક જ જાણી શકે છે." અર્થાત્ ન્યૂનદેશકાલસ્થિતવિશેષ, એ લક્ષણ ચિદાનંદ અશ સાથે મળતુ હોવાથી ચિદાનંદ અંશને વિશેષરૂપ કહેવામા આવે છે પરતુ સામાન્ય અને વિશેષનો આરોપ નિરશ સચ્ચિદાનદ આત્માપર અજ્ઞાની અને તત્ત્વવેત્તાઓના સામાન્ય અને વિશેષ જ્ઞાનની દૃષ્ટિથી આવેલો છે. પરમાર્થત: સામાન્ય વિશેષ ભાવનો વ્યવહાર સદ્ગુરુસ્વરૂપમા સહન થતો નથી, એવિશે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. સદ્ગુરુસ્વરૂપમા કોઈ પણ ધર્મ નથી-શ્રી ગુરુસ્વરૂપ સર્વધર્મશૂન્ય છે.

राती नुरेचि सूर्यी । ना उरी लवण पाणिया ॥
नुरे जैवि चेइलिया । नीद जैशी ॥ ४१ ॥

વિવરણ-સૂર્યના ઉદય કાળમા રાત્રિ રહેતી નથી કિંવા જળસયોગમા લવણ (મીઠું) રહેતુ નથી અને જાગ્રત થવા પછી નિદ્રા રહેતી નથી.

कापुराचे थळीव । नुरेचि आगीची वरव ॥
नुरेचि रूप नांव । तैसे यया ॥ ४२ ॥

વિવરણ-દીપક જેવી રીતે જ્યોતિરૂપથી અગ્નિની શોભાને ઘણીવાર સુધી જ છે, તેવી રીતે કર્પૂર અગ્નિની શોભાને જાળવી રાખતો નથી; એટલે કે, અલ્પ મયમાં જ અગ્નિનો લોપ થઈ જાય છે અને તેની નીચે અગ્નિના અગારા કે ભસ્મને ણુ તે બાકી રહેવા દેતો નથી. તે જ પ્રમાણે સચ્ચિદાનદરૂપ શ્રી ગુરુઅજિત આત્મભાવના વિકાસમાં નામરૂપાત્મક જગત્ રહેતુ નથી.

याच्या दाता पाया पडे । तव वंद्यत्वें पुढे न मंडे ॥
न पडेचि हा मिडे । भेदाचिये ॥ ४३ ॥

વિવરણ—સદ્‌ગુરુને હાથે પગે પડવુ—એટલે કે, જો હાથ જોડીને સદ્‌ગુરુને પગે પડવા જઈએ, તો તે સદ્‌ગુરુ વંદ્યભાવથી સ્હામો ઉભો રહેતો નથી એનો ભાવાર્થ એવો છે કે, સદ્‌ગુરુ આત્મત્વથી સર્વ હૃદયમાં વિરાજે છે, એટલે કે હાથ જોડીને પગે પડનારા સેવકના હૃદયમાં પણ આત્મત્વથી વિહરે છે અને એટલામાટે જ તે વદ્યત્વથી સ્હામો આવતો નથી એ તો સ્પષ્ટ જ છે કે, પોતાનું સ્વરૂપ પોતાસમક્ષ કેમ કરીને આવી શકે વારુ? કદાચિત્ દર્પણના યોગે સ્થૂલ દેહ પોતા સમક્ષ આવી શકે છે, પરંતુ નૈરપાધિક સચ્ચિદાનંદરૂપ, ભેદશૂન્ય, નિર્ગુણ, નિરાકાર, નિત્ય અને પરિપૂર્ણ આત્મભાવથી પોતા સમક્ષ કેમ કરીને આવી શકાય વારુ? અર્થાત્ તેનાથી પોતા સમક્ષ આવી શકાય તેમ નથી જ. એટલે કે, સદ્‌ગુરુ વદ્યત્વથી અર્થાત્ વદન કરવાયોગ્ય સ્વરૂપસ્થિતિથી સેવક સમક્ષ રજૂ થતો નથી વ્યવહારમાં કોઈ એક મહાન્ પુરુષદ્વારા અમુક એક કાર્ય થવાનો સભવ હોય, પણ તેની ગમે તેટલી અને ગમે તેવી પ્રાર્થના કરવા છતા તે કાર્ય તે કરતો નથી અને જેનું કાર્ય હોય છે તે તો એમ જ ધારે છે કે, ગમે તેમ પણ તે કાર્ય તો થવુ જ જોઈએ, એવી રીતે તે અર્થસાધુ હોવાથી તે મહા પુરુષના પ્રેમી અને સ્નેહી કે જેમનો તેનાપર પ્રભાવ પડવાનો સભવ હોય તેવા પુરુષોદ્વારા તેનાપર દબાણ કરે છે અને તે દબાણના યોગે ઇચ્છા ન હોવા છતાં પણ તે મહાપુરુષને તે કાર્ય કરવુ પડે છે એ જ પ્રમાણે સદ્‌ગુરુએ વદન યોગ્ય વદ્ય સ્થિતિવડે વદન કરનારથી ભિન્ન રહેવુ અને વદન કરનારા સેવકોને વદનનો વ્યવહાર કરવા દેવો—આવી રીતે જો તેમનાપર ભેદનું દબાણ કરવામા આવે, તોપણ સદ્‌ગુરુ એ ભેદના દબાણમાં આવી જતા નથી, એટલે કે, પોતાના અભેદભાવનો લોપ કરીને વદ્ય, વદિત અને વદન એવો પોતાના સ્વરૂપમા ત્રિપુટીરૂપ ભેદ વ્યવહાર થવા દેતા નથી.

आपणाप्रति रवि । उदो न करी जेवीं ॥
हा वंद्य नव्हे तेवीं । वंदनासी ॥ ४४ ॥

વિવરણ—સૂર્ય જેવી રીતે પોતામાટે જ ઉગતો નથી, એટલે કે, સૂર્યને પોતાના પ્રકાશમાટે પોતાના ઉદયની આવશ્યકતા નથી, કારણ કે, તે પોતામાં પોતે નિત્ય ઉદયરૂપ જ છે—તે જ પ્રમાણે એ સદ્‌ગુરુ વદનને વદ્ય નથી.

कां समोरपण आपुलें । न लाहिजे कांहीं केलें ॥
तैसें वंद्यत्व घातलें । हिरोनी येणें ॥ ४५ ॥

વિવરણ—ગમે તેમ કરવામા આવે, તોપણ સત્યતત્વથી પોતાથી પોતા સન્મુખ (પ્રતિબિંબરૂપે નહિ) આવી શકાય તેમ નથી જ. તે જ પ્રમાણે સદ્‌ગુરુએ વદ્ય-પણાના સમસ્ત ધર્મનો સહાર કરી નાખ્યો છે

आकाशाचा अरिसा । नुठी प्रतिबिंबाचा ठसा ॥
हा वंद्य नव्हे तैसा । नमस्कारासि ॥ ४६ ॥

વિવરણ—જે દર્પણમા જોનારો જુએ છે, તે દર્પણ પરિચ્છિન્ન એટલે કે, મર્યાદિત છે અને તેમા જોનારો પણ મર્યાદિત જ છે, તેમ જ જોવાનાં સાધન દર્પણ તથા જોનાર એ ઉભયની વચ્ચે અતર છે, એટલામાટે જોનારનો પ્રતિબિંબ દર્પણમા પડે છે, પગ્તુ સર્વ પરમાણુની અતર્બાહ્ય ભરેલું આકાશ જ જો દર્પણ બની જાય, તો તેમા પછી પ્રતિબિંબ કોનો પડે વારુ? પોતાનો પ્રતિબિંબ પોતામાં જ પડવે શકય નથી. એટલે આકાશ જ જો દર્પણ થાય, તો તેમા પ્રતિબિંબ પડવાની (થવાની) શકયતા નથી, એવો જ્ઞાનેશ્વર મહારાજે મૂળમાં ઉદ્‌ગાર કાઢેલો છે. અર્થાત્ હવે જે આકાશના પણ અતર્બાહ્ય ભાગમા રહેલું આકાશાદિ પૃથ્વીપર્યંત સર્વ તત્ત્વરૂપે અભેદ એકરસ સચ્ચિદાનદરૂપ આત્મતત્ત્વ વદ્ય કેમ કરીને થઈ શકે? કદાપિ ન જ થાય.

परी नव्हे तरी न हो । हे वेव्हासी का घेवो ॥
परी वंदी तयाही ठावो । उरों नेदि ॥ ४७ ॥

વિવરણ—પૂર્વની ત્રણ ચાર ઓવીઓમા વદન કરવા યોગ્ય વદ્યભાવનો સદ્‌ગુરુ પોતામા સમાવેશ થવા દેતા નથી, એનો વિચાર કરવામાં આવ્યો છે, હવે એ વદ્ય-ભાવને તેઓ ન સ્વીકારતા હોય તો ભલે ન સ્વીકારે, તેમના સ્વભાવ વિરુદ્ધ મારે શામાટે જવુ જોઈએ? 'પણ વદન કરનાર જે સેવક' તેને પણ તેઓ પોતાના સ્વરૂ-પથી ભિન્ન રહેવા નથી દેતા અને તેના ઠામ ઠેકાણાનો નાશ કરી નાખે છે,' એટલે કે, સર્વાન્તર્યામી આત્મતત્વયુક્ત સદ્‌ગુરુસ્વરૂપવિશેનો વદન કરનાર સેવક વિચાર કરવા માંડે, એટલે તરત જ 'મારા હૃદયમાં પણ આત્મતત્વથી તે જ છે,' એવુ તેને જ્ઞાન થાય છે, અને તેના યોગે તે વદન કરનારને આત્મસાન્નિધ્ય પ્રાપ્ત થઈ જાય છે એમ થતાની સાથે જ તે વદ્યગુરુ સાથે તે સમરસતાને પામે છે—સમરસ થાય

છે (અને તેનાથી ભિન્ન રહેતો નથી) જેવી રીતે લવણ પોતાના જન્મદાતા સમુદ્રનો મેળાપ થતાની સાથે પોતે જ વિલીન થાય છે, એટલે કે, સમુદ્રરૂપ જ થઈ જાય છે તે જ પ્રમાણે આત્મતત્વયુક્ત સદ્‌ગુરુસ્વરૂપમાંથી દેહબુદ્ધિવડે ભિન્ન થયેલો જીવાત્મા સદ્‌ગુરુસંયોગે તદ્રૂપ થાય છે, એટલે કે, દેહબુદ્ધિવડે ભિન્ન રહેતો નથી જેવી રીતે રજ્જુનું જ્ઞાન થતાંની સાથે જ વિપરીત સર્પવિષયક કલ્પનાની નિવૃત્તિ થાય છે, તેવી જ રીતે સ્વાત્માનું અપરોક્ષ જ્ઞાન થતાની સાથે જ 'હું દેહ છું' એ દેહવિષયક વિપરીત કલ્પનાની નિવૃત્તિ થઈ જાય છે—એટલે, 'હું આ દેહ નહિ, કિન્તુ સચ્ચિદાનંદરૂપ આત્મા છું' એવો દૃઢ નિશ્ચય થાય છે એ જ આશય શ્રી જ્ઞાનેશ્વર મહારાજે મૂળમાં દર્શાવેલો છે

आगीनि एकुणा खोलु । फेडिताचि तरि तो घाहिरिलु ॥
कडु फिटे आतुलु । न फेडीताचि ॥ ४८ ॥

વિવરણ—પહેરેલા ધોતિયામાં અંદરની અને બહારની એવી રીતે બે બાજૂઓ હોય છે—એટલે કે, પાટલીવાળી કમ્મરે ખોસવા પૂર્વે ધોતિયું પહેરતી વેળાએ એક બહારનો અને એક અંદરનો એવી રીતે બે છેડા કરીને અંદરના છેડાને કમ્મરે વીંટાળીએ છીએ અને બહારનો છેડો કમ્મરે ન બાંધતા જેનનો તેમ જ રાખીએ છીએ ત્યાર પછી કાછડીની પાટલી વાળી પાછળની બાજૂએ ખોસીએ છીએ અને આગળના ભાગના છેડાને પાટલી વાળીને પેટ આગળ ખોસીએ છીએ એવી રીતે સર્વ પ્રકારે પહેરાઈ રહેલા ધોતિયાને એક ભાગની ન્યૂનતાવાળું વસ્ત્ર કહેલું છે અને તે અક્ષરે અક્ષર સત્ય છે તે એવી રીતે કે, આગળના ભાગને પાટલી વાળીને પેટ આગળ ખોસવાથી અને પાછળના ભાગને પાટલી વાળીને પાછળ ખોસવાથી ધોતિયું અંગને લાગેલું છે, ઉપર કહેલા ધોતિયાના બે છેડામાંનો બહારનો છેડો જ્યાં આંટી વાળવામાં આવે છે ત્યાં ખોસાયલો હોવાથી અંગને લાગેલો છે, અને બીજો અંદરનો છેડો આંટીવાળી જગ્યાએ ન ખોસતાં એમનો એમ જ રખાય છે અને તે અંગને ન લાગવાથી ધોતિયાને 'એક ભાગની ન્યૂનતાવાળું વસ્ત્ર કહેલું છે હવે બહારની બાજૂએ આંટી પાસે ખોસેલા છેડાને આંટીને ખોલી નાખીને ખેંચવામાં આવે કે પાછળનો કિંવા અંદરનો છેડો છોડવાનો યત્ન ન કરવા છતાં પોતાની મેળે જ છૂટી જાય છે—એટલે કે, બહારના અને અંદરના છેડા સાથે આખું ધોતિયું છૂટી જાય છે

नाना विंबपणा सरिसे । घेउनि प्रतिबिंब नासे ॥

नेलें वंद्यत्व येणें तैसे । वंदतेनसी ॥ ४९ ॥

વિવરણ—જે વેળાએ પાણીનું ખાબોચિયું સાફ સુકાઈ જાય છે, તે વેળાએ તેમાંના સૂર્યપ્રતિબિંબનો લોપ થાય છે; પણ તે એકલા પ્રતિબિંબનો જ લોપ થાય છે, એમ નથી; કિંતુ તેના લોપ સાથે સૂર્યમાં આવેલા સાપેક્ષ બિંબધર્મનો પણ લય થઈ જાય છે અને કેવળ એક સૂર્ય જ અવશિષ્ટ રહે છે. તે જ પ્રમાણે સદ્‌ગુરુ, પોતાના સ્વરૂપમાં વંદન કરવાને તૈયાર થયેલાના કેવળ જીવભાવનો જ લોપ કરે છે, એમ નથી; કિંતુ તત્સાપેક્ષ પોતામાં આવેલા વંદ્યધર્મ અર્થાત્ 'વંદ્ય' સંજ્ઞાનો પણ લોપ કરી નાખે છે અને સચ્ચિદાનંદરૂપ સદ્‌ગુરુ કેવળ એકાકી ભાવથી જ રહે છે. વંદ્ય તથા વંદકનો ભેદ રહેતો નથી.

नाहीं रूपाची जेथें सोये । तेथें दृष्टीचें कांहींच नव्हे ॥

आंझा फळले हे पाये । येसिया दशा ॥ ५० ॥

વિવરણ—જે સદ્‌ગુરુસ્વરૂપમાં રૂપનો વ્યવહાર નથી, એટલે કે, જે અરૂપ છે, ત્યાં દૃષ્ટિનું શું ચાલી શકવાનું હતું વારુ? રૂપ વિષયનો આશ્રય કરી રહેનારી જે દૃષ્ટિ તે રૂપરહિત, નિર્ગુણ, નિરાકાર અને સચ્ચિદાનંદરૂપ સદ્‌ગુરુ પ્રતિ વળે, તો ત્યાં કોઈ પણ પ્રકારનું દર્શન ન થતાં તે નિરાશ થઈને પુનઃ રૂપ વિષયનો આશ્રય કરે છે. એવાં એ સદ્‌ગુરુનાં ચરણો અમને એવી અવસ્થાથી ફળદ્રૂપ થયાં. એમાં 'એવી અવસ્થાથી' એ પદ મોઘમ હોવાથી સારી રીતે અર્થનો બોધ થતો નથી, અને તેથી નીચેની ઓવીઓમાં કેવી અવસ્થાથી ચરણો ફળદ્રૂપ થયાં, એ પદને દૃષ્ટાંતોથી સારી રીતે વ્યક્ત કરેલું છે.

गुणा तेलाचिया सोइरिका । निर्वाहिली दीपकळिका ॥

ते कां होईल पुळिका । कापुराचिया ॥ ५१ ॥

વિવરણ—તેલ અને વાટના સંબંધથી દીપકની જ્યોતિનો ઘણાક વખત સુધી નિર્વાહ થાય છે, તેવો જ નિર્વાહ કર્પૂરની ન્હાનકડી ગોટીનડે કેમ કરીને થઈ શકે વારુ?

तया दोहा परस्परें । होय ना जंव मेळहेरें ॥

तंव दोहीचेही सरे । सरिसेंचि ॥ ५२ ॥

વિવરણ-કર્પૂર અને અગ્નિ એ ઉભયનો હજી તો પરસ્પર સંબંધ થાય ન થાય, એટલામાં તો કર્પૂર અને અગ્નિ બન્નેનો સર્વથા લોપ થઈ જાય છે.

तेवि देखेना मी ययाते । तंव गेले वंद्य वंदिते ॥
चेइलिया काते । स्वप्नींचि जेवी ॥ ९३ ॥

વિવરણ-એ જ પ્રમાણે સદ્ગુરુને વંદન કરવામાટે હું હજી તો તેમના તરફ જોઉં છું, એટલામાં તો વંદન કરનાર જીવભાવસહિત શ્રી સદ્ગુરુને પ્રાપ્ત થયેલી 'વંદ્ય' સંજ્ઞા અદૃશ્ય થઈ જાય છે. જેવી રીતે કોઈ એક ગૃહસ્થને સ્વપ્ન લાધે અને જાગૃત થઈને સ્વપ્નગત સ્ત્રીને જોવા જાય તો તે સ્વપ્નમાની સુંદરી અને આ તેને જોનારો સ્વપ્નમાનો તેનો પતિ બન્ને જાગૃતિમા અદૃશ્ય થઈને એકલો જાગૃત પુરુષ જ અવશિષ્ટ રહે છે, તેવી જ રીતે આત્માના અજ્ઞાનરૂપ નિદ્રામાં લાધેલા વિશ્વસ્વપ્નમાં સ્વાત્મત્વથી રહેતા હૃદયસ્થ સદ્ગુરુને આત્માનાત્મવિવેકદૃષ્ટિથી જોવા જતાંની સાથે મારા આત્મત્વથી તેજ ભાસવા લાગ્યું. એટલે કે જોનારો જે હું તેને આત્મત્વથી રહેતા સદ્ગુરુના અસ્તિત્વવિના અન્ય કાંઈ પણ નથી, એમ ભાસવા લાગ્યુ. એવી રીતે વંદન કરનારો હું પોતે જ જ્યારે લોપાઈ ગયો, એટલે મારા યોગે સદ્ગુરુપર આવેલા 'વંદ્ય' સંજ્ઞાના આરોપનો પણ લોપ થઈ ગયો અને સચ્ચિદાનંદરૂપત્વથી એકલા સદ્ગુરુ જ અવશિષ્ટ રહ્યા.

किंबहुना इया भाषा । द्वैताचा जेथें उपरवा ॥
फेडुनियां स्व सखा । श्रीगुरु वंदिला ॥ ९४ ॥

વિવરણ-વધારે શું કહેવું. વંદ્ય, વંદક અને વંદન એ ત્રિપુટીરૂપ દ્વૈતની ભાષાનો લોપ કરીને પૂર્વે ઓવીમાં કહ્યા પ્રમાણે અભેદભાવથી સ્વસખા એટલે કે સ્વાત્મયુક્ત શ્રી ગુરુનું મેં વંદન કર્યું.

याच्या सख्याची नवाई । आगों एकपणारूप नाहीं ॥
आणि गुरुशिष्य दुचाळी ही । पवाड केला ॥ ९५ ॥

વિવરણ-સદ્ગુરુની સખ્યતાનું મહા આશ્ચર્ય થાય છે. એમના સ્વરૂપમા વંદ્ય અને વંદન કરનાર એ પ્રમાણેનો ભેદધર્મ તો નથી જ, પણ ભેદભાવ મધ્યે રહેલી એકતાની કલ્પના પણ નથી. વ્યવહારમાં એકમેકનું સખ્ય હોય છે, પણ તેઓ વ્યક્તિથી ભિન્ન હોય છે; તેવો સદ્ગુરુના ઘરનો સખ્યપણાનો પ્રકાર નથી, તેમની સખ્યતામાં દ્વૈત-

ભાવ તો નથી જ; પરન્તુ દ્વૈત સાપેક્ષ એકતા પણ નથી, અને એટલામાટે જ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ મૂળમાં સદ્‌ગુરુના સખ્યપણા વિશે આશ્ચર્ય દર્શાવે છે. જે સદ્‌ગુરુસ્વરૂપમાં દ્વૈત અથવા એકતા નથી, તે સ્થળે ગુરુ અને શિષ્ય એ પ્રમાણે દ્વૈત સમધનો વ્યવહાર બતાવ્યો છે.

कैसा आपणा आपण । दोंवीण सोयरेपण ॥

हा यावूनि विलक्षण । नाहीं ना नोहे ॥ ९६ ॥

વિવરણ–જ્ઞાનેશ્વર મહારાજ 'कैसा' (કેવા) એ પદથી, દ્વૈત સંબંધ વિના શ્રીસદ્‌ગુરુ આત્મત્વના વ્યવહારને બતાવે છે, એ જોઇને આશ્ચર્ય વ્યક્ત કરે છે. સદ્‌ગુરુએ જો કે પોતાના સ્વરૂપમાં ગુરુશિષ્યનો દ્વૈતસંબંધ બતાવેલો છે, તો પણ તાત્ત્વિક દૃષ્ટિથી ગુરુ અને શિષ્ય એ બે નહિ, કિન્તુ સચ્ચિદાનંદરૂપ એક આત્મતત્ત્વ જ છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ગુરુ શિષ્ય સબંધરૂપ સગપણ કેમ ભોગવે છે? હવે ભેદ રહિત ગુરુશિષ્યરૂપ સગપણ કરતાં વધારે વિલક્ષણ બીજુ કાંઈ પણ નથી અથવા એવું વિલક્ષણ અને વિચિત્ર બીજુ કાંઈ ભવિષ્યત્ કાળમાં કદાપિ થવાનું પણ નથી.

जग अवघें पोटीं माये । गगना येवढें होऊनि ठाये ॥

कीं तेंचि निर्सी साहे । नाहींपणाची ॥ ९७ ॥

વિવરણ–જગતને પોતાના ઉદરમાં નાખીને સદ્‌ગુરુ ગગન સમાન થયેલા છે. અથવા તો જગત્ જેના ઉદરમા સમાયલુ છે, એવા મહદાકાશની વસતિ પણ તેમના (સદ્‌ગુરુના) ઉદરમાં છે, એટલે કે આકાશથી પૃથ્વી પર્યન્ત જે તત્ત્વો છે, તે સર્વ આત્મસ્વરૂપના અસ્તિત્વ તથા ભાતિત્વને લઇને છેપણાથી ભાસે છે. જેવી રીતે મૃગજળ સૂર્યકિરણના અસ્તિત્વને લઇને સમાયલુ હોય છે અને સૂર્યકિરણના પ્રકાશના યોગે તે મૃગજળ ભાસે છે–સૂર્યના કિરણ વિના તે મૃગજળની સત્તા અને ભાતિત્વ નથી, તે જ પ્રમાણે આકાશાદિ સર્વ તત્ત્વોની આત્મસ્વરૂપ વિના સત્તા નથી અને પ્રકાશ પણ નથી. એવી રીતે ગગનથી પૃથ્વી પર્યન્ત સર્વ જગતરૂપે સદ્‌ગુરુસ્વરૂપ જ છે, પરતુ જે વેળાએ સર્વ જગત્ અવ્યક્ત પ્રકૃતિમાં લીન થાય છે, તે વેળાએ અધિષ્ઠાન પરબ્રહ્મ જગતના અભાવને પ્રકાશિત કરે છે. એટલે કે, જગત્‌સ્થિતિકાળમાં સદ્‌ગુરુ સ્વરૂપ સર્વ નામરૂપના અસ્તિત્વરૂપી દિવસરૂપથી જે પ્રકાશિત હોય છે, તે જ આત્મતત્ત્વ જગત્ લયકાળમાં સર્વત્ર નામરૂપની અભાવરૂપી રાત્રિના રૂપથી પ્રકાશિત હોય છે. એવી રીતે જગતના વ્યક્તાવ્યક્તભાવનો એક સદ્‌ગુરુનું સ્વરૂપ જ

કેમ કરીને આશ્રય થઈ શકે વારુ? એનું સમાધાન નીચેની ઓવીમાં કરવામાં આવ્યું છે.

कां पूर्णते तरी आघारू । सिंघू जैसा दुर्भरू ॥
तैसा विरुद्धा पाहुणेरू । याच्या घरीं ॥ ५८ ॥

**વિવરણ**–સાગર નિત્ય પૂર્ણ હોય છે, એટલે કે, જો વર્ષાદ ન પડે, તો નદી, નાળાં, તળાવ અને કૂવા વગેરે સર્વ સુકાઈ જાય છે, પરંતુ સમુદ્ર સુકાતો નથી–તે તો પોતાના જળવડે જેવોને તેવો જ પરિપૂર્ણ હોય છે અને એથી પૂર્ણતાનો આધાર એક સિંધુ જ છે, એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે. પણ વર્ષાઋતુમાં અનેક નદીઓ બન્ને કાંઠે જળથી ઉભરાઈને સમુદ્રમાં જઈ મળે છે અને તે સર્વને સમુદ્રના ઉદરમાં સ્થાન મળવા છતાં તેમના યોગે સમુદ્ર પોતાની મર્યાદાથી જરા પણ બહાર જતો નથી. એ દૃષ્ટિથી, પૂર્ણતાની વિરુદ્ધ દુર્ભરતાનો આધાર પણ સમુદ્ર જ છે, એમ પણ સિદ્ધ થાય છે. જુઓ એક જ સમુદ્ર પૂર્ણત્વ અને દુર્ભરત્વ એ બે વિરુદ્ધ ધર્મોનો આશ્રય હોય છે, તે જ પ્રમાણે અમારા સચ્ચિદાનંદરૂપ સદ્ગુરુ પૂર્વોક્ત વ્યક્ત અને અવ્યક્ત એ પરસ્પર વિરુદ્ધ ધર્મોના આધાર છે.

तेजा तमातें कांहीं । परस्परें निके नाहीं ॥
परी सूर्याच्या ठाईं । सूर्यचि असे ॥ ५९ ॥

**વિવરણ**–પ્રકાશ અને અંધકારની એક બીજા સાથે મળતી રાશ આવતી નથી, છતાં બન્નેનો સૂર્યના અસ્તિત્વપર જ સર્વસ્વ આધાર રહેલો છે.

एक ह्मणता भेदें । ते कीं नानात्वें नांदे ॥
विरुद्धें आपणया विरुद्धें । होतील काई ॥ ६० ॥

**વિવરણ**–સર્વ શ્રુતિ શાસ્ત્રોએ, સચ્ચિદાનંદરૂપ આત્મસ્વરૂપ, દ્વિતીય રહિત (एकमेवाद्वितीयम्) છે, એવો સિદ્ધાન્ત કરેલો છે. એથી જો એમ કહેવા જઈએ કે, 'તે એક છે,' તો શિવથી લઈને તૃણ પર્યન્ત અનેકત્વયુક્ત જગદ્રૂપે પણ તે જ વિહરે છે, એટલે કે તેના આધારે જ આ જગત્ ભાસે છે. જેવી રીતે મૃત્તિકા (માટી) એક છે, 'એમ કહેવા જતાં તે જ અનેક ઘટરૂપ બનેલી દેખાય છે. અસ્તુ. માટી મૃત્તિકારૂપ હોય કિંવા ઘટરૂપ હોય, એકથી અનેક જો કે વિરુદ્ધ છે, તો પણ માટીની એકતા એ ઉભય સ્થિતિમાં અવિચળ જ છે. તે જ પ્રમાણે પરબ્રહ્મ સચ્ચિદાનંદ નિર્ગુણ નિરાકાર ભેદશૂન્ય સ્થિતિમાં હોય, અથવા અનેકનામરૂપાત્મક જગત્સ્થિતિમાં

હોય, તો પણ ઉપરના દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે એકથી અનેક વિરુદ્ધ હોવા છતાં એક અને અનેકની વિરુદ્ધ અવસ્થામાં પણ આત્માની એકતા તો અવિચળ જ હોય છે. એટલે કે, સચ્ચિદાનંદરૂપ નિર્ગુણ નિરાકાર ભેદશૂન્ય ભાવાત્મક જે એકતા, તે એકતાથી આત્મા જ છે અને શિવથી તૃણ પર્યન્ત અનેકનામરૂપાત્મક જગતનું તાત્ત્વિક સ્વરૂપ પણ આત્મા જ છે. અર્થાત્ એક અને અનેક એ વિરુદ્ધ ધર્મોનું સ્વરૂપ એક આત્મા જ હોવાથી વિરુદ્ધ સ્વરૂપને એ વિરુદ્ધતાની બાધા કેમ કરીને થઈ શકે વારુ? જેની રીતે અગ્નિના દાહક ધર્મની બીજા પદાર્થને બાધા થઈ શકે છે, એટલે કે, અગ્નિના યોગે બીજા પદાર્થનું દહન થાય છે, પરંતુ અગ્નિના યોગે અગ્નિનું તો કદાપિ દહન થવાનું નથી તે નથી જ.

म्हणोनि शिष्य आणि गुरुनाथु । या दोही शब्दांचा अर्थु ॥
श्रीगुरुचि परि होतु । दोहीं ठाईं ॥ ६१ ॥

**વિવરણ**–પૂર્વે કહેવામાં આવ્યું છે કે, એક અને અનેકત્વથી કેવળ સદ્‌ગુરુ જ વિહરે છે. એ દૃષ્ટિથી શિષ્ય અને સદ્‌ગુરુ એ ઉભય શબ્દોના અર્થમાં જો દૃષ્ટિપાત કરીએ, તો શિષ્ય અને સદ્‌ગુરુ એ ઉભયરૂપે એક સચ્ચિદાનંદરૂપ સદ્‌ગુરુસંજ્ઞિત વસ્તુ જ વિહરતી દેખાઈ છે. એક જ અર્થમાં એ ગુરુશિષ્યનો ભેદભાવ કેવી રીતે વિહરે છે, એ નીચેના દૃષ્ટાંતથી જાણવામાં આવશે.

का सुवर्ण आणि लेणें । वसतें एकें सुवर्णें ॥
वसते चंद्र चांदिणें । चंद्रींचि जेवीं ॥ ६२ ॥

**વિવરણ**–સુવર્ણ અને અલંકાર એ બન્ને કલ્પનાઓ એક 'સુવર્ણ' પદાર્થમાં જ રહેલી છે. તે જ પ્રમાણે ચંદ્ર અને ચંદ્રિકા એ ઉભય કલ્પનાઓને એક ચંદ્રનો દેહ જ આધાર છે.

नानाकापूर आणि परिमळु । कापूरचि केवळु ॥
गोडी आणि गुळु । गुळचि जेवीं ॥ ६३ ॥

**વિવરણ**–અથવા તો કપૂર અને સુગંધ એ ઉભય કલ્પનાનો આધાર એક કપૂર જ છે; અને ગોળ તથા ગળપણ, એ બન્ને કલ્પનાનો મૂળ આધાર એક ગોળ જ છે.

तैसा गुरु शिष्य मिसें । हाचि एकु उल्हासे ॥
जरी काहीं दिसे । दोनीपणें ॥ ६४ ॥

વિવરણ—દેહદષ્ટિથી જો કે ગુરુ અને શિષ્યનો ભેદ દેખાતો હોય, તો પણ ઉભયમાં પરમાર્થતઃ અસ્તિભાતિપ્રિયત્વથી એક આત્મતત્ત્વ જ વિહરે છે; એટલે કે, નામરૂપાત્મક દેહદષ્ટિથી થતી શિષ્યકલ્પના અને નામરૂપાત્મક દષ્ટિથી જ થતી ગુરુકલ્પના—એ બે કલ્પનાઓનો પરસ્પર જો કે વ્યભિચાર-વિરોધ—છે, તો પણ એ કલ્પનાનું આધારભૂત અસ્તિભાતિપ્રિયરૂપ જે સદ્‌ગુરુતત્ત્વ, તે ઉભય કલ્પનાઓમાં અવ્યભિચાર ભાવથી વિહરે છે.

आरसा आणि मुखीं । मीं दिसे हे उपीं ॥
हे आपुलिये ओळखी । जाणे मुख ॥ ६५ ॥

વિવરણ—જે વેળાએ દર્પણમાં જોનાર મનુષ્ય દર્પણમાં પોતાના મુખને જોતો હોય છે, તે વેળાએ પોતાનું મુખ મુખના સ્થળમાં જ છે, એમ તે સારી રીતે જાણતો હોય છે; અને તેથી દર્પણમાં મુખ ભલે ભિન્ન દેખાય તો પણ તે સત્ય નથી—કેવળ અસત્યનો ભાસ છે, એ તત્ત્વને તે ભૂલી જતો નથી.

पहा पा निरंजनीं निदेला । तो निर्विवाद एकला ॥
परी चेता चेववीता जाला । दोनी तोचि ॥ ६६ ॥

વિવરણ—કોઈ એક મનુષ્ય એક નિર્જન અરણ્યમાં એકલો સૂતેલો હતો, તે કેટલીકવાર પછી ત્યાં જાગ્રત થયો. પણ તેને જાગ્રત કરનાર અને જાગ્રત થનાર એ બન્ને નિર્વિવાદ તે પોતે જ છે. આનો ખુલાસો નીચેની ઓવીમાં છે.

जे तोचि चेता तोचि चेववी। तेवीं हाचि बुझे हा बुझावी॥
गुरु शिष्यत्व नांदवी । ऐसन हा॥ ६७ ॥

વિવરણ—કોઈ એક ગૃહસ્થ, જે અરણ્યમાં પ્રાણીઓનો પણ અભાવ હતો, એવા અરણ્યમાંની એક ગુહામાં સૂતેલો હતો, અને ત્યાં તે કેટલાક વખત પછી જાગ્રત થયો. હવે વિચાર કરીને જોઇએ, તો ત્યાં જે સૂનાર છે તે જ જાગ્રત કરનાર—જગાડનાર—છે અને જાગ્રત થનાર છે; તે જ પ્રમાણે બોધને જાણનારા અથવા સાંભળનારા શિષ્યરૂપે સદ્‌ગુરુ જ છે અને બોધ કરનાર પણ સદ્‌ગુરુ જ છે. એટલે કે, સચ્ચિદાનંદ આત્મસ્વરૂપ સદ્‌ગુરુ પરમાર્થતઃ સચ્ચિદાનંદ આત્મસ્વરૂપ શિષ્યને 'તું સચ્ચિદાનંદરૂપ આત્મસ્વરૂપ છે,' એવો બોધ કરે છે, અને એના યોગે 'હું સચ્ચિદાનંદ આત્મસ્વરૂપ છું' એ પ્રમાણેની વૃત્તિદ્વારા પણ સચ્ચિદાનંદ આત્મસ્વરૂપ જ જાણવામાં આવે છે.

दर्पणेवीण डोळा। आपुले भेटीचा सोहळा॥
भोगिता तरी लीळा। सांगतो हे॥ ६८॥

વિવરણ—જો દર્પણવિના નેત્રને નેત્રનો ભેટો થવાનો સંભવ હોય, તો જ એ સદ્ગુરુની પૂર્વોક્ત એકતાની લીલાનું કથન કરી શકાય.

एवं द्वैतासी उमसो। नेदी ऐक्याची विसकुसो।
सोइरिकीचा अतिसो। पोरवीतसे॥ ६९॥

વિવરણ—એ ગુરુ શિષ્યના સબંધનું રહસ્ય એટલુ જ છે કે, જો કે ગુરુ અને શિષ્ય એ દ્વૈતભાવ છે, તો પણ સદ્ગુરુના પારમાર્થિક સ્વરૂપમાં એનો સંબધ નથી; તથાપિ સદ્ગુરુ એ પારમાર્થિક સ્વરૂપમાં ગુરુ શિષ્યના વ્યવહારને બતાવીને સ્વકીય અદ્વૈક્યભાવને કિંચિન્માત્ર પણ આઘાત થવા દેતા નથી, અને ગુરુ શિષ્યના સંબંધને તો પુષ્ટ કરતા જ જાય છે.

निवृत्ति जया नांव। निवृत्ति जया वरव॥
जया निवृत्तिची राणीव। निवृत्ति ची॥ ७०॥

વિવરણ—વ્યવહારમા કોઈ એક નિવૃત્ત નામનો રાજા મળી શકશે; પણ જો તેની શોભાને જોઇએ, તો તે પ્રવૃત્તિમયી જ હોવાની; અને તેના રાજ્યને જોતાં તે પણ પ્રવૃત્તિમય જ દૃષ્ટિગોચર થવાનું–કેવળ નામ જ નિવૃત્તિ; એવો પોકળ, નિરર્થક નામધારી મારો નિવૃત્તિ સદ્ગુરુ નથી, કિંતુ તેનું નામ પણ નિવૃત્તિ છે તેમ જ તેની શોભા પણ નિવૃત્તિ જ છે અને તે નિવૃત્તિનાથના રાજ્યને જોઇએ તો તે પણ નિવૃત્તિ જ છે. એવા સાર્થ નિવૃત્તિ નામધારી મારો સદ્ગુરુ છે. એટલે કે, અહં ઇદં વૃત્તિશૂન્ય, જ્ઞાનમાત્ર, નિત્ય, નિર્ધર્મ અને આત્મસ્વરૂપભાવની જ નિવૃત્તિ સંજ્ઞા છે, તેની શોભા પણ તે જ છે અને તેનું રાજ્ય પણ તે જ છે; કારણ કે, તેના વિના બીજું કાંઈ પણ નથી, એમ શ્રુતિ કહે છે,* અને એને જ સ્વાનંદ સામ્રાજ્યના નામથી ઓળખવામા આવે છે.

वांचोनि प्रवृत्ति विरोधें। कां निवृत्तिचेनि बोधें॥
आणिजे तैसा वादें। निवृत्ति नव्हे॥ ७१॥

---

* "एकमेवाद्वितीय ब्रह्म नेह नानास्ति किंचन"॥
इति श्रुतौ

વિવરણ—કોઈ એક ગૃહસ્થ બહુ જ દરિદ્રી હતો પરંતુ તેણે પોતાના બુદ્ધિબળ અને શૌર્યના પ્રતાપથી અનેક લોકોને પોતાના મતના કરીને શસ્ત્રસામગ્રી મેળવી એક મોટા બળવાની તૈયારી કરી અને રાજા સાથે યુદ્ધ કરી તે યુદ્ધમાં તેનો પરાજય કરીને તેને પદભ્રષ્ટ કરી નાખ્યો, અને ત્યારપછી રાજ્યાભિષેક કરીને પોતે રાજા બની બેઠો તે જ પ્રમાણે નિવૃત્તિની સ્થિતિમાં આવી પહોંચેલા કેટલાક સાધકો પૂર્વે પોતાના સ્વરૂપને વિસરીને દેહતાદાત્મ્યવડે પ્રવૃત્તિમાં ગુચાઈ ગયેલી સામાન્ય જીવદશામાં હતા. ત્યારપછી સત્સંગતિ અને સચ્છાસ્ત્રના શ્રવણથી વિવેક વૈરાગ્ય આદિ સાધન ચતુષ્ટયસંપન્ન થઈને ગુરુપાસે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આદિ અભ્યાસ કરી તદ્દ્વારા આત્મજ્ઞાનસંપન્ન થઈ, તેના યોગે ઉપર્યુક્ત જીવદશાનો નિરાસ કરીને સચ્ચિદાનંદરૂપ નિત્ય નિર્ધર્મ આત્મસ્થિતિમાં આવી પહોંચવાથી નિવૃત્તિની દશાને પામ્યા એવા વિગ્રહકારકોમાંના મારા નિવૃત્તિનાથ સદ્ગુરુ નથી.

आपणा देऊनि राती। दिवसा आणि उन्नति॥
प्रवृत्ति वारी निवृत्ति। नव्हे तैसा॥ ७२ ॥

વિવરણ—રાત્રિ જ્યારે પોતાનું બધું પોતાપણું આપી દે છે—એટલે કે, જ્યારે ચાર પ્રહરની સમસ્ત રાત્રિનો લોપ થઈ જાય છે, તે વેળાએ દિવસ ઉન્નત દશાને પ્રાપ્ત થવા માંડે છે. તેવી જ રીતે પૂર્વે કહ્યા પ્રમાણે પ્રથમ સમસ્ત પ્રવૃત્તિનો લોપ કરીને પછી નિવૃત્તિની સ્થિતિમાં આવ્યા હોય, એવા મારા ગુરુ શ્રીનિવૃત્તિનાથ નથી

ओपसरयाचें बळ। घेऊनि मिरवे कीळ॥
तैसें रत्न नव्हे निखिळ। चक्रवर्ती हा॥ ७३॥

વિવરણ—જે કોઈ રત્ન તેજસ્વિતામાં મંદ હોય છે, તો તે રત્નને સુવર્ણમાં જડતી વેળાએ શરાફ અથવા ઝવેરીઓ તે રત્નની નીચે તે રત્નના રંગનું એક ચમકતું પતરું ગોઠવી દે છે. એથી તેજસ્વિતામાં સ્વાભાવિક મંદ હોવા છતાં તે પતરાના યોગે તે રત્ન વિશેષ તેજસ્વી દેખાય છે, પણ તેની એ તેજસ્વિતા જેમ તે પતરાના સાહાય્યપર જ અવલંબેલી હોય છે, તેવા મારા શ્રીગુરુ નિવૃત્તિનાથ નથી, કિંતુ તે તો ભેદશૂન્ય, સચ્ચિદાનંદરૂપ, નિત્ય પરિપૂર્ણ છે અને કેવળ સ્વયંપ્રકાશથી જ વિહરનારા છે. એટલામાટે જ મૂળમાં જ્ઞાનેશ્વર મહારાજે 'એ નિખિલ ચક્રવર્તી છે,' એવો ઉદ્ગાર કાઢેલો છે.

गगनही सूनी पोटीं। जें चंद्राची पघळे पुष्टी॥
तें चांदिणें तेणेंसी उठी। आग जयाचें॥ ७४॥

વિવરણ—આકાશમા પૌર્ણિમાના દિવસે ચદ્રબિબ કોઈ એક ન્હાના બાળકની જમવાની ન્હાની થાળી પ્રમાણે દેખાય છે, તે ચદ્રબિબ જો સમસ્ત આકાશને પોતાના ઉદરમા લઈને પ્રસરે, તો તેના કિરણો અને ચદ્રિકા તેના સ્વરૂપથી એટલે કે તેના દેહથી ભિન્ન ન દેખાતાં સર્વ તેના અગ જ થઈ જવાના.

तैसे नि॰त्तिपणासी कारण। हाचि आपणया आपण ॥
घेयावया फूलचि झाले घ्राण। आपुली वृत्ति ॥ ७५ ॥

વિવરણ—જેવી રીતે પુષ્પ જ પોતામાના સૌગધ્યનો ઉપભોગ લેવામાટે પોતે જ નાસિકા થઈ જાય, તે જ પ્રમાણે શ્રી ગુરુ નિવૃત્તિનાથમાના નિવૃત્તિત્વનો હેતુ શ્રી ગુરુ નિવૃત્તિ પોતે જ છે

दिठी मुखाचिये वरवे। पाठीकडूनि जैं पावे ॥
तैं आरसे धाडोळावे। लागती काई ॥ ७६ ॥

વિવરણ—પોતાની દૃષ્ટિને સ્હામી ઊભી રાખીને જો પોતાના મુખની શોભા જોવાય એમ હોત, તો પછી દર્પણને શોધવાનુ કાઈપણ કારણ રહેત ખરુ કે? સારાશ કે, નેત્ર જો કે પોતે પોતાને જોતાં નથી, તોપણ તે જોવારૂપ (દૃષ્ટિરૂપ) જ છે

कीं रातीं हनगेलिया। दिवस हन पातलिया ॥
काय सूर्य पण सर्या। हो आवे लागे ॥ ७७ ॥

વિવરણ—રાત્રિના જવા પછી અને દિવસ ઊગ્યા પછી સૂર્યને શુ સૂર્ય થઈને આવવુ પડે છે નહિ જ, કારણ કે, તે સ્વભાવસિદ્ધ સૂર્ય જ છે

ह्मणोनी बोध्य बोधोनी। घेवें प्रमाणें साधूनि ॥
ऐसा नव्हे भरवसेनीं। गोसावी हा ॥ ७८ ॥

વિવરણ—સદ્ગુરુ નિવૃત્તિ સ્વામીના તાત્ત્વિક સ્વરૂપને બોધ્ય કરવાથી તેમનો બોધ થશે, એટલે કે, ઘટાદિ વિષય પ્રમાણે શ્રી ગુરુને વિષય કરીને બુદ્ધિવૃત્તિવડે તેમને જણી શકાશે, અથવા તો શ્રીગુરુને પ્રમેય બનાવીને પ્રત્યક્ષ અનુમાન આદિ ચાર પ્રમાણોવડે તેમની સિદ્ધતા કરી શકાશે, એવી જો કોઈની ધારણા હોય, તો એ નિશ્ચયપૂર્વક જાણવુ કે, એમ થવુ સર્વથા અશક્ય છે

ऐसें करणवांचोण। स्वयमचि जे निवृत्तिपण ॥
तयाचे श्री चरण। वादिले ऐसे ॥ ७९ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે પ્રવૃત્તિનિરાસની કૃતિવિના સદ્ગુરુસ્વરૂપમાં સ્વતઃસિદ્ધ નિવૃત્તિત્વ રહેલું છે. તેમનાં શ્રી ચરણોને મેં એવી રીતે વંદન કર્યું. તે વંદન કેવી રીતે કર્યું, એ હવે પછીના તૃતીય પ્રકરણમાં દષ્ટાંત દાર્ષ્ટાન્તપૂર્વક કહેવામાં આવશે.

आतां ज्ञानदेवो ह्मणे । श्री गुरु प्रणामे येणें ॥

फेडिली वाचा ऋणें। चौही वाचांची ॥ ८० ॥

વિવરણ–જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હવે હું, શ્રીગુરુને નમસ્કાર કરવાથી પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચારે વાચારૂપ ઋણના બંધનથી મુક્ત થયો. હવે એ મુક્ત કિંવા ઉત્તીર્ણ કેવી રીતે થયો અને શ્રીગુરુને કેવી રીતે નમસ્કાર કર્યા, એનો સવિસ્તર વિચાર હવે પછી થવાનો છે, એ તો પૂર્વે જ કહેલું છે

इति श्री सिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे

सद्गुरुस्तवनं नाम द्वितीयं प्रकरणं संपूर्णम् ।

---

## તૃતીય પ્રકરણ

### વાચાઋણોત્તીર્ણ

ययाचेनि बोभाटे । आत्मयाची झोप लोटे ॥

पूर्ण तन्ही भरण न फिटे । जे येणें चि नांदणें ॥ १ ॥

વિવરણ–સાધનચતુષ્ટયસંપન્ન અધિકારી શિષ્યને સદ્ગુરુએ મહાવાકયનો બોધ કરતાં જ તે 'तत्त्वमसि' મહાવાકયની ગર્જનાથી જીવાત્માને લાગેલી દેહાત્મબુદ્ધિની નિદ્રાનો લોપ થઈ જાય છે; અને અસંગ, સાક્ષી, સચ્ચિદાનંદરૂપ અને શુદ્ધ બુદ્ધ આત્મા હું છું, એવી જાગૃતિનો આવિર્ભાવ થાય છે, પરંતુ એટલાથી જ નિદ્રાના પૂર્ણ ઋણમાંથી મુક્તતા થઈ શકતી નથી, કારણ કે, દેહબુદ્ધિરૂપ નિદ્રા જો કે જતી રહે, તોપણ 'હું આત્મા છું' એ જાગૃતિરૂપે તે નિદ્રા જ છે. એ નિદ્રામાં મહાકારણ દેહનું તાદાત્મ્ય હોય છે, અને એટલામાટે જ દેહબુદ્ધરૂપ નિદ્રાનો યદ્યપિ લોપ થઈ જાય, તથાપિ 'सोऽहम्'ના અહંકારવડે મહાકારણ દેહનો સ્વીકાર કરવાથી તે નિદ્રાનો પૂર્ણતાથી લોપ થયો નથી, એમ જ સમજવાનું છે. એવા પ્રકારની જે જાગૃતિ, તે નિદ્રા જ છે. મૂળમાં એવા પ્રકારના ઉદ્ગારો કાઢેલા છે. આત્માની પૂર્ણ જાગૃતિ નિઃશબ્દ હોય છે, એટલે કે, ત્યાં 'હું દેહ છું' એવા શબ્દ (સ્ફુરણ) નો સંભવ નથી, અથવા

તો 'સોઽહમ્' એટલે ઉપર કહ્યા પ્રમાણે 'હું આત્મા છું' એવા શબ્દનો પણ ત્યાં સંભવ નથી. એ પ્રમાણે આત્મજાગૃતિ નિઃશબ્દ, નિર્ધર્મ, જ્ઞાન માત્ર અને સહજ છે.

येन्हवी परादिका चौघी । जीव मोक्षाच्या उपेगी ॥
अविद्ये सवें आंगीं । वेंचती कीर ॥ २ ॥

વિવરણ-પૂર્વે કહ્યા પ્રમાણે 'तत्त्वमसि' મહાવાક્યની ગર્જનાથી દેહાત્મબુદ્ધિરૂપ અવિદ્યા નિદ્રાનો લોપ થયો, કે તેની સાથે જ અવિદ્યામૂલક ચારે વાણીઓનો પણ લોપ થઈ જાય છે; અને જીવ 'સોઽહમ્' પ્રત્યયરૂપ મોક્ષના ઉપયોગમાં આવે છે-મોક્ષ-સ્થિતિને પામે છે; અવિદ્યાની સાથે અવિદ્યામૂલક ચારે વાણીઓનો કેવી રીતે લોપ થાય છે, એ નીચે દૃષ્ટાંતપૂર્વક કહેવામાં આવ્યું છે.

देहासवें हात पायें । जाती मनासवें इंद्रियें ॥
कां सूर्यासवें जायें । किरण जाळ ॥ ३ ॥

વિવરણ-મૃત દેહની સાથે હસ્તપાદાદિ ઇંદ્રિયોના ગોલકોનો લોપ થાય છે, અને મનના એક દેહમાંથી બીજા દેહમાં જવા સમયે તેની સાથે સૂક્ષ્મ જ્ઞાનેંદ્રિયોનો લોપ થાય છે; કિંવા સૂર્યની સાથે કિરણસમુદાય ચાલ્યો જાય છે.

नातरी निद्रेचिये अवधीं । स्वप्नें मरती आधीं ॥
तेवि अविद्येचे संबंधीं । अटती इया ॥ ४ ॥

વિવરણ-નહિ તો, જે પ્રમાણે, નિદ્રાનો અંત થવાનો સમય આવી લાગ્યો હોય, તેની પહેલાં જ સ્વપ્ન મરી જાય છે. તે જ પ્રમાણે, અવિદ્યાના અંત સાથે અવિદ્યાની સહચારિણી એ ચારે વાણીઓનો અંત થઈ જાય છે. તથાપિ તે વાણીઓ તત્ત્વજ્ઞાનરૂપે પ્રકટ થાય છે.

मूर्तें लोहें होती । ते रसरूपें जिती ॥
जळोनि इंधनें येती । वन्हिदशे ॥ ५ ॥

વિવરણ-જો કે ભસ્મીભૂત થયા પછી લોઢું બળેલું જ હોય છે, તો પણ તે લોઢું રસાયનરૂપે જીવતું જ હોય છે; અને જે લાકડાં બળે છે, તે અગ્નિરૂપે કાયમ હોય છે.

लवण आंगें विरे । परि स्वादें जळीं उरे ॥
नीद मरोनि जागरें । जीइये निदें ॥ ६ ॥

વિવરણ—જે કે મીઠું (લવણ) પાણીમાં પીગળી જાય છે, તો પણ તે સ્વાદના રૂપે પાણીમાં રહેલું હોય છે; નિદ્રા મરી જવા છતાં જાગૃત અવસ્થારૂપે જીવતી હોય છે; એટલે કે, જાગૃત અવસ્થા તે નિદ્રાનો વિકાસ છે, કારણ કે, નિદ્રામાં જે સંસ્કારો સૂક્ષ્મ હોય છે, તે સરકારો જાગૃત અવસ્થામાં વિકાસને પામે છે.

तेवि अविद्येसरें । चौथी वेंचिती जीवें ॥
तत्त्वज्ञानाचे नि नांवें । उठतीच इया ॥ ७ ॥

વિવરણ—તેજ પ્રમાણે એ ચારે વાણીઓ જો કે અવિદ્યાની સાથે મરી જાય છે, તોપણ 'તત્ત્વજ્ઞાન' નામ ધારણ કરીને એટલે કે, તત્ત્વજ્ઞાનરૂપ રૂપાંતરથી—'अहं ब्रह्मास्मि' અને 'सोऽहम्' આદિ સ્ફુરણથી—તે વાચાઓ વિદ્યારૂપે સજીવન થાય છે.

हा तत्वज्ञान दिवा । मरोनी इहीं आणावा ॥
तरी हाही क्षीण सेवा । बोधरूपेचि ॥ ८ ॥

વિવરણ—એ ચાર વાણીઓ પોતે મરીને તત્ત્વજ્ઞાનના દીવાને પ્રકાશિત કરે છે, તે તત્ત્વનો સ્વીકાર પણ બોધરૂપ આત્મામાં તો ક્ષીણતાના સ્વીકાર સમાન જ થઈ પડે છે. અપારમાર્થિક વાણીઓ અવિદ્યાની આશ્રિત હોય છે અને તેઓ અવિદ્યાની સાથે જ મરી જાય છે, ને ત્યાર પછી અવિદ્યા જ જ્ઞાનરૂપથી પ્રકાશિત થાય છે, એટલે એ વાણીઓ જ્ઞાન–વિદ્યા–ની સાથે પારમાર્થિક રૂપથી એટલે કે, 'अहं ब्रह्मास्मि' રૂપથી અવશિષ્ટ રહે છે. બોધરૂપ આત્મામાં એ પણ એક ક્ષીણતાનો આરોપ જ છે, કારણ કે, બોધરૂપ આત્મા જ્ઞાની નથી અને અજ્ઞાની પણ નથી, કિંતુ તે જ્ઞાન અને અજ્ઞાનથી અતીત જ્ઞાનરૂપ છે. આત્મા બોધવાન્ બોધ નથી, કારણ કે, એમ માનવા જતાં બોધ ભિન્ન અને આત્મા ભિન્ન, એવી અવસ્થા થઈ પડશે. ત્યારે એ આત્માનું સ્વરૂપ જ છે.

येऊनि स्वप्न मेळवी । गेलिया आपणपां दावी ॥
दोन्ही दिठी नादवी । नीद जैशी ॥ ९ ॥

વિવરણ—નિદ્રા પોતે આવીને સ્વપ્નનો યોગ કરાવી આપે છે, અને જતી વેળાએ પોતાના દેહની સ્મૃતિરૂપ જાગૃતિ બતાવી જાય છે. એવી રીતે નિદ્રા સ્વપ્ન અને જાગૃતિ એ બન્ને અવસ્થાના આશ્રયરૂપ છે.

जिति अविद्या ऐशी । अन्यथा बोधातें गिवशी ॥
तेचि यथाबोधेंशी । निमाली उठी ॥ १० ॥

વિવરણ–અવિદ્યા જ્યારે જીવતી હોય છે, તે વેળાએ જીવાત્માને અન્યથા (વિપરીત) બોધવડે શુદ્ધ કરે છે; એટલે કે, હું જન્મનાર છું, હું મરનાર છુ. હું સ્થૂલ છું, હું કૃશ છું, હું કાળો છું અથવા હું ગોરો છું ઇત્યાદિ દેહધર્મોનો આત્મત્વમાં સ્વીકાર કરવો; અથવા હું તિર્યક્ છુ, હુ મૂક છું કિંવા હું પંગુ છું, ઇત્યાદિ ઇંદ્રિયધર્મોનો આત્મત્વમાં અંગીકાર કરવો; અથવા તો મને ભૂખ લાગે છે અને તૃષા લાગે છે ઇત્યાદિ પ્રાણધર્મનો આત્મત્વમાં સમાવેશ કરવો–ઇત્યાદિ અનેક ઉપાધિના ધર્મને આત્મત્વમાં સમાયલા માનીને જે વર્ત્તવું તે જ અવિદ્યાના અન્યથા બોધમાં પડી જવું છે. એવી રીતે અવિદ્યા જીવતી હોય છે, તે વેળાએ અન્યથા બોધના બંધનમાં જકડી નાખે છે. સદ્‌ગુરુ સમક્ષ સચ્છિષ્યે વિચારપૂર્વક મહાવાક્યનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને તેના યોગે ઉપર્યુક્ત અવિદ્યાની નિવૃત્તિ થઈ જાય છે એટલે કે, ઉપર કહેલી અવિદ્યા જ આત્મજ્ઞાનરૂપ બોધપ્રકાશવડે પ્રકાશિત થાય છે. પરતુ ‘અસંગ સાક્ષી સચ્ચિદાનંદરૂપ આત્મા હુ છું’ એવા યથાર્થ બોધરૂપે જો કે તે અવિદ્યા પ્રકટ થાય, તોપણ તે એક પ્રકારનું બધન જ છે. ઉદાહરણાર્થ, એક ગૃહસ્થની પત્ની બહુ જ કર્કશા હતી. તેણે પોતાના જીવનકાળમાં તો પતિને અતિશય સંતાપ આપ્યો જ હતો, પણ અંતે તે સુવાવડમાં મરી ગઈ અને પિશાચિની (ભૂત)ના રૂપથી પુનઃ પ્રકટ થઇને પોતાના પતિને પીડવા લાગી. સારાંશ કે, સ્ત્રી જીવતી હતી ત્યારે પણ તાપ આપતી હતી અને મરી જવા છતાં પણ પિશાચયોનિમાં પ્રકટીને તેથી પણ અધિક પીડા આપવા લાગી; તે પ્રમાણે જ એ અવિદ્યા જ્યારે જીવતી હોય છે, ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે અન્યથા બોધના બધનથી જકડી નાખે છે, અને મરી જવા પછી પુનઃ ‘સોઽહમ્’ બોધરૂપે પુનઃ પ્રકટ થઇને બધનકારિણી જ થાય છે.

परि जिती ना मेली । अविद्या हे जाकळी ॥
बंधमोक्षीं घाली । बांधोनियां ॥ ११ ॥

વિવરણ–પરંતુ એ અવિદ્યા જીવતી હોય છે, તે વેળાએ દેહાભિમાનરૂપ બધનમાં બાંધી નાખે છે, અને મરી જતાં મોક્ષરૂપ બંધનથી બાંધે છે; એ તો પૂર્વે કહેલું જ છે.

मोक्षाचि बंधु होये । तरि मोक्ष शब्द कां साहे ॥
अज्ञाना घरीं ग्राये । वाउगी याची ॥ १२ ॥

વિવરણ–ઉપર આપણે મોક્ષને બંધ કહેલો છે, અથી જો બંધને મોક્ષ કહેવામાં આવે, તો પ્રમાદ જ થવાનો; કારણ કે, જે મુક્ત છે કિંવા જે કોઈ પણ પ્રકારના

બંધનમાં નથી તે મોક્ષ, એવો 'મોક્ષ' શબ્દનો અર્થ થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં બંધનમાં નાખનારી અવસ્થાને મોક્ષ શામાટે કહેવામાં આવે છે વારુ, એવી કદાચિત્ કોઈ શંકા કરશે; તો તેનું સમાધાન એટલું જ છે કે, આત્મસ્વરૂપમાં બંધ અને મોક્ષનો સબંધ છે જ નહિ; કારણ કે, આત્મા સચ્ચિદાનંદરૂપ નિત્યમુક્ત છે; એટલામાટે અહીં બંધનનો વ્યવહાર નથી અને બંધ સાપેક્ષ મોક્ષનો વ્યાપાર પણ નથી. શ્રીમદ્‌ભાગવતમાં* પણ એવા જ પ્રકારનો આશય દર્શાવેલો છે. એક સ્થળે સાધુવર્ય તુકારામે એમ કહેલું છે કે, જેવી રીતે ચોપટ રમતી વેળાએ રમનારો અમુક આ સોગટી મરી ગઈ, એમ કહે છે, પણ તે વેળાએ સોગટી જેવી હોવી જોઇએ તેવી ને તેવી જ હોય છે અને જે વેળાએ તેને છૂટતી થયેલી જણાવે છે તે વેળાએ પણ તે સોગટીની અવસ્થા તો પૂર્વ સમાન જ હોય છે; એટલે કે સોગટી મરી ગઈ અને છૂટતી થઈ એ જેમ મિથ્યા કલ્પના છે, તે જ પ્રમાણે આત્મામાં બંધ કિંવા મોક્ષનો આરોપ પણ સર્વથા મિથ્યા જ છે. એવી રીતે જ્ઞાનરૂપ આત્મતત્વમાં બંધ અને મોક્ષ મિથ્યા છે. આત્મસ્વરૂપમાં એ મિથ્યા બંધ મોક્ષનો વ્યવહાર અવિદ્યાવિદ્યાકૃત છે. એટલે કે, અવિદ્યા છૂટતી રહીને આત્મસ્વરૂપમાં બંધ બતાવે છે અને મુઆ પછી વિદ્યારૂપે પુન પ્રકટ થઈ મોક્ષનું દર્શન કરાવે છે. જેવી રીતે મૃત્તિકાના પરમાણુઓથી બનેલા માટલામાં દીવો રાખવામાં આવે, તો તેના પ્રકાશને એ માટલું પોતાના ઉદરમાં દાબી રાખે છે; કારણ કે, તે મલિન છે. હવે તે જ માટલાના પરમાણુઓનું શોધન કરીને તેની હાંડી બનાવી તેમાં દીપક રાખવામાં આવે, તો તે હાંડીરૂપ માટલું તે દીપકના પ્રકાશને પોતાના પેટમાં છુપાવી ન રાખતા બહાર પ્રકટ કરે છે. એ જ પ્રમાણે અવિદ્યા રજોગુણ અને તમોગુણવડે મલિન હોવાથી આત્માના નિત્યમુક્ત ભાવને દાબી નાખે છે અને તેથી સાં બંધનો વ્યવહાર થાય છે. અને તે જ અવિદ્યા જ્યારે શુદ્ધ થઈને એટલે કે, રજસ્તમોરહિત થઈને શુદ્ધ સત્વથી વિદ્યાના રૂપમાં આવે છે, તે વેળાએ આત્માના નિત્યમુક્ત ભાવને સ્પષ્ટ કરે છે અને તેથી મુક્તતાનો વ્યવહાર થાય છે.

वागुलाचेनि मरणें । तोषावे पैं बाळपणें ॥
येरा तो नाहीं मा कोणें । मृत्यु मानावा ॥ १३ ॥

---

* "बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ॥
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बंधनम्" ॥
શ્રીમદ્‌ભાગવત અ. ૧૧ મો, શ્લોક ૧ લો.

વિવરણ-મૂળમાં બંધ જ જ્યાં અસત્ય છે, ત્યાં પછી મોક્ષ કહેવો શાને વારુ? પરંતુ અવિદ્યા પોતે મરીને એ ઉભયને અસ્તિત્વમાં લાવી છે. અવિદ્યાએ જીવતી રહીને આત્મસ્વરૂપમાં બંધનો વ્યવહાર કર્યો છે, અને મરવા પછી પુનઃ વિદ્યારૂપે પ્રકટ થઈને મોક્ષનો વ્યવહાર આદર્યો છે. એ વ્યવહારો તેણે કેવી રીતે કર્યાં છે, એનો પ્રસ્તુત પ્રકરણમાંની ૧૨ મી ઓવીમાં વિચાર કરેલો છે.

आणि ज्ञान बंधु ऐसें । शिवसूत्राचेनि मिसें ॥
म्हणितलें असे । सदाशिवें ॥ १६ ॥

વિવરણ-શિવે 'શિવસૂત્ર'માં જ્ઞાનવડે જીવ બદ્ધ થાય છે, એમ પ્રતિપાદન કરેલું છે. અહીં કોઈ એવી શંકા વ્યક્ત કરશે કે, "શિવ તો ભોળા છે, એટલે તેઓ તો ગમે તેમ બોલી જાય—અર્થાત્ તેમના કથનમાં વિશ્વાસ કેમ કરીને રાખી શકાય?" ભલે શિવને ભોળા માનો, પણ સુજ્ઞાન વૈકુંઠવાસી વિષ્ણુનો પણ એવો જ અભિપ્રાય છે અને તે નીચેની ઓવીમાં વ્યક્ત કરેલો છે.

आणि वैकुंठीचेनिही सुजाणें । ज्ञानपाशीं सत्त्वगुणें ॥
बांधिजे हें निरोपण । बहु केलें ॥ १७ ॥

વિવરણ-વૈકુંઠના ધોધરૂપ જે હરિ તેણે પણ 'સત્ત્વગુણના જ્ઞાનપાશથી જીવ બદ્ધ થાય છે,' એવી રીતે ગીતા શાસ્ત્ર આદિ અનેક સ્થળે કહેલું છે. જેમકે, સત્ત્વ ગુણ નિર્મળ, શુદ્ધ તથા દુઃખ મોહાદિથી મુક્ત હોવાથી તથા પ્રકાશમાન અને નિર્બાધ હોવાથી તે મનુષ્યને સુખ તથા જ્ઞાનના બંધનમાં બાંધી દે છે.*

परी शीवें कां श्रीवल्लभें । बोलिलें येणेंचि लोभें ॥
मानूं तें हें लाभे । न बोलतां ही ॥ १८ ॥

વિવરણ-શિવે તથા વિષ્ણુએ એમ કહેલું છે, એટલે આપણે તે માનીશું જ; છતાં એવો પૂરાવો ન હોય, તોય જ્ઞાન બંધનકર્તા છે, એ સ્વયંસિદ્ધ છે.

जें आत्मज्ञान निखिळ । तेंही घे ज्ञानाचें वळ ॥
तें सूर्य चिंती सयळ । तैसें नोहे ॥ १९ ॥

---

* "तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ" ॥
શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અ ૧૪ ગી, શ્લોક ૬ ઠો.

વિવરણ–આત્મા કેવળ જ્ઞાનરૂપ છે, પણ તે જ જો અન્ય જ્ઞાનના આશ્રયથી જ્ઞાની થાય, તે સૂર્ય જાણે પ્રકાશમાટે બીજા સૂર્યના ઉદયની વાટ જોતો હોયની! એમ થયું ન કહેવાય કે?

ज्ञानें ज्ञगवतू आहे । तें ज्ञानपण घाढिले वाये ॥
दीप वांचोनि दिना लाहे । तें आंग मूळ्याचि कीं ॥ २० ॥

વિવરણ–જ્ઞાનરૂપ આત્મા જો આત્મજ્ઞાનના યોગે આનંદિત થાય, તો તેણે પોતાની જ્ઞાનરૂપતાને વ્યર્થ ખોએલી જ કહી શકાય–કારણ કે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિથી આનંદ થાય છે અને જ્ઞાન તો આત્માનું રૂપ હોવાથી ને તો તેને નિત્ય પ્રાપ્ત જ છે. અર્થાત્ આત્મજ્ઞાનનો યોગ થવો અને તેથી આનંદ થવો, એ વ્યવહારો નિત્ય જ્ઞાનરૂપ આત્મામાં છે જ નહિ. બીજા દીપકના યોગે દીપકનું દીપકત્વ રહે છે (દીપક પ્રકાશમાન રહે છે), અને નહિ તો રહેતું નથી, એની જો વસ્તુસ્થિતિ હોય, તો તો પછી દીપકના દીપકત્વને નષ્ટ જ માનવું જોઇએ.

आपणपे आपणापाशीं । नेणतां देशोदेशीं ॥
आपणपें गिवसीं । हें कीरू होये ॥ २१ ॥

વિવરણ–પોતાપણું (પોતાનું શરીર) પોતા પાસે જ છે, એને ભૂલી જઇને પોતાપણાનો શોધ કરવામાટે દેશો દેશ કોઈ ભટકતો ફરે, એ ઘટના શક્ય છે ખરી કે?

परि चहुता का दिया । आपणापे आठवलिया ॥
क्षणे मी यया । कैसा रिझों ॥ २२ ॥

વિવરણ–પણ ઘણા દિવસ પછી તેને પોતાપણાનું સ્મરણ થયું, એટલે કે, મારાપણું મારી પોતાની પાસે જ છે એવું તેને સ્મરણ થયું એટલે હું પોતે મને પોતાને મળી આવ્યો, એનો હું પોતે જ આનંદ કેવી રીતે માનું? અને જો તે એ પ્રમાણેનો આનંદ માને, તો ખરેખર તેની ડાગળી ચસકી ગઈ છે, એમ જ સમજવું જોઇએ.

तैसा ज्ञानरूप आत्मा । ज्ञानेंचि आपुली प्रमा ॥
करितसे सोहमा । ऐसा बंधु ॥ २३ ॥

વિવરણ–આત્મા નિત્યનિર્ધર્મ જ્ઞાનરૂપ હોવા છતા સચ્ચિદાનંદરૂપ શુદ્ધ બુદ્ધ જે આત્મા તે હું છું, એવી જ્ઞાનવૃત્તિથી, જો તે પોતાના સ્વરૂપ વિશેનો નિશ્ચય કરતો હોય, તો તે નિત્યનિર્ધર્મ જ્ઞાનરૂપ આત્માને ઉપર કહેલા વૃત્તિજ્ઞાન ઉપાધિનું બંધન જ છે, એમ સમજવું.

जें ज्ञान स्वयें बुडे । ज्ञाणोनी भारी नावडे ॥
ज्ञानें मोक्षु घडे । ते निमालेनि ॥ २४ ॥

વિવરણ—જ્ઞાન પોતે આત્મસ્વરૂપમાં લીન થાય છે; કારણ કે, આત્મા જ્ઞાન અને અજ્ઞાનથી અતીત છે. જેવી રીતે જીવાત્મામધ્યે પોતાના આત્મસ્વરૂપનું અજ્ઞાન છે, તેવી રીતે પરમાત્મામધ્યે નિજસ્વરૂપનું કાળત્રયે પણ અજ્ઞાન નથી. જ્ઞાન જીવાત્મા પર ઉપકાર કરે છે, એટલે કે, જીવાત્મામાં નિજસ્વરૂપ વિષયક જે વિસ્મૃતિરૂપ અજ્ઞાન રહેલું છે, તેનો લોપ કરીને તેના નિજરૂપની સ્મૃતિ કરાવી આપે છે; પરંતુ પરમાત્માના શિરપર એ પ્રમાણે જ્ઞાનના ઉપકારનો ભાર નથી; કારણ કે, ત્યા તેમાં નિજસ્વરૂપની વિસ્મૃતિનો સર્વથા અભાવ જ છે. જ્યાં વસ્તુસ્થિતિ આવી હોય, ત્યાં પછી જ્ઞાનની શી આવશ્યકતા હોય વારુ? અહીં કોઈ એવી શંકા કરશે કે, જ્યારે પરમાત્મસ્વરૂપમાં વિસ્મૃતિરૂપ અજ્ઞાનનો સર્વથા અભાવ છે, તો પછી તેનામાં સ્મૃતિજ્ઞાન હોવું જોઈએ, પણ એમ નથી, કારણ કે, જેનામાં કાળત્રયે નિજ સ્વરૂપની વિસ્મૃતિ જ મૂળ નથી, તેમાં વિસ્મૃતિસાપેક્ષ સ્મૃતિવૃત્તિ કેમ કરીને સંભવે વારુ? અર્થાત્ કદાપિ ન સંભવે એ સ્પષ્ટ જ છે. એવી રીતે સ્મૃતિવિસ્મૃતિનો પણ જેમાં લય થાય છે, એવા નિત્યસ્મૃતિરૂપ પરમાત્માના શિરપર જ્ઞાનના ઉપકારનો ભાર નથી. એવું જ્ઞાન પોતે જ લીન થયું હોવાથી તે ભારી નૌકાસમાન છે, એમ મૂળમાંના ઉદ્‍ગારોથી સૂચવેલું છે. હવે જ્ઞાનવડે મોક્ષ મળવાનું જે મૂળમાં કહેલું છે, એટલે કે, જ્ઞાનવડે નિત્યનિર્ધર્મ જ્ઞાનરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે, પરંતુ તે નિર્માંપ છે, એમ પણ મૂળમાં કહેલું જ છે. એનો આશય એ કે, વિચારથી. અન્નમય સ્થૂલ કોષથી તે ઠેઠ આનંદમય કારણકોષ પર્યન્ત સર્વનો નિરાસ કરીને 'હું સચ્ચિદાનંદરૂપ શુદ્ધ બુદ્ધ આત્મા છું' એવા સોઽહંવૃત્તિરૂપ થયેલા જ્ઞાનનો પણ અસ્ત થવો જોઈએ—એટલે કે, અવશિષ્ટ નિર્ધર્મ જ્ઞાનરૂપ આત્માને જ મોક્ષ કહેવામાં આવે છે.

ज्ञाणोनी परादिका वाचा । तो शृंगारु चौ आंगाचा ॥
एवं अविद्या जीवाचा । जीवत्व त्यागी ॥ २५ ॥

વિવરણ—જે 'પરા' આદિ ચાર વાણીઓ છે, તે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર અંગો (દેહ)ના શૃંગાર (શોભા)રૂપ છે. પણ એ ચાર વાણીએ અવિદ્યામૂલક જીવની છે એટલે કે, ચતુર્વાણી સહિત જીવત્વદશાનું મૂળ અવિદ્યા છે, તે અવિદ્યામૂલક જીવત્વનો ત્યાગ થાય એટલે કે, અવિદ્યા સહિત જીવદશાનો નિરાસ

થઈ જાય, તોપણ તે અવિદ્યા વિદ્યારૂપે અવશિષ્ટ રહે છે. એને નીચેના દૃષ્ટાંતથી વિશેષ વ્યક્ત કરવામાં આવે છે.

आंगाचेनि इंधने उदासु । उठोनि ज्ञानाग्नी प्रवेशु ॥
करी तेथे भस्मलेशु । वोवाचा उरे ॥ २६ ॥

વિવરણ–કાઠ પોતાના અગથી ઉદાસ થઈને (અંગશુષ્ક અને નીરસ હોવાથી) અગ્નિમાં ભૂસ્કો મારે છે, પણ તે ભસ્મરૂપે અવશિષ્ટ રહે છે. તેવી જ રીતે અવિદ્યા ઉદાસીન બની જ્ઞાનાગ્નિમાં ભૂસ્કો મારે છે; પરંતુ આત્મબોધરૂપ ભસ્મરૂપથી તે અવશિષ્ટ રહે છે. જ્યાં સૂર્યનો ઉદય થતાં અંધકારનો લય થાય છે, પણ સર્વત્ર પ્રકાશ કલ્પનાથી તો તે અંધકાર પ્રકટ જ હોય છે; તે જ પ્રમાણે શ્રવણ, મનન અને નિદિધ્યાસન આદિ અભ્યાસવડે આત્મબોધ થાય છે અને તે વેળાએ અવિદ્યાનો લોપ થઈ જાય છે; પરંતુ આત્મબોધરૂપે તે અવિદ્યા જ પ્રકટ હોય છે.

आंगीं लाविलिया विभूति । ते परिमाणुहीं झडती ॥
परी पांडुरत्वें काती । राहे जैशी ॥ २७ ॥

વિવરણ–બ્રાહ્મણ શરીરે લગાડેલા ભસ્મને ભૂંસી નાખે, તો પણ તેના ઝાંખા પટ્ટા બાકી રહી જાય છે, એટલે કે, સ્થૂલ પરમાણુઓ ચાલ્યા જાય છે, પરંતુ સૂક્ષ્મ પરમાણુઓ ચોંટી રહે છે.

जळीं जळा वेगळू । कापूर न दिसे अवडळू ॥
परी होऊनि परिमळु । उरे जैवी ॥ २८ ॥

વિવરણ–જેવી રીતે કપૂરની ગોટી પાણીમાં પીગળી જાય છે, તે વેળાએ પાણીથી જૂદી દેખાતી નથી, પરંતુ પાણીમાં કપૂરનો વાસ આવતો હોવાથી વાસરૂપે તો તે છે જ.

ना वोहळला आर्गी जैसे । पाणी पाणीपणें नसे ॥
तन्हीं वोल्हासाचेनि मिसें । आर्थीच ते ॥ २९ ॥

વિવરણ–અથવા તો નાળામાંનું બધું પાણી વહી ગયા પછી સાં જો કે પ્રત્યક્ષ પાણી હોતું નથી, તો પણ માટીમાંની ભીનાશના રૂપે તો તે હોય છે જ.

नातरी माध्याह्नकाळीं । छाया न दिसे वेगळी ॥
असे पायातळीं । रिगौनिया ॥ ३० ॥

વિવરણ-અથવા મધ્યાહ્ન સમયે સૂર્ય બરાબર આકાશની વચ્ચે આવે છે, તે વેળાએ દેહની છાયા મનુષ્યના પગતળે દબાઈ રહે છે, એટલે કે, જો સૂર્ય પૂર્વમાં હોય તો છાયા પશ્ચિમમાં દેખાય છે અને સૂર્ય પશ્ચિમમાં જતાં તે જ છાયા પૂર્વ દિશા તરફ વિસ્તરેલી દેખાય છે અને સૂર્ય મધ્યાહ્નમાં આવતાં તે જ છાયા પૂર્વ અને પશ્ચિમાદિ દિશા તરફ ન ઢળતાં આપણા પગ નીચે જ આવી જાય છે.

तैसें ग्रासूनि दुसरें । स्वरूपी स्वरूपाकारें ॥
आपुलेपणें उरे । बोध जो का ॥ ३१ ॥

વિવરણ-ભેદશૂન્ય આત્મરૂપ વિષયક જ્ઞાન, અજ્ઞાન અને તેના કાર્યરૂપ ભેદાત્મક જગત્ આદિ સર્વનો નિરાસ કરીને ભેદશૂન્ય અવસ્થામાં રહે છે, એટલે કે, ઇદંવૃત્તિજ્ઞાન જતું રહીને સર્વત્ર અહંવૃત્તિજ્ઞાન વિસ્તરેલું હોય છે.

तें ऋणशेष वाचा इया । न फेडवे मरूनिया ॥
तें पाया पडोनि मिया । सोडविलें ॥ ३२ ॥

વિવરણ-સોહંરૂપી વાણીનું શેષફળ દેહબુદ્ધિથી મરી જવા છતાં ફીટતું નથી, તે શેષઋણના બંધનમાંથી સદ્‌ગુરુનાં ચરણોમાં પડીને મેં મારી મુક્તિ કરી લીધી છે, જેવી રીતે કોઈ કરજદાર માણસ જેની પાસેથી કરજ લીધું હોય તે શાહુકારના ઘણાં ખરાં નાણાં આપી દે છે, પણ બાકી રહેલા થોડા કરજને ફેડવાની શક્તિ પોતામાં ન રહેવાથી શાહુકારને પગે પડીને ઋણના બંધનમાંથી પોતાનો છૂટકો કરી લે છે, તેવી જ રીતે પરા, પશ્યતી, મધ્યમા અને વૈખરી એ ચારે વાણીઓથી પર નિઃશબ્દ સદ્‌ગુરુ સ્વરૂપ છે અને તે જ આત્મભાવથી મારા હૃદયમાં વિરાજે છે. અર્થાત્ તે મારા આત્મસ્વરૂપ છે, એમ વિચારપૂર્વક દૃઢતાથી જાણીને વિદ્યા અવિદ્યાત્મક ચારે વાણીઓના બંધનમાંથી મેં મારી મુક્તિ કરી લીધી છે.

म्हणोनि परा पश्यंति । मध्यमा हन भारती ॥
या निस्तरिलिया लागती । ज्ञानी अज्ञानीची ॥ ३३ ॥

વિવરણ-પૂર્વે કહ્યા પ્રમાણે, શ્રીગુરુને શરણે જઈને જ્ઞાન તથા અજ્ઞાનાત્મક પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ ચારે વાણીઓનો નિરાસ કરવો જોઈએ. આનો ભાવાર્થ એવો છે કે, અજ્ઞાનમૂલક દેહાહંકૃતિનો નિરાસ કરવામાટે 'अहं ब्रह्मास्मि' એ જ્ઞાનવૃત્તિનો આશ્રય કરવો જોઈએ, પરંતુ અજ્ઞાનનો નિરાસ થઈ ગયા પછી એ 'ब्रह्मास्म्यहं' જ્ઞાનવૃત્તિનો પણ ત્યાગ કરી દેવો જોઈએ સારાંશ કે, જ્ઞાન અને અજ્ઞાન

એ બન્ને એક સરખી રીતે જ બાધક છે અને તેટલામાટે એ ઉભયનું એક સરખી રીતે જ નિવારણ કરવું જોઈએ.' જેમકે, બંગાળ દેશમાં વસતા કોઇ એક ગૃહસ્થની સ્ત્રી ચેટકી હતી અને તે પોતાના પતિને 'જો તમે મારા વચન પ્રમાણે નહિ વર્તો, તો હું તમને શ્વાન કિંવા માર્જાર (બિલાડો) બનાવી નાખીશ' એ પ્રમાણેની વારંવાર ધમકી આપ્યા કરતી હતી. તે ચેટકી હોવાથી મનુષ્યને ગમે તે પશુ કે પક્ષીના રૂપમાં બદલી નાખવાની વિદ્યામાં કુશળ તથા પારંગત હોવી જ જોઇએ, એ વાત તેનો પતિ સારી રીતે જાણતો હતો. એટલે સ્ત્રીની ધમકીના પતિને ઘણો જ ભય લાગ્યા કરતો હતો અને એ ચિન્તામાં ને ચિન્તામાં તેનો ખોરાક ઓછો થઈ જવાથી તે દિવસે દિવસે વધારે અને વધારે ક્ષીણ થવા લાગ્યો. તેની એવી ક્ષીણ અવસ્થાને જોઇને તેના એક મિત્રે પૂછ્યું કે, "તું આમ દિવસે દિવસે શરીરે લેવાતો કેમ જાય છે વારુ?" એના ઉત્તરમાં તે દુઃખી પતિએ જણાવ્યું કે;–"મારી સ્ત્રી ચેટકી છે, અને તેથી જો હું તેની ઇચ્છા તથા આજ્ઞા પ્રમાણે ન વર્તી શકું, તો તે મને શ્વાન કે માર્જાર બનાવી દેશે, એ ચિંતાથી જ દિવસે દિવસે મારું શરીર આમ સૂકાતું અને ખવાતું જાય છે." મિત્રનું આવું ભયાનક દુઃખ જાણીને તે દુઃખમાંથી મુક્ત થવાનો ઉપાય તે મિત્રે આ પ્રમાણે બતાવ્યો;–" અહીંથી ચાર ગાઉપર આવેલા એક ગામમાં તારી સ્ત્રી કરતાં પણ એક મહા બળવતી ચેટકી સ્ત્રી છે. પરંતુ તે ચેટકી છે, એ વાત સઘળાના જાણવામાં હોવાથી તેની સાથે લગ્ન કરવાને કોઈ પણ તૈયાર થતું નથી. જો તું તેની સાથે લગ્ન કરે, તો તે જ કેવળ તારી સ્ત્રીનો પરાજય કરી શકશે." આ ઉપદેશ સાંભળીને ચેટકી સ્ત્રીના સંતાપથી તવાઈ ગયેલો તે પતિ મિત્રના ઉપદેશ પ્રમાણે વર્તવાને તૈયાર થઈ ગયો. ત્યાર પછી તેના તે મિત્રે તે બીજી વધારે શક્તિવાળી ચેટકી સાથે તેનો લગ્નસંબંધ કરી આપ્યો. લગ્ન થયા પછી પતિએ પોતાની નવી સ્ત્રીને જૂની સ્ત્રીનો સર્વ વૃત્તાંત અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવ્યો. એ વૃત્તાંત સાંભળીને તે નવી ચેટકી સ્ત્રીએ કહ્યું કે;–"તમે મને જ્યારે તમારે ઘેર લઈ જશો, તે વેળાએ મને જોતાંની સાથે જ પોતાના મંત્રપ્રયોગથી તમારી જૂની સ્ત્રી મને સફેદ ચીલ બનાવી દેશે અને હું પણ તેના પર મારા મંત્રનો પ્રયોગ કરીને તેને કાળી ચીલ બનાવી દઇશ–એ પછી અમારા પરસ્પર વિગ્રહનો આરંભ થશે. આ બધો પ્રકાર થયા પછી તમારી જૂની સ્ત્રી જે કાળી ચીલ, તેને તમારે લાકડીવતી ઠાર મારી નાખવી. તેના મરી ગયા પછી હું પાછી હું તેવી ને તેવી સ્ત્રીના રૂપમાં આવી જઈશ." એમ કહીને તેણે પોતાના પતિના હાથમાં અડદના મંત્રેલા દાણા આપ્યા અને તે પતિપત્ની પોતાના ગૃહ તરફ

જવાને ત્યાંથી નીકળ્યા ઘેર પહોંચતાં જ નવી ચેટકી સ્ત્રીએ કહ્યા પ્રમાણે તે બન્ને સ્ત્રીઓ અનુક્રમે સફેદ અને કાળી ચીલ થઈને એક બીજા સાથે ઝૂઝવા લાગી, ત્યાર પછી પતિએ પોતાના હાથમાની લાકડીના પ્રહારથી પોતાની જૂની સ્ત્રી એટલે કે કાળી ચીલના પ્રાણ લઈલીધા અને ત્યાર પછી પોતાની નવી સ્ત્રી એટલે કે સફેદ ચીલપર તે મગેના અડદના દાણા ફકવા લાગ્યો એ જ વેળાએ તેના મિત્રે સૂચના કરી કે,—"કાલીકો તો મારી, અબ સુફેદ કો કયોં છોડતા હય?" (કાળીને તો મારી, હવે સફેદને શા માટે જીવતી છોડે છે?) "કારણ કે, તે પ્રથમ ચેટકી સ્ત્રી જેવી સતાપ આપનારી હતી, તેના કરતા પણ આ બીજી સ્ત્રી વધારે બળવતી ચેટકી હોવાથી એ વળી તેના કરતા પણ કદાચિત્ વધારે સતાપ આપશે, એટલામાટે તેં જેવી રીતે કાળી ચીલને મારી નાખી, તેવી જ રીતે આ ધોળી ચીલનો પણ નિકાલ કરી નાખ" મિત્રનું એ સમયસૂચકતાયુક્ત ભાષણ સાભળતા જ તે પતિએ પોતાની નવી સ્ત્રી એટલે કે, સફેદ ચીલને પણ તેના મસ્તકમાં લાકડીનો મજબૂત પ્રહાર કરીને ઠાર કરી નાખી. એવી રીતે ઉભય ચેટકી સ્ત્રીઓના પજામાથી છૂટીને તે ગૃહસ્થ આનદનો આસ્વાદ લેવા લાગ્યો એ જ પ્રમાણે અવિદ્યાના બધનમાંથી છૂટવામાટે સોહ વૃત્તિરૂપ વિદ્યાનો સ્વીકાર કરવો, પરતુ તે સોહવૃત્તિરૂપ વિદ્યા પણ સફેદ ચીલ સમાન પીડા આપનારી હોવાથી તેનો પણ જ્યાં સુધી ત્યાગ કરવામાં ન આવે, ત્યા સુધી જીવ કદાપિ સમાધાનને પામતો નથી

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्यविवरणे वाचानरणोत्तीर्णं नाम तृतीय प्रकरण सपूर्णम्।

—

## ચતુર્થ પ્રકરણ

### જ્ઞાનાભેદ કથન

आता अज्ञानाचेनि मारें। ज्ञान अभेदें वावरे ॥
नींद सावूनि जागरें। नादिजे जेवीं ॥ १ ॥

વિવરણ—ભેદશૂન્ય આત્મસ્વરૂપના અજ્ઞાનવડે, આ સર્વ ભૂતભૌતિક પ્રપચ ભાસ્યા કરે છે અભેદ આત્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન અજ્ઞાનનું નિરસન કરી નાખે છે અને સર્વત્ર અભેદસ્થિતિથી પોતે જ અવશિષ્ટ રહે છે, (એમ પૂર્વ પ્રકરણોમાં સિદ્ધ

કરેલું જ છે, અને તેની જ આ ઓવીમાં પુનરુક્તિ કરવામાં આવે છે). એટલે કે જેવી રીતે પુરુષ સ્વપ્નમાંના અનેક પ્રપંચોથી પોતે જ શૃંગારાયલો હોય છે–અર્થાત્ સ્વપ્નગત જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ સમસ્ત ત્રિપુટીરૂપે નિદ્રિત પુરુષની વૃત્તિ જ શૃંગારાયલી હોય છે; અને તે જ પુરુષ જાગૃત જ્ઞાનની અવસ્થામાં આવતાં તે જાગૃત જ્ઞાન સ્વપ્નગત જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન આદિ સર્વ ત્રિપુટયાત્મક પ્રપંચ તેમ જ તેનું કારણ જે નિદ્રા તે સર્વનો લોપ કરીને પોતે જ (જાગૃત જ્ઞાન) પોતાના એકાકીભાવથી અવશિષ્ટ રહે છે, એટલે કે, નિદ્રાના યોગે સ્વપ્નગત દેહ, સ્ત્રી, પુત્ર અને મિત્ર ઇત્યાદિ અનેકરૂપે હું જ બન્યો હતો, પણ અત્યારે હવે મારામાં હું એકલો જ છું એવો ભાસ જાગૃત જ્ઞાનકાળમાં થવા માંડે છે. એ જ પ્રમાણે ભેદશૂન્ય સચ્ચિદાનંદરૂપ આત્મા, અજ્ઞાનાવસ્થામાં, સર્વ ભૂતભૌતિક પ્રપંચ બની ગયો છે–તે 'તત્ત્વમસિ' એ મહાવાક્યના વિચારથી ભેદશૂન્ય અને સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનરૂપ જાગૃતિની અવસ્થામાં આવે છે. ત્યારપછી અજ્ઞાન અને તેના કાર્ય–સર્વ ભૂતભૌતિક પ્રપંચ–નો લોપ (બાધ) થઈ જાય છે અને 'સર્વત્ર સચ્ચિદાનંદરૂપવડે હું એક જ છું' એવા બોધની જાગૃતિ જ બાકી રહે છે.*

कां दर्पणाचा निघाला । ऐक्यबोधू पाहिला ॥
मुख भोगी आपुला । आपणचि ॥ २ ॥

વિવરણ–દર્પણમાં જોવા પહેલાં પોતાનું મુખ એક છે, એવા જ્ઞાનનો સંસ્કાર હોય છે, પરંતુ તે લુપ્ત કિંવા ગુપ્ત હોય છે. તે જ સંસ્કાર દર્પણમાં દૃષ્ટિપાત કરવાની સાથે જ પ્રકટ થાય છે. અને પછી જોનાર જો દર્પણમાં જોવાનું છોડીને ચાલ્યો જાય, તો પણ બિમ્બપ્રતિબિમ્બના ભેદ વિના એકત્વથી તે પોતાના એક મુખસૌન્દર્યનો ઉપભોગ લીધા કરે છે. અર્થાત્ ઉપર્યુક્ત જે લુપ્ત કિંવા ગુપ્ત સંસ્કાર, તે દર્પણમાં જોવાનું છોડી દીધા પછી પણ કેટલાક સમય પર્યન્ત એકત્વથી જ પ્રકટ હોય છે.

ज्ञान जियातिया परी । जगीं आत्मैक्य करी ॥
तें सुरिया सोंचे सुरी । तैसें जाहलें ॥ ३ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે સકળ ભેદનો નિરાસ કરીને, આત્મજ્ઞાન, અભેદ આત્મૈક્યજ્ઞાનની–આત્મૈક્ય ભાવનાની–સિદ્ધિ કરે છે. પરંતુ એ આત્મજ્ઞાનની કૃતિ

* જ્ઞાનેશ્વરી અધ્યાય ૯માના ૧૫મા શ્લોકની ટીકારૂપ ૨૪૬ ને ૨૪૭મી ઓવીમા એનું વિશેષતાથી નિરૂપણ કરેલુ છે, વિશેષ વિસ્તાર જોવો હોય તો તે વાંચવું.

છરીએ પોતાને જ ટોંચ્યા સમાન છે. કારણ કે, સચ્ચિદાનંદરૂપ આત્મા સર્વત્ર અભેદ અને એકાકી ભાવથી સ્વત સિદ્ધ છે. એવી રીતે એ સતત્સિદ્ધ આત્મૈક્યભાવનું આત્મજ્ઞાનવડે આત્મૈક્ય કરવું તે ખરેખર છરીએ પોતે જ પોતાને ટોંચવા સમાન છે.

लाखी आत ठाउनि कोपट । तो साधी आपणया सकट ॥
का बाधलेया चोरट । मोटेमाजी ॥ ४ ॥

વિવરણ—જેવી રીતે કોશકીટક પોતે બનાવેલા ઘરમા જઈને તે ઘરના દ્વારને મ્હાંવડે બધ કરી નાખે છે—એટલે કે, પોતે જ પોતાને પૂરીને પોતાનો નાશ કરી લે છે અથવા, બીજાના ઘરમા ચોરી કરવા ગયેલો ચોર પોતાને કોઈ પકડી લેશે એવા ભયથી 'આપણે કોઈના જોવામાં ન આવીએ તો સારુ' એવો વિચાર કરીને એક ખાલી કોથળામાં પ્રવેશ કરી તેનુ મોઢુ અદરથી બાધી લે, તો તે ધારો કે, પોતે પોતાના હાથે જ બદ્ધ થઈ જાય છે.

आगी पोतासाचेनि मिसे । आपणये जाळिले जैसे ॥
ज्ञानाज्ञान नाशे । तैसें जाहलें ॥ ५ ॥

વિવરણ—કપૂરને બાળવાના નિમિત્તથી અગ્નિ પોતાને જ બાળે છે, એટલે કે કપૂર બળી ગયા પછી તેને બાળનાર અગ્નિ કાઈ જુદો અવશિષ્ટ રહેતો નથી કારણ કે, બાળનાર અગ્નિનું અસ્તિત્વ કપૂરના અસ્તિત્વપર જ અવલબેલુ હોય છે, એથી બળીને કપૂરની સમાપ્તિ થવા સાથે તેને બાળનાર અગ્નિની પણ સમાપ્તિ થઈ જાય છે એ જ પ્રમાણે આત્મજ્ઞાનવૃત્તિના અસ્તિત્વનો અજ્ઞાનાદિ પ્રપચોના અસ્તિત્વપર જ આધાર રહેલો છે જ્યારે અજ્ઞાનાત્મક પ્રપચનો અજ્ઞાન સહિત આત્મજ્ઞાનરૂપ વૃત્તિના યોગે લોપ થાય છે, ત્યારે તેની સાથે જ આત્મજ્ઞાનરૂપ વૃત્તિનો પણ લય થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી અજ્ઞાનાત્મક વિપરીત જ્ઞાનનું નિવારણ કરવાના નિમિત્તથી આત્મજ્ઞાનરૂપ વૃત્તિ પોતાની સમાપ્તિ કરી લે છે, એમ કહેવુ જ વિશેષ યોગ્ય અને ઉચિત છે

अज्ञानाचा टेका । नसताही ज्ञान अविका ॥
फाके जव उफका । आपुला पडे ॥ ६ ॥

વિવરણ—અજ્ઞાનાદિ સર્વ પ્રપચનુ નિવારણ કર્યા પછી નિરાશ્રિત થયેલી આત્મજ્ઞાનરૂપ વૃત્તિનો લય થતા પડે છે, પણ તે જતાં જતા, ક્ષણ માત્ર વિશેષ વિકાસને પામે છે અને ત્યારપછી લુપ્ત—લીન—થઈ જાય છે એનું નીચે ઉદાહરણ આપવામા આવે છે —

वात दशाही ते निमालियां । येणें जे ये ज्याया ॥
ते केवळ नाशावया । दीपाचे परी ॥ ७ ॥

વિવરણ—જેવી રીતે તેલ અને વાટનો અંત આવતાં દીવો જવા માંડે છે, પણ જતાં જતાં દીવાની જ્યોતિ ક્ષણેક મોટી અને વધારે પ્રકાશિત થવા પછી જ બુઝાય છે—એટલે કે, તેનો વિકાસ કેવળ નાશને દર્શાવનારો જ છે; તે જ પ્રમાણે જ્ઞાનવૃત્તિના વિકાસનો પણ અર્થ સમજવાનો છે.*

उठणें कीं पडणें । कुच भाराचे कोण जाणे ॥
कां फाकणें कीं सुकणें । जावळाचे ॥ ८ ॥

વિવરણ—સ્ત્રીઓના સ્તનોનું ઉચકાવું અને નીચે પડવું એકસરખું જ હોય છે અથવા તો જાઇની કલિકા એટલીબધી કોમળ કિંવા નાજુક હોય છે કે, વિકસિત થવાની સાથે જ સુકાઇ જાય છે.

तरंगाचे रुपा येणें । तयाचि नाव निमणें ॥
कां विजूचे उदैजणें । तोचि अस्तु ॥ ९ ॥

વિવરણ—જળમાં હજી તો તરંગ ઊઠે ન ઊઠે એટલામાં તો પાછો અદૃશ્ય થઈ જાય છે અથવા વીજળીના ઉદય અને અસ્તનો વ્યાપાર એકસાથે જ થાય છે.

तैसें पिऊनि अज्ञान । तंव वरी वाढे ज्ञान ॥
जंव आपुले निधन । निःशेष साधे ॥ १० ॥

વિવરણ—તેવી રીતે આત્મજ્ઞાન, અજ્ઞાનાદિ સર્વ પ્રપચનો નિરાસ કરીને સાથે પોતે પણ લુપ્ત થઈ જાય ત્યાં સુધી વધ્યા કરે છે. એટલે કે, શ્રવણ, મનન અને નિદિધ્યાસન આદિ અભ્યાસના યોગે, અસંગ, શુદ્ધ, બુદ્ધ અને સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એવી જ્ઞાનવૃત્તિનો સાધકના હૃદયમાં ઉદય થતાંની સાથે જ અજ્ઞાનાદિ સર્વ પ્રપંચ બાધિત થાય છે અને ઉપર્યુક્ત જ્ઞાનવૃત્તિ પણ તે ક્ષણે જ ઉપરમને પ્રાપ્ત થાય

---

* ઉર્દૂ ભાષામાં પણ કોઈ જૂના કવિનો એવા જ આશયને દર્શાવનારો એક શેર છે, અને તે આ પ્રમાણે,—

"જઈફીમેં જવાનીસે જ્યિાદા જોશ હોતા હય;
ભડકતા હય ચિરાગે સુબ્હ જબ ખામોશ હોતા હયા"

એનો અર્થ સ્પષ્ટ હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. અસ્તુ.

છે. કારણ કે, ક્ષણિક વૃત્તિપારા એ તેનો સ્વભાવ ધર્મ છે એટલે કે, ક્ષણમાં ઉત્પન્ન થવું અને ક્ષણમાં નષ્ટ થવુ એ સ્વભાવ ધર્મને અનુસરીને તે ઉત્પન્ન થાય છે અને તે ક્ષણે જ અજ્ઞાનાદિ સર્વ પ્રપંચોની બાધા કરી થોડીવાર વૃદ્ધ થતી દેખાઇને લીન થઇ જાય છે, એ તો ઉપર જણાવેલુ જ છે.

जैसें कल्पांतीचे भरितें । स्थळाजळा दोहींतें ॥

बुडविल्या अरौतें । राहोंचि नेणे ॥ ११ ॥

વિવરણ–જેવી રીતે કલ્પાંત સમયનુ પૂર સ્થળ તથા જળ ઉભયને ડુબાવીને સર્વ જળમય કરી નાખે છે કારણ કે, સ્થળવડે જ જળનો ભેદ દેખાય છે, એટલે જ્યાં તે સ્થળ જ ડૂબી ગયુ એટલે તેની સાથે જળસ્થળના ભેદનો પણ લોપ થઈ જાય, એ સ્વાભાવિક છે એમ થતા 'જળની આ બાજૂ અને પેલી બાજૂ' એવી ભાષાનો વ્યવહાર પણ સભવતો નથી

कीं विश्वाही वेगळ । वाढे जैं सूर्यमंडळ ॥

तैं तेजतम निखिळ । तेंचि होये ॥ १२ ॥

વિવરણ–મહાકાશમા એક બાજૂએ સૂર્યમંડળ બાળકની ન્હાનકડી થાળી સમાન ભાસતું હોય છે અને તેથી મહાકાશના બાકીના પોલાણમાં તેનું તેજ પ્રસરેલું દેખાય છે, અને તે તેજનો જ્યાં પ્રવેશ ન હોય, ત્યાં અંધકારનો ભાસ થાય છે, પરતુ એવી કલ્પના કરો કે, એક દિશામાંનું એ લઘુ સૂર્યમંડળ જો સમસ્ત મહાકાશ જેવડુ થઈ જાય, તો તેનું તેજ અને તે તેજના અભાવકાળમાનો અંધકાર એ બન્ને તે સૂર્યમંડળ જ થવાનું–એટલે કે, સૂર્યમંડળ જ તેજ અને અંધકારરૂપ થવાનું

नाना नीद मारोनी । आपणपें हिरोनी ॥

जागणें ठावे होउनी । जागणेंचि ॥ १३ ॥

વિવરણ–ગાઢ નિદ્રામાંથી જાગૃત થતાંની સાથે જ તે જાગૃતિ ગાઢ નિદ્રાનો લોપ કરી નાખે છે, પરતુ જાગૃત અવસ્થામા કેટલાક સમય પર્યન્ત 'હું જાગૃત છુ' એવી રીતે જાગૃતિનું ભાન હોય છે, અને ત્યારકેડે કેટલોક કાળ વીતી જવા પછી તે જાગૃતિ–ભાનનો પણ લોપ કરી નાખીને ભાનરહિત સહજ જાગૃતિ અવશિષ્ટ રહે છે

तैसें अज्ञान अटोनियां । ज्ञान येतें उजाया ॥

ज्ञानाज्ञान गिळोनियां । ज्ञानचि होये ॥ १४ ॥

વિવરણ–'હું બ્રહ્મને જાણતો નથી' એવા અજ્ઞાનનો આધાર સચ્ચિદાનંદ જ્ઞાનરૂપ આત્મા જ છે, અને અજ્ઞાનના યોગે થનારા કિંવા ઉદ્‌ભવનારા, હું દેહ છું, હું જન્મનાર છું, હું મરનાર છું, હું દીન છું અને હું દુખી છું, એ પ્રમાણેના અજ્ઞાનનો આધાર પણ તેજ છે. પરંતુ સત્સંગતિથી, સચ્છાસ્ત્રનું શ્રવણ કરીને વિવેક વૈરાગ્ય આદિ સાધનચતુષ્ટયસંપન્ન થઈ શ્રવણ મનન નિદિધ્યાસનપૂર્વક મહાવાક્યનો અભ્યાસ કરી, ત્રણે દેહ અને ત્રણે ગુણોથી ભિન્ન, અસંગ, સાક્ષી અને સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વ હું છું, એ પ્રમાણેના આત્મસ્વરૂપના જ્ઞાનને સાધક મેળવતાંની સાથે જ ઉપર્યુક્ત અજ્ઞાન અને દેહતાદાત્મ્ય (વિપરીત જ્ઞાન)નો લોપ થાય છે, અને 'સર્વત્ર ભેદશૂન્ય બ્રહ્મ હું છું' એવી વૃત્તિ થઈ જાય છે. એ આત્મજ્ઞાનવૃત્તિનો આધાર પણ જ્ઞાનરૂપ આત્મા જ છે.* એવી એ વિશેષ આત્મજ્ઞાનવૃત્તિનો લોપ કરીને નિત્ય, નિર્ધર્મ અને જ્ઞાનરૂપ એક આત્મા જ અવશિષ્ટ રહે છે.

ते वेळीं पुनिवा भरे । ना आवसा सरे ॥
तें चंद्रचि उरे । सतरावी जैशी ॥ १९ ॥

વિવરણ–ચંદ્રની સત્તરમી કળા (દેહ) પર શુદ્ધ પ્રતિપદાથી તે પૌર્ણિમા પર્યન્ત સોળ કળાઓ આવે છે, અને પૌર્ણિમા પછીની પ્રતિપદાથી તે અમાવાસ્યા પર્યન્ત તે કળાઓ ચાલી જાય છે. પરંતુ ચંદ્રની જે મૂળ કળાપર એ કળાઓ આવે છે, તે મૂળ કળા પૌર્ણિમાના યોગે પૂર્ણ થતી નથી અને અમાવાસ્યાના યોગે નષ્ટ થતી નથી, કારણ કે, તે સત્તરમી કળા તે ચંદ્રનો દેહ જ છે–તે દેહપર જ સૂર્યપ્રકાશના યોગે કળાઓ આવેની ભાસે છે અને લોપાય છે, પણ તેનો મૂળ દેહ તો જેવો ને તેવો કાયમ જ હોય છે

का तेजांतरे नाटोपे । कोणे तमे न शिंपे ॥
ते उपमेचे जाउपे । सूर्यचि होय ॥ १६ ॥

વિવરણ–બીજા કોઈ પણ તેજવડે નિસ્તેજ ન થનાર અને કોઈ પણ–ગમે તેવા–અંધકારથી આચ્છાદિત ન થનાર જો કોઈ તેજસ્વી પદાર્થ હોય તો તે કેવળ એક સૂર્ય જ છે અને તેથી તે જ્ઞાનાજ્ઞાન ધર્મશૂન્ય અને કેવળ જ્ઞાન માત્ર એક બ્રહ્મ વસ્તુની ઉપમાને શોભે તેવો છે. આનો ભાવાર્થ એવો છે કે, અનેક દીપકો પ્રકટાવીએ

* જ્ઞાનેશ્વરીના ૧૫મા અધ્યાયમા ૪૨૨ થી ૪૩૧ મી ઓવી સુધીમા એ તત્ત્વનું વિસ્તારથી વિવેચન કરવામા આવ્યું છે, એટલે ઇચ્છા હોય તો તેનું વાચન કરવું

અને તેમના મધ્યમાં વીજળીનો કેવળ એક જ દીવો પ્રકટાવવામાં આવે, તો બીજા દીવાઓની ૫૦૦ની સંખ્યા હોય, તો પણ તેમનો પ્રકાશ મંદ પડી જાય છે, અને એવા વીજળીના અનેક દીવા સળગાવવામાં આવે, તો પણ સૂર્યપ્રકાશ સમક્ષ તે પોતે જ મંદ પડી જાય છે; બીજા પદાર્થો જેવી રીતે અંધકારવડે આચ્છાદિત થઈ જાય છે, તેવી રીતે સૂર્યનો પ્રકાશ અંધકારવડે ઢંકાઈ જતો નથી, એટલું જ નહિ, પણ તે સ્હામો અંધકારનો જ નાશ કરી નાખે છે; એ જ પ્રમાણે કોઈ પણ વૃત્તિજ્ઞાનના પ્રકાશથી, જ્ઞાનમાત્ર સ્વયંપ્રકાશ બ્રહ્મવસ્તુ નિસ્તેજ થતી નથી, કિંતુ જેવી રીતે ઉપર્યુક્ત સૂર્યના મહા પ્રકાશમાં ઇતર પ્રકાશો સમાઈ જાય છે, તેવી જ રીતે જ્ઞાનમાત્ર સ્વયંપ્રકાશ પરબ્રહ્મમાં સર્વ વૃત્તિજ્ઞાનપ્રકાશનો લોપ થાય છે; અને અન્ય પદાર્થ પ્રમાણે સૂર્યનો પ્રકાશ અંધકારવડે આચ્છાદિત ન થતાં અંધકારનો પોતાનો જ સૂર્યપ્રકાશના યોગે જેવી રીતે નાશ થઈ જાય છે, તે જ પ્રમાણે, અજ્ઞાનરૂપ તમવડે જ્ઞાનમાત્ર સ્વયંપ્રકાશ બ્રહ્મવસ્તુ આચ્છાદિત ન થતાં આત્મજ્ઞાનના સંયોગમાં સ્હામો અજ્ઞાનરૂપ તમનો જ નિરાસ થઈ જાય છે.

क्षणोनी ज्ञानें उजळे । कां अज्ञाने रुळे ॥
तैसें नव्हे निर्वाळें । ज्ञानमात्र जे ॥ १७ ॥

વિવરણ–બ્રહ્મ, બીજા કોઈ પણ વૃત્તિજ્ઞાનવડે ઉજ્જ્વલ દેખાય તેમ નથી–પ્રકાશિત થાય તેમ નથી તેમ જ કોઈ પણ અજ્ઞાનવડે મલિન–આચ્છાદિત થાય તેમ પણ નથી. તે કેવળ જ્ઞાનમાત્ર છે.

परि ज्ञानमात्रे निखळे । तैंचि कीं तया कळे ॥
काईं देखिजे बुबुळें । बुबुळा जेवीं ॥ १८ ॥

વિવરણ–હું જ્ઞાનમાત્ર છું, એવું ભાન બ્રહ્મસ્વરૂપમાં નથી. એટલે કે, તેને તેનું જ્ઞાનત્વ દેખાતું નથી. ત્યારે તે અંધ છે કે શું? કદાપિ નહિ. કારણ કે નેત્ર સર્વ વસ્તુને જોઈ શકે છે, પરંતુ તે પોતાને તો જોઈ શકતું નથી જ. જો કે નેત્ર પોતાને નિહાળી શકતું નથી, છતાં પણ તે અંધ નહિ, કિંતુ દષ્ટિરૂપ જ છે. એ જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ જ્ઞાનમાત્ર બ્રહ્મસ્વરૂપમાં જો કે સ્વરૂપનું ભાન નથી, તો પણ તે ઘટ સમાન જડ નહિ, પણ જ્ઞાનરૂપ જ છે.

आकाश आपणपया रिघे । काइ आगी आपणया लागे ॥
आपुला माथा वळघे । आपण कोण्हीं ॥ १९ ॥

વિવરણ—આકાશના ઉદરમાં સર્વ પ્રાણીઓ સંચાર કરે છે, પરંતુ તે જ પ્રમાણે આકાશથી પોતાના ઉદરમાં સંચાર કરી શકાશે કે? અગ્નિ સર્વ પદાર્થોને બાળી નાખે છે, પરંતુ તેવી જ રીતે પોતાના અંગને સ્પર્શ કરીને તે પોતાને જ બાળી શકે એમ છે ખરું કે? અથવા જેવી રીતે આપણે બીજાના માથાપર ચઢી શકીએ છીએ, તેવી રીતે આપણાથી આપણા પોતાના મસ્તકપર ચઢી શકાશે કે?

दिठी आपणया देखे । स्वाद आपणया चाखे ॥
नादु आपुलें आइके । नादपण ॥ २० ॥

વિવરણ—દષ્ટિ સર્વ પદાર્થને નિહાળે છે, તે પ્રમાણે તે પોતે પોતાને નિહાળી શકશે ખરી કે? સ્વાદ પોતાનો સ્વાદ ચાખી શકશે કે? નાદ જેવી રીતે બીજાના સાંભળવામાં આવી શકે છે, તેવી જ રીતે નાદ નાદના સાંભળવામાં આવી શકશે ખરો કે?

सूर्य सूर्यासी विवळे । कां फळ आपणया फळे ॥
परिमळु परिमळें । घेपत असे ॥ २१ ॥

વિવરણ—સૂર્યને માટે સૂર્યનો ઉદય કદાપિ હોય ખરો કે? ફળને ફળ આવશે સૌગંધ્યનો ઉપભોગ મળશે કે? નહિ. કારણ કે, તેઓ તદ્રૂપ જ છે.

तैसें आपणया आपण । जाणते नव्हे जाण ॥
म्हणोनी ज्ञानपणेंवीण । ज्ञानमात्र जे ॥ २२ ॥

ણ—કેવળ બ્રહ્મ પોતાને પોતે જાણતો નથી એમ પણ નથી અને નથી પણ નથી; જો બ્રહ્મમાં સ્વસંવેદ્યતાના ધર્મને સ્વીકારીએ, તો જ્ઞાનશક્તિ હોવાથી બ્રહ્મ સગુણ થઈ જશે. તેમ જ તેનામાં અજ્ઞાન છે, એવા પક્ષનો એ, તો પણ તેથી તે સગુણ જ સિદ્ધ થાય છે; કારણ કે, અજ્ઞાન તમોગુણ- ને તેથી તે પરિચ્છિન્ન ઘટવત્ જડ અને અસત્ છે—એટલે, એ અજ્ઞાનના સ્વરૂપમાં આવશે; અને શાસ્ત્ર તો બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ, નિર્ગુણ, નિરાકાર, ર જ્ઞાનમાત્ર છે, એમ જ પ્રતિપાદન કરે છે અને તે વિચારદષ્ટિથી જોતાં મ જ સિદ્ધ થાય છે. અર્થાત્ બ્રહ્મ જ્ઞાન તથા અજ્ઞાનથી અતીત જ્ઞાનમાત્ર સિદ્ધાંત નિશ્ચિત.

आणि ज्ञान ऐसी सोये । ज्ञानपणेंचि जरीं साहे ॥
तरी अज्ञान हें नोहे । ज्ञानपर्णेचि ॥ २३ ॥

વિવરણ-જ્ઞાનમાત્ર બ્રહ્મમાં સ્વાત્મજ્ઞાન રહેલું છે, એમ કહેવાથી બ્રહ્મ પ્રથમ કેટલાક કાળપર્યન્ત અજ્ઞાની હતો એટલે કે, કેટલાક કાળપર્યન્ત તે પોતે પોતાને જાણતો નહોતો અને ત્યારપછી તે પોતે પોતાને જાણવા લાગ્યો, એમ સિદ્ધ થાય છે. કારણ કે, જે જ્ઞાન છે તે અજ્ઞાન સાથે સંબંધ ધરાવનાર છે. 'જ્ઞાન છે' એમ કહેતાંની સાથે જ 'પૂર્વે અજ્ઞાન હતું' એમ તત્કાળ ધ્વનિત થાય છે. જેવી રીતે 'અમુક એક મનુષ્ય શુદ્ધિમાં છે,' એમ કહેવાની સાથે જ 'પૂર્વે તે મૂર્ચ્છિત હતો' એવો આશય જણાઈ આવે છે, તેવી રીતે બ્રહ્મ પૂર્વે અજ્ઞાની હતો, એમ જ આપણે માનવું પડશે, અને એવી માન્યતા સશાસ્ત્ર નથી; કારણ કે, બ્રહ્મ તો જ્ઞાન અને અજ્ઞાનથી અતીત જ્ઞાનરૂપ છે, એ તત્ત્વ તો શાસ્ત્રપ્રતીતિ, ગુરુપ્રતીતિ, આત્મપ્રતીતિ અને યુક્તિ એ ચારે પ્રમાણોથી સિદ્ધ છે. નિત્ય જ્ઞાનરૂપ સ્વયંપ્રકાશમાન બ્રહ્મને અજ્ઞાને કદાપિ સ્પર્શ કરેલો જ નથી, એટલું જ નહિ પણ અજ્ઞાનસાપેક્ષ જ્ઞાને પણ તેને કદાપિ સ્પર્શ કર્યો નથી. જેવી રીતે જાગૃતિનું જ્ઞાન તે ઘન અજ્ઞાનરૂપ નિદ્રાનું કાર્ય છે અને એટલામાટે જાગૃત જ્ઞાન તે કાર્ય કારણ અભેદદૃષ્ટિથી અજ્ઞાન છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી; તે જ પ્રમાણે જ્ઞાનરૂપ બ્રહ્મમાં આત્મજ્ઞાનનો સ્વીકાર કરીએ, તો તે પણ એક અજ્ઞાન છે, એમ જ સિદ્ધ થવાનું. કારણ કે, નિત્યનિર્ધર્મ જ્ઞાનમાત્ર બ્રહ્મમાં આત્મજ્ઞાનનો ધર્મ અજ્ઞાનમૂલક નહિ થાય કે શું?

जैसें तेज जें आहे। तें अंधारें कीर नव्हे ॥
मा तेज तरी होये। तेजासी काई ॥ २४ ॥

વિવરણ-જેવી રીતે સૂર્યનો પ્રકાશ કદાપિ અંધકાર નથી, તો પછી અંધકારની અપેક્ષાથી ઉદ્ભવતી પ્રકાશની કલ્પના દાગ ત્યાં પણ સૂર્યપ્રકાશમાં સંભવી શકે ખરી કે?

तैसें असणें आणि नसणें। हें नाहीं जया होणें ॥
आतां मिथ्या ऐसे येणें। बोले गमे ॥ २५ ॥

વિવરણ-તે જ પ્રમાણે, બ્રહ્મસ્વરૂપમાં 'છે' તથા 'નથી'નો વ્યવહાર થતો નથી; એટલે કે, હોવું અને ન હોવું; તેમ જ જ્ઞાન અને અજ્ઞાન આદિ સર્વ ધર્મોનો તેમાં સર્વથા નિષેધ જ છે. એથી બ્રહ્મ સર્વધર્મશૂન્ય છે, એમ જ પ્રથમથી જ્ઞાનેશ્વર મહારાજ સિદ્ધ કરતા આવ્યા છે. અહીં પૂર્વપક્ષકારો એવી શંકા દર્શાવે છે કે, "તમારા બ્રહ્મને સર્વધર્મશૂન્ય તરીકે સિદ્ધ કરવાથી અમને તો એમ જ જણાય છે કે, બ્રહ્મ કાંઈ વસ્તુ જ નથી."

तरी कांही नाहीं सर्वथा। ऐशी जरी व्यवस्था ॥
तरी नाहीं हे प्रथा। कवणासी पा ॥ २६ ॥

વિવરણ—વારુ ત્યારે તમારા કથન પ્રમાણે બ્રહ્મ જેવી કોઈ વસ્તુ સર્વથા છે જ નહિ, એવી વ્યવસ્થા (સ્થિતિ)ને જો સ્વીકારીએ, તો તે નથી, એની પ્રથા (બુદ્ધિ, જ્ઞાન કિંવા અનુભવ) કોને છે વારુ? એવો અનુભવ કરનાર તો કોઈ હોવો જ જોઈએ.

शून्य सिद्धान्तबोधु। कोणी सत्ता होय सिद्धु ॥
नसता हा अपवादु। वस्तूसी जो ॥ २७ ॥

વિવરણ—બ્રહ્મવસ્તુ કાંઈ પણ નથી, એટલે કે, શૂન્ય છે, એવો બોધ કોની સત્તા (અસ્તિત્વ)થી સિદ્ધ થાય છે? બ્રહ્મ વસ્તુ કાંઈ નથી, એ વસ્તુપર અસત્ય અપવાદ (આરોપ) છે. કોઈ પણ વસ્તુના ભાવ કિંવા અભાવને નિશ્ચિત કરનાર અવશ્ય કોઈ પણ હોવો જોઈએ, એટલે કે, તેના અસ્તિત્વપર જ તે ભાવ કિંવા અભાવનો સિદ્ધાન્ત અવલંબેલો હોય છે. શૂન્ય (અભાવ)નો સિદ્ધાંત પણ શૂન્યથી કરી શકાતો નથી; કારણ કે, કોઈ પણ સિદ્ધાન્ત (ભાવ કિંવા અભાવ)નો તેના નિશ્ચય કરનારપર આધાર રહેલો હોય છે. એટલે કે, નિશ્ચય કરનારના આધારથી જ તે સિદ્ધાંત વ્યક્ત થાય છે. 'નહિ'નું પ્રકટીકરણ થવામાટે પણ 'સદા'નું આશ્રયસ્થાન જોઈએ. બ્રહ્મ કાંઈ પણ નથી એટલે કે, શૂન્ય છે, એવો નિશ્ચય કરનાર જે હોય, તે શૂન્યતાથી સર્વથા ભિન્ન જ હોવો જોઈએ; અને તે નિશ્ચય કરનારનું અસ્તિત્વ તે તે વસ્તુનું જ અસ્તિત્વ છે. 'વસ્તુ નથી' એમ કહેવું એટલે કહેનારાએ 'હું નથી' એમ કહેવા બરાબર જ છે. કારણ કે, સર્વ પ્રાણી માત્રના સ્વાત્મવડે એક બ્રહ્મવસ્તુ જ છે.

माल्हविता दिवे। माल्हविते जरी माल्हवे ॥
तरी दीपु नाहीं हे फावे। कवणासी पा ॥ २८ ॥

વિવરણ—દીવાને બુઝાવી નાંખતાં જો બુઝાવનારો પણ બુઝાઈ જાય—નહિવત્ થઈ જાય, તો 'દીવો નથી' એમ કોઇથી પણ બોલી શકાશે કે? દીવાના અભાવનો અનુભવ કોણે કર્યો? દીવાના નહિપણાએ પોતે જ નહિપણાનો—અભાવનો—અનુભવ કર્યો કે શું? અર્થાત્ એમ કહેવું સર્વથા અશક્ય અને હાસ્યાસ્પદ જ કહી શકાય.

कीं निदेचीनें आलेपणें। निदेले ते जाय प्राणें ॥
तरी नीद मली हे कोणें। कोणासी पा ॥ २९ ॥

વિવરણ—નિદ્રાના આગમનથી જો નિદ્રિત થનાર ગતપ્રાણ થતો હોય-મરી જતો હોય, તો 'નિદ્રા સારી આવી' એવો અનુભવ કોને થાય છે વારુ? જાગૃત થવા પછી 'મને નિદ્રા સારી આવી હતી' એવું જે સ્મૃતિજ્ઞાન થાય છે, તે જ્ઞાત વિષયનું જ થાય છે, અજ્ઞાત વિષયનું સ્મૃતિજ્ઞાન થતું નથી.

घटु घटुपणें भासे । तद्भंगें भंगु आभासे ॥
सर्वथा नाहीं तैं नसे । कोण्हे ह्मणावें ॥ ३० ॥

વિવરણ—જ્યારે ઘટ હોય છે ત્યારે તે ઘટપણાથી ભાસે છે, અને તેના ફૂટી જવા પછી તેનું ફૂટેલાપણું દેખાય છે અર્થાત્ ઘટનું ઘટપણું અને ફૂટી જવા પછી તેનું ફૂટેલાપણું એમને જોનારો કોઈ એક ત્રીજો (મનુષ્ય) હોવો જોઇએ—એટલે કે, ઘટના અસ્તિત્વ—છેપણા—ને નિહાળનાર નેત્ર જેવી રીતે ઘટથી ભિન્ન છે, તે જ પ્રમાણે 'અહીં ઘટ નથી' એવી રીતે ઘટના અભાવને નિહાળનાર નેત્ર પણ તે તે અભાવ—નથીપણા—થી ભિન્ન જ છે. જો એમ સ્વીકારીએ કે, 'જોનાર કોઈ પણ નથી' તો પછી 'ઘટ નથી' એમ બોલનાર કિંવા કહેનાર કોણ છે વારુ?

ह्मणोनी काहीं नाहीं पण । देखता नाहीं आपण ॥
नोहोनी असणें नवीण । असणें जे ॥ ३१ ॥

વિવરણ—અર્થાત્ કાંઈનહિપણું—શૂન્ય—પોતાને (શૂન્યને) દેખતું નથી બ્રહ્મનું અસ્તિત્વ તે અસ્તિત્વ નહિ કિંતુ અસ્તિત્વ વિનાનું અસ્તિત્વ છે, એટલે કે, બ્રહ્મનું અસ્તિત્વ અને અનસ્તિત્વ એ ઉભયને—ઉભય ધર્મને—સ્પર્શ ન કરનારું સહજ અસ્તિત્વ—હોવું—છે.

परि आणिका का आपणया । न पुरे विखो हो आव्रया ॥
ह्मणोनी न असावया । कारण कीं ॥ ३२ ॥

વિવરણ—કિંવા તે પોતે પોતાનો અથવા તો બીજાનો વિષય થતો નથી, એ તેના ન હોવાનું કારણ છે ઇતર પદાર્થો પ્રમાણે તે ઇન્દ્રિયોનો વિષય થતો નથી ન હોવા છતા હોવું,' એટને બ્રહ્મમા તેના પોતાના અસ્તિત્વનું ભાન નથી કારણ કે, ભાનનો અભાન પછી જ ઉત્પન્ન થાય છે, બ્રહ્મ ત્રિકાલ અભાન રહિત ભાન માત્ર છે, એટલામાટે, તેનું પોતાનું પોતાને ભાન નથી, એમ કહેવાથી તે શુદ્ધ સત્ત્વ શક્તિ રહિત છે, એમ દર્શાવેલું છે, અને તે બીજાનો વિષય થતો નથી, એમ કહીને 'તે

જડ નથી' એમ બતાવેલું છે. તે જ્ઞાન અને અજ્ઞાનથી પર (અતીત) જ્ઞાનરૂપ હોઇને ભાવ અને અભાવ (હોવા અને ન હોવા)ના વ્યવહારથી રહિત છે. તેનું અસ્તિત્વ–છેપણું–કેવું છે, તે નીચે કહેવામાં આવે છે.

जो निरंजनीं निदेला । तो आणिकीं नाहीं देखिला ॥
आपुलाही निमाला । आठवू तया ॥ ३३ ॥

**વિવરણ**–જે જ્યાં કોઈ પણ કદાપિ આવી શકે નહિ, એવા નિર્જન પ્રદેશમાંના સ્થાનમાં નિદ્રાવશ થયેલો છે, તેને બીજા કોઇએ જોયો નથી અને નિદ્રાના યોગે પોતાને પણ તે 'હું અમુક છું' એમ જાણતો નથી.

परी जीवें नाहीं नोहे । तैसें शुद्ध असणें आहे ॥
हें बोलणें न साहे । असेनाहींचे ॥ ३४ ॥

**વિવરણ**–પૂર્વોક્ત નિર્જન વનમાં નિદ્રાવશ થયેલો ગૃહસ્થ જીવતો છે, એમ કહી શકાય તેમ નથી; કારણ કે, ત્યાં તેની સજીવતાને અનુભવનાર બીજો કોઈ પણ નથી; અને તે ગાઢ નિદ્રામાં હોવાથી તેને પોતાને પણ પોતાની સજીવતાનો અનુભવ નથી; એ દૃષ્ટિથી 'તે જીવતો નથી,' એમ મૂળમાં કહેલું છે. તથાપિ તે મરી ગયો છે, એમ માત્ર નથી. કિંતુ તેની સજીવતા બીજા કોઇનો વિષય ન થતાં અને તેનો પોતાનો વિષય પણ ન થતાં જેવીને તેવી જ કાયમ છે; તે જ પ્રમાણે આત્મા પણ બીજા કોઇનો વિષય થતો નથી; કારણ કે, તેના વિના સર્વ જડ છે–એટલે આત્મા જડનો વિષય થાય, એ સર્વથા અત્યંત અશક્ય છે; અને તે પોતે જ્ઞાનરૂપ હોવાથી પોતે પોતાનો વિષય પણ થઈ શકતો નથી. એ દૃષ્ટિથી 'આત્માનું શુદ્ધ અસ્તિત્વ છે,' એમ મૂળમાં કહેલું છે. એટલામાટે 'આત્મા છે કિંવા નથી' એમ બોલવાનો વ્યવહાર થઈ શકતો નથી.

दिठी आपणया मुरडे । तैं दिठीपणही मोडे ॥
परी नाहीं नोहे हें फुडे । जाणेंचि ते ॥ ३५ ॥

**વિવરણ**–જેવી રીતે દૃષ્ટિ ઇતર પદાર્થોને જુએ છે, તેવી જ રીતે તે પોતે પોતાને જોવામાટે પોતા તરફ વળે, એટલે તત્કાળ દૃષ્ટિના દૃષ્ટિત્વનો લોપ થાય છે. છતાં તે દૃષ્ટિ પોતાની સ્હામેના વિષયોના ભાવને તથા અભાવને જુએ છે. આનો ભાવાર્થ એવો છે કે, નેત્રને નેત્ર જો કે ન દેખાય, તો પણ તે નેત્ર અંધ તો નથી જ

અને બીજી વસ્તુઓ છે કિંવા નથી, એ તો તે અવશ્ય જોઈ શકે છે જ—એ જોનાર એ નેત્ર વિના બીજું કોઈ પણ નથી.

का काळा राहे काळवखा । तो आपणा ना आणिका ॥
न चोजवे तऱ्ही आसिका । हा मी वाणे ॥ ३६ ॥

વિવરણ—કાળા રંગનો મનુષ્ય જો ગાઢ અંધકારમાં હોય, તો તેનો દેહ બીજા લોકોને દેખાતો નથી અને તે જ પ્રમાણે તેનો દેહ તેના પોતાના જોવામા પણ આવી શકતો નથી. એથી શું એમ જાણવું કે, તે ત્યા નથી જ? નહિ, તે ત્યા છે તો ખરો જ; કારણ કે, 'હું અહીં ગાઢ અંધકારમા છું' એ તે સારી રીતે જાણતો હોય છે

तैसें असणें का नसणें । हें कांहीं च मानुसवाणें ॥
नसोनि असणें । ठायें ठावो ॥ ३७ ॥

વિવરણ—જેવી રીતે જંગલમા માઇલનો પત્થર અથવા સ્તંભ દૂરથી મનુષ્ય જેવો દેખાય છે, પણ તે મનુષ્ય છે કે નહિ, એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી; છતાં પણ કાંઇક મનુષ્યસમાન ભાસ થાય છે, તે જ પ્રમાણે, બ્રહ્મમા, છેપણા અને નહિપણાનો ઉપર્યુક્ત મનુષ્યના ભાસ સમાન ભાસ થતો નથી, કિન્તુ બ્રહ્મ પોતાના સ્થાનના સ્થાનમાં છે, એટલે કે, 'છે' અને 'નથી' એવો પોકળ ભાસ પણ સદ્વસ્તુમાં નથી એ પ્રમાણે કોઈ પણ વ્યવહારને પાત્ર ન થતા તે પોતે પોતામાં જ રહેલો છે.

*निर्मळपणीं आपुला । आकाशाचा सचु निराला ॥*
तो स्वयें असे पुढिला । काहीं ना की ॥ ३८ ॥

વિવરણ—આકાશના પોલાણમા બાકીનાં ચાર ભૂતોનો નિવાસ છે. તે ચારે ભૂતોનો આકાશમાં લય થવા પછી આકાશ પોતાની નિર્મળતાથી એકલું જ છે. તે આકાશ કોઈનો વિષય થતુ નથી; કારણ કે, બાકીના ચારે ભૂતોનો લોપ થયો, એટલે પછી બીજું કાંઈ હોતું જ નથી.

का आंगीं कीं निर्मळपणीं । हारतलिया पोतरणी ॥
हें आणिका वाचूनि पाणी । सगळेंच आहे ॥ ३९ ॥

વિવરણ—પાણીવાળી જમીનના પરીક્ષકને લાવી, તે કહે તે સ્થળે કૂવો ખોદવામાં આવે, તો ત્યાં પાણીના ઝરા નીકળે છે. જ્યાં સુધી એ કૂવો ખોદવામાં નથી આવતો, ત્યાં સુધી પાણી પોતાના આકાર અને સ્વરૂપપણાથી જો કે બીજા

કોઈના વિષયરૂપ થતું નથી, તોપણ તે પાણી ત્યાં પૂર્ણતાથી છે તો ખરું જ. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, 'કૂવો ખોદવાપૂર્વે જમીનમાં પાણી હોતું જ નથી, કિંતુ એ પાણી તો નવીન જ ઉત્પન્ન થાય છે.' તો તેનું સમાધાન એ પ્રમાણે છે કે, જે હોય છે તે જ પ્રકટ થાય છે—અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી જ નથી. અર્થાત્ પૂર્વે જે પાણી પૃથ્વીમાં ગુપ્ત હોય છે, તે જ કૂવો ખોદતાં પ્રકટ થાય છે.

आपणया भागू तैसें । असणेंचि जें असे ॥
असेनाहीं पेसें । सांडूनियां ॥ ४० ॥

વિવરણ—તે જ પ્રમાણે બ્રહ્મના ભાગ હોવા કેવી રીતે બની શકે? એમ જો કોઈ શંકા કરે તો બ્રહ્મનું અસ્તિત્વ, છેપણા અને નહિપણાના વ્યવહારથી રહિત છે. જે નિત્ય પ્રકટ છે, તેને 'નથી' સાથે સંબંધ ધરાવનાર 'છે' એમ શામાટે કહેવો વારુ? અને બ્રહ્મમાં નહિપણું કિંવા નથીપણું તો નથી જ.

निदेचें नाहीं पण । निमालियाही जागेपण ॥
असिजे कां नेण । कोणी होऊनि जैसें ॥ ४१ ॥

વિવરણ—નિદ્રામાંથી જાગૃત થવા પછી થોડાક વખત સુધી 'હું જાગૃત છું' એવું ભાન હોય છે, અને કેટલાક સમય પછી પૂર્ણ જાગૃતિ આવતાં તે ભાનનો લોપ થાય છે અને કેવળ જાગૃતિ જ અવશિષ્ટ રહે છે. તે જ પ્રમાણે પોતે પોતાને જાણવું અથવા ન જાણવું, એ ઉભય ધર્મ વિના જ નિત્ય જ્ઞાનરૂપ બ્રહ્મનું અસ્તિત્વ છે.

कां भूमि कुंभ ठेविजे । तै सकुंभता आपजे ॥
तो नेलिया ह्याणिजे । तेणेंविणें ॥ ४२ ॥

વિવરણ—ભૂમિપર કુંભ રાખીએ એટલે ભૂમિ કુંભયુક્ત થાય છે અને તે કુંભને ભૂમિપરથી ઉપાડી લઈએ, એટલે ભૂમિ કુંભરહિત થઈ જાય છે. એ પ્રમાણે બન્ને પ્રકારનાં કથનો પ્રમાદપૂર્ણ છે. કારણ કે, ભૂમિ મૃત્તિકાની અને કુંભ પણ મૃત્તિકાનો જ. એટલે મૃત્તિકા સહિત મૃત્તિકા અને મૃત્તિકારહિત મૃત્તિકા, એમ બોલવું સર્વથા નિરર્થક જ છે.

परी दोन्ही हे भाग । न शिवती भूमीचें आंग ॥
ते वेळीं भूमि तैसें चांग । चोख जें असणें ॥ ४३ ॥

વિવરણ—ભૂમિપર કુંભ હોય છે, તે વેળાએ ભૂમિ અને કુંભ મળીને મૃત્તિકા જ છે, અને કુંભને ઉપાડી લીધા પછી કુંભ વિનાની ભૂમિ પણ મૃત્તિકા જ છે;

ભૂમિપર કુંભ હોય કિંવા ન હોય, તો પણ જેમ ભૂમિના અનુસ્યૂતતાથી હોવું-અસ્તિત્વ-છે, તે જ પ્રમાણે શુદ્ધ અને ચોખ્ખું જે અસ્તિત્વ (કે જે અસ્તિત્વ ભાવ અને અભાવ એ સાપેક્ષ શબ્દોથી પર-અતીત-છે) તે અસ્તિત્વ બ્રહ્મનું છે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे ज्ञानाभेदकथनं नाम चतुर्थप्रकरणं संपूर्णम्।

---

## પંચમ પ્રકરણ

### સચ્ચિદાનંદ પદત્રય વિવરણ

सत्ता प्रकाश सुख। या तिहीं तिहीं उणे लेख॥
जैसें विषपणेंचि विख। विखा नाहीं॥ १॥

વિવરણ–વિષ અમૃત નથી, કિંતુ તે વિષ જ છે. કારણ કે, તેનું જો કોઈ સેવન કરે, તો તેને તે મારી નાખે છે. પરંતુ વિષનો એ મારક સ્વભાવ બીજા પ્રાણીમાં વ્યક્ત થાય છે. વિષને વિષ મારી શકતું નથી. એટલે કે, વિષના મારક સ્વભાવની વ્યક્તતા તેના પોતાના સ્વરૂપમાં નથી. અર્થાત્ વિષના સ્વરૂપની દૃષ્ટિથી જ વિષપણાનો આપણે નિષેધ કરીએ છીએ. બ્રહ્મમાં ત્રણ અને ત્રણ એટલે ત્રણ દૂ છ; પ્રથમ ત્રણ સત, ચિત્ અને આનંદ; તથા દ્વિતીય એથી વિરુદ્ધ ત્રણ અસત, જડ, અને દુઃખ; પરંતુ અસત, જડ અને દુઃખરૂપ ગુણોનો બ્રહ્મમાં અત્યંત અભાવ હોવાથી સત, ચિત્ અને આનંદ એ ત્રણ કલ્પનાઓનો પણ તેમાં અત્યંત અભાવ જ છે. કારણ કે, સત, ચિત્ અને આનંદ એ કલ્પનાઓ અસત્, જડ અને દુઃખ-રૂપની અપેક્ષાવાળી છે. પ્રથમ અસત સ્વરૂપની કલ્પનાનો મનમાં આવિર્ભાવ થાય છે, અને ત્યારપછી જ્યાં તે અસત સ્વરૂપ નથી, તે સત્ એમ કહેવામાં આવે છે. એ જ પ્રમાણે પ્રથમ જડની કલ્પના મનમાં આવ્યાં પછી, જે જડ નહિ તે ચિત્, એમ વ્યક્ત કરવામાં આવે છે. આનંદનો પણ એવો જ પ્રકાર છે, એટલે કે, પ્રથમ દુઃખસ્વરૂપનો મનમાં આવિર્ભાવ થવા પછી જેમાં દુઃખસ્વરૂપ નથી તે આનંદ, એમ જણાવવામાં આવે છે. એવી રીતે પ્રથમ અસત, જડ અને દુઃખસ્વરૂપની કલ્પ-નાનો આવિર્ભાવ થયા પછી તે કલ્પનાના આધારે સત, ચિત્ અને આનંદ એ શબ્દો-વડે તે (બ્રહ્મ)નું વર્ણન કરવામાં આવે છે; કારણ કે, શબ્દ નિત્ય સાપેક્ષ જ હોય છે. પ્રત્યેક શબ્દ અભાવ (તે શબ્દનો જે અર્થ હોય છે તેથી વિરુદ્ધ અર્થ)માંથી જ

ઉત્પન્ન થાય છે અને એટલામાટે શબ્દ નિરન્તર તુલનાદર્શક હોય છે. પરબ્રહ્મની સત્તા બીજી કોઈ પણ અસત્તા સાથે તુલના કરીને સિદ્ધ કરેલી નથી, કિન્તુ તે સત્તા તેનું સ્વભાવસિદ્ધ સ્વરૂપ જ છે. ચિત્ અને આનંદનો પણ એવો જ પ્રકાર સમજી લેવાનો છે. વિષત્વનો અમે વિષસ્વરૂપની દૃષ્ટિથી જ નિષેધ કરેલો છે, એ તો ઉપર જણાવેલું જ છે. તે જ પ્રમાણે કેવળ એકરસ પરબ્રહ્મતત્ત્વની દૃષ્ટિથી 'સચ્ચિદાનંદ' સંજ્ઞાનો નિષેધ કરવામાં આવ્યો છે.

कांति काठिण्य कनक । तिन्ही मिळोनि कनक एक ॥
द्राव गोडी पियूस । पियूखचि जैंवी ॥ २ ॥

**વિવરણ**–તેજ, કઠિનતા અને સુવર્ણ એ ત્રણે મળીને એક સુવર્ણ (સોનું) જ છે; અને પ્રવાહિતા, મિષ્ટતા તથા પીયૂષ (દૂધ) એ ત્રણે મળીને એક દૂધ જ છે. સુવર્ણના તેજને હાથ લગાડીએ એટલે સુવર્ણને જ સ્પર્શ થાય છે, તે જ પ્રમાણે તેની કઠિનતાને હાથ લગાડીએ, તોય સુવર્ણને જ અને સુવર્ણને હાથ લગાડીએ તોપણ સુવર્ણને જ સ્પર્શ થાય છે. દૂધની પ્રવાહિતા, મધુરતા અને શ્વેતતા દૂધથી ભિન્ન હોતી નથી જ–અર્થાત્ એ શબ્દો ત્રણ હોવા છતાં એમનો અર્થ તો એક જ છે. પ્રત્યેક શબ્દનો અર્થ સ્વતંત્ર નથી. 'દૂધ' શબ્દનો ઉચ્ચાર કરતાની સાથે જ તેની પ્રવાહિતા, મધુરતા અને શ્વેતતા વ્યક્ત થઈ જાય છે.

उजाळ द्रति मार्दव । या तिहीं तिहीं उणीव ॥
हे देखिजे सावेव । कापुरी येके ॥ ३ ॥

**વિવરણ**–સ્વચ્છતા, સુવાસ અને મૃદુતા એ ત્રણે ગુણ કપુરમાં છે અને ત્રણ ન્યૂનતાઓ એટલે કે એ ત્રણથી વિરુદ્ધ મલિનતા, દુર્ગંધ અને કઠિનતા એ ત્રણ ગુણો કપુરમાં નથી. વિરુદ્ધ ગુણ એટલે મલિનતા, દુર્ગંધ અને કઠિનતાનો તો કપૂરમાં સંપૂર્ણ (અત્યંત) અભાવ જ છે. પરંતુ સ્વચ્છતા, સૌગંધ્ય અને સુવાસ એ ત્રણેનો એક અને પ્રત્યક્ષ અર્થ કપૂર જ છે, અર્થાત્ એ ત્રણે સંજ્ઞાઓના ભિન્ન ભિન્ન સ્વતંત્ર અર્થ નથી. એટલામાટે જ તેમનો નિષેધ કરવામાં આવેલો છે.

आंगें क्षीर उजाळ । कीं उजाळचि मवाळ ॥
कीं दोन्ही ना परिमळ । मात्र जे ॥ ४ ॥

વિવરણ—કપૂરની શુભ્રતા મૃદુ છે, વધારે શું કહેવું, જો સૂક્ષ્મતાથી જોવામાં આવે, તો શુભ્રતા અને મૃદુતા એ બન્ને ન હોઇને એનો એક અર્થ માત્ર સૌગંધ્ય જ છે.

ऐसे चे कापूरपणीं । तिन्हीं इये तिहीं उणी ॥
इयापरी आटणी । सत्तादिकांचीं ॥ ५ ॥

વિવરણ—જે પ્રમાણે એક કપૂરના રૂપમાં પૂર્વે કહેલા ત્રણ ગુણો જેવા કે સ્વચ્છતા, સૌગંધ્ય, અને મૃદુતાનો ભાવ અને ત્રણ તેથી વિરુદ્ધ ગુણો એટલે કે, મલિનતા દુર્ગંધ અને કઠિનતા આદિ ૭ ગુણોનો અભાવ છે, તે જ પ્રમાણે એકરસ ચિન્માત્ર પરબ્રહ્મમાં સચ્ચિદાનંદ આદિ સંજ્ઞાનો લય થઈ ગયેલો છે.

येन्हवी सच्चिदानंद भेदें । चालिलीं तिन्ही पदें ॥
परी तिन्हीं उणीं आनंदें । केलीं येणें ॥ ६ ॥

વિવરણ—સહજ રીતથી જોતાં 'સચ્ચિદાનંદ' શબ્દમાંના સત્, ચિત્ અને આનંદ એ ત્રણે પદો ભિન્ન ભિન્ન છે ખરાં; પરંતુ એમનો અર્થ 'આનંદ માત્ર બ્રહ્મ વસ્તુ' હોવાથી એ ત્રણે પદોને નિરર્થકતા પ્રાપ્ત થયેલી છે, એટલે કે, આનંદ માત્ર બ્રહ્મ વસ્તુની દૃષ્ટિથી જોતાં એ ત્રણે સંજ્ઞાઓનો પણ અભાવ છે. તે જ પ્રમાણે, જ્ઞાનમાત્ર બ્રહ્મમાં અસત્ જડ દુઃખરૂપતા નથી, અને એટલામાટે સચ્ચિદાનંદની કલ્પના પણ નથી; કિન્તુ બ્રહ્મ એક, અદ્વિતીય, સ્વયંપ્રકાશમાન અને જ્ઞાનરૂપ છે. કારણ કે, જો આનંદ જ કેવળ અવશિષ્ટ રહે, તો પછી તેને આનંદ કહેનાર કોણ રહે વારુ? જ્યાં આ બ્રહ્મ ઉદક થઈ જાય, ત્યાં ઉદ્‌ગમ ક્યાં, પ્રવાહ ક્યાં અને સંગમ ક્યાં હોઈ શકે વારુ? એમ થતાં જલૈકયની કલ્પના પણ ક્યાંથી હોઈ શકે અને તે કલ્પના કરે પણ કોણ? 'પિતા' શબ્દ સંતતિની કલ્પનામાંથી જ ઉત્પન્ન થાય છે; પણ જ્યાં સંતતિ જ ન હોય, ત્યાં પિતા હોઈ જ ક્યાંથી શકે? જ્યાં અસત્ જડ અને દુઃખરૂપ નથી, ત્યાં સચ્ચિદાનંદ આદિ કલ્પનાઓ આવે જ ક્યાંથી અને કેવી રીતે? શબ્દ નિત્ય સાપેક્ષ કલ્પનાના આધારે જ ઉત્પન્ન થાય છે, એ તો પૂર્વે કહેલું જ છે. સૂર્યના ગૃહમાં રાત્રિ તો જાણે નથી જ, પરંતુ રાત્રિ સાપેક્ષતાથી ઉત્પન્ન થનારી દિવસની કલ્પનાનો પણ ત્યાં અભાવ જ છે.

सत्ताचिकीं सुखप्रकाशु । प्रकाशूचि सत्ता उल्हासु ॥
हें न निवडे मिठांशु । अमृतीं जेवीं ॥ ७ ॥

વિવરણ—બ્રહ્મનું જે સદ્રૂપ, તે જ ચિદ્રૂપ છે અને જે ચિદ્રૂપ તે જ આનંદરૂપ છે. એક બ્રહ્મના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં આવે, એટલે ભાતિત્વ (ભાસ) અને અને પ્રિયત્વ (આનંદ) પોતાની મેળે જ તેની સાથે ચાલ્યાં આવે છે. જેવી રીતે મનુષ્યના સ્વરૂપમાં સ્વગત ભેદ છે; કારણ કે, તેના સર્વ અવયવો ભિન્ન ભિન્ન છે; હાથ, પગ, નાક અને નેત્ર વગેરે અવયવો એકસરખા નથી—એક અવયવ બીજા અવયવસાથે મળતો આવતો નથી. તે જ પ્રમાણે, બ્રહ્મનો એક અવયવ સત્તા, બીજો અવયવ ચિત્ત્વ અને તૃતીય અવયવ, આનંદત્વ છે, એમ માનવાનું કે જાણવાનું કાંઈ પણ પ્રયોજન નથી; અર્થાત્ બ્રહ્મ અવયવધારી નથી. તે સજાતીયવિજાતીય ભેદ-શૂન્ય છે, અને તેટલામાટે તેનામાં સ્વગત ભેદ નથી. સત્, ચિત્ અને આનંદ એ ત્રણે પદોના ત્રણ સ્વતંત્ર અર્થ, જો બ્રહ્મમાં ઉત્પન્ન થાય, તો તે (બ્રહ્મ)માં સ્વગત ભેદ ઉત્પન્ન થવાનો. અમૃત (દૂધ)માંથી જેવી રીતે મધુરતાને જૂદી કાઢી શકાતી નથી; કારણ કે, દૂધ અને દૂધની મધુરતા એ બે ભિન્ન વસ્તુઓ નથી; તે જ પ્રમાણે સત્તા કહી એટલે પ્રકાશ પોતાની મેળે જ આવે છે; અને પ્રકાશ કહ્યો કે, તેમાં સત્તા અને આનંદ ઉભયનો સમાવેશ થઈ જાય છે. અર્થાત્ સત્, ચિત્ અને આનંદ એ ત્રણે સંજ્ઞાઓવડે એક પરબ્રહ્મ જ વ્યક્ત થાય છે.

शुक्लपक्षींच्या सोळा । दिवसा वाढती कळा ॥
परी चंद्र मात्र सगळा । चंद्रीं जैसी ॥ ८ ॥

વિવરણ—શુકલ પક્ષમાં દિવસાનુદિવસ ચંદ્રની સોળ કળાઓ વધતી જાય છે, પરન્તુ ચંદ્ર માત્ર પોતામાં પરિપૂર્ણ છે. કળાઓના વધવાથી ચંદ્રના મૂળરૂપમાં કશું પણ પરિવર્તન થતું નથી. અમાવાસ્યાને દિવસે ચંદ્ર મરી જતો નથી અને શુદ્ધ પ્રતિપદાને દિવસે પાછો જીવતો થતો નથી. તેના મૂળસ્વરૂપની ઉપર કળાઓ આવે અને જાય છે. ચંદ્રનો દેહ વધતો નથી તેમ ઘટતો પણ નથી. તે પોતાના રૂપે પોતામાં પૂર્ણતાથી જ રહેલો છે.

थेंबीं पडतां उदक । थेंबां घड ये लेख ॥
परी पडिलाठायीं उदक । वाचूनि आहे ॥ ९ ॥

વિવરણ—જ્યારે પાણીનાં ટીપાં પડતાં હોય છે, તે વેળાએ તે ટીપા ગણી શકાય છે, પરતુ તે ટીપાં જ્યાં પડે છે, ત્યાં પાણી વિના બીજું કાંઈ હોય છે ખરું કે? ત્યાં પાણી જ હોય છે અને ટીપાંનારૂપથી પણ પાણી જ છે. પાણી જ્યારે

ટીપાંના રૂપમાં હોય છે, ત્યારે તે ગણુનાના તડાકામાં સપડાય છે; પરંતુ તે ગણુનાના તડાકામાં સપડાય છે, એ માત્ર કહેવાનું જ છે; કારણ કે, ટીપાં પણ સ્વરૂપે તો પાણી જ છે, અને તે ટીપાંની આકૃતિનું નિવારણ કરીએ, એટલે તે પાણી જ છે.

तैसें असताचिया व्यावृत्ति । सत म्हणूं आले श्रुति ॥
जडाचिया समाप्तीं । चिद्रूप ऐसें ॥ १० ॥
दुःखाचेनि सर्व नाशें । उरलें तें सुख ऐसें ॥
निगादिलें निश्वासें । प्रभुचेनी ॥ ११ ॥

વિવરણ-પાણીમાં ટીપાંની કલ્પના કરવાથી તેને મોજી શકાય છે, તે જ પ્રમાણે બ્રહ્મમાંના કલ્પિત અસતનો નિરાસ થવા પછી 'અવશિષ્ટ રહેલું સત્' એમ શ્રુતિથી કહી શકાયું; તેમ જ જડની કલ્પનાનો નિરાસ થવા પછી શ્રુતિ 'અવશિષ્ટ ચિત્' એવો ઉચ્ચાર કરી શકી અને દુઃખકલ્પનાનો લોપ થવા પછી 'જે અવશિષ્ટ રહ્યો તે આનંદ' એમ હરિની નિદ્રાના ઘોરમાંથી ઉદ્ભવેલા વેદશાસ્ત્રે પ્રતિપાદન કર્યું. અસત્, જડ અને દુઃખરૂપ જે પ્રપંચ છે, તે પ્રપંચને શ્રુતિ જાણે છે, અને તેથી એ અસત્, જડ તથા દુઃખરૂપ પ્રપંચના નિરાસ પછી જે અવશિષ્ટ તત્ત્વ, તે સચ્ચિદાનંદ છે, એમ શ્રુતિએ તર્કવડે સિદ્ધ કરેલું છે. જેવી રીતે સમુદ્રની સપાટીપર પ્રથમ લહરીઓ જોવામાં આવે છે, અને પછી તે ક્ષણમાં ઉત્પન્ન થાય છે ને ક્ષણમાં નષ્ટ થઈ જાય છે એમ દેખાતાં એ લહરીઓ ક્યાંથી ઉત્પન્ન થાય છે અને ક્યાં લીન થાય છે, એવા વિચારનો મનમાં ઉદ્ભવ થવાથી એ લહરીઓ તેમનો મૂળ આધાર જે જળ તે જળરૂપ છે, એવું જ્ઞાન થાય છે. લહરીઓ જે ભિન્ન દેખાય છે, તે મિથ્યા કલ્પના છે એ જાણવામાં આવી જવાપછી સમુદ્ર મહા ગંભીર, અપાર અને ગહન છે, એમ કહેવામાં આવે છે. તે જ પ્રમાણે બ્રહ્મમાં અસત્, જડ અને દુઃખરૂપ પ્રપંચ ઉપર્યુક્ત લહરી સમાન સર્વથા કલ્પિત છે. તેનો નિરાસ થવો, એટલે તે જેવો દેખાય છે તેવો સત્ય નથી, કિંતુ સર્વત્ર સચ્ચિદાનંદ એક બ્રહ્મ સત્ય છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું-એને જ અસત્, જડ અને દુઃખરૂપ પ્રપંચનો નિરાસ કિંવા બાધ કહેવામાં આવે છે. એવી રીતે અસત્, જડ અને દુઃખરૂપ પ્રપંચનો નિરાસ કરીને શ્રુતિએ પરબ્રહ્મને 'સચ્ચિદાનંદ' સંજ્ઞા આપેલી છે.

ऐसी सदादि प्रतियोगियें । असदादि तिन्हीयें ॥
लोटिता जाली त्रायें । सचादिकां ॥ १२ ॥

વિવરણ—એ પ્રમાણે સત્, ચિત્ અને આનંદરૂપ એ ત્રણથી વિરુદ્ધ ત્રણ જે અસત્, જડ અને દુઃખરૂપ તેમનો નિરાસ થવાથી અથવા તો તેમની બાધા થવાથી 'સચ્ચિદાનંદ' વિશેષણને બળ પ્રાપ્ત થયું.

एवं सच्चिदानंदु । आत्मा हा ऐसा शब्दु ॥
अनव्यावृत्तिसिद्धु । वाचक नव्हे ॥ १३ ॥

વિવરણ—એ પ્રમાણે, સચ્ચિદાનંદ શબ્દથી વિરુદ્ધ અર્થદર્શક અસત્, જડ અને દુઃખરૂપ—એ કલ્પનાના નિરાસની દૃષ્ટિથી બ્રહ્મ વસ્તુપર સચ્ચિદાનંદનો આરોપ આવેલો છે. 'સચ્ચિદાનંદ' શબ્દ પરમાર્થતઃ બ્રહ્મનો વાચક નથી તેમ જ બ્રહ્મ વાચ્ય પણ નથી. કારણ કે, બ્રહ્મામાં અસત્, જડ અને દુઃખરૂપ પ્રપંચ ત્રણે કાળમાં થયેલો નથી. આ સિદ્ધાંતને અજાતવાદ કહેવામાં આવે છે. બાકીના વિવર્તવાદ અને પરિણામવાદ ગૌણ છે અને અજાતવાદ મુખ્ય છે. તેમાં એક ચૈતન્ય માત્ર સત્તા છે, અને તેટલામાટે જ શ્રુતિએ "एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन" એ પ્રમાણે કહેલું છે. એ દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે, તો, સત્, ચિત્ અને આનંદ એ શબ્દોનો બ્રહ્મમાં ખરેખરો આરોપ જ થયેલો છે અને તેનામાં મૂળ એવો કશો ભાવ પ્રકટ્યો જ નથી કિંવા છે જ નહિ, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

सूर्याचेनि प्रकाशे । जें कांहीं जड आभासे ॥
तया तो गिवसे । सूर्य काई ॥ १४ ॥

વિવરણ—જે જડવસ્તુઓ સૂર્યના પ્રકાશવડે પ્રકાશિત થાય છે (એટલે કે, બીજાઓની દૃષ્ટિના વિષયરૂપ થાય છે), તે જડ વસ્તુઓ સૂર્યને કેમ કરીને પ્રકાશિત કરી શકે વારુ? તે જ પ્રમાણે, અર્થ પદોદ્વારા પ્રકાશે છે, તે પદો જ જ્યારે બ્રહ્મદ્વારા પ્રકાશેલાં છે, તો પછી તે બ્રહ્મને કેવી રીતે પ્રકાશિત કરી શકે વારુ? કારણ કે, તે પદો તમવત્ પ્રકાસ્ય છે અને પ્રકાશવત્ પ્રકાશક બ્રહ્મ છે. તમદ્વારા પ્રકાશકનું પ્રકાશન થવાનું નથી. તે જ પ્રમાણે સચ્ચિદાનંદ પદદ્વારા બ્રહ્મનું પ્રકાશન થવાનું નથી.

तेवि जेणें तेजें । वाचेसी वाच्य सुजे ॥
ते वाच्या प्रकाशिजे । हें कें आहे ॥ १५ ॥

વિવરણ—જે તેજના આશ્રયથી વાણીદ્વારા વાચ્ય (કથનીય વિષય) પ્રકાશિત થાય છે, એવું જે વસ્તુતેજ, તે તેજને વાણી કેવી રીતે પ્રકાશિત કરી શકે વારુ?

विषो नाहीं कोणाही । जया प्रमेयत्वाचि नाहीं ॥
तया स्वप्रकाशा काई । प्रमाण होये ॥ १६ ॥
प्रमेय परिच्छेदें । प्रमाणत्व नांदे ॥
तीं काई स्वतः सिद्धे । वस्तुच्या ठांईं ॥ १७ ॥

વિવરણ–પરબ્રહ્મ કોઇનો પણ વિષય થાય તેમ નથી, કારણ કે, તે ઘટ આદિ પ્રમેયવત્ (વિષય સમાન) જડ નથી; કિંતુ તે જ્ઞાનમાત્ર, સ્વયંપ્રકાશ અને નિત્ય અપરોક્ષ હોવાથી તેનામાં પ્રમાણનો સંભવ હોય ખરો કે? જે પ્રમાણવડે પરિચ્છિન્ન (એકદેશીય) અને જડ ઘટ આદિ પ્રમેયો (વિષયો)નું પ્રકાશન થાય છે, તે પ્રમાણનો નિત્ય, પરિપૂર્ણ, જ્ઞાનમાત્ર, સ્વયંપ્રકાશ, અનાદિ અને સ્વતઃસિદ્ધ બ્રહ્મવસ્તુમાં શો ઉપયોગ થવાનો હતો વારુ? કોઈ પણ અજ્ઞાત પદાર્થો ચાર પ્રમાણોમાંના કોઈ પણ એક પ્રમાણવડે જ્ઞાત થાય છે, અને પ્રત્યક્ષ પ્રમાણ, શબ્દ પ્રમાણ, ઉપમા પ્રમાણ અને અનુમાન પ્રમાણ એ તે ચાર પ્રમાણો છે. એમાંના પ્રથમ પ્રત્યક્ષ પ્રમાણનો બ્રહ્મ વિષય થતો નથી; કારણ કે, બ્રહ્મ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોમાંનો એક પણ નથી; અને શ્રોત્રાદિ પંચ જ્ઞાનેન્દ્રિયોને ઉપર્યુક્ત પંચ વિષયો પ્રત્યક્ષ ભાસે છે. દ્વિતીય શબ્દપ્રમાણનો પણ બ્રહ્મમાં કશો ઉપયોગ થઈ શકતો નથી; કારણ કે, શબ્દ તો નિત્ય અર્થનો જ પ્રકાશક હોય છે, અને બ્રહ્મ તો જેનામાં અર્થની નિવૃત્તિ થાય છે, એવો પરમાર્થરૂપ છે; એટલા માટે શબ્દવડે તેનું પ્રકાશન થતું નથી. હવે અહીં કોઈ એવો આક્ષેપ કરશે કે, 'તે પરમાર્થ કિંવા પરમાર્થરૂપ છે' એ પણ તમે શબ્દવડે જ વ્યક્ત કર્યું કે નહિ? જ્યારે એ તમે શબ્દવડે વ્યક્ત કર્યું, ત્યારે શબ્દ તેનું પ્રકાશન કરી શકે છે, એ સ્પષ્ટ જ છે.' તો એનું ઉત્તર એમ છે કે, યાવત્ (સર્વે) પદાર્થો કલ્પિત છે, એવી એ કલ્પિત અર્થદષ્ટિથી, બ્રહ્મમાં 'પરમાર્થ' સંજ્ઞાનો આરોપ છે; વસ્તુતઃ બ્રહ્મ અર્થ પણ નથી અને પરમાર્થ પણ નથી–અર્થાત્ તે કેવો છે, એ શબ્દોવડે કદાપિ વ્યક્ત કરી શકાય તેમ નથી. "તૈત્તિરીય ઉપનિષદ્"માં પણ એમ જ કહેલું છે; યથા–"यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह." અસ્તુ. ઉપમાન પ્રમાણનો પણ બ્રહ્મમાં કશો ઉપયોગ થઈ શકતો નથી; કારણ કે, ઉપમા પણ કેટલેક અંશે ઉપમેય સદશ જ હોય છે અને તેથી તે ઉપમેયનું પ્રકાશન કરે છે. તે જ પ્રમાણે ભયેને કેટલેક અંશે હોય, પરંતુ બ્રહ્મ સદશ અંશતઃ બીજી કોઈ ઉપમા જ નથી; એથી વિરુદ્ધ જે જે ઉપમાએ આપીએ,

તે સર્વ અસત્, જડ, દુઃખરૂપ અને માયાના કાર્યરૂપ જગતમાંની જ છે; અને બ્રહ્મ તો ત્રિકાલાબાધ્ય તથા જ્ઞાનમાત્ર છે. એટલા માટે જ તુકારામ મહારાજે એક સ્થળે કહેલું છે કે;-"હે પુરુષોત્તમ! હું તને બીજી શાની ઉપમા આપું!" અસ્તુ. **અનુમાનપ્રમાણ** પણ બ્રહ્મમાં ઉપયોગી થાય તેમ નથી; કારણ કે, અનુમાનને તો કાર્યના પ્રત્યક્ષ જ્ઞાનની આવશ્યકતા હોય છે. જેવી રીતે કોઈ ઘરના ઉપરના ભાગમાંથી ધૂમાડો નીકળતો હોય, તો બહારથી જોનારના અનુમાનપ્રમાણનો ગૃહમાંનો અગ્નિ વિષય થાય છે. અહીં અગ્નિ જોકે પ્રત્યક્ષ નથી હોતો, તોપણ ઘરમાંથી નીકળતો ધૂમાડો પ્રત્યક્ષ હોય છે. એ પ્રમાણે બ્રહ્મ જેનાવડે અનુમાનપ્રમાણનો વિષય થઈ શકે, એવું બ્રહ્મમાં પ્રત્યક્ષ કાંઈ પણ કાર્ય નથી. એવી રીતે સર્વ પ્રમાણોનો જેમાં નિષેધ છે, એવો તે પરબ્રહ્મ પોતામાં પોતે જ જ્ઞાનમાત્રત્વથી સ્વયંસિદ્ધ છે. મૂળમાં એ જ આશયને વ્યક્ત કરનારા ઉદ્‌ગારો જ્ઞાનેશ્વર મહારાજે કાઢેલા છે.

एवं वस्तूशी जाणों जातां । जाणणेंचि वस्तु तत्त्वता ॥
मग जाणणें आणि जाणता । कैंचा उरे ॥ १८ ॥

**વિવરણ**—જે વૃત્તિવડે જીવ સર્વ વિષયોને જાણે છે, તે વૃત્તિ વિચારપૂર્વક આત્મસ્વરૂપને જાણવામાટે અંતર્મુખા થઈ કે, તરત જ વૃત્ત્યંશ, આત્માશ્રિત અજ્ઞાનકૃત આવરણનો ભંગ કરે છે અને વૃત્તિગત ચિદાભાસ સ્વયપ્રકાશ આત્મસ્વરૂપમાં લીન થાય છે. એવી રીતે જ્ઞાનવૃત્તિ આત્મસ્વરૂપાકાર થવાથી જ્ઞેય અને જ્ઞાતા ઉભયની નિવૃત્તિ થઈ જાય છે. કારણ કે, મધ્યવર્તિની જ્ઞાનવૃત્તિવડે, જ્ઞેય અને જ્ઞાતાની સિદ્ધિ કરવામાં આવેલી છે. જ્યાં જ્ઞાનવૃત્તિ થોભી જાય છે, તેને જ્ઞેય કહેવામાં આવે છે અને જ્યાંથી તે ઉદિત થઇને આગળ જ્ઞેયપ્રતિ જવા માંડે છે એવા તેના ઉદ્‌ગમસ્થાનને જ્ઞાતા કહેવામાં આવે છે. એવા જ્ઞાતાથી જ્ઞેયપર્યંત સરખા પાટ પ્રમાણેની જે મધ્યસ્થ વૃત્તિ હોય છે, તેને જ 'જ્ઞાન'ના નામથી ઓળખવામાં આવે છે. એ જ્ઞાનવૃત્તિ પોતે મધ્યમાં રહીને આગળ જ્ઞેયની અને પાછળ જ્ઞાતાની સિદ્ધિ કરે છે.* અર્થાત્ મધ્ય વૃત્તિ (જ્ઞાન) આત્માકાર થતાં જ્ઞેય અને જ્ઞાતાની સહજ નિવૃત્તિ થઈ જાય છે.

ह्मणोनि सच्चित्सुख । हे बोल वस्तुवाचक ॥
नव्हती हे शेप । विचाराचे ॥ १९ ॥

* વિશેષ વિસ્તાર માટે જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૪૬૮–૬૯.

વિવરણ—એટલામાટે 'સચ્ચિદાનંદ' શબ્દ વસ્તુવાચક એટલે કે, વસ્તુને પ્રકાશિત કરનાર નથી; એ વિચારાન્તે સારાંશ નીકળ્યો.

ऐसेन इये प्रसिद्धे । चाललीं सच्चिदानंदपदें ॥
मग द्रष्टा स्वसंवादें । भेटती जेव्हां ॥ २० ॥

વિવરણ—શ્રુતિશાસ્ત્રે આત્મવાચક સત્, ચિત્ અને આનંદ એ પદોને વસ્તુવાચક તરીકે પ્રસિદ્ધ કરેલાં છે; તે પદો જ્યારે પદાર્થનું પ્રકાશન કરવાને પ્રવૃત્ત થાય છે, તે વેળાએ કેવળ ચિન્માત્ર અને જ્ઞાનસ્વરૂપ દ્રષ્ટા આત્મામાં 'સચ્ચિદાનંદ'ની કલ્પના ટકતી નથી એમ જાણને. નિર્વિકલ્પ અર્થને પ્રકટ કરીને પોતે લુપ્ત થાય છે તે આની રીતે;—

ते वेळीं वरपोनी मेघु । समुद्र होऊनि वोघु ॥
सरे दाऊनी मागू । राहे जैसा ॥ २१ ॥

વિવરણ—મેઘ જેવી રીતે વૃષ્ટિ વર્ષાંતીને શોભી જાય છે અને નદીના જળનો પ્રવાહ જેવી રીતે સમુદ્રપર્યંત જઇને સમુદ્રમાં મળ્યા પછી અટકી જાય છે એટલે કે, પ્રવાહનો સમુદ્રમાં લોપ થાય છે અને માર્ગ વસ્તુને બતાવી દીધા પછી માર્ગનું માર્ગત્વ અટકી જાય છે;

फळ विऊनी फुल सुके । फळ नाशी रसपाकें ।
तोही रस उपखे । तृप्तिदानीं ॥ २२ ॥

વિવરણ—જેવી રીતે ફૂલ ફળને જન્મ આપીને સૂકાઈ જાય છે, રસ આપીને ફળ લુપ્ત થાય છે અને તે રસ પણ અંતે તૃપ્તિ આપીને અદ્રશ્ય થઈ જાય છે;

कां आहूति अग्नीआंत । घालूनि वोसरे हात ॥
सुख चेवऊनि गीत । उगा राहे ॥ २३ ॥

વિવરણ—જેવી રીતે અગ્નિહોતાનો હાથ અગ્નિમાં આહુતિ આપતાંની સાથે જ પાછો ફરે છે, કિંવા સાંભળનારના ચિત્તમાં સુખને જાગૃત કરીને ગાયન સમાઈ જાય છે;

नाना मुखा मुख दाऊनि । आरिसा जाय निघोनी ॥
कां निदेलें चेवउनी । चेविते जैसे ॥ २४ ॥

વિવરણ—અથવા તો, જેવી રીતે મુખને મુખ બતાવીને દર્પણ ચાલ્યું જાય છે, કિંવા નિદ્રાધીનને જાગૃત કરીને જગાડનાર ચાલ્યો જાય છે;

तैसें सच्चिदानंदा चोखटा। दाऊनि द्रष्ट्या द्रष्टा ॥
तिन्हीं पदें लागती वाटा। मौनाचिया ॥ २५ ॥

વિવરણ-તે જ પ્રમાણે, સત્, ચિત્ અને આનંદ એ ત્રણે પદો દ્રષ્ટા જે શુદ્ધ આત્મા તેના દૃષ્ટત્વભાવને પ્રકાશિત કરીને મૌનને ધારણ કરી લે છે. એટલે કે, શબ્દાતીત જે નિર્વિકલ્પ બ્રહ્મભાવ તેમાં તે ત્રણે પદો લુપ્ત થઇને તેના સ્વરૂપના અનુભવને પ્રકટ કરે છે. એનું ઉદાહરણ;-કોઈ બે બાળાઓ એક સ્થળે બેઠી હતી. તેમાંની એક બાળાનો પતિ પોતાના ચારપાંચ મિત્રો સાથે જરાક દૂર પાસે જ વાતચીત કરતો બેઠો હતો. હવે તે મિત્રોમાંનો અમુક મનુષ્ય જ પ્રથમ બાળાનો પતિ છે, એમ બીજી બાળા જાણતી નહોતી. એટલે તેણે એક પુરુષ પ્રતિ આંગળી ચીંધીને 'આ તારો પતિ કે?' એમ પ્રથમ બાળાને પૂછ્યું અને તેનું સ્પષ્ટ ઉત્તર આપતાં પ્રથમ બાળાએ કહ્યુ કે, 'નહિ.' ત્યારપછી બીજા પુરુષો તરફ આંગળી બતાવતી બીજી બાળા પૂછતી ગઈ કે,-'ત્યારે આ?' પણ એ સર્વનાં ઉત્તરો 'ન'કારમાં જ મળતાં ગયાં. પરતુ જ્યારે તેના ખરા પતિ તરફ આંગળી બતાવીને તેણે પૂછ્યું કે;-"ત્યારે આ તારો પતિ?" એટલે એના ઉત્તરમાં હા કે ના કાંઈ પણ ન કહેતાં તે પ્રથમ બાળા લજ્જિત થઈ મૌન ધારીને બેસી રહી, પરતુ તેના તે અબોલાથી જ બીજી પ્રશ્ન કરનારી બાળાની ખાત્રી થઈ ગઈ કે, એ જ એનો પતિ છે. એવી રીતે ન બોલવા છતા જેવી રીતે તે પ્રથમ બાળાએ બીજી બાળાને પોતાના પતિનું જ્ઞાન કરાવી દીધુ, તે જ પ્રમાણે, સચ્ચિદાનંદ શબ્દ પોતે લુપ્ત થઇને શુદ્ધબુદ્ધ, અસગ, સાક્ષી આત્મસ્વરૂપનો પ્રત્યય કરાવી આપે છે.*

जें जें बोलिजे तें तें नव्हे। होय तें तव न बोलवे ॥
साउलिवरी न मववे। मविते जैसें ॥ २६ ॥
मग आपुलियाकडे। मवितया से पडे ॥
तें लाजलाजो आखुडे। मविवी जैसी ॥ २७ ॥

વિવરણ-બ્રહ્મ સચ્ચિદાનંદ છે, બ્રહ્મ નિર્ગુણ છે અને બ્રહ્મ નિરાકાર છે, એમ જે બોલીએ, તે બ્રહ્મ નથી. જેમ કોઈ એક મનુષ્ય પોતાની ઉંચાઈનું પ્રમાણ કાઢવા-માટે પોતાની છાયાની લબાઇને હાથવતી ભરવા ગયો, પણ જેમ જેમ તે છાયાને

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૫ મા ઓ.વી ૪૬૮

ભરવામાટે હાથ નાખવા લાગ્યો, તેમ તેમ તે છાયા આગળ અને આગળ જવા લાગી. એવી રીતે જ્યારે તે છાયાને માપનારો હાથ નાખતાં નાખતાં થાકી ગયો અને દેહસ્મૃતિમાં આવ્યો, ત્યારે તેની તે માપણીની ક્રિયા લજ્જિત થઇને અટકી ગઈ (સમાપ્ત થઈ). એટલે છાયાની લંબાઇને માપીને પોતાની ઉંચાઇનો માપ કરવો, એ નિરર્થક છે; એમ તેના જાણવામાં આવી ગયું. કારણ કે, એક–તો છાયાની માપણી થવી અશક્ય અને બીજું છાયાની લંબાઈ અને પોતાની ઉંચાઇનો કાંઈ પણ મેળ ન હોવાથી છાયા ખોટી છે અને હું સત્ય છુ–અર્થાત્ ખોટી છાયાની લંબાઇને માપવાથી મારી ખરી ઉંચાઇનો માપ કેમ કરીને થઈ શકે? એમ ધારી–જાણી–ને તેણે છાયાને માપવાનો વ્યવહાર બંધ કરી દીધો. એ જ પ્રમાણે, જે બ્રહ્મ છે, તે શબ્દવડે વ્યક્ત થઈ શકતો નથી; કારણ કે, શબ્દના માપવડે જે કાંઈ પણ માપવામાં આવે છે,–અથવા માપી શકાય છે, તે સર્વ માયિક (મિથ્યા) જ છે, અને જેમાં શબ્દનો લય થઈ જાય છે, તે બ્રહ્મ સત્ય છે. એટલામાટે જે સત્ય છે, તે માયિક (અસત્ય) શબ્દવડે કેમ કરીને વ્યક્ત થઈ શકે વારુ? આમ ધારીને શબ્દ અદૃશ્ય થાય છે. શબ્દનો લોપ થાય છે એટલે વાદનો પણ અંત આવી જાય છે અને એમ થતાં ત્રિભુવનમાં કેવળ આનંદ અને આનંદ જ વ્યાપી રહે છે.

तैशी सत्ताचि स्वभावे । असत्ता तंव नव्हे ॥
मा सत्तात्व संभवे । सत्तेसी काई ॥ २८ ॥

વિવરણ–સત્તા નિત્ય–ત્રણે કાળમાં–સત્ય જ છે. અસત્‌નો તેને કદાપિ સ્પર્શ જ થયો નથી, એટલું જ નહિ, પણ તેનામાં અસત્‌નો ત્રણે કાળમાં અત્યંત અભાવ છે ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે, ત્યારે તેને સત્ પણ શામાટે કહેવી જોઇએ? વિજાતીય (મનુષ્યેતર) સૃષ્ટિનો વિચાર કરીને જ મનુષ્યને મનુષ્ય નામ આપવામાં આવ્યુ છે, જો મનુષ્ય વિના સૃષ્ટિમાં બીજું કાંઈ પણ ન હોત, તો મનુષ્યને મનુષ્ય નામ મળવાનો લેશ માત્ર પણ સંભવ નહોતો.

आणि अविद्याचेनि नाशें । आलें जे चिन्मात्र दशे ॥
आतां चिन्मात्रचि मा कैसे । चिन्मात्रीं ये ॥ २९ ॥

વિવરણ–જડના નિવારણ પછી જે ચૈતન્ય સહજ સ્થિતિમાં આવે છે, તે ચૈતન્યને હવે કેવળ ચૈતન્ય પણ કેમ કરીને કહી શકાય વારુ? સર્વ જડની સમાપ્તિ થઈ ગઈ છે અને જેમાં જડનો સંસ્કાર માત્ર પણ નથી એવા અભેદ રૂપથી ચિત્પ્ર-

ગ્રાહ્ય થતાં તેને કયા શબ્દથી વ્યક્ત કરી શકાય વારુ? જ્યાં લગી જાગૃતિમાં સ્વપ્નને સંસ્કાર (સ્મરણ) હોય છે, ત્યાં લગી જ 'હું જાગૃત છું' એવું જાગૃતિનું જ્ઞાન હોય છે, પણ આવેલી નિદ્રાનો અને લાધેલા સ્વપ્નનો સંસ્કાર જે વેળાએ સર્વથા નીકળી જાય છે (તેનો અત્યંત અભાવ થાય છે), તે વેળાએ જાગૃતિ હોવા છતાં પણ 'હું જાગૃત છું' એવા જ્ઞાન વિનાનીજ કેવળ જાગૃતિ હોય છે. તેજ પ્રમાણે, સર્વ જડનો લોપ થતાં તેનો સંસ્કાર માત્ર પણ જેમાં રહેલો નથી, તેવા ચિત્પ્રકાશનું ભાન હોઈ શકે ખરું કે?

नींद प्रबोधाच्या ठाईं । नसे तैसें जागणें ही ॥

तेनि चिन्मात्रचि मा काई । चिन्मात्री ये ॥ ३० ॥

વિવરણ—જાગૃત અવસ્થામાં તો નિદ્રા નથી જ, પરંતુ જાગૃતિની સ્ફૂર્તિ પણ નથી; એટલે કે, જાગૃતિની સહજ સ્થિતિમાં જાગૃતિનું સ્ફુરણ હોતુ નથી, એ તો પૂર્વે આપેલાં દૃષ્ટાંતોમાં કહેલું જ છે. તે જ પ્રમાણે, ચૈતન્યની સહજ સ્થિતિમાં અજ્ઞાન તો નથી જ; પરંતુ તેમાં જ્ઞાનનો પણ અભાવ છે—એટલે કે, ચિન્માત્ર સ્વરૂપમાં 'હું ચિન્માત્ર છું' એવો પ્રત્યય માત્ર પણ નથી હોતો.

ऐसें यया सुखपणें । नाहीं कीरु दुःखहोणें ॥

मा सुख हें गणणें । सुखाशी काई ॥ ३१ ॥

વિવરણ—ઉપર કહ્યા પ્રમાણે એ બ્રહ્મસુખમાં દુઃખનો સંસ્કાર જરા પણ નથી. એટલે પછી એવા સુખને 'સુખ' શબ્દવડે વ્યક્ત કેમ કરીને કરવું? કારણ કે, દુઃખસંસ્કારમાં જ સુખસ્ફૂર્તિ થાય છે. જેવી રીતે કોઈ એક મનુષ્ય અતિશય તડકામાં તપીને વૃક્ષની શીતળ છાયામાં આવી લાગે છે, તે વેળાએ તેને સુખનો અનુભવ થાય છે. પણ ત્યાં તેનામા પૂર્વે તડકામાં તપવાથી થયેલા દુઃખનો સંસ્કાર હોય છે અને તે સસ્કારને તે મનુષ્ય વૃક્ષની શીતળ છાયામાં બેઠા પછી વ્યક્ત કરે છે. તે એમ કે,—'તમારા શરીરમાં હવે તો તાપનો સંતાપ નથી ને?' એમ જો કોઈ તેને પૂછે, તો તેના ઉત્તરમાં તે એમ કહે છે કે:—'હવે જો કે મારા શરીરમાં સંતાપ નથી પણ પૂર્વે તડકામાં અતિશય તાપ થયો હતો.' એવી રીતે પૂર્વના દુઃખસંસ્કારને તે વાણીવડે વ્યક્ત કરે છે. પરંતુ પ્રથમથી જ વૃક્ષની શીતલ છાયામાં બેઠેલા મનુષ્યના હૃદયમાં છાયાસુખની એવી કલ્પના હોતી નથી; કારણ કે, તેનામાં તડકાના તાપથી થતા દુઃખસંસ્કારનો સર્વથા અભાવ હોય છે. એથી એમ જ સિદ્ધ થાય છે કે, દુઃખના સંસ્કારમાં જ સુખની કલ્પના સમાયલી છે. દુઃખસંસ્કારરહિત કેવળ સુખની

સ્થિતિમાં ઉપર્યુક્ત પ્રથમથી જ છાયામાં બેઠેલા મનુષ્ય પ્રમાણે સુખની કલ્પના હોતી નથી.

ज्ञाणोनी सदसद्‌त्वें गेलें । चिदचिदत्वें मावळलें ॥
सुखासुख जालें । कांहीं ना कीं ॥ ३२ ॥

વિવરણ-પૂર્વે કહ્યા પ્રમાણે સત્ કલ્પના સહિત અસતનો લોપ થાય છે; ચિત્ કલ્પના સહિત અચિત્ (જડ)નો લય થાય છે અને સુખ કલ્પના સહિત અસુખ (દુઃખ)નો અભાવ થાય છે; એવી રીતે એ સર્વ અદશ્ય થયા પછી જે કાંઈ અવશિષ્ટ રહે છે, તેનું વર્ણન શબ્દથી કરી શકાતુ નથી અને તેથી નિરુપાયવશતાથી શબ્દે 'તે કાંઈ નથી'* એમ જ કહેલું છે. તે બ્રહ્મવસ્તુ વિશે બોલવા જતાં બોલનારની વાણી કુંઠિત થાય છે અને સાંભળનારને સાંભળવાનું જે વ્યસન હોય છે, તે વ્યસનનો પણ લોપ થઈ જાય છે. વધારે શું કહેવું? તે જ્ઞાન માત્ર બ્રહ્મદૃષ્ટિમાંના લઘુગુરુભેદને અવશિષ્ટ રહેવા દેતો નથી. બે મનુષ્ય પાસે પાસે સૂતેલા હોય ને તેમાંનો એક બોલતો હોય, તો બીજો હુંકારો આપે છે ને સાંભળ્યા કરે છે. પરંતુ જ્યારે બન્નેને ગાઢ નિદ્રાનો સાક્ષાત્કાર થાય છે અર્થાત્ જ્યારે બન્ને ગાઢ નિદ્રામાં પડી જાય છે, તે વેળાએ એકનું ગાઢ નિદ્રા વિશે બોલવું અને બીજાનું હુંકારા સાથે સાંભળવુ એ બન્ને વ્યાપારોનો અસ્ત થઈ જાય છે અને કેવળ આકારશૂન્ય એક નિરાકાર નિદ્રાનું સામ્રાજ્ય જ ત્યાં પ્રસરી રહે છે. એ પ્રમાણે જ, શબ્દનો લોપ થઈ જાય છે અને કેવળ નિરાકાર, નિર્ધર્મ, એક જ્ઞાનમાત્ર બ્રહ્મ જ અવશિષ્ટ રહે છે.

आतां द्वंद्वाचे लवंचक । साडूनि दुणीचें कंचुक ॥
सुखमात्रचि एक । स्वयें आथी ॥ ३३ ॥

વિવરણ-સત્ અને અસત્, ચિત્ અને જડ તથા સુખ અને દુઃખ આદિ દ્વંદ્વધર્મરૂપ દ્વૈતવસ્ત્રને ત્યાગીને એક સુખ માત્ર સ્વતઃ સિદ્ધ (સ્પષ્ટ) છે.

वरी येकपणें गणिजे । ते गणतेनसी दुजें ॥
ह्मणौनि हें न गणिजे । ऐसें एक ॥ ३४ ॥

વિવરણ-પૂર્વે કહેલું જે એક સુખ છે, તે એક છે, એમ આગળીના વેઢાથી ગણી શકાય તેમ નથી; કારણ કે, એક સુખ અને બીજો સુખભોક્તા એવી રીતે બે થાય છે. સુખમાત્ર બ્રહ્મમાં તો દ્વૈતભાવ છે જ નહિ, એટલે તેની એકપણાથી

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૭ મો ઓવી ૮ મી ની ગુજરાતી ટીકા.

ગણના કરી શકાતી નથી. એવી રીતે 'એક છે' એ સુખમાત્ર સ્થિતિનો અનુભવ સુખમાત્ર સ્થિતિને હોવો શક્ય નથી, એ જ નીચેની ઓવીમાં કહેવાય છે.

सुखा आतौनी निघणें । ते सुखिये सुखी तेणें ॥
हें सुखमात्रचि मा कोणे । अनुभवावें ॥ ३५ ॥

વિવરણ—સુખસ્થિતિમાંથી નીકળ્યા પછી, સુખભોક્તા સુખના અનુભવને વ્યક્ત કરે છે; એટલે કે, સમાધિમાંથી કિંવા ગાઢ નિદ્રામાંથી દેહસ્મૃતિમાં આવ્યા પછી 'આટલો વખત હું સમાધિ અથવા ગાઢ નિદ્રામાં સુખપૂર્વક હતો,' એવી સુખ-કલ્પના થાય છે; પણ સમાધિ–અવસ્થામાં, અનાવૃત આત્મસુખને ભોગવનારી અંતર્મુખ સત્ત્વવૃત્તિ સર્વથા ભિન્ન જ હોય છે. તે જ પ્રમાણે ગાઢ નિદ્રામા પણ ઘન અજ્ઞાનવડે આવૃત આત્મસુખને ભોગવનારી મૂઢ વૃત્તિ પણ ભિન્ન હોય છે; એટલામાટે સમાધિ અથવા ગાઢ નિદ્રામાંથી વૃત્તિ બહાર આવ્યા પછી જ્ઞાત સુખની સ્મૃતિ થાય છે; પણ જ્યારે બ્રહ્મવસ્તુ સુખ માત્ર છે, તો પછી તેનો અનુભવ કોણ કરે વારુ? કારણ કે, ઉપર કહ્યા પ્રમાણે એક સુખ અને દ્વિતીય તેનો ભોગ કર-નારી વૃત્તિ, એવી રીતે બેનો કેવળ સુખસ્વરૂપમાં સમાવેશ નથી. કિંતુ સજાતીય આદિ ભેદશૂન્ય એક નૈરુપાધિક સ્વયસિદ્ધ સુખમાત્રતા જ છે. એટલે એનો અનુભવ કોણ કરે વારુ?

जँ प्रकृति डंकु अनुकरे । तँ प्रकृति डंके अवतरे ॥
मा डंकुचि तँ मरे । कोणकोणा ॥ ३६ ॥

વિવરણ—દેવીના દેવાલયમાના નગારાં વાગતાંની સાથે જ દેવી ભૂવાના અંગમા આવે છે; પરંતુ જો કેવળ નગારુ જ હોય, તો દેવી કોના અગમા આવે વારુ? દેવી પોતે પોતાના અગમાં આવે, એ સર્વથા અશક્ય જ છે.

तैसें आपुलेनि सुखपणें । जया नाहीं सुखावणें ॥
आणि नाहीं हें ही जेणें । नेणिजे सुरें ॥ ३७ ॥

વિવરણ—આત્મા પોતે કેવળ સુખરૂપ હોવાથી, તેને સુખનુ ભાન નથી; અને 'હું સુખી નથી' એવુ પણ તેને ભાન નથી, એટલે કે, સુખના અભાવનું પણ તેને જ્ઞાન નથી.

आरिसा न पाहता मुख । स्वयें सन्मुख ना विन्मुख ॥
तेवीं नसोनी सुखासुख । सुखाचि जें ॥ ३८ ॥

વિવરણ–દર્પણને સમક્ષ રાખવામાં આવે, એટલે મુખ જોનારની સમક્ષ આવે છે; અને દર્પણ સમક્ષ ન હોય, તો મુખ પણ સન્મુખ હોતું નથી; પરંતુ તે જ પ્રમાણે મુખ વિન્મુખ પણ હોતું નથી. કિંતુ મુખ મુખના સ્થળમાં જ રહેલું હોય છે. તે જ પ્રમાણે બ્રહ્મસુખ, પોતાના સન્મુખ પણ નથી અને પોતે પોતાથી વિન્મુખ પણ નથી; કિંતુ સુખદુઃખાતીત કેવળ સુખમાત્ર જ છે.

सर्वसिद्धांताच्या उजारिया । सांडूनिया निदसुरिया ॥

आपुलिया हाता चोरिया । आपणाचि जे ॥ २९ ॥

વિવરણ–બ્રહ્મવસ્તુ વિશે સર્વ શાસ્ત્રોએ કરેલા સિદ્ધાન્તમાં બ્રહ્મવસ્તુ મળેલી નથી. કારણ કે, તે સર્વ સિદ્ધાંત માયિક છે, એટલામાટે, બ્રહ્મવસ્તુ તેનાથી દૂર રહેલી છે, અને તે સિદ્ધાન્ત વસ્તુ પાસેથી દૂર કઢાયલા છે; એટલું જ નહિ, પણ બ્રહ્મવસ્તુ પોતે પોતાના હાથથી પણ અસ્પર્શ્ય રહેલી છે; એટલે કે, તે પોતાના હાથથી પણ અદશ્ય છે. આનો ભાવાર્થ એવો છે કે, વિરોચન આદિ દેહાત્મ વાદી, અન્નમય કોશ જે સ્થૂલ શરીર તે જ આત્મા છે, એવા સિદ્ધાંતને અનેક યુક્તિ પ્રયુક્તિવડે સિદ્ધ કરે છે. સ્થૂલ શરીર આત્મા છે, એમ સિદ્ધ કરવામાટે તેઓ એવી યુક્તિને લાવીને રજૂ કરે છે કે, જેના વિશે અહબુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે આત્મા; અને સર્વ પ્રાણિ માત્રની, અહંબુદ્ધિ સ્થૂલ શરીર વિષયક જ હોય છે, એ તત્ત્વ તો વ્યવહારમાં ડગલેને પગલે જોવામાં આવ્યા કરે છે. તે એવી રીતે કે, હું બ્રાહ્મણ છુ, હું ક્ષત્રિય છુ, હું વૈશ્ય છું, હું શૂદ્ર છું, હું કાળો છું, હું ગોરો છું, હું સ્થૂલ છુ ને હું કૃશ છું; અને એ સર્વ ધર્મો તો સ્થૂલ દેહાશ્રિત જ છે. એટલામાટે જે સ્થૂલ શરીર તે જ આત્મા છે, એમ તેઓ સિદ્ધ કરે છે. તેમ જ વળી એ જ વાર્તાને તેઓ એક બીજી યુક્તિથી પણ નિશ્ચિત કરે છે અને તે યુક્તિ એ કે, જેનાપર મુખ્ય પ્રીતિ હોય છે. તે આત્મા; અને વ્યવહારમાં તો સર્વ પ્રાણિમાત્રની પ્રીતિ–મુખ્ય પ્રીતિ–સ્થૂલ શરીરપર જ હોય છે. તે એવી રીતે કે, સ્થૂલ દેહને અનુકૂલ સ્ત્રી, પુત્ર અને મિત્ર આદિકમાં તે પ્રેમ રાખે છે, અને સ્થૂલ દેહને પ્રતિકૂલ હોય તેમનામાં દ્વેષબુદ્ધિ જ ધરાવે છે. સારાંશ એટલો જ કે, સ્થૂલ દેહને સુખ આપનાર પ્રિય હોય છે અને સ્થૂલ દેહને દુઃખ આપનાર અપ્રિય હોય છે. એથી એમ દેખાયછે કે, સ્થૂલ દેહમાટે પ્રત્યેક પ્રાણી સર્વમાં પ્રેમ રાખે છે, અને જેના માટે તે સર્વમાં પ્રેમ રાખે છે, તે જ મુખ્ય પ્રીતિનો વિષય છે, એ સ્પષ્ટ જ છે; અને એ કારણથી અન્નમય સ્થૂલ દેહ જ આત્મા છે. તે સ્થૂલ દેહને નાના પ્રકારના

અલંકારોવડે સુશોભિત કરવો અથવા નાના પ્રકારનાં વસ્ત્રોવડે શૃંગારવો; કિંવા ચંદન, પુષ્પમાલા અને અત્તર આદિ સૌગંધિક ઉપચારોનો ભોગ કરવો, અથવા ધૃત, દૂધ અને અનેક પ્રકારનાં પકવાન્નોનો આહાર કરવો, એ સર્વ કાર્યોને જ વિરોચન આદિ દેહાત્મવાદીઓ પરમ પુરુષાર્થ માને છે. પરંતુ ઈંદ્રિયાત્મવાદીઓએ એવા એ દેહાત્મવાદીઓના મતનું સારી રીતે ખંડન કરેલું છે, અને તે એવી રીતે કે;–જેના અસ્તિત્વથી સ્થૂલ શરીર જીવે છે અને જેના ન હોવાથી તે મરી જાય છે, તે આત્મા. ઈંદ્રિયાત્મવાદીઓ આત્માનું લક્ષણ આમ બતાવે છે. હવે સ્થૂલ શરીરનું જીવવું અને મરવું, તે ઈંદ્રિયોના અસ્તિત્વ અને અનસ્તિત્વપર જ અવલંબી રહેલું છે; એટલે કે, જ્યાં લગી દેહમાં ઈંદ્રિયો છે, ત્યાં સુધી તે જીવે છે, અને ઈંદ્રિયો દેહમાંથી બહાર નીકળી જતાં જ તે મરી જાય છે. એથી ઉપર્યુક્ત તેમના મત પ્રમાણે કરેલા આત્મલક્ષણને તેઓ ઇન્દ્રિયોમાં મેળવતા હોવાથી અર્થાત્ ઈંદ્રિયો જ આત્મા છે, એમ તેઓ માને છે. દેહાત્મવાદીઓના અભિપ્રાય પ્રમાણે સર્વની અહંબુદ્ધિ કેવળ દેહમાં જ થતી નથી; કિન્તુ સર્વ એમ જ કહેતા હોય છે કે, હું નિહાળું છું, હું સાંભળું છું અને હું ચાખું છું. એથી સર્વની અહંબુદ્ધિ ઈંદ્રિયવિષયક છે, એમ તેઓ સિદ્ધ કરે છે. કારણ કે, નિહાળવું, સાંભળવું અને ચાખવું તે અનુક્રમે નેત્ર, કર્ણ અને રસના આદિ ઈંદ્રિયોનાં જ કર્મ છે. પરંતુ હિરણ્યગર્ભોપાસક પ્રાણાત્મવાદીઓ એ ઈંદ્રિયાત્મવાદીઓની માન્યતાનું પણ ખંડન કરી નાખે છે. પ્રાણાત્મવાદીઓ એમ કહે છે કે, સ્થૂલ શરીરના જીવન મરણના વ્યવહારનો ઈંદ્રિયોના અસ્તિત્વ તથા અનસ્તિત્વપર જ *સર્વથા આધાર રહેલો નથી; કિંતુ પ્રાણના અસ્તિત્વ તથા અનસ્તિત્વપર જ* તેનો સર્વથા આધાર રહેલો છે. જેવી રીતે પ્રાણના પ્રયાણ સમયે કોઈ એક મનુષ્યને વાયુનો વિકાર થવાથી તે બેભાન થઈ જાય છે; તે વેળાએ તેના શરીરનાં સંબંધીઓ સ્ત્રી અને પુત્ર આદિ તેની પાસે જ હોય છે અને વારંવાર તેની નાસિકા આગળ હાથ રાખીને તેના પ્રાણની સ્થિતિને જોયા કરે છે. પ્રાણ શેષ હોવાથી તેઓ તેને જીવતો ધારે છે અને તેના પ્રાણ નીકળી જાય છે એટલે તેને મરી ગયેલો માનવામાં આવે છે–અર્થાત્ પ્રાણ પ્રયાણ કરી જતાંની સાથે જ તેના શરીરમાં પ્રેતકળાનો આવિર્ભાવ થતાં તે મહા ભયંકર દેખાવા માંડે છે. પરંતુ કેવળ ઈંદ્રિયોના નાશથી આમ બનતું નથી. જો કેવળ નેત્રો ચાલ્યાં જાય, તો તે 'મરી ગયો છે' એમ કોઈ પણ માનતું નથી; કિંતુ નેત્રવિહીનને આંધળો જ કહેવામાં આવે છે. અર્થાત્ કોઈ પણ ઈંદ્રિયના અભાવે પ્રાણી જીવી શકે છે. હવે હું નિહાળું છું, હું સાંભળું છું અને હું ચાખું છું, એવા શબ્દો

સ્વાર્થથી સર્વની અહંબુદ્ધિ કેવળ ઇંદ્રિયોમાં જ રહેલી છે, એમ માની લેવું સર્વથા ભૂલ ભરેલું છે. તે એવી રીતે કે, હું નેત્રરૂપે નિહાળું છું, અને હું કર્ણરૂપે સાંભળું છું, એવો જ જો જોનાર અને સાંભળનારનો આશય હોય, તો તો 'ઇંદ્રિયો આત્મા છે' એમ કહેવું કદાચિત્ યથાર્થ કહી શકાય; પરંતુ એવો કોઇનો પણ ભાવ હોતો નથી, કિંતુ એથી વિરુદ્ધ હું નેત્રવાન્ હોવાથી નિહાળું છું અને કર્ણવાન્ હોવાથી સાંભળું છું; એટલે કે, મારાં નેત્રોવડે હું નિહાળું છું અને કર્ણોવડે સાંભળું છું,' એવો જ સર્વનો ભાવ હોય છે. એથી નેત્ર અને નેત્રોને 'મારાં' કહેનાર એ બે વસ્તુઓ પરસ્પર ભિન્ન છે, એમ સહજ સિદ્ધ થઈ જાય છે—એટલામાટે આત્મા ઇંદ્રિયોથી ભિન્ન જ છે. પરંતુ ગાઢ નિદ્રામાં સર્વ ઇંદ્રિયોનો સર્વથા અભાવ હોવા છતાં પણ પ્રાણનું અસ્તિત્વ હોવાથી નિદ્રિત પુરુષને જીવતો જ માનવામાં આવે છે. એથી એ જ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જીવન મરણ ઇન્દ્રિયાધીન નહિ, કિંતુ સર્વથા પ્રાણાધીન જ છે અને તેથી તે પ્રાણ જ આત્મા છે, એવો હિરણ્યગર્ભોપાસક પ્રાણાત્મવાદીઓનો પરમ સિદ્ધાંત છે. પરંતુ મન—આત્મવાદીઓએ એ પ્રાણાત્મવાદીઓના પરમ સિદ્ધાંતનું પણ ખંડન કરી નાખ્યું છે. મન—આત્મવાદીઓ એમ પ્રતિપાદન કરે છે કે, પ્રાણ અનાત્મ (ઘટવત્ જડ) છે, અને તેથી મનને જ આત્મા માનવો, એ વિશેષ સયુક્તિક છે. કારણ કે, બંધ અને મોક્ષ મનને આધીન છે, 'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः' એવું એનામાટે શાસ્ત્રનું જીવતું જાગતું પ્રમાણ પણ તૈયાર જ છે. હવે તે મન બંધ અને મોક્ષનો હેતુ કેવી રીતે થાય છે, એની સંગતિ તેઓ એવી રીતે મેળવે છે કે, જે મન વિષયાસક્ત છે, તે બંધનનો હેતુ થાય છે; અને જે મન વિષયવાસના રહિત છે, તે મોક્ષના હેતુરૂપ થઈ પડે છે; અને ઇન્દ્રિયોને જે જ્ઞાન થાય છે, તે મનના સંબંધથી જ થાય છે; જો મનનો ઇન્દ્રિય સાથે સંબંધ ન હોય, તો જ્ઞાનેન્દ્રિયોને જ્ઞાન થવાનો કદાપિ સંભવ નથી. અર્થાત્ જ્યારે મન જ સર્વ વ્યવહારના હેતુરૂપ છે, ત્યારે તે મન જ આત્મા છે; એવા સિદ્ધાંતને મન-આત્મવાદીઓ નિશ્ચિત કરે છે. પરન્તુ ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધોએ એનું પણ ખંડન કરી બતાવ્યું છે; અને તે આવી રીતે—મનના સર્વ વ્યાપારો બુદ્ધિને આધીન છે; કારણ કે, બુદ્ધિનું જ પરિણામ મન છે; અને એટલામાટે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ જ આત્મા છે. તેમના અભિપ્રાયે પ્રમાણે સર્વ પદાર્થો વિજ્ઞાનના આકારરૂપ છે, અને તે વિજ્ઞાન પ્રકાશરૂપ હોઇને ક્ષણમાં તેની ઉત્પત્તિ અને ક્ષણમાં તેનો વિનાશ થાય છે. પ્રટવિજ્ઞાન ઉત્પન્ન થતાંની સાથે જ પૂર્વનું પટવિજ્ઞાન નષ્ટ થાય છે; અને સ્થાણવિજ્ઞાન થતાં જ પૂર્વ-

ગત ઘટ વિજ્ઞાન નષ્ટ થઈ જાય છે. એવી રીતે ક્ષણમાં એક વિજ્ઞાનની ઉત્પત્તિ અને અન્ય વિજ્ઞાનનો નાશ એવી એ વિજ્ઞાનધારા નદીના પ્રવાહ સમાન છે. એ વિજ્ઞાનધારાના બે વર્ગ છે–એક આલયવિજ્ઞાનધારા અને બીજી પ્રવૃત્તિવિજ્ઞાનધારા. એ ઉભયમાંની પ્રથમ આલયવિજ્ઞાનધારા 'अहं अह' ના પ્રવાહથી વહન કરનારી છે અને તેની જ બુદ્ધિ સંજ્ઞા છે. આ ઘટ છે, આ શરીર છે, એવી જે વિજ્ઞાનધારા તેને જ પ્રવૃત્તિ જ્ઞાનધારા કહેવામાં આવે છે. એ પ્રવૃત્તિવિજ્ઞાનધારા આલયવિજ્ઞાનધારાનું કાર્ય છે અને એ પ્રવૃત્તિજ્ઞાનધારાને મનની સંજ્ઞા આપવામાં આવી છે. કાર્યકારણ અભેદદષ્ટિથી પ્રવૃત્તિવિજ્ઞાનધારાની બાધા કરીને–એટલે કે, આલયવિજ્ઞાનધારાનું જે કાર્ય પ્રવૃત્તિવિજ્ઞાનધારા, તે આલયવિજ્ઞાનધારાથી ભિન્ન એટલે કે સ્વતંત્ર નહિ, કિન્તુ જલતરંગન્યાયવત્ આલયવિજ્ઞાનધારારૂપ જ છે. એવા બાધ ચિન્તનના યોગે થનારી ક્ષણિક વિજ્ઞાનધારાની જે નિર્વિશેષ સ્થિતિ, તેને જ ક્ષણિક **વિજ્ઞાનવાદી બૌદ્ધમતમાં** મુક્તિ તરીકે માનવામાં આવેલી છે. એ પ્રમાણે **વિજ્ઞાનવાદીઓ** ક્ષણિક અને પ્રકાશરૂપ બુદ્ધિને જ આત્મા કહે છે. પરંતુ **પૂર્વમીમાંસક વાર્તિકકાર ભટ્ટે** એ વિજ્ઞાનવાદીઓના મતનુ પણ ખંડન કરી નાખ્યુ છે. તેઓ એમ કહે છે કે, આત્મા વિદ્યુલ્લતા પ્રમાણે ક્ષણિકરૂપ નથી, કિન્તુ આત્મા સ્થિરસ્વરૂપ, જડસ્વરૂપ અને ચૈતન્યસ્વરૂપ છે. એનો ભાવાર્થ એવો છે કે, ગાઢ નિદ્રામાથી જાગૃત અવસ્થામા આવેલો પુરુષ એમ કહે છે કે, 'હુ આટલીવાર જડ થઇને સ્થિર પડેલો હતો.' એથી આત્મા જડ અને સ્થિર છે, એમ તે માને છે અને જાગૃતિમા જે જડતાની સ્મૃતિ થાય છે, તે કોઈ અજ્ઞાત વિષયની નહિ, કિન્તુ જ્ઞાત જડતાની જ સ્મૃતિ છે, કારણ કે, અપરોક્ષ જ્ઞાનજન્ય સંસ્કારને જ સ્મૃતિના નામથી ઓળખવામા આવે છે. હવે ગાઢ નિદ્રાગત જડતાનો અનુભવ લેનાર જ્ઞાન આત્મસ્વરૂપથી ભિન્ન નહિ, કિન્તુ આત્મસ્વરૂપ જ છે; અને તેથી 'આત્મા ચૈતન્યરૂપ છે,' એમ તે પ્રતિપાદન કરે છે. એથી, તેના અભિપ્રાય પ્રમાણે, આત્મસ્વરૂપે કેટલેક ભાગે જ્ઞાનરહિત જડ અને કેટલેક ભાગે જ્ઞાન સહિત ચિત્ એ પ્રમાણેનો છે. જેવી રીતે, અગ્નિકીટના સ્વરૂપમા પ્રકાશનો કેટલોક ભાગ હોય છે, અને કેટલોક અપ્રકાશનો ભાગ હોય છે, તે જ પ્રમાણેની આત્માની પણ સ્થિતિ છે, એમ જ એથી સિદ્ધ થાય છે, અને આ જડ તથા પ્રકાશ–અર્થાત્ દ્વિધર્મરૂપ આત્મલક્ષણનો તે સુષુપ્તિ અવસ્થારૂપ આનંદમય કોશ સાથે મેળ મેળવે છે; અર્થાત્ આનંદમય કોશ જ આત્મા છે, એવો તે સિદ્ધાંત કરે છે. પરન્તુ **શૂન્યવાદી બૌદ્ધોએ** એ મતનું પણ ખંડન કરેલુ છે. તેઓ કહે છે

કે, આત્મા જડ અને ચિત્પ્રકાશરૂપ છે, એમ કહેવું વિસંગત છે; કારણ કે, જો આત્માને ખદ્યોત પ્રમાણે માનવામાં આવે, તો ખદ્યોતનો એક અંશ પ્રકાશમાન છે અને બીજો અંશ પ્રકાશહીન છે; એટલે આત્માને ખદ્યોત પ્રમાણે અંશવાન્ માનવો પડશે અને તેમ માનવાથી અંશભૂત ઘટ આદિ પદાર્થ ઉત્પન્ન અને નષ્ટ થાય છે, તેવો જ આત્માને પણ માનવો પડશે. અને જે વસ્તુ ઉત્પન્ન તથા નષ્ટ થાય છે, તે ઉત્પન્ન થવા પૂર્વે અને નષ્ટ થવા પછી અસત્ હોય છે; તથા જે આદિ ને અંતમાં અસત્ છે, તે મધ્યે પણ સત્ નહિ, કિંતુ અસત્ જ હોય છે. એટલામાટે આત્મા અસદ્રૂપ છે અને આત્મા પ્રમાણે ઇતર પદાર્થો પણ ઉત્પન્ન અને નષ્ટ થનારા છે—એટલે કે, તે ઇતર પદાર્થો પણ આદિ અંતમાં અસત્ હોવાથી મધ્યમાં પણ અસત છે. એવી રીતે આત્મવસ્તુ અને અનાત્મવસ્તુ સર્વ અસત્ હોવાથી કેવળ શૂન્ય જ પરમ તત્ત્વ છે, એવો શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધોનો અભિપ્રાય છે. એઓ પણ અજ્ઞાનરૂપ આનંદમય કોશને જ આત્મા માને છે; કારણ કે, અજ્ઞાનાદિ સર્વ પ્રપંચ ત્રણને ત્રણરૂપે ભાસે છે. તે એવી રીતે કે, અદ્વૈતશાસ્ત્રસંસ્કારરહિત બહિર્મુખ જીવોને અજ્ઞાનાદિ સર્વ પ્રપંચ સત્ય ભાસે છે, અને અદ્વૈત શાસ્ત્રાનુસાર યુક્તિ-નિપુણ પંડિતોને અજ્ઞાનાદિ પ્રપંચ સદસદ્ વિલક્ષણ અનિર્વચનીય ભાસે છે, અને બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્તને અજ્ઞાનાદિ સર્વ પ્રપંચ સર્વથા તુચ્છ જ લાગે છે. તુચ્છ, અસત્ અને શૂન્ય એ ત્રણે શબ્દો એક જ અર્થના વાચક છે. એવી રીતે જીવન્મુક્તને અજ્ઞાનરૂપ આનંદમય કોશ સર્વથા તુચ્છ ભાસે છે. શૂન્યવાદી તે અજ્ઞાનમાં મુગ્ધ થઇને તેને જ આત્મા કહે છે અને પરમ પુરુષાર્થને જાણતા નથી. પણ પૂર્વમીમાંસાના એકદેશી પ્રભાકર તથા નૈયાયિકોએ એ શૂન્ય આત્મવાદીઓના મંતવ્યનું યોગ્ય ખંડન કરેલું છે. તે એમ કે, આત્મા શૂન્યરૂપ નથી. જો શૂન્યવાદીઓ શૂન્યને જ આત્મા કહેતા હોય, તો અમે તેમને એમ પૂછીએ છીએ કે, આત્માના શૂન્યરૂપનો કોઇએ અનુભવ કરેલો છે કે કેમ? જો શૂન્યવાદીઓ આનું એવું ઉત્તર આપે કે, 'તેવો કશો અનુભવ કરેલો નથી' તો એથી એમ જ સિદ્ધ થાય છે કે, 'શૂન્ય આત્મા છે' એ કથન સર્વથા અસિદ્ધ છે. વળી તેઓ પોતાના શૂન્યાત્મવાદને સિદ્ધ કરવામાટે 'શૂન્યનો અનુભવ અમે કરેલો છે' એવું ઉત્તર આપે, તો એથી જેણે શૂન્યરૂપનો અનુભવ કરેલો છે, તે પોતે શૂન્યથી ભિન્ન છે, એમ જ સિદ્ધ થાય છે. અને જે શૂન્યથી ભિન્ન છે તે જ આત્મા છે. તે આત્માને મનસંયોગવડે જ્ઞાન થાય છે, અને એ જ્ઞાનરૂપ ગુણના કારણથી જ આત્માને ચિત્ કહેવામાં આવે છે. પરંતુ આત્મા

સ્વરૂપે જડ છે; અને સુખદુઃખ, ઇચ્છાદ્વેષ, પ્રયત્ન તથા ધર્માધર્મ આદિ ગુણો આત્મામાં નથી, એમ તેઓ માને છે. પણ એઓ પણ લગભગ આનંદમય કોશને જ આત્મા માનનારા છે. અને બુદ્ધિ તો વિજ્ઞાનમય કોશસ્થિત છે તથા તે આત્માનો જ્ઞાન ગુણ છે, એ તો ઉપર કહેલું જ છે. સુષુપ્તિ અવસ્થારૂપ આનંદમય કોશમાં ચૈતન્ય ગુપ્ત છે અને તેનો અવિવેકીને અનુભવ નથી; એટલામાટે વિવેકશૂન્ય **બહિર્મુખ પ્રભાકર** તથા **નૈયાયિકો** આત્મા સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાનરહિત સ્વરૂપે જડ હોવાથી અજ્ઞાન-વડે આવૃત ચૈતન્યાનંદમય કોશ જ આત્મા છે, એમ ભ્રાંતિથી પ્રતિપાદન કરે છે. હૃદયસ્થ, ત્રિકાલાબાધિત અને જ્ઞાનરૂપ જે આત્મતત્ત્વ છે, તેને **પ્રભાકર** આદિ માનતા નથી, અને અનિત્ય જ્ઞાનને જ તેઓ આત્મા માની બેઠા છે. પરંતુ સિદ્ધાંતમાં અનિત્ય જ્ઞાન તે અંતઃકરણની બુદ્ધિ વૃત્તિરૂપ છે, તેને જ આત્માનો જ્ઞાન ગુણ માનીને સ્વરૂપે આત્મા જ્ઞાનરહિત જડ છે, એવો સિદ્ધાંત કરનારા **પ્રભાકર** અને **નૈયાયિકોનું** મંતવ્ય યથાર્થ નથી. એનું ખંડન સિદ્ધાંતીઓએ કરેલું છે અને તે એવી રીતે કે, જેવી રીતે જ્ઞાનરહિત ઘટ આદિ પદાર્થ સ્વરૂપે જડ અને અનિત્ય છે, તે જ પ્રમાણે આત્માને પણ જ્ઞાનરહિત અને જડ માનવાથી તે પણ અનિત્ય થવાનો અને એવી રીતે આત્માને અનિત્ય માનવાથી મોક્ષસાધન સર્વથા નિષ્ફળ જ થવાનું. કારણ કે, દેહ પ્રમાણે અનિત્ય અને જડ આત્માની પ્રાપ્તિમાં પુરુષાર્થ શો? એ પ્રમાણેના અનેક મતવાદીઓના આત્મવિષયક સિદ્ધાંતોને મૂળમાં 'અજ્ઞાનાત્મક સિદ્ધાંત' કહેલા છે.' અર્થાત્ એ સિદ્ધાંતોને બ્રહ્મવસ્તુ હસ્તગત થઈ શકી નથી અને તે બ્રહ્મવસ્તુએ સર્વનો ત્યાગ કરેલો છે. વધારે શું કહેવું? સ્વસંવિદ વૃત્તિરૂપ પોતાના હાથને પણ તે બ્રહ્મવસ્તુનો સ્પર્શ થયો નથી. એટલે કે, અજ્ઞાનાદિ સર્વ પ્રપંચોને તો બ્રહ્મમાં આશ્રય નથી જ મળ્યો, પરંતુ બ્રહ્મમાં બ્રહ્મજ્ઞાનનો પણ સંભવ નથી. એવો તે બ્રહ્મ 'અહં' અને 'ઇદં'ની વૃત્તિથી શૂન્ય કેવળ જ્ઞાનમાત્ર છે. મૃતપત્રખંડને ફૂંકી દઈને તે સ્થળે ચાલાકીથી રૂપીઆ બતાવી ગારોડી જેવી રીતે બધાંની દૃષ્ટિને ઠગે છે, પણ તે ગારોડી પોતાની દૃષ્ટિને ઠગી શકતો નથી; તેવો એ બ્રહ્મ ગારોડીનો પ્રકાર નથી. એ બ્રહ્મ ગારોડી બધાંની દૃષ્ટિને તો જાણે ઠગે છે જ, એટલે કે પોતાનું સ્વરૂપ કોઇને જોવા દેતો નથી. પરંતુ આશ્ચર્ય એ કે, પોતાની દૃષ્ટિને પણ પોતાનું સ્વરૂપ જોવા દેતો નથી. એટલે કે, બ્રહ્મ જગતને પણ પોતાનું ભાન થવા દેતો નથી, અને પોતે જ્ઞાનરૂપ હોવાથી પોતાના ભાનનો પોતે પણ સ્વીકાર કરતો નથી.

न लविता ऊंस । ते जैसेनि असे रस ।
तेथिचा मिठांश । तोचि जाणे ॥ ४० ॥

વિવરણ–શેરડી વાવ્યા પહેલાં તેમાં જે રસ રહેલો હોય છે, તેની મીઠાશનો શેરડીને જ અનુભવ હોય છે. હવે જો વાવ્યા પહેલાં શેરડીમાં રસ નથી હોતો, એમ માનીએ; તો પછીથી શેરડીમાં તે ક્યાંથી આવે છે વારુ? અર્થાત્ જે સામાન્યતાથી રસ રહેલો હોય છે, તે જ રસ શેરડીમાં વ્યક્ત થાય છે. કારણ કે, અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી નથી. સામાન્ય રસની મધુરતાને સામાન્ય રસ જ જાણે છે. તે જ પ્રમાણે વસ્તુ છે.

कां न सज्जीता विणा । तो नादु जो अबोलपणा ॥
तया तेणेंचि जाणा । होआवे लागे ॥ ४१ ॥

વિવરણ–વીણા બનાવ્યા પહેલાંનો જે અવ્યક્ત નાદ છે, તે નાદને જાણનારો તે નાદ વિના બીજો કોઈપણ નથી.

नाना पुष्पाचिया उदरा । नयेतां पुष्पसारा ।
आपणचि भवरा । होआवे पडे ॥ ४२ ॥
नाना न रांधिता रससोयें । ते गोडी कैशी पा आहे ॥
हें पाहणें तैसें नोहे । आणिका जोगी ॥ ४३ ॥

વિવરણ–અથવા પુષ્પોમાં પરાગ કિંવા મકરંદ પ્રકટ થવા પૂર્વે તે પરાગનો ઉપભોગ કરનારો ભ્રમર કોણ વારુ? પરાગ પોતે જ. પુષ્પોમાં સામાન્યભાવે રહેલા પરાગનો ઉપભોગ પરાગે જ લેવો. પાક પહેલાંના મિષ્ટતા કેવી હોય છે, એ કેવળ અન્ન જ જાણે છે–તેની બીજાઓને જાણ હોતી નથી. તે જ પ્રમાણે વસ્તુ કેવી છે, એ રહસ્ય કેવળ વસ્તુ જ જાણે છે.

तैसें सुखपणा येवो । लाजे आपुले सुख पावों ।
से आणिका ठावो । येइल काई ॥ ४४ ॥

વિવરણ–તેવી જ રીતે સુખ પોતાના સુખત્વપર આવતાં લાજે છે, એટલે કે, પોતે પોતાના સુખનો સ્વીકાર કરતાં લજાય છે, એટલે પછી તે બીજાના ભાગમાં તો કેમ કરીને જ આવી શકે? જે સ્ત્રી ઘરમાં જ કોઈની નજરે પડતી તે બહારના માણસના જોવામાં ક્યાંથી આવી શકે વારુ? તે જ પ્રમાણે આત્મ-

સુખ પોતાના ભાનને સ્વીકારતું નથી. તે એવું નિર્ધર્મ છે; એટલે તેનો સ્વાદ બીજાથી કેમ કરીને લઈ શકાય? અર્થાત્ બીજાથી તેનો અનુભવ કરી શકાય તેમ છે જ નહિ.

दिहाच्या दुपारी । चांदू जैसा अंबरी ॥
ते असणें चांदावरी । जाणावें का ॥ ४९ ॥

વિવરણ–અમાવાસ્યાના દિવસે મધ્યાહ્ન કાળે જે ચંદ્ર હોય છે, તે ચંદ્રને ચંદ્ર પોતે જ જાણી શકે છે. (અર્થાત્ તે બીજાના જાણવામાં આવી શકતો નથી.)

रूप नाहीं तें लावण्य । अंग नुठी तै तारुण्य ॥
क्रिया न फुटे तैं पुण्य । कैसें असे ॥ ४६ ॥

વિવરણ–રૂપ પ્રકટ થવા પૂર્વે રૂપાશ્રિત લાવણ્ય કેવું હોય છે, દેહના જન્મ પૂર્વે તારુણ્ય કેવું હોય છે અને સત્કર્મ થવા પૂર્વે પુણ્ય કેવું હોય છે? એ પ્રશ્નોનું એક જ ઉત્તર એ છે કે, તે અન્યનો વિષય ન થઈ શકે એવી રીતે સામાન્ય ભાવાત્મક હોય છે.

जैं मनाचा अंकुर नुपजे । तेथलेन मकरध्वजे ॥
तोचि हन माजे । तरीच घडे ॥ ४७ ॥

વિવરણ–મનરૂપ અંકુર ઉત્પન્ન થવા પૂર્વે જે તદાશ્રિત મકરધ્વજ એટલે કામદેવ ઉન્મત્ત થઈ જાય, તો જ શબ્દવડે બ્રહ્મવસ્તુનું વર્ણન થઈ શકે. અથવા તો, મનનો અંકુર ઉત્પન્ન થવા પૂર્વે મકરધ્વજ (કામદેવ)ની ઉન્મત્તતા મકરધ્વજમાં જ સંભવે છે. અર્થાત્ તે ઉન્મત્તતાને તે પોતે જ જાણી શકે છે; તે બીજાને જ્ઞેય નથી.

कां वाद्यविशेषाची सृष्टी । जै जन्म नेघे दृष्टी ॥
तैं नाद् ऐशी गोष्टी । नादाचि जोगी ॥ ४८ ॥

વિવરણ–જ્યાં સુધી નાદ અનેક પ્રકારનાં વાદ્યોદ્વારા વ્યક્ત થતો નથી; ત્યાં સુધી તે સામાન્ય નાદ નાદના જ સમજવામાં આવી શકે તેવો છે; અન્યને જ્ઞેય કિંવા શ્રવણીય નથી.

नाना काष्टाचिया विटाळा । वोसरलिया हीं अनळा ॥
लागणें केवळा । आंगासीचि ॥ ४९ ॥

વિવરણ–અથવા તો કાષ્ઠને અગ્નિએ બાળી નાખ્યા પછી, જેવી રીતે અગ્નિ પોતાના અંગને વળગેલો હોય છે—એટલે કે, પોતાના સામાન્યરૂપે રહેલો હોય છે.

दर्पणाचेनि नेमें । विणाचि मुख प्रमे ॥
आणिती तेंचि वर्में । वर्मती येणें ॥ ५० ॥

વિવરણ—દર્પણના સાહાય્ય વિના જેઓ પોતાના મુખના અસ્તિત્વને જાણતા હશે, તે જ લોકો એ ઉપર્યુક્ત દૃષ્ટાંતવડે બ્રહ્મના અસ્તિત્વના રહસ્યને જાણશે. જેઓ ઐક્યનો ઉપભોગ કરે છે, તેઓ જ વસ્તુના અસ્તિત્વને જાણી શકે છે. જેઓ ત્રિપુટી રહિત બ્રહ્મસ્થિતિને પામીને બ્રહ્મનો ઉપભોગ લે છે, તેઓ જ પરબ્રહ્મના સ્વરૂપના રહસ્યને જાણવા શક્તિમાન્ થાય છે.

न पेरिता पिक जोडे । ते मुडाचि आहे रोकडे ॥
ऐशिया सोई उघडे । बोलणें हें ॥ ५१ ॥

વિવરણ—ન વાવેલો પાક જેવી રીતે બીજમા રહેલે હોય છે, તે જ પ્રમાણે આ વસ્તુવિષયક બોલવુ પણ સમજી લેવુ ધારો કે, ચાર પાયલી ધાન્યની વાવણી કરવાથી એક ખાંડી ધાન્ય ઉત્પન્ન થાય છે પણ જ્યાંસુધી તે ચાર પાયલી બીજરૂપ ધાન્ય વાવવામા નથી આવતુ ત્યાંસુધી ભાવિ એક ખાંડી ધાન્ય તે ચાર પાયલી બીજમા જ રહેલું છે તે પાક સાક્ષાત્ માપી કે ગણી શકાતો નથી, પણ તે નથી એમ કહીએ, તો તે બીજમાં રહેલો જ છે, કારણ કે, બીજમાં ન હોય, તો તે પાક આવે ક્યાંથી વારુ? તેમ જ જો કાંઈ નહિમાંથી કાંઈ ઉત્પન્ન થતું હોય, તો બીજ વિના જ પાક આવવો જોઈએ પરતુ તેમ પણ થતું નથી બ્રહ્મવસ્તુનું અસ્તિત્વ પણ એ પ્રમાણે જ છે અહીં કોઈ એવી શકા કરશે કે, ઉપર્યુક્ત દૃષ્ટાંતોવડે તો બ્રહ્મ વસ્તુ સામાન્ય છે, એમ જ સિદ્ધ થાય છે, અને સિદ્ધાંતમાં તો બ્રહ્મવસ્તુ સામાન્ય વિશેષ ભાવથી રહિત છે એ જ પ્રકાર નીચે કહેવામા આવે છે,

एवं विशेष सामान्य । दोहीं नातळे चैतन्य ॥
तें भोगिजे अनन्य । तेणेंसी सदा ॥ ५२ ॥

વિવરણ—એ પ્રમાણે, વિશેષ અને સામાન્ય એ ઉભય ભાવોથી રહિત બ્રહ્મ ચૈતન્ય નિરતર પોતે જ પોતાનો ઉપભોગ લીધા કરે છે એટલે કે, જ્ઞાનમાત્ર બ્રહ્મ વસ્તુનું સહજ નિર્ધર્મ સ્થિતિવડે નિરતર જે હોવુ તે જ ઓવીની દ્વિતીય પંક્તિ (તૃતીય ચતુર્થ ચરણ)નો ભાવાર્થ છે બ્રહ્મવસ્તુમા સામાન્ય અને વિશેષનો આરોપ, તત્ત્વવેત્તાઓ અને જીવોની સામાન્ય તથા વિશેષ જ્ઞાનદૃષ્ટિવડે આવેલો છે. વસ્તુત કેવળ ભેદશૂન્ય જ્ઞાનમાત્ર બ્રહ્મમાં સામાન્ય અથવા વિશેષ ધર્મનો સર્વથા અભાવ જ છે

आतां यावरी जे बोलणें । तें येणेंचि बोले शहाणे ॥
जें मौनाचेही निपटणे । पिऊनि गेले ॥ ९३ ॥

વિવરણ—હવે આમ છતાં વસ્તુવિશે બોલીને જેમની વિદ્વાન્ કિંવા ચતુર થવાની ઇચ્છા હોય, તેમણે મૌનને ઘોળીને પી જવું. એટલે કે, સર્વથા ન બોલવું તે જ વિશેષ ઉત્તમ બોલવું છે. વળી ન બોલવું એ તો ખરું જ, પરંતુ મૌનની સ્ફૂર્તિ માત્ર પણ રહેવા દેવી નહિ.

एवं प्रमाणें अप्रमाण । पण केलें प्रमाण ॥
दृष्टांतीं वाइली आण । दिसावयाची ॥ ९४ ॥

વિવરણ—એ પ્રમાણે, પ્રત્યક્ષ, ઉપમાન, અનુમાન અને શબ્દ એ ચારે પ્રમાણો-વડે બ્રહ્મવસ્તુવિશે એવું પ્રમાણ કરાયું કે, તેનું પ્રમાણ આપણે કરી શકતા નથી. પ્રત્યક્ષ પ્રમાણથી વસ્તુની સિદ્ધિ થતી નથી; કારણ કે, બ્રહ્મવસ્તુ ઘટાદિ વિષયવત્ પ્રત્યક્ષ નથી. ઉપમાન પ્રમાણવડે પણ બ્રહ્મવસ્તુની સિદ્ધિ થતી નથી; કારણ કે, બ્રહ્મવસ્તુ સદૃશ બીજી એવી કોઈ ઉપમા જ નથી. બ્રહ્મવસ્તુ પરમાર્થ અને સ્વયંપ્રકાશ હોવાથી ઇતર જડ અર્થ પ્રમાણે શબ્દદ્વારા તેનું પ્રકાશન થતું નથી; અને 'બ્રહ્મ છે' એવું અનુમાન કરવા જેટલી પ્રત્યક્ષ સામગ્રી જ્ઞાનમાત્ર બ્રહ્મમાં ન હોવાથી અનુમાન પ્રમાણવડે પણ તેની સિદ્ધિ થઈ શકતી નથી; એવી રીતે ચારે પ્રમાણોવડે આપણે બ્રહ્મવસ્તુની સિદ્ધિ કરી શકતા નથી, એવું જ પ્રમાણ એ ચારે પ્રમાણોએ કર્યું છે. દૃષ્ટાંતનો પણ ઉપમાન પ્રમાણમાં જ અંતર્ભાવ થતો હોવાથી ઇતર દાર્ષ્ટાંતને જેવી રીતે અમે દર્શાવીએ છીએ, તેવી રીતે બ્રહ્મવસ્તુને દર્શાવી શકતા નથી, એવી સર્વ દૃષ્ટાંતોએ પ્રતિજ્ઞાપૂર્વક પોતાની જબાની આપેલી છે.

आंगाचिया अनुपपत्ती । आटलिया उपपत्ती ॥
येथें उठली पांती । लक्षणाची ॥ ९५ ॥

વિવરણ—અનેક પ્રકારની સર્વ યુક્તિઓ (કલ્પનાઓ) બ્રહ્મવસ્તુના વિચારકાળમાં સ્વરૂપવડે લોપાઈ જાય છે; કારણ કે, તે બ્રહ્મવસ્તુ કલ્પનારહિત નિર્વિકલ્પ છે. તે જ પ્રમાણે જહત્ (મૂળના અર્થને ત્યાગી દેવો) અને અજહત્ (મૂળના અર્થને ન ત્યાગવો) તેમજ જહત્-અજહત્ (મૂળના કેટલાક અર્થને ત્યાગવો અને કેટલાકનો સ્વીકાર કરવો) એ ત્રણ લક્ષણાઓની પંક્ત ઉઠી ગઈ છે. તે એવી રીતે કે, જ્યાં વાક્યના શક્યાર્થને સ્વીકારવાથી વ્યવહાર ચાલી શકતો નથી, ત્યાં જહત્ લક્ષણાનો વિનિયોગ કરવો

પડે છે ઉદાહરણાર્થ, 'गङ्गाया घोष' (ગંગામાં ઘોષ) કોઈ એક ગૃહસ્થ હરિદ્વારમાં તીર્થયાત્રા કરવામાટે ગયો હતો અને તે યાત્રાળુને નિત્ય પ્રાતઃકાળમાં દૂધ પીવાની ટેવ હતી એથી તેણે પોતાના ઉપાધ્યાય (પંડ્યા)ને પૂછ્યું કે, "ગવળીનું ઘર કયાં છે વારુ?" એના ઉત્તરમાં પંડ્યાએ જણાવ્યું કે,–"ગંગાપર છે" પંડ્યાના કહ્યા પ્રમાણે તે ગૃહસ્થ ગંગાતીરે જઇને ગંગાના પ્રવાહપર આમતેમ જોવા લાગ્યો, પરંતુ ત્યાં એક પણ ગવળીનું ઘર નજરે ન પડતાં કેવળ પાણીજ સર્વત્ર દેખાવા લાગ્યું એટલે ત્યાંથી પાછો આવી તે પોતાના ઉપાધ્યાયને કહેવા લાગ્યો કે –"તમારા કહેવા પ્રમાણે હું ગંગાતીરે જઇને ગંગાપર (ગંગાના પ્રવાહપર) ગવળીનાં ઘરોની તપાસ કરવા લાગ્યો, પરંતુ ત્યાં મને એક પણ ઘર ન દેખાતાં કેવળ પાણી અને પાણી જ સર્વત્ર દેખાવા લાગ્યું" તેની એ વાર્તા સાંભળીને ઉપાધ્યાયે કહ્યું કે,–"અરે ગંગાપર એટલે ગંગાના પ્રવાહપર નહિ, કિન્તુ ગંગાના તીરપ્રાંતમાં, એવો અર્થ લેવો જોઇએ" હવે 'ગંગાપર' એ પદનો (ગંગાના પ્રવાહપર) એવોજ જો કે વાચ્યાર્થ થાય છે, તો પણ તેવા અર્થને સ્વીકારવાથી વ્યવહાર ચાલી શકતો નથી કારણકે, જળની સપાટીપર ગવળીનાં ઘરો હોવાં કદાપિ શકય નથી, અને તેથી વ્યવહારને ચલાવવામાટે વાચ્યાર્થનો ત્યાગ સારુ જહત્ લક્ષણાનો વિનિયોગ કરીને લક્ષ્યાર્થ જે 'તીરપ્રાંત' તેનો જ અહીં સ્વીકાર કરવો જોઇએ બીજી અજહત્ લક્ષણા છે ઉદાહરણાર્થ –'शोणो धावति' એટલે કે, 'લાલ દોડે છે' અહીં લાલ ગુણ છે, અને તે જડ હોઇને ગુણવાનનો આશ્રિત છે એટને 'લાલ દોડે છે' એ વાકયમાંનો વિશેષ્ય જે ગુણી, તેનો અહીં સ્વીકાર કરવો જોઇએ એટલે કે, 'લાલ ઘોડો દોડે છે' અથવા 'લાલ બળદ દોડે છે' એમ જ સમજવું જોઇએ એવી રીતે વિશેષ ગુણીનો જે સ્વીકાર કરવો, તેને અજહત્ લક્ષણા કહેવામાં આવે છે તૃતીય જહદજહત્ લક્ષણા છે, તેનો પણ 'तत्त्वमसि' મહાવાકયના વાચ્યાર્થમાં ઉત્પન્ન થતો વિરોધના નિરસનપ્રતિ વિનિયોગ કરવામાં આવે છે. 'तत्त्वमसि' એ મહાવાકય 'त्वम् तत् असि' એવી) રીતે ત્રણ શબ્દોનું બનેલું છે એમાંના 'त्वम्' પદનો વાચ્યાર્થ, અવિદ્યાવિશિષ્ટ, અલ્પશક્તિમાન્ અને પરતંત્ર જીવ છે, અને 'तत्' પદનો વાચ્યાર્થ, માયાવિશિષ્ટ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને સ્વતંત્ર ઈશ્વર છે, અને 'असि' એ પદનો અર્થ કેવળ 'છે' છે એટલે કે 'असि' પદ જીવ અને ઈશ્વરના સ્વભાવસિદ્ધ ઐકયને દર્શાવે છે એવી રીતે 'तत्त्वमसि' એ સમસ્ત વાકયના અર્થનો વિચાર કરવા જતાં એક મહાવિરોધ આવી પડે છે અને તે આ પ્રમાણે,–

અવિદ્યાવિશિષ્ટ અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન્ અને પરતંત્ર જીવો તે માયાવિશિષ્ટ, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ અને સ્વતંત્ર ઈશ છે; એવો એનો અર્થ થાય છે. આ વિરોધ તાત્ત્વિક જીવ ઈશના ચૈતન્ય સ્વરૂપમાં નથી, કિંતુ અન્યનિષ્ટ એટલે કે, માયા અને અવિદ્યાકૃત છે. તે માયા અને અવિદ્યાનો ત્યાગ કરીને જીવેશના લક્ષ્ય કૂટસ્થનો તથા બ્રહ્મ ચૈતન્યના એકત્વનો સ્વીકાર કરવો, તેને જ જહદજહત્ લક્ષણા કહેવામાં આવે છે. ઉદાહરણાર્થઃ—કોઈ બે મિત્રો તીર્થયાત્રા કરવામાટે કાશીક્ષેત્રમાં ગયા હતા; સોના બજારમાંથી જેના શરીરપર જરીનું અંગરખુ છે, મસ્તકપર મંદિલ છે અને ગળામાં મોતીઓનો કંઠો છે, એવા ઠાઠમાઠવાળા દેવદત્ત નામના એક ગૃહસ્થને પાલખીમાં બેસીને જતો તે બે મિત્રોએ જોયો. ત્યારપછી તે બન્ને મિત્રો તીર્થયાત્રાના કાર્યને આટોપીને પોતાના ગામમાં પાછા આવી લાગ્યા. કેટલાક દિવસ પછી તેબન્ને મિત્રોએ જેને તેમણે મોટા ઠાઠમાઠમાં કાશીક્ષેત્રમાં જોયો હતો, તે જ દેવદત્તને પોતાના ગામમાં બહુ જ કંગાલ અને ભિક્ષુકની અવસ્થામાં જોયો. તે બે મિત્રોમાંના એકે તેને ઓળખ્યો અને તરત પોતાના બીજા મિત્રને પૂછ્યું કે;—"આ મનુષ્ય કોણ છે—આને તેં ઓળખ્યો કે?" એના ઉત્તરમાં તે મિત્રે જણાવ્યું કે,—"ના, હું એને ઓળખી શકતો નથી." એ ઉત્તર સાંભળીને પ્રથમ મિત્રે તે બીજા મિત્રને ગતવાર્તાનું સ્મરણ કરાવતા જણાવ્યુ કે,—"કાશીના બજારમાં જેને આપણે રાજાના ઠાઠમા જોયો હતો, તે જ મહાન્ ગૃહસ્થ આ દેવદત્ત છે." પરંતુ આ કથનને તે બીજા મિત્રે સત્ય માન્યુ નહિ. તે આશ્ચર્યપૂર્વક કહેવા લાગ્યોઃ કે,—"દેવદત્ત આ ભિક્ષુક કેમ કરીને હોઈ શકે વારુ? કારણુ કે, તે તો રાજા સમાન હતો અને આ તો ઘરઘર ભિક્ષા માગતો ફરે છે. એટલું જ નહિ, પણ આ તે જ દેવદત્ત છે, એમ કહેવામાં એક બીજો પણ વિરોધ આવે છે, અને તે એ કે, 'આ' એ શબ્દ (સર્વનામ) સમીપદેશદર્શક છે, અને 'તે' શબ્દ (સર્વનામ) દૂરદેશદર્શક છે, એટલામાટે 'આ તે છે' એમ કહેવું, તે 'સમીપદેશ દૂરદેશ છે' એવા વિરોધાત્મક વચન સમાન જ કહી શકાય. એટલુ જ નહિ, પણ 'આ તે છે' એમ કહેવામાં વળી એક તૃતીય વિરોધ પણ આવી પડે છે, અને તે એવી રીતે કે, 'આ' શબ્દ વર્ત્તમાનકાળદર્શક છે અને 'તે' પદ ભૂતકાળદર્શક છે, એટલામાટે 'આ તે છે' એમ જે કહેવું, તે 'વર્ત્તમાન કાળ ભૂતકાળ છે' એમ કહેવા સમાન જ છે. અર્થાત્ 'આ તે દેવદત્ત છે' એમ કહેવું સંભવતુ નથી." પોતાના મિત્રનું એ ભાષણ સાંભળીને તે પ્રથમ મિત્ર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ કાશીમાં જોયેલો

દેવદત્ત જ હોવા છતાં મારો મિત્ર એને જે ઓળખી શકતો નથી, તેનું કારણ મારા મિત્રે કહેલો વિરોધ છે; પરન્તુ એ વિરોધ દેવદત્તના પોતાના દેહમાંનો નથી, કિ ઉપાંગમાંનો છે," એ પ્રમાણેનો વિચાર કરીને પોતાના મિત્રને તેનો પરિચય થાય એવા હેતુથી તે કહેવા લાગ્યો કે;–"તું આ દેવદત્તના હાથમાંની ઝોળી અને એના ફાટેલાં કપડાંની દષ્ટિને ત્યાગી દે; તેમ જ આ સમીપદેશ તથા દૂરદેશરૂપ કાશીની કલ્પનાનો પણ ત્યાગ કરી દે તેમ જ 'આ' અને 'તે' ના વર્તમાન કાળ તથા ભૂત કાળની દષ્ટિનો પણ પરિત્યાગ કર અને કેવળ દેવદત્તની દેહદષ્ટિનો જ સ્વીકાર કર, એટલે પછી આ તે દેવદત્ત છે, એવો તરત તને પરિચય થઈ જશે." પ્રથમ મિત્રનું એ ભાષણ સાંભળીને અને વિરોધદષ્ટિનો ત્યાગ કરીને કેવળ દેવદત્તની દેહદષ્ટિનો સ્વીકાર કરી જેવો તે દ્વિતીય મિત્ર તેને જોવા લાગ્યો કે, તરત તેને એ જ્ઞાન થઈ આવ્યું કે, 'આ તે જ દેવદત્ત છે.' એવી જ રીતે અવિદ્યાકૃત, અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન્ અને પરતંત્ર ઇત્યાદિ 'त्वम्' પદની વાચ્યરૂપ દષ્ટિનો ત્યાગ કરીને તેમ જ માયાકૃત, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને સ્વતંત્ર આદિ 'तत्' પદની વાચ્યસ્વરૂપ દષ્ટિનો પણ ત્યાગ કરીને ઉભયમાંના એક કૂટસ્થ અને બ્રહ્મ સંહિત ચૈતન્યની દષ્ટિનું જે ગ્રહણ કરવું, તેને જ જહદજહત્ લક્ષણા કહેવામાં આવે છે. પરન્તુ એવી એ લક્ષણાનો અવિદ્યાવિશિષ્ટ જીવ અને માયાવિશિષ્ટ ઈશ એ ઉભય ધર્મ રહિત, નિર્ધર્મ, અખંડ અને એકરસ જ્ઞાનમાત્ર બ્રહ્મમાં શો ઉપયોગ થવાનો હતો વારુ? અર્થાત્ કાંઈ પણ નહિ. અને એટલામાટે જ 'લક્ષણાઓની પંગત ઉઠી ગઈ' એવો મૂળમાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ઉદ્ગાર કાઢેલો છે.

उपाय मागिला पायें । घेऊनि जाले वायें ॥
प्रतीति सांडिली सोयें । प्रत्ययाची ॥ ९६ ॥

વિવરણ–'આગલો પેડે ને પાછલો હુશિયાર' એ ન્યાયથી ઉપાયોએ પાછલા પગે જ પલાયન કરી દીધું, અને અનુભવ તો બિચારો બ્રહ્માનુભવ ઘટાદિ વિષયવત્ ન હોવાથી હાથ ટેકીને જ્યાંનો ત્યાં જ બેસી ગયો.

येथें निर्धारेंसीं विचार । निमोनि जाला साचार ॥
स्वामीच्या संकटीं शूर । सुभट्ट जैसा ॥ ९७ ॥

વિવરણ–અહીં વિચારે નિશ્ચયસહિત મરી જઈને વસ્તુની સિદ્ધિ કરી. વિચારવડે જેનો નિરાસ થાય છે, તે પ્રપંચ; અને જ્યાં વિચાર પોતે પણ મરી જાય

છે, તે બ્રહ્મ. જેવી રીતે, વાયુથી ઉડી-વિખેરાઈ જાય છે તે મેઘ, અને વાયુનો જ જ્યાં લોપ થાય છે, તે આકાશ. અર્થાત્ વિચારનો જ્યાં અંત થાય છે, તે બ્રહ્મ છે, એમ સમજવું. જેવી રીતે, કોઈ એક મહા શૂરવીર યોદ્ધો પોતાના સ્વામીના કાર્યમાટે શત્રુપર ચઢી જાય છે, અને પોતાના પરાક્રમવડે શત્રુનો પરાજય કરી નાખે છે, અને કોઈવાર તો તે પરાક્રમ કરતાં પોતે મરી જઈને પણ સ્વામીને યશોભાગી બનાવે છે; તે જ પ્રમાણે વિચાર પોતે અદશ્ય થઈને બ્રહ્મની વ્યક્તતા કરે છે.

नाना नाश साधुनी आपुला । बोध बोधें लाजिन्नला ॥
नुसधेपणें थोटावला । अनुभवू जेथ ॥ ५८ ॥

વિવરણ–અથવા બોધરૂપ બ્રહ્મસમક્ષ બોધવૃત્તિનો લોપ થઈ ગયો; એટલે કે તે લજાઈ ગઈ. બ્રહ્મવસ્તુ કેવળ જ્ઞાનમાત્ર હોવાથી અનુભવવૃત્તિએ બ્રહ્મસમક્ષ આવીને પોતાનાં શસ્ત્રોને સાગી દીધાં.

भिंगाचिया चडळा । पदराचा पुंज वेगळा ॥
करितां जैसा निफळा । आंगाचा होये ॥ ५९ ॥

વિવરણ–અબરખનો એક ગોળ કટકો લઈને તેનાપરના પડોને ઉખેડતા જઈએ તો ધીમે ધીમે તે કટકાના અંગનો જ નાશ થઈ જાય છે.

कां गजबजिला उबा । पांघुरणें केळीचा गाभा ॥
सांडी तेव्हेळीं उभा । कैचा कीजे ॥ ६० ॥

વિવરણ–કેળનો ગર્ભ પોતાને કાંઈ પણ અસ્વસ્થતા થવાથી જો પોતાના પડોને કાઢી જ નાખવા માંડે, તો તે કેળનો ગર્ભ ઉભો કેમ કરીને રહી શકે વારુ? અર્થાત્ તેના સર્વાંગનો નાશ જ થઈ જવાનો.

तैसें अनुमाव्य अनुभाविक । इहीं दोहीं अनुभूतिक ॥
ते गेलिया कैंचे एक । एकासीचि ॥ ६१ ॥

વિવરણ–તે જ પ્રમાણે અનુભવ, અનુભાવ્ય (જેનો અનુભવ કરવાનો તે) અને અનુભાવિક (અનુભવને કરનારા) સહિત ચાલ્યો ગયો, એટલે કે જ્યાં અનુભવની ત્રિપુટી જ અદશ્ય થઈ ગઈ, ત્યાં પછી એક એકનો એક બીજા સાથે શો સંબંધ ત્યો વારુ? અર્થાત્ તેનો કશો પણ સંબંધ રહી શકતો નથી.

अनुभवा हा ठावोवरी । आपुलीच अनवसरी ॥
तेथें अक्षराची हारी । वाइल काई ॥ ६२ ॥

વિવરણ–ઉપર કલાપ્રમાણે, જ્યાં અનુભવની ત્રિપુટી જ અદૃશ્ય થઈ જાય છે, (જ્યાં અનુભવની દાળ ગળતી નથી અને અનુભવને ટકવામાટેનો કાળ પણ મળતો નથી) ત્યાં અક્ષરોની પંક્તિ તો ક્યાંથી જ આગળ ચાલી શકે? કારણ કે, કોઈ પણ વસ્તુનું અનુભવ કર્યા પછી જ શબ્દવડે વર્ણન કરી શકાય છે; પણ અનુભવનો જ જ્યાં અભાવ થઈ જાય, ત્યાં શાબ્દિક વર્ણન કેમ કરીને સંભવે વારુ?

कां परेसी पडे मिठी । तेथें नादा सकु तुटी ॥
मा वावरीजेल वोठी । हें कें आहे ॥ ६३ ॥

વિવરણ–જ્યાં પરાવાણી લુપ્ત થાય છે, ત્યાં નાદની રેષા પડી શકતી નથી. એની અવસ્થામાં એ વાર્ત્તાને ઓષ્ઠો (હોઠો) ખોલી બતાવે, એમ કેમ કરીને બની શકે વારુ?

चेइलिया पाठीं । चेवणयाच्या गोठी ॥
कीं धाला धैंसे पाठीं । रंधनाच्या ॥ ६४ ॥

વિવરણ–નિદ્રામાંથી પૂર્ણ જાગૃત થવા પછી જાગૃત કરવાની વાત ક્યાં રહે છે વારુ? જમીને (ભોજન કરીને) તૃપ્ત થયેલો પુનઃ સ્વયપાક (ભોજન) ની પાછળ શામાટે લાગે વારુ? અર્થાત્ એમ થવાનું જ નહિ.

उदेलिया दिवसपति । तै कीं दिवे सेजे येती ॥
वांचूनि पिकला शेती । सुइजताती नांगर काई ॥ ६५ ॥

વિવરણ–સૂર્યનો ઉદય થતાં જ દીપકો નિદ્રાવશ થઈ જાય છે, એટલે કે, સર્વથા નિસ્તેજ થાય છે; તેમ જ ખેતરમાં પાકેલા પાકને કાઢી લીધા વિના તે ખેતરમાં હળ ફેરવવામાં આવી શકે છે કે? નહિ જ.

ज्ञानोनि बंधमोक्षाचें व्याज । नाहीं निमालें काज ॥
आतां निरुपण भोज । बोलणें जरी ॥ ६६ ॥

વિવરણ–અર્થાત્ બંધમોક્ષનું નિમિત્ત જે અજ્ઞાન અને જ્ઞાન તે ચાલ્યું ગયું, એટલે કે, બ્રહ્મમાં જ્ઞાનાજ્ઞાન ધર્મનો સર્વથા અભાવ જ છે. હવે શબ્દ જો નિરૂપણનું કૌતુક કરે, તોય મૂળમાં શબ્દની શક્તિ જ કેટલી છે વારુ! અર્થાત્ શબ્દની કેટલી શક્તિ છે, એ નીચેની બે ઓવીઓમાં કહેવામાં આવે છે. આ ઓવી અને આ પછીની બે ઓવીઓ, એવી રીતે ત્રણ ઓવીઓમાં હવે પછીના પ્રકરણનું અવતરણ કરેલું છે.

आणि पुढिला कां आपणापें । वस्तु विसराचेनि हातें हारवे ॥
मग शब्देंचि घेपे । आठवूनियां ॥ ६७ ॥

વિવરણ—પોતાના અથવા બીજા કોઇના હાથે કોઈ વસ્તુ તેની વિસ્મૃતિ થતાં ખોવાઈ જાય છે; તો તે વસ્તુની કોઇએ શબ્દવડે સ્મૃતિ કરાવતાંની સાથે જ પાછી પ્રાપ્ત થાય છે અર્થાત્ ભૂલાયલી વસ્તુનું શબ્દવડે સ્મરણ થઈ આવે છે.

येतुलियाही परौतें । चांगावें नाहीं शब्दातें ॥
जरी स्मारकपणें कीर्तीतें । मिरवी हा जगीं ॥ ६८ ॥

વિવરણ—શબ્દ આપણા પોતાના અથવા તો બીજા કોઇના હાથે ખોવાયલી વસ્તુનું સ્મરણ કરાવી આપે છે. હવે શબ્દ જો કે જગતમાં એવી સ્મારકતાની કીર્તિ મેળવીને ફરતો હોય, તો પણ શબ્દની ઉત્તમતા કેવળ એટલી જ છે. આ જ વિચાર છઠ્ઠા પ્રકરણના આરંભમાં કરેલો છે; એટલે કે, શબ્દની ઉત્તમતા અથવા સ્મારકતાની કીર્તિનો વિસ્તાર કેટલી સીમા પર્યન્ત છે, એનો વિચાર તેમાં કરાયો છે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे सच्चिदानंदपदत्रय विवरणं नाम पंचम प्रकरणं संपूर्णम् ।

---

## ષષ્ઠ પ્રકરણ

### શબ્દખણ્ડન

,बाप उपेगी वस्तु शब्दु । स्मरणदानीं प्रसिद्धु ॥
अमूर्ताचा विशद्धु । आरिसा नव्हे ॥ १ ॥

વિવરણ—શબ્દનું માહાત્મ્ય શું કહેવું? શબ્દ એક મહા ઉપયોગી વસ્તુ છે. કારણ કે, સ્મૃતિદાન આપવામાં એની મહા પ્રસિદ્ધિ છે. અમૂર્ત જે જીવાત્મા ને પોતાના સ્વરૂપને ભૂલી ગયો છે, તેને પાછો સ્વરૂપસ્મૃતિના (પ્રત્યયના) પ્રદેશમાં લાવનાર શબ્દ દર્પણ નથી કે શું? જેવી રીતે દર્પણ આપણને અજ્ઞાતમુખનું જ્ઞાન કરાવી આપે છે, તેવી રીતે 'तत्वमसि' મહાવાક્યરૂપ શબ્દવડે જીવને સ્વાત્મત્વનું જ્ઞાન થાય છે; એટલામાટે શબ્દ અમૂર્તનું સ્વાત્મતત્ત્વદર્શક દર્પણ છે, એમ મૂળમાં કહેલું છે.

पाहते अरिसा पाहे । येथें कांहींचि नवल नव्हे ॥
परि दर्पणें येणें होये । न पाहते पाहते ॥ २ ॥

વિવરણ—જેઓને પોતાનો પ્રતિબિંબ દર્પણમા દેખાય છે, એમા કાંઈ આશ્ચર્ય નથી. પરતુ એ શબ્દરૂપ દર્પણમાં તો આંધળો પણ દેખી શકે છે બીજા દર્પણ કરતાં આ દર્પણ વધારે ગુણવાન્ છે, કારણ કે, બીજા દર્પણમા આંધળો પોતાના પ્રતિબિંબને જોઈ શકતો નથી અને દર્પણથી પણ અધને નેત્ર અપાતાં નથી, પરતુ તેવો પ્રકાર શબ્દદર્પણનો નથી. જુઓ, જીવ પોતાના સ્વરૂપવિશે અધ છે અને તેને શબ્દસ્વરૂપ દર્પણ નેત્ર આપે છે, એટલે કે, સદ્ગુરુએ ઉપદેશેલા શબ્દના શ્રવણથી સચ્ચિદ્બ્રહ્મને આત્મવિચારદૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને તેના યોગે આત્માનો સાક્ષાત્કાર થાય છે.

वडिला अव्यक्ताचिया वंशा । उद्योतकार सूर्य जैसा ॥
येणें एकें गुणें आकाशा । अंबरत्व ॥ ३ ॥

વિવરણ—અવ્યક્ત એટલે પરમાત્મતત્ત્વ અથવા માયાના વશમા શબ્દ સૂર્ય સમાન પ્રકાશક અને કુલદીપક જન્મેલો છે કુલદીપક પુત્રના જન્મવાથી તે કુળ પ્રથમ અપ્રસિદ્ધ હોવા છતાં સર્વ લોકોમાં પ્રસિદ્ધિને પામે છે પરતુ પ્રસિદ્ધ કુળમાં કુળાંગાર પુત્રનો જન્મ થવાથી તે સમસ્તકુળની કીર્તિ તથા મહત્તાને પાણીમાં ડુબાવી દે છે પણ, અવ્યક્ત માયાના કુળમાં જન્મેલો શબ્દ એવા પુત્રોમાંનો નહિ કિન્તુ ઉત્તમ કુળદીપક છે જે માયા મિથ્યા છે, તે અવ્યક્ત માયામાંથી મહત્તત્ત્વાદિ પચ ભૂતો અને તેમનામાથી આ સર્વ ભૌતિક સૃષ્ટિ બનેલી છે, એવી રીતે આ સર્વ કેવળ એક અવ્યક્ત માયાનું જ પરિણામ છે એટલામાટે જગતનું ઉપાદાન કારણ જે અવ્યક્ત અનિર્વચનીય અને અસત્ માયા, તેના સ્વભાવની જ મહત્ તત્ત્વાદિક ભૌતિક સૃષ્ટિ છે, એટલે કે, તે સૃષ્ટિ સદસદ્ વિલક્ષણ અનિર્વચનીય અસત્ છે એવી રીતે મહત્ તત્ત્વથી તે ભૌતિક સૃષ્ટિ પર્યન્ત સર્વ અસત્ છે. પરતુ એ અસત્પણાથી રહેનારી માયાદિ ભૂત ભૌતિક સૃષ્ટિ સત્ય છે, એમ શબ્દે વ્યવહારમા ભાસ કરાવેલો છે એટલે કે, માયા, મહત્ તત્ત્વ અને સત્ત્વ આદિ ત્રણ ગુણ અને પચભૂતો તેમજ તેમનામાંથી બનેલી ભૌતિક સૃષ્ટિ એ સર્વને તેમનાં લક્ષણો સહિત શબ્દ જ જીવના પરિચયમાં લઈ આવ્યો છે શબ્દ આકાશનો ગુણ હોવાથી ગુણવાન્ જે આકાશ કિંવા અબર તેની શબ્દવડે સિદ્ધિ થાય છે. નહિ તો બીજા પૃથ્વી, આપ, તેજ અને વાયુ

એ ચારે ભૂતોની સિદ્ધિ ઇંદ્રિયદ્વારા થાય છે, એટલે કે, તેમનું અસ્તિત્વ ઇંદ્રિયોના જાણવામાં આવી શકે છે. પણ આકાશનું તેમ નથી. આકાશનો ગુણ જે શબ્દ, તે શબ્દનો જો અભાવ હોય, તો આકાશ શૂન્ય થઈ જવાનું અર્થાત્ અંબરત્વ એ શબ્દનું અસ્તિત્વ આકાશગુણરૂપ શબ્દના આધારે જ ટકી રહેલું છે.

आपण तंव खपुष्प । परी फळ दे जगद्रूप ॥
शब्द मवि तें अमुप । फोण आहे ॥ ४ ॥

વિવરણ–શબ્દ પોતે ભાસતો નથી, એટલે કે, ગોચર થતો નથી; કારણ કે તે ખપુષ્પ (આકાશકુસુમ) સમાન છે. જો કોઈ આપણને અપશબ્દ બોલી જાય, તો તેના તે શબ્દને આપણે તાડન કરી શકતા નથી. વિચાર કરી જોતાં, શબ્દ ઉત્પન્ન થવા પૂર્વે અને લીન થવા પછી શબ્દ જેવું કાંઈ પણ સિદ્ધ થતું નથી અને મધ્યકાળે શબ્દ પ્રકટ હોવા છતાં પણ તેનું વસ્તુત્વ સિદ્ધ થઈ શકતું નથી. કારણ કે, જે વસ્તુ આદિ અને અંતમાં નથી, તે મધ્યમાં પણ નથી જ. શબ્દ તેના પ્રાકટ્યકાળમાં જો કર્ણેન્દ્રિયને ભાસે, તો પણ શબ્દ એક સ્વતંત્ર વસ્તુ છે, એમ તો કદાપિ કહી શકાય જ નહિ; શબ્દ તે પરમાણુઓના એકપર એક આઘાત થવામાં ભાસનારો ધ્વનિ છે; અને એટલામાટે જ મૂળમાં શબ્દને ખપુષ્પ સમાન કહેલો છે. હવે એ શબ્દ જો કે ખપુષ્પ સમાન છે, તો પણ તેણે આ જગત્ સમાન ફળ આપેલું છે. એટલે કે, પ્રથમમાં મૂળ 'एकोऽहम्' (હું એક છું) એવો જે સ્ફુરદ્રૂપ શબ્દ ઉદ્‌ભવ્યો હતો, તે શબ્દવડે જ આકાશાદિ સર્વ ભૂત ભૌતિક પ્રપંચની સિદ્ધિ થયેલી છે. સૃષ્ટિના ઉપસંહારકાળમાં પણ કાર્યનો ઉપસંહાર થતાં થતાં અંતે અવશિષ્ટ રહેલા આકાશતત્ત્વને પણ પ્રણવ ગળી જાય છે. અહીં કોઈ એવી આશંકા કરશે કે, શબ્દ આકાશનો ગુણ હોવા છતાં શબ્દમાંથી ગુણવાન્ આકાશ કેમ થયું વારુ? તો વાસ્તવિક જે તત્ત્વના જે ગુણો છે, તે જ તેનાં કારણો પણ છે; એટલે કે, શબ્દ જો કે આકાશનો ગુણ છે, તો પણ તેની સાથે જ આકાશનું કારણ પણ શબ્દ જ હોઇને, આકાશમધ્યે તે ગુણના રૂપે પ્રકટ થયેલો છે. એવી જ રીતે વાયુથી તે પૃથ્વીપર્યન્ત જે ભૂતો છે, તેમના જે ગુણ તે જ તેમનાં કારણો હોઇને તે તે ભૂતોમાં તે તે કારણો ગુણરૂપે ભાસ્યા કરે છે. એવી રીતે સર્વે ભૂત ભૌતિક પ્રપંચોનું મૂળ કારણત્વ પ્રણવ શબ્દમાં સમાવિષ્ટ થતું હોવાથી 'તે જગદ્રૂપ ફળ આપે છે' એમ મૂળમાં કહેલું છે. શબ્દ જો કોઈ પણ વસ્તુને આપવા બેસે (કોઈ પણ વસ્તુનું વર્ણન કરવાને તૈયાર થાય) તો તેનાથી માપી ન શકાય (વર્ણવી ન શકાય) એવું શું છે વારુ?

विधिनिषेधांचिया वाटा । दाविता हाचि दिवटा ।
बंधमोक्ष कालिकटा । शिष्ट हाचि ॥ ५ ॥

*વિવરણ*—શબ્દ વિધિનિષેધના માર્ગને બતાવનાર મશાલચી જ છે. એટલે કે, વૈદિક શબ્દોએ 'અમુકને વિધિ કહેવો અને અમુકને નિષેધ જાણવો,' એમ કહેલું છે અને એટલામાટે જ શબ્દને મૂળમાં 'વિધિનિષેધનો માર્ગદર્શક મશાલચી' કહેલો છે બંધ અને મોક્ષ એ પરસ્પર વિરુદ્ધ કલ્પનાઓ, જ્ઞાનમાત્ર બ્રહ્મમાં, શબ્દે જ ઉભી કરેલી છે. વળી એ વિરુદ્ધ કલ્પનાઓનો નિકાલ (નિરાસ) કરનારો સભ્ય ન્યાયાધીશ પણ એ શબ્દ જ છે. એટલે કે, દેહત્રયનો દ્રષ્ટા, અસંગ સચ્ચિદાનંદરૂપ, અને નિત્યમુક્ત આત્મા હું છુ, એવી જે જ્ઞાનવૃત્તિ તેને મોક્ષના નામથી ઓળખવામા આવે છે હવે મોક્ષનું જે એ લક્ષણ, તે પણ શબ્દે જ પ્રકટ કરેલું છે હું દેહ છુ, હું જન્મનાર છું, હું મરનાર છુ, હું સુખી છુ અને હું દુખી છુ ઇત્યાદિ અન્ય ઉપાધિમય ધર્મોને આત્મતત્ત્વમાં જોનારી જીવદશાને બંધ કહેવામાં આવે છે, પરતુ એ બંધના એવા લક્ષણને પણ એ શબ્દે જ વ્યક્ત કરેલું છે પરમાર્થત કેવળ એક ચૈતન્ય માત્ર છે—તેમા વિદ્યા પણ નથી અને અવિદ્યા પણ નથી, ગુણો પણ નથી અને ગુણોના કાર્યરૂપ વ્યષ્ટિસમષ્ટ્યાત્મક સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ પણ નથી, જીવ પણ નથી અને ઈશ પણ નથી, પ્રવૃત્તિ પણ નથી અને નિવૃત્તિ પણ નથી, તેમ જ બંધ પણ નથી અને મોક્ષ પણ નથી, એવી રીતે પારમાર્થિક કેવળ ચૈતન્યસત્તામાં સર્વનો નિષેધ દર્શાવીને સર્વત્ર એક પારમાર્થિક ચૈતન્ય સત્તા જ વ્યાપેલી છે, એમ સિદ્ધ કરનાર પણ એ શબ્દ પોતે જ છે.

हाचि अविद्येच्या आंगीं पडे । तैं नाथिलें ऐसें रूढे ॥
न लाहिजे तीन कवडे । साचा वस्तु ॥ ६ ॥

વિવરણ—શબ્દ મિથ્યા અવિદ્યાના પક્ષને સ્વીકારે છે, એટલે કે, અવિદ્યા અને અવિદ્યાના કાર્યરૂપ સર્વ જગત્ મિથ્યા હોવા છતાં એ સર્વને સત્યત્વથી વ્યવહાર રૂઢિમાં લાવે છે. શબ્દ જો કે આવો પરાક્રમી છે, તો પણ ત્રિકાળાબાધ્ય જ્ઞાન માત્ર આત્મવસ્તુપાસેથી તે ત્રણ કોડી પણ મેળવી શકતો નથી—એટલે કે, એ શબ્દની આત્મતત્ત્વમાં ત્રણ કોડીની પણ કીમત નથી

शुद्धा शिवाच्या शरीरीं । कुमार हा जीउ भरी ॥
जोवि आगे पंचाक्षरीं । तेंविचि मोलु ॥ ७ ॥

**વિવરણ**–શિવ શુદ્ધ છે; કારણ કે, તેનામાં મલ, વિક્ષેપ, આવરણ, કામ અને ક્રોધ આદિ દોષોનો અભાવ છે. તેવા શિવને નઠારો માર મારીને તેના અંગમાં એ શબ્દ અશુદ્ધ અને મૂર્ખ જીવિતને ખેંચી લાવે છે; એટલે કે, તું જન્મનાર અને મરનાર છે, અલ્પજ્ઞ છે, અલ્પશક્તિમાન્ છે, પરતંત્ર છે, દીન છે, દુઃખી છે અને પાપી છે, એવો તેને ભાસ કરાવે છે; એ સાંભળીને તે શિવ એ મિથ્યા ધર્મોને પોતાના અંગમાં સ્વીકારી લઇને પોતે મૂળ શુદ્ધ શિવ હોવા છતાં અશુદ્ધ જીવ દશામાં પડી જાય છે. એવી રીતે શબ્દ જેનું નામ નિશાન પણ નહોતું, તેવી જીવદશાને શુદ્ધ શિવના પાલવે બાંધી દે છે, તેમ જ તેને પાછો તે દશામાંથી કાઢનારો પણ શબ્દ જ છે. તે એવી રીતે કે,

"न त्वं देहो नेन्द्रियाणि न प्राणो न मनो न धी.॥
निकारित्वाद्विनाशित्वाद् दृश्यत्वाच्च घटो यथा" ॥

–એટલે કે,–"તું દેહ નથી, ઇંદ્રિયો નથી, પ્રાણ નથી, મન નથી અથવા બુદ્ધિ નથી; કિન્તુ આ વિકારી અને વિનાશી તને ઘટવત્ દૃશ્ય છે." એવો ઉપદેશ આપીને જીવને પુનઃ શિવપણાની સ્થિતિમાં લાવી મૂકનારો પણ શબ્દ જ છે. એનો અંગસ્વભાવ પચાક્ષરી (જાદૂગર) જેવો છે; કારણ કે, પચાક્ષરી અંગમાં ભૂત લાવે છે અને અંગમાંના ભૂતને કાઢનાર પણ તે પચાક્ષરી જ હોય છે.

जीव देहें बांधिला । तो बोले एके सुटला ॥
आत्मा बोले भेटला । आपणपया ॥ ८ ॥

**વિવરણ**–દેહાભિમાનથી બદ્ધ થયેલા જીવને સદ્ગુરુ એક 'तत्वमसि' મહાવાક્યનો બોધ કરે છે, અને તેના યોગે 'હું દેહેન્દ્રિયસાક્ષી આત્મા છું,' એવું આત્મજ્ઞાન થાય છે. એવી રીતે 'तत्वमसि' એ એક જ શબ્દ જીવને બંધનમાંથી મુક્ત કરીને આત્માનો મેળાપ કરાવી આપે છે,

दिवसातें उगो गेला । तंव रात्रींचा द्रोहो आला ॥
ह्मणोनी सूर्यो या बोला । उपमा नव्हेचि ॥ ९ ॥

**વિવરણ**–સૂર્ય ઉદિત થઇને દિવસને પ્રકટ કરે છે ખરો, પરંતુ દિવસથી વિરુદ્ધ જે રાત્રિ, તેને તો તે પ્રથમથી જ મારી નાખે છે, અને એટલામાટે સૂર્ય શબ્દની ઉપમાને પામી શકતો નથી–અર્થાત્ શબ્દની બરાબરી કરી શકતો નથી. કારણ કે,

પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ પરસ્પર બે વિરુદ્ધ સ્થિતિઓને એકલો શબ્દ જ ચલાવ્યા કરે છે, એમ નીચે કહેવામાં આવશે.

जे प्रवृत्ति आणि निवृत्ति । विरुद्धा इया ह्यातु घरिती ॥
मग शब्देंचि चालती । एकलेनि ॥ १० ॥

વિવરણ—પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ પરસ્પર વિરુદ્ધ માર્ગોને શબ્દ એક સમયાવચ્છેદે ચલાવ્યા કરે છે; એટલે કે, વિવેક, વૈરાગ્ય, અને શમ આદિ ષટ્સંપત્તિ, મુમુક્ષુત્વ, શ્રવણ, મનન, નિદિધ્યાસ, અને સમાધિ એવા એ નિવૃત્તિમાર્ગનું પ્રકાશન શબ્દે જ કરેલું છે; અને જે જે વર્ણમાં જન્મેલો હોય, તે વર્ણાશ્રમને અનુકૂળ થઈ પડે, તેવાં કર્મોનું એટલે કે, પ્રવૃત્તિમાર્ગનું પ્રકાશન પણ શબ્દે જ કરેલું છે. એટલામાટે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભય માર્ગોનો પ્રકાશક એક શબ્દ જ છે.

सहाय आत्मविद्येचे । कराक्या आपण वेचे ॥
गोमटे काय शब्दाचे । एकैक वानूं ॥ ११ ॥

વિવરણ—જીવ, આ સકળ સંસાર સુખદુઃખ અને શોકના જાળમાંથી એક સ્વાત્મજ્ઞાનવડે જ મુક્ત થાય છે, એમ ધારીને મુમુક્ષુજન આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે સત્સંગતિથી સત્ શાસ્ત્રનો અભ્યાસ કરે છે. એવા એ સાધક જનોને આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટેના તેમના કાર્યમાં શબ્દ સાહાય્ય આપે છે અને તે સાહાય્ય આપતાં પોતે નષ્ટ થાય છે. કારણ કે, અન્યવસ્તુનું જ્ઞાન શબ્દ પોતે જીવતો રહીને આપે છે, પણ તેવો પ્રકાર આત્મજ્ઞાનનો નથી; કારણ કે, આત્મવસ્તુ અપરિચ્છિન્ન, ચિદ્રૂપ અને સ્વયંપ્રકાશ છે અને તેથી જડ શબ્દાદિવડે તેનું પ્રકાશન થતું નથી, ઉલટો, શબ્દ આત્મજ્ઞાન આપવાના માર્ગમાં વળ્યો કે તે પોતે જ લુપ્ત—નષ્ટ—થઈ જાય છે અને તેના લોપમાં જ આત્મજ્ઞાન અભિવ્યક્ત થાય છે. એવો એ શબ્દ ઇતર પરોપકારીઓ કરતાં શ્રેષ્ઠ પરોપકારી છે. ઇતર પરોપકારીઓ બીજાપર ઉપકાર કરે છે, પરંતુ જે પરોપકારમાં પોતાના નાશનો પ્રસંગ આવી લાગે છે, ત્યાં માત્ર તેઓ પોતાની પરોપકારબુદ્ધિનો ત્યાગ કરીને પાછાં પગલાં કરી જાય છે. પરંતુ શબ્દનો પ્રકાર તેવો નથી. શબ્દ તો ઉપર કહ્યા પ્રમાણે પોતે વિનષ્ટ થઇને બીજાને આત્મજ્ઞાન મેળવી આપે છે. શબ્દની એવી એક એક અલૌકિકતાનું ક્યાં લગી વર્ણન કરીએ વારુ ?

किंबहुना शब्दु । स्मरणदानीं प्रसिद्धु ॥
परी ययाही संबंधू । नाहीं येथें ॥ १२ ॥

વિવરણ—સ્મરણદાનમાં શબ્દ જો કે પ્રસિદ્ધ છે, તો પણ આત્મરૂપમા એના શબ્દનો પણ કાંઈ સંબંધ નથી.

आत्मया बोलाचे । कांहींच उपयोगा न वचे ॥

स्वसंवेद्या कोण्हाचे । ओझे आथी ॥ १३ ॥

વિવરણ—આત્મામા શબ્દનો કશો પણ ઉપયોગ નથી; કારણ કે, આત્મા સ્વસવેદ્ય એટલે કે, ત્રિકાલ જ્ઞાનરૂપ છે એટલે તેના શિરપર કોના ઉપકારનો ભાર હોઈ શકે વારુ? પ્રવૃત્તિમાં જો કે શબ્દનો ઉપયોગ હોય, તો પણ આત્મા કે જે નિત્ય સ્મૃતિરૂપ (જ્ઞાનરૂપ) છે, તેમા શબ્દ શાનું સ્મરણ કરાવી શકે વારુ?

आठवे का विसरे । विपो होऊनि अवतरे ॥

तरी वस्तूशीं वस्तु दुसरे । असेना कीं ॥ १४ ॥

વિવરણ—આત્મા સ્વસ્વરૂપ પ્રત્યયવડે હોય કિંવા વિસ્મૃતિવડે, અર્થાત્ અનેક વિષયરૂપે પ્રકટ થાય, તો પણ આત્મા આત્મરૂપજ છે. કારણ કે, વસ્તુને દ્વૈતભાવ (બીજાપણા)નો વિકાર નથી જેવી રીતે મનુષ્ય જાગૃતિમા પોતાના સ્મરણમા હોય અથવા તો નિદ્રામા પોતાને ભૂલીને સ્વપ્નગત ગૃહદાર પુત્રમિત્ર આદિ વિષયરૂપે હોય, તોય, ઉભય અવસ્થામા મનુષ્યનું એકત્વ ભ્રષ્ટ થતુ નથી, અથવા સુવર્ણ લગડી, ઈંટ અથવા અલંકાર એમાના કોઈ પણ સ્વરૂપમા હોય, તો પણ તેમા બીજાપણાનો વિકાર હોતો નથી સોનાનો આકાર ગમે તેવો હોય, પણ તેથી સોનાનુ સોનાપણુ બગડતું નથી અહીં કોઇના મનમા એવી શકા આવશે કે, નિર્ધર્મ બ્રહ્મવસ્તુમા સ્મૃતિ અને વિસ્મૃતિ એ ધર્મો રહેલા છે, તો એ શકાનું નીચેની ઓવીમા નિરસન કરવામા આવે છે

आपण आपणयाते । आठवी विसरे केउते ॥

काय जिभ जिभेते । चाखे न चाखे ॥ १५ ॥

વિવરણ—જ્ઞાનરૂપ આત્મા પોતે જ પોતાને કેવી રીતે વિસ્મરી કિંવા સ્મરી શકે વારુ? જેવી રીતે ચાખવારૂપ જે જીભ, તેનો પોતાને જ ચાખવા ન ચાખવાનો વ્યવહાર હોય છે ખરો કે? કદાપિ નહિ એ જ પ્રમાણે, જ્ઞાનમાત્ર બ્રહ્મવસ્તુ પણ સર્વથા સ્મૃતિ અને વિસ્મૃતિથી રહિત જ છે

आगर्णेया नीद नाहीं । मा जागणे घडे काई ॥

स्मरणास्मरण दोन्हीही । स्वरूपीं तैशी ॥ १६ ॥

વિવરણ—સાક્ષાત્ જાગૃતિમાં નિદ્રાનો લેશ માત્ર પણ નથી, તો પછી નિદ્રાની અપેક્ષાવળી જાગૃતિ એટલે કે, નિદ્રામાંથી જાગૃત થયા પછી તરતનું જાગૃતિનું ભાન ક્યાંથી હોઈ શકે વારુ? તેજ પ્રમાણે ત્રિકાળ સ્મૃતિરૂપ જે પ્રહ્મવસ્તુ, તે પ્રહ્મવસ્તુમા સ્મરણ અને વિસ્મરણ એ ઉભય સાપેક્ષ ભાવો સર્વથા નથી જ.

सूर्यों रात्री या नेणें। मा दीवो काय जाणे ॥
तेवी स्मरणास्मरणें। आपण वस्तु ॥ १७ ॥

વિવરણ—રાત્રિ અને દિવસ એ સાપેક્ષ સ્થિતિ સૂર્યના જાણવામા આવતી નથી, કારણ કે, તે નિત્યપ્રકાશરૂપ હોવાથી તેમા રાત્રિ પણ નથી અને રાત્રિસાથે સબધ ધરાવનારી દિવસ કલ્પના પણ નથી, તે જ પ્રમાણે, વસ્તુ નિકાલ સ્મરણરૂપ હોવાથી તેમાં અસ્મરણ પણ નથી અને અસ્મરણની અપેક્ષાવાળું સ્મરણ પણ નથી.

एवं स्मरणास्मरण नाहीं। तरी स्मारके काज काई ॥
ह्मणोनी इये ठाई। बोल्ल न सरे ॥ १८ ॥

વિવરણ—એ પ્રમાણે સ્મરણ અને અસ્મરણ એ સાપેક્ષ સ્થિતિનો જ્યાં અભાવ છે, તે આત્મતત્ત્વમાં, સ્મારક એટલે સ્મરણ કરાવી દેનાર જે શબ્દ, તે શબ્દનું કાંઈ પણ ચાલી શકતું નથી. જ્યા રોગીનો જ અભાવ હોય, ત્યા ઔષધ રામબાણ હોય, તો પણ તેનો શો ઉપયોગ વારુ? અર્થાત્ નિત્યજ્ઞાનરૂપ વસ્તુમાં બોલવાનો કશો પણ ઉપયોગ નથી.

आणिक एक शब्दें। काज कीरू भले सिद्धे ॥
परी विवसा न वंधे। विचारू येथे ॥ १९ ॥

વિવરણ—બીજું એક ઉત્તમ કાર્ય શબ્દદ્વારા થયુ હોત, પણ વિચાર કરતા શબ્દ અહીં કાંઈ પણ કાર્ય કરે એમ ભાસતું નથી.

का जे बोले अविद्या नाशे। मग आत्मेन आत्मा भासे ॥
ह्मणत सेव पिसें। आलेंच कीं ॥ २० ॥

વિવરણ—શબ્દે અવિદ્યાનો નાશ કરીને આત્માને આત્મસ્વરૂપનો અનુભવ આપો, એમ કહેતાંની સાથે જ બોલનારના શિરપર ઉન્માદનો આરોપ થાય છે કારણ કે, આત્માનો સ્વરૂપભાવ જ્ઞાનરૂપ અને નિત્ય પ્રકટ છે. હવે તેનામા જો અજ્ઞાન હોય, તો જ તેનો જ્ઞાનવડે નાશ કરવાનો અને આત્માને સ્વરૂપાનુભવ

આપવાનો સંભવ હોઈ શકે; પરંતુ એનું જ્ઞાનરૂપ ત્રિકાલાબાધ્ય હોવાથી શબ્દ તેને સ્વરૂપનો અનુભવ આપે છે, એ કથન સર્વથા ઉન્માદદર્શક જ છે–અર્થાત્ પ્રમાદરૂપ છે. કોઈ મનુષ્ય એમ કહે કે, 'મારો પિતા તો બાળબ્રહ્મચારી છે,' તો તેનું તે કથન કેવું કહી શકાય વારુ? કારણ કે, જો પિતા બાળબ્રહ્મચારી હોય, તો પછી એમ બોલનાર તેનો પુત્ર ઉત્પન્ન કેમ કરીને થયો વારુ? 'સૂર્યને મશાલે માર્ગ બતાવીને અંધકારમાંથી બહાર કાઢ્યો, અને તેનું સ્થાન તેને સારી રીતે બતાવીને તેને પ્રકાશિત કર્યો,' એમ જો કોઈ બોલે, તો એમ બોલનારાને લોકો ડાગળી ચસકેલો કહે, એમાં નવાઈ શી? તેવી જ રીતે, 'નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્મભાવમાં રહેલા અજ્ઞાનનું શબ્દે નિવારણ કરીને પછી તે શબ્દે જ નિત્યજ્ઞાનરૂપ આત્માને આત્મપરિચય કરાવી આપ્યો' એ કથન પણ બોલનારને ઉન્મત્ત તરીકે જ સિદ્ધ કરનારું છે.

सूर्यो रात्री मारील । मा आपणया उदो करील ॥

हे कुडे सरती बोल । साचाच्या गांवीं ॥ २१ ॥

વિવરણ–'સૂર્ય રાત્રિનો વધ કરીને ઉદિત થાય છે' એ પ્રમાદદર્શક શબ્દો સૂર્યના નિત્ય ઉદયને જાણનારાઓના ગામમાં ટકી–ચાલી–શકે એમ છે ખરું કે? કદાપિ નહિ. કિન્તુ એમ બોલનાર મૂર્ખ અને ઉન્મત્ત જ ગણાવાનો.

निदेले निदे रुसे । ऐसें कीं नीद असे ॥

कीं चेइले चेउ बैसे । ऐसे चेणें आहे ॥ २२ ॥

વિવરણ–ગાઢ નિદ્રામાં પડેલો મનુષ્ય નિદ્રાપર રોષ કરીને તેનાથી (નિદ્રાથી) ભિન્ન કેમ કરીને રહી શકે વારુ? અથવા તો બરાબર જાગૃત થયેલો પુરુષ પુનઃ કેમ કરીને જાગૃત થઈ શકે વારુ? એમ થવું અશક્ય છે.

म्हणोनी नाशा पुरती । अविद्या नाहीं निरुती ॥

नाहीं आत्मा आत्मस्थिति । रिगे ऐसा ॥ २३ ॥

વિવરણ–અર્થાત્ બ્રહ્મમાં જેનો નિરાસ કરવો પડે એટલી અવિદ્યા નથી, અને આત્મા પોતાના રૂપથી કદાપિ ચ્યુત થયેલો નથી, એટલામાટે આત્માને આત્મસ્વરૂપમાં સ્થાપવાયોગ્ય આત્મા નથી. કિન્તુ તે તો ત્રિકાલ આત્મસ્થિતિયુક્ત જે છે તે છે જ.

अविद्या तंव स्वरुपें । वांझेचे कीर आउपें ॥

मा तर्कोचें खुरपें । खांडणें कोणा ॥ २४ ॥

વિવરણ—અવિદ્યાનું ખરું સ્વરૂપ અને અસ્તિત્વ વંધ્યાપુત્ર સમાન છે. જે સ્ત્રીને સંતાન ન હોય, તે સ્ત્રી વંધ્યા કહેવાય છે, એટલે વંધ્યાપુત્ર તે કેવળ વાચાનોજ આરંભ છે, તેવીજ રીતે અજ્ઞાન ખરેખર કોઈ વસ્તુ ન હોવા છતાં 'આત્મત્વમાં અજ્ઞાન છે,' એમ જે કહેવું તે પણ કેવળ વાચારંભજ છે. વસ્તુસ્થિતિ આવી હોય, ત્યાં તર્કના દાતરડાથી કાપવો કોનો અને નિરાસ કોનો કરવો!

इंद्रधनुष्या सिते । कवण धनवई न घालिजेते ॥
ते दिसे तैसें होतें । साच जरी ॥ २५ ॥

વિવરણ—ઈન્દ્રધનુષ્ય જેવું દેખાય છે, તેવું જો તે ખરેખર જ હોત, તો કયો ધનુર્ધારી તેનાપર પ્રત્યંચા ન ચઢાવત વારુ? સર્વ યોદ્ધાઓ તેનાપર પ્રત્યંચા ચઢાવી શકત. પરંતુ આકાશમાં દૃષ્ટિગોચર થતું ઇન્દ્રધનુષ્ય સત્ય નથી, તો પછી ધનુર્ધારી તેની પ્રત્યંચાને કેમ કરીને ચઢાવી શકે વારુ?

अगस्तींचिया कौतुका । पुरती जरी मृगतृष्णिका ॥
तरी मार देवो तर्का । आविद्येशीं ॥ २६ ॥

વિવરણ—જે અગસ્તિ ઋષિએ સમુદ્રપ્રાશનરૂપ લીલા કરેલી છે, તે અગસ્તિ ઋષિને જો સમુદ્રના જળને બદલે મૃગજળ ચાલી શકે એમ હોય, તો જ તર્કશાસ્ત્ર અવિદ્યાના આધારે ચાલી શકે. અર્થાત્ જેમ મૃગજળ સત્ય નથી, તે જ પ્રમાણે અવિદ્યા પણ સત્ય નથી.

साहे बोलाची वळघी । ऐशी आविद्या असे जगीं ॥
तरी जाळूंना कां आगी । गंधर्वनगरें ॥ २७ ॥

વિવરણ—શબ્દ ચઢાઈ કરીને જેને મારી નાખે, એવી અવિદ્યા જો જગતમાં હોય, તો તો પછી અગ્નિએ આનંદથી ગાંધર્વ નગરોને બાળીને ભસ્મીભૂત કરી નાખવાં! અગ્નિ જેમને બાળી શકે એવાં ગાંધર્વ નગરો સત્ય નથી, અને તેજ પ્રમાણે શબ્દ જેનો સંહાર કરી શકે, એવી અવિદ્યા પણ સત્ય નથી.

नावरी दीपाचिये सोये । अंधारें कीर न साहे ॥
तेथें काहीं आहे । जावयाजोगें ॥ २८ ॥

વિવરણ—અથવા તો દીપક સમક્ષ અંધકાર ખરેખર જ રહેતો નથી, તો પછી દીપક જેનો લોપ કરે એવું કાંઈ પણ છે ખરું કે?

नातरी पाहावया दिवसु । चातीचा कीजे सोसु ॥
तेव्हडाही उद्वसु । उद्यमु पडे ॥ २९ ॥

વિવરણ–અથવા તો, દિવસ (સૂર્ય) ને જોવામાટે દીવામાં તેલ વાટ નાખીને દીવો જગાડવાની જેટલી પણ ખટપટ કરવામાં આવે, તે સર્વ વ્યર્થ જ છે.

जेथें साउली न पडे । तेथें नाहीं जेणें पाडे ॥
मा पडे तेथें तेव्हडे । नाहींच कीं ॥ ३० ॥

વિવરણ–જ્યાં છાયા પડતી નથી, ત્યાં છાયા કશી વસ્તુ જ નથી. એથી જ્યાં છાયા પડે છે, ત્યાં પણ તેટલા જ પ્રમાણથી કોઈ પણ પદાર્થનું અસ્તિત્વ નથી. કારણ કે, જેટલી છાયા દેખાય છે, તેટલી તે ભાસથી પેલી બાજૂએ ખરી નથી.

दिसतचि स्वप्न लटिके । हें जागरी होय ठाउकें ॥
तेंवि अविद्याकाळीं सतुके । अविद्या नाहीं ॥ ३१ ॥

વિવરણ–જો કે વાસ્તવિકતાથી જોતાં સ્વપ્ન મિથ્યા છે, તો પણ સ્વપ્નના સમયમાં તે સત્ય છે, એમ ભાસતું હોય છે; અને જાગૃત અવસ્થામાં આવતાં સ્વપ્નનો ભાસ તો નથી જ હોતો, પરંતુ જે વેળાએ સ્વપ્ન સત્ય તરીકે ભાસતું હોય છે, તે વેળાએ પણ વાસ્તવિકતાથી જોતાં તો તે મિથ્યા જ હોય છે, એવું તેનું જ્ઞાન–તેના મિથ્યાત્વનું જ્ઞાન–જાગૃત અવસ્થામાં થાય છે. જે વેળાએ જીવાત્મા અજ્ઞાનાદિ સર્વ પ્રપંચોને અનુભવે છે, તે વેળાએ તે પ્રપંચ સત્ય ન હોવા છતાં પણ 'અજ્ઞાનાદિ પ્રપંચ સત્ય છે' એમ જીવાત્માને ભાસતું હોય છે. પણ, 'સચ્ચિદાનંદરૂપ અસંગ સાક્ષી જે આત્મા તે હું છુ' એવી અનુભવરૂપ જાગૃતિમાં આવ્યા પછી અજ્ઞાનાદિ પ્રપંચનો તો જાણે અભાવ જ હોય છે, પણ એ પ્રપંચ તે વેળાએ પણ મિથ્યા જ હતો, એવું તેના મિથ્યાત્વનું જ્ઞાન ઉપર્યુક્ત આત્મજાગૃતિમાં થાય છે. આનો ભાવાર્થ એવો છે કે, આધાર અને અધિષ્ઠાન એ ઉભય શબ્દોનો જો કે એક જ અર્થમાં સ્વીકાર કરવામાં આવે છે, તો પણ તેમનામાં કિંચિદ્ ભેદ રહેલો છે. જેવી રીતે સાયંકાળે માર્ગમાં પડેલી દોરીપર વટેમાર્ગુની નજર પડતાં સાયંકાળે અંધકાર અને પ્રકાશનો સંધિ (મિશ્રિત) સમય હોવાથી દોરીનું તેને જેવું યથાર્થ જ્ઞાન થવું જોઇએ તેવું જ્ઞાન થતું નથી, પણ 'આ કાંઇક છે' એ પ્રમાણે દોરીના અસ્તિત્વનું સામાન્ય જ્ઞાન થાય છે; અને ત્યારપછી 'આ સર્પ છે' એવો તેને વિપરીત ભાસ થાય છે. હવે ઉપર્યુક્ત જે રજ્જુનું સામાન્ય સત્તાસ્વરૂપ છે, તે જ એ ભ્રમજન્ય સર્પનો આધાર

છે; કારણ કે, રજ્જુનો સામાન્ય 'इदं अंश' જ વિપરીત સર્વભાસનો આધાર છે. તે આવી રીતે;–'આ સર્પ છે,' એમાંનો 'છે' એ સામાન્ય 'ઇદં અંશ' કલ્પિત સર્પમાં અભેદતાથી રહેલો છે. તે જ પ્રમાણે 'આ દોરી છે,' એવા એ રજ્જુના યથાર્થ જ્ઞાનમાં પણ 'છે' એ રજ્જુનો સામાન્ય 'ઇદં અંશ' અભેદતાથી રહેલો છે. જે યથાર્થ જ્ઞાનમાં અને વિપરીત જ્ઞાનમાં અવિરોધ ભાવથી અભેદ હોય છે, તેને જ આધાર કહેવામાં આવે છે. અને આધારનું એવું એ લક્ષણ રજ્જુના સામાન્ય 'ઇદં અંશ' સાથે મળતું હોવાથી રજ્જુનો સામાન્ય 'ઇદં અંશ' જ વિપરીત સર્પકલ્પનાનો આધાર છે, એમ સિદ્ધ થાય છે. બીજું, રજ્જુનું વિશેષ સ્વરૂપ જે રજ્જુ, તે સર્પકલ્પનાનું અધિષ્ઠાન છે. કારણ કે, જેના જ્ઞાનના યોગે કલ્પિતની નિવૃત્તિ થાય છે, તે કલ્પિતનું તે અધિષ્ઠાન છે; અને એવું એ અધિષ્ઠાનનું લક્ષણ રજ્જુના વિશેષ સ્વરૂપ (રજ્જુ) માં સ્પષ્ટ દેખાય છે; અને તે આ પ્રમાણે;–'આ રજ્જુ (દોરી) છે,' એવી રીતે દોરીનું યથાર્થ જ્ઞાન થતાં જ 'સર્પ મિથ્યા હતો,' એવું જ્ઞાન થાય છે. એથી, રજ્જુના વિશેષ સ્વરૂપ (રજ્જુ) નું જે જ્ઞાન તે કલ્પિત સર્પનું વિરોધિ છે, અને એટલામાટે તે અધિષ્ઠાન છે. સારાંશ કે, અધિષ્ઠાન રજ્જુના અપરોક્ષ જ્ઞાનમાં કલ્પિત સર્પની મિથ્યા પ્રતીતિ અપરોક્ષ (સાક્ષાત) થાય છે. તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ આત્માનો સામાન્ય 'ઇદં અંશ' (સદંશ), હું દેહ છું, હું જન્મનાર છું, હું મરનાર છું, અને હું દીન દુઃખી છું, એવા વિપરીત જ્ઞાનમાં અભેદતાથી રહેલો છે. તે જ પ્રમાણે 'અસંગ, સાક્ષી, સચ્ચિદાનંદરૂપ અને નિત્યમુક્ત આત્મા હું છું,' એ પ્રમાણેના યથાર્થ આત્મજ્ઞાનમાં પણ આત્માનો સામાન્ય 'ઇદં અંશ' અભેદતાથી રહેલો છે. એ સચ્ચિદાનંદરૂપ આત્માનો 'ઇદં અંશ' (સદંશ) પ્રપંચનો આધાર છે, એમ કહેવામાં આવે છે અને આત્માના વિશેષ સચ્ચિદાનંદરૂપ અંશને અધિષ્ઠાનના નામથી ઓળખવામાં આવે છે. કારણ કે, ઉપર્યુક્ત રજ્જુના દૃષ્ટાંતમાં અધિષ્ઠાનનું જે લક્ષણ કહેવામાં આવ્યું છે, તે આત્માના વિશેષ સચ્ચિદાનંદરૂપ અંશ સાથે મળતું આવે છે, અને તેથી જ તે અધિષ્ઠાન છે. એવા એ સચ્ચિદાનંદરૂપ આત્માના વિશેષ અંશનું જ્ઞાન થતાં એટલે કે, 'દેહત્રય અને ગુણત્રય સાક્ષી, સચ્ચિદાનંદ અને નિત્યમુક્ત આત્મા હું છું' એવું આત્માનું અપરોક્ષ જ્ઞાન થતાં જ કલ્પિત અજ્ઞાનાદિ સર્વ પ્રપંચ મિથ્યા છે, એવું તેનું અપરોક્ષ જ્ઞાન થઈ જાય છે.

वोडंबरीच्यां लेणिया । घरभरी आतुडलिया ॥
जागवे नागविलिया । विशेषु काई ॥ ३२ ॥

વિવરણુ-ગારોડીના મંત્રવડે ઉત્પન્ન થયેલા માયાવી અલંકારોથી કોઈ દરિદ્રીનું ઘર ભરી દેવામાં આવે, તોપણુ તે શ્રીમંત ન થતાં દરિદ્રીનો દરિદ્રી જ રહે છે; કારણુ કે, તે સર્વ અલંકારો ખોટા છે, એ તો ઉપર કહેલું જ છે. તે બધા અલંકારોને જો કોઈ ચોરી જાય, અથવા તો તે અલકારો લુપ્ત થઈ જાય, તો તેથી કોઈ શ્રીમંત લુટાઈ ગયો એમ તો થતું જ નથી-અને દરિદ્રી લુટાયો, એમાં વિશેષતા શી? નાગો ન્હાય શું ને નચોવે શું?

मनोरथाचे परियळ । अरोगिजतु कां लक्षवेळ ॥
परी उपवासा वेगळ । आनु आथी ॥ ३३ ॥

વિવરણુ-મનમાની ખાંડ એક લાખવાર ખાવામાં આવે, તો પણુ તેથી કેવળ અપવાસ વિના બીજું કાંઈ પણુ ફળ થઈ શકે છે ખરું કે?

मृगजल जेथ नुमंडे । तेथ असे पा कोरडें ॥
मा उमंडे तेथ जोडे । वोल्हांसु काई ॥ ३४ ॥

વિવરણુ-જ્યાં મૃગજળ નથી હોતું, ત્યાં જમીન કોરી હોય છે; પરંતુ જ્યાં મૃગજળનો વિસ્તાર હોય છે, ત્યાંની જમીનમાં પણુ કાંઈ ભીનાશ મળી શકે છે ખરી કે? અર્થાત્ નહિ જ.

हें दिसे तैसें असे । तरी चित्रींचेनि पाउसे ॥
वोल्हावतु कां माणुसें । आगरा तळीं ॥ ३५ ॥

વિવરણુ-આ અવિદ્યા જેવી દેખાય છે, તેવી જ જો ખરેખર હોત, તો તો ભીંતપર કાઢેલા ચિત્રમાંના વર્ષાદથી માણુસો ભીંજાઈ જાય, જમીન ભીની થાય અને તળાવો ભરાઈ જાય, એવો જ પ્રકાર થયો હોત.

काल्वूनि अंधारें । लिहों येती अक्षरें ॥
तरी मषीचिये वोरवारे । कां शिणावें ॥ ३६ ॥

વિવરણુ-જો અંધકારને ઘૂંટી તેની શાહી કરીને તેવડે અક્ષરો લખી શકાત, તોપછી શાહી બનાવવાની ખટપટનો શ્રમ શામાટે કોઈ લેત વારુ?

आकाश काय विळें । न देखतु हे डोळे ॥
तेवी आविद्येचे टवाळें । जाणोनी पैं ॥ ३७ ॥

વિવરણ—આકાશ નીલવર્ણું છે, એ (મિથ્યા પ્રતીતિ) શું નેત્રોને દેખાતું નથી વારુ? તે જ પ્રમાણે અવિદ્યાની મિથ્યા પ્રતીતિ છે, એમ જાણવું.

अविद्या येणें नावें । मीं विद्यमानचि नव्हें ॥
हे अविद्याचि स्वभावें । सांगतसे ॥ ३८ ॥

વિવરણ—અવિદ્યા ('या न विद्यते सा' અર્થાત્ 'જે નથી તે') નામ વડે 'હું અસ્તિત્વમા નથી, એ અવિદ્યાપદજ સ્વભાવતઃ સૂચવે છે.

आणि इये अनिर्वाच्यपण । ते दुजेही देवांगण ॥
आपुला अभावीं आपण । साधितसे ॥ ३९ ॥

વિવરણ—અજ્ઞાનની અનિર્વચનીય તરીકે ખ્યાતિ છે; એટલે કે, અજ્ઞાન અસત્ છે, એમ જો કહેવામાં આવે તો અવિચારકાળમા તેનો સર્વને અનુભવ છે. જે વસ્તુ અસત્ હોય, તેનો કોઈ કાળમા પણ અનુભવ થવો શક્ય નથી ઉદાહરણાર્થ શશશૃંગ, આકાશકુસુમ, વંધ્યાપુત્ર આદિ પદાર્થોનો મૂળથી જ અભાવ છે, અને તેથી એ પદાર્થો કદાપિ કોઇના અનુભવવામાં આવ્યા છે ખરા કે? એવી રીતે જો અવિવેકકાળમા અવિદ્યા પણ જીવોના અનુભવમા ન આવી હોત, તો તેને પણ 'તે અસત્ છે,' એમ જ કહેવું પડત. પરતુ તે અનુભવમાં આવતી હોવાથી 'તે અસત્ છે' એમ કહી શકાય તેમ નથી. હવે જો તેને 'તે સત્ છે' એમ કહેવા જઇએ, તો આત્મવિચારકાળમા તેનો અંત થતા તે કર્યાંય ભાસતી નથી, અને તેથી 'તે સત્ છે' એમ પણ કહી શકાતુ નથી, કારણ કે, જે વસ્તુ ત્રિકાલાબાધ્ય એક રૂપે હોય છે, 'તે સત્' કહેવાના વ્યવહારને પાત્ર થાય છે; પરંતુ અવિદ્યામાં એવુ લક્ષણ ન હોવાથી 'તે સત્ છે' એમ કદાપિ કહી શકાતુ નથી. હવે 'તે અવિદ્યા સત્ અસત્ ઉભય યોગાત્મક છે' એમ કહેવા જઇએ, તો તે પણ બની શકતુ નથી, કારણ કે, સત્ અને અસત્ એ ઉભય ધર્મ પરસ્પર વિરોધી છે અને તેથી તેઓ અંધકાર તથા પ્રકાશ જેમ એકસમયાવચ્છેદે એક વસ્તુમા રહી શકતા નથી તેની જ રીતે એક વસ્તુમાં એ બે ધર્મો પણ એક જ કાળમા રહી શકતા નથી. એથી 'અવિદ્યા સત્ અને અસત્ એવી રીતે ઉભય યોગાત્મક છે,' એમ પણ કહી શકાતું નથી. આત્મસત્તા વિના અવિદ્યાની ભિન્ન સત્તા નથી, અને તેથી અવિદ્યાને આત્માથી ભિન્ન કહી શકાતી નથી, તેમ જ તે જડ હોવાથી તેને અભિન્ન પણ કહી શકાતી નથી; તેમ જ ભિન્નાભિન્ન ઉભયયોગિની પણ કહી શકાતી નથી, કારણ કે ભિન્નાભિન્ન એ

એ પરસ્પર વિરોધી ધર્મો છે. સાકાર જગત્ અવિદ્યાનું પરિણામ હોવાથી તે, અવિદ્યા નિરવયવ નથી, તેમ જ તે જગતનું મૂળ કારણ હોવાથી સાવયવ પણ નથી. સાવયવ અને નિરવયવ એ ઉભય ધર્મો પરસ્પર વિરુદ્ધ હોવાથી, તે એ ઉભયધર્માત્મક પણ નથી. એવી રીતે શબ્દવડે અવિદ્યાના સ્વરૂપ વિશેનો કાંઈ પણ નિર્ણય થતો ન હોવાથી તેને અનિર્વચનીય કહેવામાં આવે છે; અને અનિર્વચનીય એટલે મિથ્યા હોવાથી અવિદ્યા પણ દેવના આંગણામાં ઉભી રહીને અનિર્વચનીયતાવડે પ્રતિજ્ઞાપૂર્વક પોતાના અભાવને જ સૂચવે છે-એટલે કે, અનિર્વાચ્યતાથી પોતે પોતાના અભાવને જ સિદ્ધ કરે છે. બ્રહ્મ પણ અનિર્વાચ્ય છે, પણ સદસત્ વિલક્ષણ સત્ છે, અને અવિદ્યા સદસત્ વિલક્ષણ અસત્ છે, એટલો જ કેવળ ભેદ.

कांहींच जरी आहे। तरी निर्धारु कां न साहे॥
वरी घटाभावीं भोये। अंकित दिसे॥ ४०॥

વિવરણ-માયા એ કાંઈ પણ પદાર્થ હોય, તો તેનો વિચાર સમક્ષ ટકાવ કેમ નથી થઈ શકતો વારુ? અંધકાર સૂર્યના પ્રકાશ સમક્ષ ટકી શકતો નથી, એટલું જ નહિ, પણ અરુણોદય સમક્ષ પણ તેનાથી ટકી શકાતું નથી; અને તેથી તે પદાર્થ જ નથી. તે જ પ્રમાણે વિચાર સમક્ષ અવિદ્યા ટકી શકતી નથી અને તેથી તે અવિદ્યા વસ્તુ નથી. ઘટના ભાવ (હોવાપણા)થી પૃથ્વી આચ્છાદિત થાય છે; પણ ઘટના અભાવ (ન હોવા)થી તે આચ્છાદિત થશે ખરી કે?

अविद्या नाशी आत्मा। ऐशी नव्हे प्रमा॥
सूर्या आंगीं तमा। जयापरी॥ ४१॥

વિવરણ-જેવી રીતે સૂર્યના અંગમાં તમ (અંધકાર) નથી, તે જ પ્રમાણે જે અવિદ્યા છે જ નહિ તે આત્માનો નાશ કરશે, એવી બુદ્ધિનો પણ સર્વથા અભાવ છે. અર્થાત્ જે નથી, તેના નાશ કરનાર પ્રમાણને લાવવું ક્યાંથી વારુ?

हे अविद्या तरी मायावी। परी मायावी पणचि लपवी॥
हे साचा आली अभावी। आपुला हे॥ ४२॥

વિવરણ-એ અવિદ્યા માયાવી એટલે કે અસત્ય (ખોટી) છે; એ પોતાના ખોટાપણાને છુપાવે છે અને પોતાના નહોવાપણાથી એટલે કે ખોટાપણાથી ખરાપણામાં આવેલી છે. તુકારામ મહારાજે પણ એવો જ અભિપ્રાય દર્શાવેલો છે.

बहुतापरी ऐशी। अविद्या नाहीं आपैशी॥
आतां बोल्ह हात वसी। कवणावरी॥ ४३॥

વિવરણ–એ પ્રમાણે અનેક પ્રકારે અવિદ્યા સ્વભાવત નથી, અર્થાત્ અવિદ્યા જેવું કાંઈ છે જ નહિ, તો પછી શબ્દ પોતાનો હાથ કોનાપર, ઉપાડે વારુ? વંધ્યાપુત્ર ધર ફોડે, તો મારવો કોને?

साउलि येते साबळे । हालया भोय आडळे ॥

कीं हालेन अंतराळें । थोटावे हातु ॥ ४४ ॥

વિવરણ–આપણી પાછળ આવનારી છાયાને જે તલવારથી મારીએ, તો તલવાર જમીનપર લાગવાની અથવા તો પોતાણુને જે હાથનો આઘાત કરીએ, તો હાથ જ ઉતરી જવાનો.

का मृगजळाच्या पानीं । गगनाच्या आलिंगनीं ॥

नातरी चुंबनीं । प्रतिबिंबाच्या ॥ ४५ ॥

વિવરણ–મૃગજળને પીવા જતા, આકાશને આલિંગન આપવા જતાં અથવા તો પ્રતિબિંબનું ચુંબન લેવા જતા,–

उठावला वोथरे तवका । तो सुनाथा पडे असिका ॥

अविद्यानाशीं तर्का । तैसें होये ॥ ४६ ॥

વિવરણ–ગત ઓવીમાં કહેલાં કાર્ય કરવાને જે કોઈ પણ બળપૂર્વક ઉભો થાય છે, તે અવસ્ય ઝંખવાણો જ પડે છે અને તેનો એ પ્રયત્ન સર્વથા વ્યર્થ થઈ જાય છે તેવી જ રીતે તર્ક એટલે વિચાર અવિદ્યાના નાશનો પ્રયત્ન કરવા માંડે, તો તેનો તે પ્રયત્ન નિષ્ફળ જ થાય છે

ऐसी अविद्या नासावी । हे बाहेल जो जीवीं ॥

त्यानें साली काढावी । आकाशाची ॥ ४७ ॥

વિવરણ–એવી એ મિથ્યા અવિદ્યાના નાશનો વિચાર જે કોઈ પણ મનમાં લાવે, તેણે આકાશની છાલને ઉતારવાનો યત્ન આરંભવો.

तेणें शेळी गळा दोहावी । गुडगाडोळां वास पहावी ॥

वाळवूनि फाचरी करावी । साजवेळेची ॥ ४८ ॥

વિવરણ–તેણે બકરીના ગળામાંનાં સ્તનોમાંથી દૂધ દોહવું ગોઠણનાં નેત્રોવડે જેવું અને સંધ્યાને સૂકવીને તેની કાચરી કરવી.

जाभई वाटूनि रसु । तेणें काढावा बहुवसु ॥
कालवुनि अळसु । मोदळा पाजावा ॥ ४९ ॥

વિવરણ-તેણે બગાસાને વાટીને ખૂબ રસ કાઢવો અને તેમાં આળસને મેળવીને તે રસ ધડ (શિર વિનાના દેહ)ને પાવો.

तो पाटा पाणी परतु । पडली साउली उलथु ॥
वारयाचे वाथू । वळू सुखे ॥ ५० ॥

વિવરણ-તેણે પ્રવાહગત પાણીના પ્રવાહને ફેરવી નાખવો, જે છાયા પડેલી હોય તેને આમથી તેમ નાખી દેવી અને વાયુનાં દોરડાં મજાથી વણતાં બેસવું

तो वागुलाते मारु । प्रतिबिंब खोळे भरु ॥
तळहातींचे विंचरु । केश सुखे ॥ ५१ ॥

વિવરણ-તેણે 'બાઉ'ને મારવો, પ્રતિબિંબને છેડે બાંધી લેવા અને હાથની હથેળીમાંના વાળ આનંદથી ચૂંટી કાઢવા.

घटाचे नाहींपण फोडु । गगनाचीं फुलें तोडू ॥
सशियाचे मोडू । शिंग सुखें ॥ ५२ ॥

વિવરણ-તેણે ઘટના અભાવને ફોડી નાખવો, આકાશનાં કુસુમો તોડવા અને સસલાનાં સીંગડાં મોજથી ભાંગી નાખવા.

तो कापुराची मशी करु । रत्नदीपीं काजळ धरु ॥
वाझेचें लेकरुं । परणू सुखे ॥ ५३ ॥

વિવરણ-તેણે કપૂરના કાજળને પકડીને તેની શાહી બનાવવી, રત્નની જ્યોતિનું કાજળ પકડવું અને વાંઝણીના પુત્રના લગ્ન કરી આપવા.

वो अवसेचिनि सुधाकरें । पोसू पातालींची चकोरें ॥
मृगजळींची जळचरे । गाळू सुखें ॥ ५४ ॥

વિવરણ-તેણે દ્વિતીયાના ચંદ્રના અમૃતવડે પાતાળમાંના ચકોરોને પોષવા અને મૃગજળમાંનાં જળચર પ્રાણીઓને હર્ષપૂર્વક પકડતા રહેવું.

अहो हें किती बोलावें । अविद्या रचिली अभावें ॥
आता काय नासावें । शब्दे येणे ॥ ५५ ॥

વિવરણ—અહો—એ વિશે કેટલું બોલવું? અવિદ્યા અભાવવડે (નહોવાપણા-વડે) બનેલી છે. ત્યારે એ શબ્દવડે નિરાસ કોનો કરવો વારુ?

नाहीं तयाचेनि नासे । शब्द नये प्रमाणदशे ॥
आंधारीं अंधारा जैसें । नव्हे रूप ॥ ९६ ॥

વિવરણ—જે છે જ નહિ તેનો નાશ કરવાથી એટલે કે, જે અવિદ્યા મૂળ છે જ નહિ તેને મારવાથી શબ્દ મહત્તા (અસ્તિત્વ)ને પામતો નથી. પ્રકાશનો અભાવ જે અંધકાર, તે અંધકારમાં જ કેમ કરીને પ્રકટ થઈ શકે વારુ? કારણ કે, અંધકાર નામક પદાર્થ કલ્પના વિના સ્વરૂપે સત્ય નથી.

अविद्येची नाहीं जाती । तेथें नाहीं म्हणतया युक्ति ॥
जैंवी दुपारीं कां वातीं । अंगणींचिया ॥ ९७ ॥

વિવરણ—અવિદ્યા મૂળથી છે જ નહિ. હવે તેને તે નથી, એમ નાનાપ્રકારની યુક્તિઓવડે સિદ્ધ કરીએ, તો તે પ્રયત્ન મધ્યાન્હે આંગણામાં દીવો પ્રકટાવવા સમાન જ થવાનો. જો મધ્યાન્હસમયે આંગણામાં દીવો જગાવીએ, તો તેથી શી કાર્યસિદ્ધિ થાય એમ છે વારુ? કારણ કે, તે વેળાએ આંગણામાં લેશ માત્ર પણ અંધકાર હોતો નથી; એટલે પછી દીવો નિવારણ શાનું કરે? પ્રકાશનું કે શું? અર્થાત્ આવા પ્રયત્નો સર્વથા વ્યર્થ પ્રયત્નો જ કહેવાય છે.

न पेरितां शेतीं । जे की संवगणिया जाती ॥
तयां लाजा परौती । जोडी आहे ॥ ९८ ॥

વિવરણ—ક્ષેત્રમાં બીજ ન વાવવા છતાં જેઓ લણવાને જાય છે, તેમને કેવળ લજ્જા વિના બીજું શું પ્રાપ્ત થવાનું હતું વારુ!

सवणियाच्या आंगा । जेणें केला वळघा ॥
तो नकरिताचि वगा । घरीं होता ॥ ९९ ॥

વિવરણ—કેવળ આકાશ (પોલાણ)માં જે ચઢે તે કાંઈ પણ કરી ન શકતાં ઘરમાં હોવા સમાન જ છે.

गाणियावरी थरखु । होवां कें असे विशेखू ॥
अविद्यानाशीं उन्मेखू । फाकावा तैसा ॥ ६० ॥

વિવરણ-પાણીમા વર્ષાની વૃષ્ટિ થાય, તો તેથી વિશેષ ઉપયોગ શો થવાનો હતો વારુ? તે જ પ્રમાણે અવિદ્યાના (કે જેનો અભાવ છે તેના) નાશમાટે જ્ઞાનનો વિકાસ કરવો સર્વથા વ્યર્થ છે.

माप मापपण ग्लाये । जंव आकाश मरू नरिये ॥
तम पाहतां वाउगे । दीपाचे जन्म ॥ ६१ ॥

વિવરણ-જ્યા સૂધી માપ આકાશને એટલે કે પોલાણને માપવાના યત્નને નથી આદરતું, ત્યા સૂધી જ માપનો હું ગમે તે પદાર્થને માપી શકુ છુ એવો ગર્વ ચાલી શકે છે. જ્યા સૂધી દિવસ ઉગતો નથી ત્યાં સૂધી જ દીપકની પ્રતિષ્ઠા (શોભા) હોય છે-દિવસના ઉગતાંની સાથે જ દીપકનો જન્મ વ્યર્થ થઈ જાય છે.

गगनाची रससोये । जीभ जैं अरोगु जाये ॥
मग रसना हे होये । आडनांव कीं ॥ ६२ ॥

વિવરણ-જ્યારે જિહ્વા (જીભ) આકાશની રચિને ચાખવા જશે, ત્યારે તેનું 'રસના' યથાર્થ નામ ન રહેતાં, કેવળ ઉપનામ જ થઈ જશે. કારણ કે, આકાશ કાંઈ પણ પદાર્થ ન હોવાથી તેના રસને જિહ્વા કદાપિ ચાખી શકે તેમ નથી જ. એટલામાટે જેવી રીતે એક સાધારણ નબળા પોચા માણસનું નામ (ખરી રીતે ઉપનામ) 'વાઘમાર'* હોય છે, તેવી રીતે 'રસના' તે જિહ્વાનુ કેવળ ઉપનામ જ બની જશે.

नव्हतेन वल्लभे । अहेवपण कां शोभे ॥
खाता केळींचे गाभे । न खाता गेले ॥ ६३ ॥

વિવરણ-પતિ ન હોય તેવી સ્ત્રીને (વિધવાને) સૌભાગ્ય શોભા આપશે કે? કેળના ગર્ભને (કે જે મૂળ પોકળ જ હોય છે) ખાઇને નષ્ટ કરવાની અગત્ય હોતી નથી; કારણ કે, તે ન ખાવા છતાં નષ્ટ થયેલો જ છે. કારણ કે, કેળનો ગર્ભ એટલે પોલાણ વિના બીજુ કાંઈ જ નથી.

---

* આજકાલ વિલાયતના મિલવાળાઓ જે કેટલીક જાતના ધોતીજોટા અહીં મોકલે છે, તેમને તેઓ 'જહરીસાપ' 'ખુબસૂરત બલા' અને એવા જ બીજા (બહુધા નાટકોનાં) નામો આપે છે. ખરી રીતે જોતા સાધારણ વસ્ત્રમાં 'જહરી સાપ'નો ગુણ હોતો નથી છતા તે એવા ઉપનામથી ઓળખાય છે તે જ પ્રમાણે આકાશનો સ્વાદ લેવા ઇચ્છતી જિહ્વામા રસનાના ગુણનો અભાવ થવા છતાં જે 'રસના' નામ રહે, તે ઉપનામ સમાન જ છે, એમ કહેવાનો અહીં આશય છે.

स्थूल सूक्ष्म कवणयेहू । पदार्थ न प्रकाशी अर्हू ॥
परी रात्रीविषयीं अप्रयोजिकु । जालाचि कीं ॥ ६४ ॥

વિવરણ–સૂર્ય કયા સ્થૂલ કિંવા સૂક્ષ્મ પદાર્થને પ્રકાશિત નથી કરતો વારુ? તે સર્વને પ્રકાશિત કરે છે પરન્તુ રાત્રિને પ્રકાશિત કરવામાં તે ઉપયોગી હોતો નથી

दिठी पाहवा काय न फवे । परी निदेते तंव न देखवे ॥
चेवावे न संभवे । हाणुनिया ॥ ६५ ॥

વિવરણ–દૃષ્ટિને શું નથી દેખાતું વારુ? સર્વ દેખાય છે, પણ નિદ્રા તેને દૃષ્ટિગોચર થતી નથી. કારણ કે, પૂર્ણ જાગૃત અવસ્થામાં નિદ્રાના આગમનનો સભવ નથી, અને જોવાનો વ્યવહાર જાગૃતિ વિના થતો નથી.

चकोराचिया उद्यमा । लटिकेपणाची सीमा ॥
जरी दिहाचि चंद्रमा । गिंवसूं वैसे ॥ ६६ ॥

વિવરણ–ચકોર જો દિવસની વેળાએ ચદ્રને શોધવાનો યત્ન આદરી બેસે તો ચકોરના ઉદ્યોગની અસત્યતાનો અવધિ જ થયેલો કહી શકાય

नुसधीयेचि साच्या । मुका होय वाचरकाचा ॥
अंतराळीं पायाचा । पेंधा होये ॥ ६७ ॥

વિવરણ–કેવળ કોરાં પાનાંના પુસ્તકનો વાચનારો મૂગા પ્રમાણે જ છે. કારણ કે, મહા વિદ્વાન્ મનુષ્યને પણ જો કોરુ પુસ્તક આપવામાં આવે, તો તે વાચવાનો શું હતો વારુ? કોરા પુસ્તકને જોઇને તે મૂગો મંતર બની બેસી રહેવાનો કોઇના પગ જો મહા બળવાન્ હોય, તોપણ જો તેને પોલાણમાં ચાલવાની ઇચ્છા થાય, તો તે પાંગળો જ થઈ જવાનો, કારણ કે, તેનાથી પોલાણમા ચાલી શકાય તેમ છે જ નહિ.

तैशी अविद्येसीं सन्मुखे । सिद्धचि प्रतिसेदके ॥
उठलीचि निरर्थके । जल्पें होवीं ॥ ६८ ॥

વિવરણ–અવિદ્યાનો અભાવ સિદ્ધ જ છે, એટલે જો એવી પ્રથમથી જ અભાવરૂપ અવિદ્યાને શબ્દ મારવામાટે ઉઠે તો તે સર્વથા નિરર્થક જ છે.

अवसे आला सुधाकरु । न करीचि काई अंधःकारु ॥
अविद्यानाशी विचारु । तैसा होये ॥ ६९ ॥

વિવરણ-દ્વિતીયાએ ચંદ્ર હોય, તો પણ તેનો કશો ઉપયોગ થઈ શકતો નથી કારણ કે, તેના યોગે અંધકારનો લોપ થતો નથી. તેવી રીતે, અવિદ્યાનાશના કાર્યમાં શબ્દ પણ સર્વથા નિરુપયોગી જ થઈ પડે છે.

नाना न निफजतेन अन्नें । जेवर्णे तेंचि लंघनें ॥
निमालेन नयनें । पाहणाचि अंधू ॥ ७० ॥

વિવરણ-અથવા તૈયાર ન કરેલા અન્નનું ભોજન કરવું, તે લંઘન (લાંઘણ)જ કહી શકાય. તેમ જ પ્રેત(મડદા)નાં નેત્રો ખુલ્લાં હોય, તોપણ તેનામાં અને આંધળામાં કશો પણ ભેદ નથી; કારણ કે, બન્ને જોઈ શકતા નથી.

कैसेन ही वस्तु नसे । तेथें जें शब्दाचा अर्थ हो बैसे ॥
तें निरर्थक पणें नाशे । शब्दही थिता ॥ ७१ ॥

વિવરણ-મૂળ જે અવિદ્યા કોઈ વસ્તુ જ નથી તેનો અર્થ કરવાના કાર્યમાં જો શબ્દ પ્રવૃત્ત થાય, તો ત્યાં શબ્દનો કાંઈ પણ અર્થ ન થતાં તે શબ્દ પોતે પણ નષ્ટ થઈ જવાનો.

आतां अविद्याचि नाहीं । हें कीर हाणों काई ॥
परी नाशितां कांही । नुरेचि शब्दाचें ॥ ७२ ॥

વિવરણ-હવે 'અવિદ્યા નથી' એ કેટલીકવાર કહી બતાવીએ વારુ? અર્થાત્ જે અવિદ્યા નથી, તેનો નાશ કરવા જતાં શબ્દ પોતે જ નષ્ટ થાય છે, તેમ જ તેનું કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી.

यालागीं अविद्येचिया मोहरा । उठिलियाही विचारा ॥
आगाचाचि संसारा । होऊनि ठेला ॥ ७३ ॥

વિવરણ-અર્થાત્ વિચારે (શબ્દે) અવિદ્યાપ્રતિ (મિથ્યા અવિદ્યાના નાશમાટે) મોર્ચો ફેરવતાંની સાથે તેના પોતાના અંગનો જ નાશ થઈ જાય છે.

ह्मणोनी अविद्येचेनि मरणें । प्रमाणा येइल बोलणें ॥
हे अविद्याचे नाहींपणें । नेदी घडों ॥ ७४ ॥

વિવરણ—અર્થાત્ અવિદ્યાને મારીને શબ્દ પોતે પ્રમાણુને પ્રાપ્ત થાય, એમ અવિદ્યા પોતે અભાવરૂપ હોવાથી કદાપિ બનવા દેતી જ નથી.

आणि आत्मा हन आत्मया । दाऊनि घोलू महिमया ॥
येईल हे सर्विया । विरुद्धचि ॥ ७५ ॥

વિવરણ—અને જ્ઞાનરૂપ આત્માને આત્માનુભવ આપીને શબ્દ મહત્તાને પ્રાપ્ત કરે, એમ બનવું સર્વથા વિસંગત છે.

आपणया आपणपेशी । लागले लग्न कवणे दिवशीं ॥
कीं सूर्य आंग ग्रासी । ऐसें ग्रहण आहे ॥ ७६ ॥

વિવરણ—પોતાનું લગ્ન પોતાની સાથે જ થઈ શકે ખરું કે? પોતાના અંગનો પોતે જ ગ્રાસ કરી જાય, એવું ગ્રહણ સૂર્યને કદાપિ લાગ્યું છે ખરું કે?

गगन आपणया निघे । सिंधू आपणपा रिघे ॥
कीं तळहात काय वळंघे । आपणपया ॥ ७७ ॥

વિવરણ—આકાશ પોતે પોતામાં જ પ્રવેશ કરશે કે? સમુદ્ર પોતે પોતામાં જ પ્રવેશ કરશે કે? હસ્તતલ હસ્તતલપર ચઢશે કે?

सूर्य सूर्यासी विवळे । फळ आपणया फळे ॥
कीं परिमिळु परिमळे । घेपवसे ॥ ७८ ॥

વિવરણ—સૂર્ય સૂર્યને પ્રકાશિત કરશે કે? ફળને બીજું ફળ આવશે ખરું કે? સૌગંધ્ય સૌગંધ્યનો ઉપભોગ કરી શકશે કે?

चराचरा पाणीपाजणी । करूं येईल एके क्षणी ॥
परी पाणीयासी पाणी । पाजो ये काई ॥ ७९ ॥

વિવરણ—કોઈ એક સિદ્ધ પુરુષ પોતાની સિદ્ધિના પ્રભાવથી એક ક્ષણ માત્રમાં સર્વ ચરાચર પ્રાણીઓને જળપાન કરાવી શકશે, પરંતુ અમે એમ પૂછીએ છીએ કે, તે પાણીને પાણી પીવડાવી શકશે ખરો કે?

साठीतिसा दिवसा । माजी एकादा होय ऐसा ॥
जे सूर्यासी सूर्यजैसा । डोळा दावी ॥ ८० ॥

વિવરણ—ત્રણસો ને સાઠ દિવસમાં એકાદ દિવસ એવો છે ખરો કે, જે દિવસે સૂર્યને સૂર્ય જ સૂર્યનાં નેત્રોવડે બતાવતો હોય!

कृतांत जरी कोपेल । तरी त्रैलोक्य हे जाळील ॥
वाचूनि आगी लावील । आगीसी काई॥ ८१ ॥

વિવરણ–પ્રલયકાળની અગ્નિદેવતા જો ક્ષુબ્ધ થાય, તો અવશ્ય તે આ ત્રૈલોક્યને બાળીને ભસ્મીભૂત કરી નાખે, પરન્તુ અગ્નિ અગ્નિને બાળીને ભસ્મીભૂત કરી શકે એમ છે કે?

आपणपे आपणया । दर्पणेवीण धात्रया ॥
समोर होआवया । ठाकी आहे ॥ ८२ ॥

વિવરણ–બ્રહ્મદેવ પાસે પોતાના રૂપને પોતા સમક્ષ કરવામાટેનો એક દર્પણ વિના બીજો ઉપાય છે ખરો કે?

दिठी दिठीते रिघो पाहे । रुचि रुचीते चाखू सूये ॥
कीं चेतया चेवऊ ये । हें नाहींच कीं ॥ ८३॥

વિવરણ–દૃષ્ટિથી દૃષ્ટિમા પ્રવેશ કરી શકાતો નથી, રુચિથી રુચિનો સ્વાદ લઇ શકાતો નથી, અને જાગૃતને જાગૃત કરી શકાતો નથી.

चंदन चंदनपणा लावी । रंगु रंगपणा रावी ॥
मोतीपण मोती लेववी । ऐसे कैसे ॥ ८४ ॥

વિવરણ–ચદન ચદનનો લેપ કરે, રગ રગને રગે અને મોતીઓ શોભામાટે પોતાપર બીજા મોતી લાદે, એમ કદાપિ બની શકે ખરુ કે?

सोनेंपण सोने कसी । दीपपण दीप प्रकाशी ॥
रसपण बुडी दे रसी । तें के जोडे ॥ ८५ ॥

વિવરણ–સુવર્ણ સુવર્ણની કસોટી કરે, દીપક દીપકને પ્રકાશિત કરે અને રસ પોતે જ રસમા ડૂબી જાય, એમ બનવુ શકય છે ખરુ કે?

आपुले मुकुटीं समर्था । चंद्र बैसविला सर्वथा ॥
परी चंद्र चंद्राचिये माथा । वाउ ये काई ॥ ८६ ॥

વિવરણ–શિવે ચદ્રને મસ્તકે ધારણ કર્યો, તેવી રીતે ચદ્રને ચદ્ર મસ્તકે ધારણ કરી શકશે ખરો કે?

तैसा आत्मराज तंव । ज्ञानमात्रचि मरीव ॥
आता ज्ञाने ज्ञानासी खेव । कैसें दीजे ॥ ८७ ॥

વિવરણ–તે પ્રમાણે, આત્મા કેવળ ભરપૂર જ્ઞાન છે, એટલે જ્ઞાનને જ્ઞાન કેવી રીતે ભેટી શકે વારુ!

आपुलेनि जाणवणें । आपणयातें जाणो नेणें ॥

डोळया आपुले पाहणें । दुवाड जैसें ॥ ८८ ॥

વિવરણ–જેવી રીતે નેત્રો પોતાને જોઈ શકે, એ બનવું કઠિન છે; તેવી જ રીતે આત્મા પોતે જ્ઞાનરૂપ હોવાથી, તે પોતાને જાણતો નથી.

आरसा आपुलिये । आंगीं आपणा पाहे ॥

तैं जाणणें जाणों लाहे । आपणयातें ॥ ८९ ॥

વિવરણ–જો દર્પણ પોતામાં પોતાને જોઈ શકે, તો જ જ્ઞાનરૂપ આત્માને પોતાનુ જ્ઞાન થઈ શકે.

दिगंता पैलीकडेंचे । धांवोनी सूर्या खोंचे ॥

मा तिये कां विये चें । आंग फुटे ॥ ९० ॥

વિવરણ–છરી દોડીને દિશાથી પેલી તરફની વસ્તુને લાગશે; પણ છરી પોતે પોતાની ધારને જ લાગશે ખરી કે? અર્થાત્ નહિ જ.

रसवृत्तीसी उगाणे । घेऊनि जिव्हाग्र शहाणें ॥

परी काई कीजे नेणें । आपणपें चाखों ॥ ९१ ॥

વિવરણ–જિહ્વા રસના સર્વ પ્રકારોને જાણી શકે છે, એવી તે ચતુર છે પણ શોક કે, જિહ્વા જિહ્વાની રુચિને જાણી શકતી નથી.

तरी जिभे काय आपुलें । चाखणें हन ठेलें ॥

तैसें नव्हे संचलें । तेंचि ते कीं ॥ ९२ ॥

વિવરણ–તો પણ રુચિ લેવાનો જિહ્વાનો જે ધર્મ છે, તે એથી નષ્ટ થયો કે શું? નહિ જ–જિહ્વા તો જે રુચિરૂપ છે તે છે જ.

तैसा आत्मा सच्चिदानंदु । आपणया आपण सिद्धु ॥

आतां काय दे शब्दु । तयाचे तया ॥ ९३ ॥

વિવરણ–તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ આત્મા સ્વતઃ સિદ્ધ છે જ; એટલે શબ્દ આત્માને આત્મત્વ શું આપવાનો હતો વારુ! નિત્ય પ્રાપ્તને શબ્દ શું આપી શકે?

कोणाही प्रमाणाचेन हातें । वस्तु घेना नेघे आपणयातें ॥
जे स्वयें आइतें । घेणें ना नघेणें ॥९४॥

વિવરણ—કોઈ પણ પ્રમાણના સાહાય્યથી આત્મા સિદ્ધ પણ થતો નથી અને અસિદ્ધ પણ થતો નથી; કારણ કે, તે બ્રહ્મવસ્તુ સ્વતઃ સિદ્ધ છે, અને તેથી પોતાની સિદ્ધિમાં કાંઈ લેતો નથી અને નથી લેતો તેમ પણ નથી.

म्हणोनी आत्मा आत्मलाभे । नांदवूनि शब्द शोभे ॥
यईल ऐसा न लभे । उमसूं घेवों ॥ ९५ ॥

વિવરણ—આત્માને આત્મલાભ આપીને તેને વ્યવહરતો કરવાથી શબ્દ મહત્તાને પ્રાપ્ત થશે, એમ માનવામાટેનું સ્થળ જ નથી.

एवं माध्यान्हींची दिवी । तम घाडी ना दिवो दावी ॥
तैशी उभयता पदवी । शब्दा जाली ॥ ९६ ॥

વિવરણ—જેવી રીતે ખરે બપોરે આંગણામાં પ્રકટાવેલો દીવો અંધકારને વિદારતો નથી, અને દિવસને પ્રકટ કરતો નથી, કારણ કે, ખરે બપોરે આંગણામાં અંધકાર હોતો નથી અને સૂર્ય પોતે પોતાના પ્રકાશથી પ્રકાશમાન હોય છે—એટલામાટે મધ્યાહ્ન કાળે આંગણામાં પ્રકટાવેલો દીવો વ્યર્થ છે. એ જ પ્રમાણે નિત્ય જ્ઞાનરૂપ આત્મામાં અજ્ઞાનનો અભાવ છે, અને આત્મા નિત્ય જ્ઞાનમાત્ર સ્વયંપ્રકાશ હોવાથી ત્યાં શબ્દ સર્વથા નિરુપયોગી જ છે.

आता अविद्या नाहींपणें । नाहीं तये नासणें ॥
आत्मा सिद्धूचि मा कोणें । काय साधावें ॥ ९७ ॥

વિવરણ—અવિદ્યા અભાવરૂપ હોવાથી તેનો નાશ થવો શક્ય નથી; અને આત્મા જ્ઞાનમાત્ર સ્વત સિદ્ધ હોવાથી તેને પુનઃ સિદ્ધ કોણ કરી શકે વારુ?

ऐसा उभय पक्षीं । बोला न लाहोनीं नखीं ॥
हारपला प्रळयोदकीं । वोघू जैसा ॥ ९८ ॥

વિવરણ—એ પ્રમાણે આત્મા અને અવિદ્યા એ ઉભય પક્ષને શબ્દનો નખસ્પર્શ થઈ શકતો નથી, એટલે કે, શબ્દનું કાંઈ પણ પરિણામ થતું નથી. એટલામાટે તે શબ્દ, પ્રલયોદકમાં જેવી રીતે નદીનો પ્રવાહ અદૃશ્ય થઈ જાય છે, તેવી રીતે સર્વથા અદૃશ્ય થઈ જાય છે. જેમકે, એક કાગડો એક નૌકાના સઢપર બેઠો હતો અને નૌકા તે અપાર સમુદ્રમાં હતી; તે નૌકા ડૂબી જતાં કાગડો ઉપર હવામાં ઉડી

ગયો, પણ હવામાં તેને બેસવાનો કયાય પણ આધાર મળી શકયો નહિ; એટલે અંતે તે પણ પાણીનો આધાર લઈને પાણીપર બેઠો અને પાણીમાં ડૂબી ગયો. શબ્દની પણ એવી જ અવસ્થા થાય છે. એટલે કે, શબ્દ અવિદ્યાનો નિરાસ કરવા જાય છે, પણ અવિદ્યાના અભાવને લીધે ત્યાં તેની દાળ ગળતી નથી અને તેથી તે આત્માને પ્રકાશિત કરવામાટે આત્માપ્રતિ જાય છે, પરંતુ આત્મા સ્વતસિદ્ધ અને સ્વયપ્રકાશ હોવાથી ત્યાં પણ તેનું કાંઈ ચાલી શકતું નથી. જેમકે, એક ગરીબ યાચક પોતાને કાંઈ ખાવાનું મળે એવી આશાથી એક ગૃહસ્થને ત્યા ગયો અને ભોજનમાટે યાચના કરવા લાગ્યો. પરંતુ તે ગૃહસ્થ બહુ જ કૃપણ હોવાથી તેણે તે યાચકને એવું ઉત્તર આપ્યુ કે, 'બન્ને પક્ષ બરકત છે.' ગૃહસ્થના ઉત્તરનો અર્થ યાચકના સમજવામા આવી શક્યો નહિ–તે તો એમ જ સમજ્યો કે, "આપણને સાધારણ દાળ રોટલો મળી રહેશે. વિશેષ પકવાન્ન આદિ કદાચિત્ નહિ મળી શકે" તે યાચક બહુ જ ભૂખ્યો થયેલો હોવાથી ગૃહસ્થની એ વાર્તાને માન્ય કરીને તેના દ્વારમાં ભોજનની વાટ જોતો બેસી રહ્યો. ઘણીકવાર પછી સ્નાન, સંધ્યા અને ભોજન આદિ કાર્યોથી નિવૃત્ત થઈને તે ગૃહસ્થ જ્યારે પાછો બહાર આવ્યો, ત્યારે તે યાચક દ્વારમાં બેઠેલો તેના જોવામા આવ્યો અને તેથી તેણે તેને પૂછ્યું કે,–"તમે અહીં બેસી કેમ રહ્યા છો વારુ? આપને તો મેં પ્રથમથી જ જણાવી દીધું હતું કે, અહીં કાંઈ સગવડ બની શકે તેમ નથી" એના ઉત્તરમાં યાચકે જણાવ્યુ કે, "મહારાજ, આપે તો કહ્યુ હતું કે, 'બન્ને પક્ષ બરકત છે,' અને હવે આમ કેમ બોલો છો વારુ!" યાચકનું એ ભાષણ સાંભળીને તે ગૃહસ્થ કહેવા લાગ્યો કે,–"બે પક્ષ બરકત છે, એનો અર્થ એવો જ થાય છે કે, તમારી અહીં સગવડ થઈ શકવાની નથી. તે એવી રીતે કે, જ્યારે કોઈ નઠારો અર્થ વ્યક્ત કરવાનો હોય છે, ત્યારે સભ્યતાને જાળવવામાટે ઉત્તમ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે–જેમકે, અંધને સૂરદાસ અને તજિર્યાઝાટક અવસ્થાને બરકત કે, ઈશ્વરનુ નામ કહેવામા આવે છે." શબ્દની પણ એ યાચક જેવી જ અવસ્થા થાય છે–એટલે કે, અવિદ્યાના સ્વરૂપનું અસ્તિત્વ નથી અને આત્માની નિજબોધ રૂપ સ્થિતિ કદાપિ વિકૃત થતી નથી. અર્થાત્ શબ્દ બે ઘરના પરોણા પ્રમાણે ભૂખ્યો ને ભૂખ્યો જ રહી જાય છે.

आतां घोला भागू काहीं। असणे जयाच्या ठाईं॥
अर्थता तरी नाहीं। निफ्टूनिया॥ ९९॥

વિવરણ–હવે અર્થવિચારથી જોતાં આત્મામાં શબ્દનું અસ્તિત્વ છે જ નહિ.

बागूल आला म्हणते । बोलणें जैसे रिते ॥
कां आकाश वोळंबते । तळहातीं ॥ १०० ॥

વિવરણ—જેવી રીતે 'બાઉ આવ્યો' એ બોલવું પોકળ જ છે, અથવા તો દૂરથી ક્ષિતિજ પ્રતિ (જ્યાં આકાશ પૃથ્વીસાથે મળેલું દેખાય છે, તે સ્થાન પ્રતિ) દૃષ્ટિપાત કરતાં આકાશ કરતલમાં રમતું દેખાય છે, પણ તે અસત્ય જ હોય છે.

तैसें निरर्थके जल्पे । होऊनिया सपडपे ॥
शोभती जैशी लेपे । रंगावरी ॥ १०१ ॥

વિવરણ—જેવી રીતે ચિત્રમાનાં વસ્ત્રો કિંવા રંગ નિરર્થક હોય છે, તેવી જ રીતે શબ્દ સર્વ આડંબર સહિત નિરર્થક થાય છે.

एवं शब्दैकजीवनें । बापुडीं ज्ञानें अज्ञानें ॥
साचपणें वनें । चित्रीचीं जैशीं ॥ १०२ ॥

વિવરણ—એવી રીતે શબ્દ જેનુ જીવન છે, એવા બિચારાં જ્ઞાનાજ્ઞાન એટલે કે, જ્ઞાન અને અજ્ઞાન એ બન્ને કલ્પનાઓ સચ્ચિદાનંદરૂપ આત્મતત્વમાં નથી, કિન્તુ તેમનુ અસ્તિત્વ જ્ઞાન અને અજ્ઞાન એ બે શબ્દોવડે જ છે. જેવી રીતે ચિત્રમાનાં અરણ્યો અસત્ય હોય છે તે જ પ્રમાણે જ્ઞાન અને અજ્ઞાન પણ સર્વથા અસત્ય જ છે.

या शब्दाचा निमाला । महाप्रळयो हो सरला ॥
अभ्रासवें गेला । दुर्दिनु जैसा ॥ १०३ ॥

વિવરણ—મહાપ્રલય થતાંની સાથે જ જેવી રીતે સમસ્ત સૃષ્ટિનો લોપ થઈ જાય છે, તે જ પ્રમાણે સર્વ શબ્દસૃષ્ટિનો પણ આવી રીતે લોપ થાય છે. જેવી રીતે વાદળાંથી ઘેરાયલો નઠારો દિવસ વાદળાં વિખરાઈ જતા જ ચાલ્યો જાય છે, તે જ પ્રમાણે જ્ઞાનરૂપ આત્મતત્ત્વમા શબ્દની લીનતા થાય છે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे शब्दखंडनं नाम
षष्ठप्रकरणं संपूर्णम् ॥

## સપ્તમ પ્રકરણ

### અજ્ઞાનખણ્ડન

येन्हवी तन्ही अज्ञाना । जें ज्ञानाची नसे क्षोभना ॥
तैं सरी फाना । खाळींच दृढे ॥ १ ॥

વિવરણ–સહેજ વિચાર કરીને જોવામાં આવે, તો વિશેષ આત્મજ્ઞાનમાં અજ્ઞાન તો નથી જ, પરંતુ વિશેષ આત્મજ્ઞાન થયા પૂર્વે પણ 'અજ્ઞાન' શબ્દ શ્રવણમાં આવી શકે એટલી યોગ્યતાવાળી 'અજ્ઞાન' વસ્તુ નથી. એનો ભાવાર્થ એવો છે કે, સાધન ચતુષ્ટયસંપન્ન અધિકારી સચ્છિષ્ય સદ્ગુરુપાસે, મહાવાક્યના શ્રવણ મનન નિદિધ્યાસનાદિ અભ્યાસ કરીને તદ્દ્વારા સાક્ષાત્કારને પામે એટલે કે, દેહત્રયથી ભિન્ન અસંગ સાક્ષી અને સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું એવી વિશેષ જ્ઞાનવૃત્તિ ઉત્પન્ન થાય કે પછી તેને અજ્ઞાન ક્યાંય પણ ભાસતું નથી; કારણ કે, એ કહેલી વિશેષ જ્ઞાનવૃત્તિ અજ્ઞાનની વિરોધિની છે અને એટલામાટે એ વિશેષ જ્ઞાનવૃત્તિના ઉદયથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. જેવી રીતે ઉભયકાષ્ઠમંથનવડે વિશેષત્વને પામેલો અગ્નિ અંધકારનો વિરોધી છે. એ વાર્ત્તા સર્વથા સ્પષ્ટ છે–એટલે કે, એ અગ્નિ વિશેષરૂપે–જ્યોતિરૂપે પ્રકટ થતાંની સાથે જ જેમ અંધકારનો નાશ કરી નાખે છે; તે જ પ્રમાણે ઉપર્યુક્ત સોઽહંવૃત્તિરૂપ જ્ઞાનના ઉદયમાં અજ્ઞાન કદાપિ ટકી શકતું નથી. અહીં કદાચિત્ કોઈ એવી શંકા કરશે કે, ત્યારે તો વિશેષ સોઽહંવૃત્તિરૂપ જ્ઞાનના ઉદયથી પૂર્વે તો અજ્ઞાન છે ખરું ને? તો એ શંકાનું સમાધાન એ પ્રમાણે છે કે, વિશેષ જ્યોતિરૂપ અગ્નિના અનુદય (ઉદય ન થવા)માં જે અંધકાર ભાસે છે, તે કોઈ પદાર્થ જ નથી; કારણ કે, અંધકારની કલ્પના પ્રકાશના અભાવના આધારે જ ઉત્પન્ન થનારી છે. વધારે શું કહેવું વારુ? પ્રકાશના અભાવનું નામ જ અંધકાર છે, એટલામાટે પ્રકાશના ઉદયમાં જેવી રીતે અંધકાર અવસ્તુ છે, તેવી જ રીતે પ્રકાશના અનુદયમાં પણ અંધકારનું અવસ્તુત્વ જ સિદ્ધ છે. તે જ પ્રમાણે વિશેષ સોઽહંવૃત્તિરૂપ જ્ઞાનના ઉદયમાં અજ્ઞાનનો અભાવ છે અને વિશેષ જ્ઞાનના અનુદયમાં અજ્ઞાનનો અભાવ છે–એટલે કે, અજ્ઞાનની અવસ્તુતા સિદ્ધ છે. સારાંશ કે, અજ્ઞાન શબ્દ કર્ણગોચર થઈ શકે, એટલું સત્ત્વ અજ્ઞાનમાં નથી અને તેથી મિથ્યા અજ્ઞાનનો શ્રવણ સમક્ષ જ લોપ થઈ જાય છે. એ અજ્ઞાનને અનાદિ કહેવાનું કારણ મિથ્યાત્વ છે, કે જે નીચેની ઓવીમાં સૂચવવામાં આવે છે.

आडसूनि अंधारी। खद्योत दीप्ती सिरी ॥
तैसें लटिके वरी। अनादी होये ॥ २ ॥

વિવરણ–જેવી રીતે અગ્નિકીટ (આગિયા)નો ચમકાટ અંધકારમાં જ હોય છે, તે જ પ્રમાણે એ અજ્ઞાનના અનાદિત્વનો ડોળ કેવળ મિથ્યાત્વમાં રહેલો છે. એટલે કે, અગ્નિકીટ અંધકારનો આશ્રય કરીને ચમકે છે; પણ તે ચમક ખોટી છે. સૂર્યના ચમકાટ જેવી તે ચમક ખરી નથી. કારણ કે, સૂર્યને પોતાનો પ્રકાશ પાડવામાટે અગ્નિકીટ પ્રમાણે અંધકારનો આશ્રય કરવો પડતો નથી. એટલું જ નહિ પણ તે સ્વતઃપ્રકાશરૂપ હોવાથી અંધકારનો નાશ કરી નાખે છે; તે જ પ્રમાણે જ્ઞાન માત્ર આત્મવસ્તુ ત્રિકાલાબાધ્ય સ્વતઃસિદ્ધ હોવાથી તે અનાદિ છે. અજ્ઞાન પ્રમાણે, જ્ઞાનરૂપ આત્માને પોતાના અનાદિત્વને વ્યક્ત કરવામાટે મિથ્યાત્વનો આશ્રય કરવો પડતો નથી એટલું જ નહિ, પણ મિથ્યાત્વ તેની સમક્ષ ટકી જ શકતું નથી. કારણ કે, જ્ઞાન સત્યજ્ઞાન–અનંતરૂપ છે. અજ્ઞાનનો તેવો પ્રકાર નથી. અજ્ઞાનને જે અનાદિત્વ પ્રાપ્ત થયેલું છે, તે અજ્ઞાન અસત્ હોવાથી થયેલું છે. જેવી રીતે કોઈ મનુષ્યનો જન્મ જ થયો ન હોય, તો તેની જન્મપત્રિકા કરી શકાશે ખરી કે? તે જ પ્રમાણે અજ્ઞાન મૂળથી છે જ નહિ, તો પછી તેનું આદિત્વ કેમ કરીને કહી શકાય વારુ?* એવી રીતે અજ્ઞાન પ્રથમથી જ ન હોવાથી તેને અનાદિ કહેલું છે, અને એ મિથ્યાત્વવડે અનાદિ અજ્ઞાનનો અનુભવ અજ્ઞાનના ભાસકાળમાં જ હોય છે; એ નીચેની ઓવીઓમાં દૃષ્ટાંતવડે વ્યક્ત કરવામાં આવે છે.

जैशी स्वप्ना स्वप्नीं महिमा। तमीं मानू असे तमा ॥
तेवी अज्ञान गरिमा। अज्ञानीची ॥ ३ ॥

વિવરણ–જેવી રીતે સ્વપ્નમાંના આડંબરનું માહાત્મ્ય જ્યાં સુધી સ્વપ્ન છે ત્યાં સુધી જ હોય છે, કિંવા અંધકારનું માન અંધકારમાં જ જળવાય છે; તેવી જ રીતે અજ્ઞાનની મહત્તા કેવળ અજ્ઞાનમાં જ હોય છે; તે અજ્ઞાન જ્ઞાનકાળમાં પળમાત્ર પણ ટકી શકતું નથી.

कोल्हेरीचे असिवारु। न येती धारकीं धरु ॥
नये लेणा शृंगारु। वोडंबरीचे ॥ ४ ॥

* વિશેષમાટે જુઓ 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૧૫ મો–ઓવી ૨૩૨ થી ૨૩૫.

વિવરણ-કુંભારે કરેલા માટીના ઘોડાઓને મેદાનમાં દોડાવી શકાતા નથી અને ગારોડીએ કરેલાં માયાવી આભૂષણો શૃંગાર કરવામાં ઉપયોગી થતાં નથી.

हे जाणणयाच्या घरीं । खोंचिलेही आन न करी ॥
काई चांदिणा उठे लहरी । मृगजळाची ॥ ५ ॥

વિવરણ-એ અજ્ઞાનને જો આત્મજ્ઞાનના ગૃહમાં ખોળી જોઇએ, તો ત્યાં તે ભિન્ન છે, એમ જોવામાં આવતું નથી. જેવી રીતે રજ્જુમાં ભાસેલા સર્પને, રજ્જુનું જ્ઞાન થયા પછી હાથમાં લાકડી લઇને હીલવી જોઇએ, તોય તે સર્પ ફૂત્કાર કરતો નથી અથવા બીજી પણ કશી હીલચાલ કરતો નથી; અને તે એવી હીલચાલ કરે પણ કેવી રીતે? રજ્જુજ્ઞાનમાં તેનો અભાવ જ છે, તો પછી તે ફૂત્કાર કે હીલચાલ કરે, એ સંભવે જ કેવી રીતે વારુ? વધારે શું કહેવું? રજ્જુજ્ઞાનમાં તો તે નથી જ પરંતુ રજ્જુના અજ્ઞાનકાળમાં જે સર્પ ભાસતો હતો, તે પણ તે વેળાએ ખરી રીતે જોતાં સત્ય સર્પ નહોતો જ. તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનમાં તો અજ્ઞાન નથી જ; પરંતુ આત્માના અવિવેકકાળમાં 'હું અજ્ઞાની છું' એવું જે અજ્ઞાન પ્રતીત થાય છે, તે પણ તે કાળમાં સત્ય નથી જ. એવી રીતે ભાસકાળમાં પણ જે અસત્ અજ્ઞાન, તેને આત્મજ્ઞાનના ગૃહમાં ગમે તેટલું ખોળવામાં આવે, તો પણ તે ક્યાંથી અને કેમ કરીને મળી શકે વારુ? જેવી રીતે, રજ્જુમાં સર્પનો ભાસ થવામાટે સંધ્યાકાળની આવશ્યકતા હોય છે, તેવી રીતે સૂર્યકિરણમાં મૃગજળનો ભાસ થવામાટે સંધ્યાકાળની આવશ્યકતા હોતી નથી. ઉલટું, ખરે બપોરે સૂર્યકિરણોના જલહીન મરુભૂમિસાથેના સંયોગમાં તે મૃગજળ ભાસતું હોય છે. તે સૂર્યકિરણોનો (સૂર્યનો) અસ્ત થઈ જવા પછી ચંદ્રની ચંદ્રિકામાં એ મૃગજળનો ભાસ થશે ખરો કે? કદાપિ થવાનો નથી જ. કારણ કે, ચંદ્રની ચંદ્રિકામાં મૃગજળના આભાસના કારણરૂપ જે મધ્યાહ્નનાં સૂર્યકિરણો, તે અસ્ત થયેલાં હોવાથી ચંદ્રિકામાં મૃગજળની સકારણ નિવૃત્તિ થયેલી હોય છે. એવી દશામાં મૃગજળની લહરીઓ કેમ કરીને દૃષ્ટિગોચર થઈ શકે વારુ?

आणि ज्ञान हैं जें म्हणिजे । तें अज्ञानाचि पां दुजें ॥
एक लपवूनि दाविजे । एक नव्हे ॥ ६ ॥

વિવરણ-અને જેને જ્ઞાન કહેવામાં આવે છે, તે પણ બીજું અજ્ઞાન જ છે. કારણ કે, અજ્ઞાનની અપેક્ષાવાળું જે જ્ઞાન તે અજ્ઞાન જ કહી શકાય; એટલે કે જ્ઞાન

અને અજ્ઞાન એ બે જોડિયા ભાઇઓ પ્રમાણે જ છે; જેવી રીતે જોડિયા બે બાળકોની મુખાકૃતિ એકસરખી જ હોય છે અને તેથી જોડિયા ભાઇઓમાંના મોટા ભાઇને છુપાવી ન્હાના ભાઇને આગળ લાવવામાં આવે, તો તે મોટા ભાઈ જેવો જ દેખાય છે; અને ન્હાના ભાઇને છુપાવીને મોટાને જાહેર કરવામાં આવે, તો તે ન્હાના ભાઈ જેવો જ જણાય છે; તેવો જ એ જ્ઞાન અને અજ્ઞાનનો પણ પ્રકાર છે. એટલે કે અજ્ઞાન પોતે છુપાઈ રહીને જ્ઞાનનો ભાસ કરાવે છે અને જ્ઞાન પોતે ગુપ્ત રહીને અજ્ઞાનનો ભાસ કરાવે છે. એવી રીતે એ બન્ને જોડિયા ભાઇઓ પ્રમાણે જ છે. જ્ઞાનેશ્વર મહારાજે એટલા માટે મૂળમાં એવા પ્રકારનો જ ઉદ્‌ગાર કાઢેલો છે.

असो आतां हा प्रस्तावो । आधीं अज्ञानाचा घांडोळा घेवो ॥
मग तयाच्या साचीं लाहो । ज्ञानही लटिकें ॥ ७ ॥

વિવરણ–અસ્તુ. આટલી પ્રસ્તાવના પૂર્ણ છે. પ્રથમ અજ્ઞાન કેવું છે, એનો શોધ કરીને પછી તે અજ્ઞાન મિથ્યા છે, એમ ખરેખર સિદ્ધ થાય, એટલે પછી અજ્ઞાનની અપેક્ષાવાળું જે જ્ઞાન તે પણ અસત્ય છે, એમ સહજ સિદ્ધ થઈ જશે.

या अज्ञान ज्ञानातें । आंगेचि आहे जितें ॥
तरी जेथें असे तयातें । नेण कां न करी ॥ ८ ॥

વિવરણ–જ્ઞાનરૂપ આત્મામાં અજ્ઞાન અંગવડે વિહરે છે, એમ હોવા છતાં તે અજ્ઞાન જ્ઞાનને આચ્છાદિત કેમ નથી કરી નાખતું વારુ? એટલે કે મૂર્ખ કેમ નથી કરતુ ?

अज्ञानें जेथें असावें । तेणें सर्व नेण होआवें ॥
ऐशी जाती स्वभावें । अज्ञानाची ॥ ९ ॥

વિવરણ–જ્યાં અજ્ઞાન હોય છે, ત્યાં તે તેને મૂર્ખ કરી નાખે છે. એટલે કે ત્યા જ્ઞાનના પ્રકાશને લેશ માત્ર પણ રહેવા દેતું નથી; કિન્તુ તેને તે પોતાસમાન જડ કરી નાખે છે, એવો અજ્ઞાનનો ધર્મ છે.

तरी शास्त्रमत्त ऐसें । जे आत्माच अज्ञान असे ॥
आणि तेणें तो गिवसे । आश्रो जरी ॥ १० ॥

વિવરણ–શાસ્ત્રમાં સ્વાશ્રય અને સ્વવિષય એવો એક પક્ષ છે. એટલે કે, અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ પોતે જ છે અને તે અજ્ઞાનનો વિષય પણ બ્રહ્મ પોતે જ

છે. એટલે કે, જ્યાં અજ્ઞાન હોય છે, ત્યાં તે પોતાના આશ્રયસ્થાનને ઢાંકી નાખવું, એ તે અજ્ઞાનનો આવરણ ધર્મ છે એ નિયમને અનુસરીને જ અજ્ઞાને બ્રહ્મના આશ્રયે રહીને બ્રહ્મને ઢાંકી નાખ્યો છે અને એવી રીતે બ્રહ્મનું જે આવૃત્ત થવું, તે જ બ્રહ્મનું અજ્ઞાનનો વિષય થવું છે * એવા એ શાસ્ત્રપક્ષને કદાચિત્ માન્ય કરી લઈએ, તો પણ તેથી અજ્ઞાન છે, એમ સિદ્ધ થતું નથી. એનું કારણ નીચેની ઓવીમાં કહેવામાં આવે છે.

तरी तुठिता दुजे । जें अज्ञान असे बीजें ॥
तें तेचि आथी हें बुझे । कोण येथें ॥ ११ ॥

વિવરણ-પૂર્વે કહ્યા પ્રમાણે, અજ્ઞાને જ્ઞાનરૂપ આત્માના આશ્રયે રહીને જ્ઞાનરૂપ આત્માને ઢાંકી નાખ્યો છે એટલે કે, જ્ઞાનરૂપ આત્માની જ્ઞાનરૂપતાને કાયમ ન રાખતાં અજ્ઞાને તેને પોતા જેવો જડ બનાવી દીધો છે એથી જ્ઞાન અને અજ્ઞાન એવાં કાંઈ પણ બે ન રહેતાં એક બીજરૂપ અજ્ઞાન માત્ર રહ્યું છે એવી એ બીજરૂપ અજ્ઞાનમાત્ર સ્થિતિને કોણ જાણી શકે વારુ? કારણ કે, અજ્ઞાન અજ્ઞાનને જાણી શકે, એ સર્વથા અસંભવનીય છે તે કેવી રીતે, એ નીચેની ઓવીમાં કહેવામાં આવે છે

अज्ञान तंव आपणयातें । जडपणें नेणे निरुतें ॥
आणि प्रमाण प्रमाणातें । होत आहे ॥ १२ ॥

વિવરણ-અને અજ્ઞાન તો પોતે પોતાને ઓળખતું (જાણતું) નથી, કારણ કે, તે જડ છે, અને જે જડ હોય છે, તે પોતે પોતાને જાણતું નથી અને પાસેના બીજા કોઈને પણ જાણતું નથી જેવી રીતે પ્રમાણ અન્ય પ્રમેયની સિદ્ધિ કરે છે, તેવી રીતે પ્રમાણ પોતે પોતાની સિદ્ધિ કરતું નથી

यालागीं जरी अज्ञान । करील आपुलें ज्ञान ॥
हें म्हणत ठेंव घेववी मौन । विरोधचि ॥ १३ ॥

વિવરણ-એટલામાટે અજ્ઞાન જ પોતાને જાણે છે, એમ કહેતાંની સાથે જ વિરોધ આવી પડશે અને મૌન્ય ધારીને બેસી રહેવું પડશે કારણ કે, જડ અજ્ઞાન પોતે પોતાને જાણે છે, એમ કહે તે 'મૂગો બોલે છે' અને 'આંધળો દેખે છે' એમ કહેવા બરાબર જ છે.

---

* વિશેષમાટે જુઓ 'જ્ઞાનેશ્વરી' અધ્યાય ૭ મો ઓવી ૧૦ થી ૧૩ સુધી

आणि जाणती वस्तु येक। तें येणें अज्ञानें कीजे मूर्ख ॥
तें अज्ञान हे लेख। कवण धरी ॥ १४ ॥

વિવરણ–અને જે જ્ઞાનના આશ્રયવડે તે અજ્ઞાન છે, તે જ્ઞાન અજ્ઞાનને જાણતું હશે એમ જો કહીએ, તો તે જ્ઞાનને અજ્ઞાને પોતા સમાન મૂર્ખ બનાવી નાખ્યું છે. એટલે પછી અજ્ઞાન છે, એમ કોણ કહી શકે વારુ? તેનો અનુભવ કોણ લઈ શકે? 'અને અજ્ઞાન છે' એમ જ્ઞાનને તો પ્રતીત થયા જ કરે છે, એટલે કે, જ્ઞાનદ્વારા અજ્ઞાનનું પ્રકાશન થાય છે; એટલામાટે, અજ્ઞાનવડે જ્ઞાન આવૃત્ત થતું નથી, એવા તે અજ્ઞાનને અજ્ઞાન કેમ કરીને કહી શકાય વારુ? એ નીચેની ઓવીમાં કહેવામાં આવે છે.

अहो आपणयाही पुरता। नेणू न करवे जाणता ॥
तयाते अज्ञान म्हणता। लाजिजे की ॥ १५ ॥

વિવરણ–અહો! (અજ્ઞાનવાદીને ઉદ્દેશીને કહે છે) અજ્ઞાન તે જ્ઞાનરૂપ આત્માને આશ્રયે હોઇને જો તે પોતાના યોગે જ્ઞાનરૂપ આત્માને પૂર્ણતાથી ઢાંકી ન નાખતુ હોય એટલે કે, જેવું અજ્ઞાન પોતે જડ છે, તેવો પોતાના યોગે જ્ઞાનરૂપ આત્માને જો તે જડ કરતું ન હોય, તો 'તે અજ્ઞાન છે' એમ કહેવામાં પણ શો અર્થ હોઈ શકે વારુ? કારણ કે, અજ્ઞાનનો સ્વભાવ એવો છે કે, તે જે સ્થળે હોય છે, તે પોતાના આશ્રયસ્થાનને તે ઢાંકી નાખે છે, પણ એ અજ્ઞાનનો સ્વભાવ જ્યારે જ્ઞાનરૂપ આત્મામાં વ્યક્ત થતો નથી, ત્યારે તે અજ્ઞાન છે, એમ તેને કેમ કરીને કહી શકાય વારુ? નીચેની ઓવીમાં એ જ તત્ત્વને દૃષ્ટાંતવડે વ્યક્ત કરવામા આવે છે.

आभाळें भानु ग्रासे। तें आभाळ कोणें प्रकाशे ॥
सुपुप्ती सुपुप्तेया रुसे। तै तेंचि कोणा ॥ १६ ॥

વિવરણ–દિવસે આકાશમાં વાદળાં ચઢી આવવાથી સૂર્ય ઢકાઈ જાય છે, એમ કહીએ, તો 'આ વાદળાં છે અને એમના યોગે સૂર્ય ઢંકાય છે' એ પણ સૂર્યના પ્રકાશથી જ દેખાય છે. એથી સૂર્યને વાદળાંએ ઢાંકી દીધો કહીએ કે તે પ્રકટ જ છે? અહીં સૂર્યનો અર્થ 'પ્રકાશ' લેવાનો છે, અને તે યથાર્થ પણ છે; કારણ કે, સૂર્યનો અને પ્રકાશનો અભેદ જ છે. વધારે શું કહેવું! પ્રકાશ વિના સૂર્યનું અસ્તિત્વ જ નથી. ગાઢ નિદ્રાના આગમનથી, જો નિદ્રિત પુરુષ લુપ્ત થતો (મરી જતો) હોય તો પછી નિદ્રાનું પ્રકાશન કોણ કરવાનું હતુ વારુ? કારણ કે, નિદ્રા જીવિતોની આશ્રિત

હોય છે. 'મરી ગયેલાને ઊંઘ આવી ગઈ છે' એમ કોઈ પણ કદાપિ સિદ્ધ કરવાનું નથી. એટલામાટે નિદ્રાનું પ્રકાશન કરનાર એટલે કે, 'આને નિદ્રા આવી ગઈ છે એમ બીજાને ભાસ કરાવનારો નિદ્રિત જીવતો તથા પ્રકટ હોવો જોઇએ. અને તે જીવતો તથા પ્રકટ હોય છે અને તેથી જ તે ઊંઘીને ઉઠે છે અને પોતાની ગાઢ નિદ્રાના અનુભવને વ્યક્ત કરે છે.

तैसें अज्ञान असे जेथें । तेंच जरी अज्ञान आते ॥
तरी अज्ञान अज्ञानातें । नेणतां गेलें १७ ॥

વિવરણ—તે પ્રમાણે, જેમાં અજ્ઞાન છે, એવો જ્ઞાનરૂપ આત્મા અજ્ઞાન થાય, તો પણ તે અજ્ઞાનને અજ્ઞાન ન જાણીને જ થાય છે. કારણ કે, જ્ઞાનરૂપ આત્માને જો અજ્ઞાન જડ કરી નાખે, તો પછી કોઈ કોઇને ન ઓળખતા—ન જાણતા—જ રહેવાં જોઇએ. જેમકે, એક ઘડાપર બીજો ઘડો મૂકવામાં આવે, તો નીચેનો ઘડો ઉપરના ઘડાને જાણી શકે છે ખરો કે? અથવા બીજો ઉપરનો ઘડો નીચેના ઘડાને જાણે છે ખરો કે? નહિ જ. કારણ કે, તે બન્ને જડ છે.

नातरी अज्ञान एक घडे । हें जयास्तव निवडे ॥
तें अज्ञान नव्हे फुडे । कोण्हे काळीं ॥ १८ ॥

વિવરણ—'આ અજ્ઞાન છે' એમ જેના (જે જ્ઞાનના)યોગે પ્રકાશિત થાય છે, તે (જ્ઞાન) ને કદાપિ અજ્ઞાન કહી શકાય જ નહિ. કારણ કે, પ્રકાસ્ય અને પ્રકાશક એ ઉભય એક બીજાથી સર્વથા ભિન્ન જ હોવાના. જેમ ઘટાદિ સર્વ પદાર્થો પ્રકાસ્ય છે, અને સૂર્ય તેમનો પ્રકાશક છે; એટલે અહીં ઘટાદિ પદાર્થ અને સૂર્ય એ બન્ને એક તો થવાના નહિ જ. તે જ પ્રમાણે પ્રકાસ્ય અજ્ઞાન અને તત્પ્રકાશક જ્ઞાન એ બન્ને એક ન હોઈ શકે એ સ્વાભાવિક જ છે. એટલામાટે 'અજ્ઞાન એક છે,' અને એ પ્રમાણે અજ્ઞાનાનુભવી જે જ્ઞાન તે અજ્ઞાન નથી, એ પ્રકટ જ છે.

पडळही अथी डोळा । आणि डोळा नव्हे आंधळा ॥
तरी आथी या पोफळा । बोलिया कीं ॥ १९ ॥

વિવરણ—આંખપર પડદો હોય અને આંખ અંધ ન હોય તો, 'આંખપર પડદો છે' એમ બોલવું વ્યર્થ છે. 'આંખમાં પડળ છે' એમ બોલવામાત્રથી પડળની સિદ્ધિ થતી નથી, કિન્તુ તે સિદ્ધિ કાર્યવડે થાય છે. એટલે કે, પડળથી દૃષ્ટિમાં મંદતા થયેલી હોવી જોઇએ, તો જ પડળની સિદ્ધિ થઈ શકે છે. જો તે પડળના યોગે દૃષ્ટિમાં

મંદતા ન આવેલી હોય, અથવા ન આવે, એટલે કે, જોવાની શક્તિમાં ન્યૂનતા ન થાય, તો 'આંખમાં પડળ છે' એમ બોલવું કિંવા કહેવું સર્વથા નિરર્થક (વ્યર્થ) જ છે.

इंधनाच्या आंगीं । खवळलेन आगी ॥
ते न जळे तरी वाउगी । शक्तीच ते ॥ २० ॥

વિવરણ-લાકડામાં અગ્નિ પ્રકટ થાય, છતાં તેના યોગે જો લાકડું બળે નહિ, તો પછી તે અગ્નિ શાનો? અર્થાત્ તે શક્તિ સર્વથા વ્યર્થ છે.

आंवारु कोंडूनि घरीं । घरा पडसाई न करी ॥
तैं अंधारु इही अक्षरीं । न ह्मणावा कीं २१ ॥

વિવરણ-ઘરમાં અંધારું છે, પણ તેના યોગે ઘરમાં પ્રકાશનો અભાવ નથી તો પછી તે અંધકાર કહેવાય ખરો કે? તેમ ન કહેશો; કારણ કે, મંદતરૂપ અંધકાર ગૃહ અંતર્ગત ભાગને સર્વથા ઢાંકી (અદૃશ્ય) કરી નાખે છે.

वोजावो नेदी जागणें । तिये निदेते नीद कोण ह्मणे ॥
दिवसा नाणीं उणे । तें रात्र कैंची ॥ २२ ॥

વિવરણ-નિદ્રા આવેલી છતાં તે જાગૃતિની વ્યવસ્થિતતાને જરાય બગાડતી નથી, તો પછી તે નિદ્રા શાની વારુ? રાત્રિ તો છે, પણ તે દિવસ કરતાં જરાપણ ન્યૂન નથી-એટલે કે, દીપકોનો અભાવ છે અને સર્વ વ્યવહાર ચાલ્યા કરે છે; તો પછી તે રાત્રિ છે, એમ કેમ કરીને કહેવાય? ઉપર્યુક્ત ચારે દૃષ્ટાંતોમાં તે તે સર્વ ઘટનાઓ હોવા છતાં પોતપોતાનાં કાર્યો કરતી નથી, તો પછી તે ઘટનાઓ-તે વસ્તુઓ-છે, એમ આપણે શા આધારે કહી શકીએ વારુ?

तैसें आत्मा अज्ञान असिके । असता तो न मुके ॥
तैं अज्ञानशब्द लटिकें । आलेंचि कीं ॥ २३ ॥

વિવરણ-તે જ પ્રમાણે, આત્મામાં સમસ્ત અજ્ઞાન હોવા છતાં જો તે પોતાના જ્ઞાનરૂપથી ચ્યુત ન થતો હોય, તો પછી 'અજ્ઞાન' શબ્દ પોતાની મેળે જ અસત્ય સિદ્ધ થઈ જાય છે.

येन्हवी तरी आत्मया । माजी अज्ञान असावया ॥
कारण ह्मणतां न्याया । चुकी येईल कीं ॥ २४ ॥

વિવરણ-સહજ વિચાર કરી જોવાથી, જે આત્મા કેવળ ચૈતન્યરૂપ છે તેમ જ કેવળ જ્ઞાનપ્રકાશરૂપ છે, તે આત્મામાં સર્વ પ્રપંચના કારણરૂપ અજ્ઞાન રહેલું છે, એમ કહેવું યથાન્યાય નથી. તે કેવી રીતે, એ નીચેની ઓવીમાં કહેવામાં આવે છે.

अज्ञान तममेळणी । आत्मा प्रकाशाची रवाणी ॥
आतां दोहीं मिळणी । एकी कैशी ॥ २५ ॥

વિવરણ-અજ્ઞાન તો ઘન અંધકાર સમાન છે અને આત્મા તો કેવળ જ્ઞાનરૂપ અને સ્વયંપ્રકાશ છે, તો પછી આત્મા અને અજ્ઞાન એક જ સ્થાનમાં કેમ કરીને રહી શકે વારુ? જો નીચેની ઓવીઓમાં આપેલાં ઉદાહરણોમાંની ઘટનાઓનો યોગ થઈ શકે, તો જ આત્મા અને તદ્વિરુદ્ધ અજ્ઞાન એ ઉભયનો યોગ શક્ય માની શકાય.

स्वप्न आणि जागरु । आठवू आणि विसरु ॥
हे युग्मे एका हारु । चालती जरी ॥ २६ ॥

વિવરણ-સ્વપ્ન તથા જાગૃતિ, સ્મૃતિ તથા વિસ્મૃતિ એ જોડીઓ જો એક જ પંક્તિમાં બેસી શકે; (તો જ આત્મા અને અજ્ઞાન એ બન્ને એક સ્થળમાં હોઈ શકે.)

शीता तापा एकवट । वाहे वस्तीची वाट ॥
कां तमें बांधिजे मोट । सूर्यरश्मीची ॥ २७ ॥

વિવરણ-શીતલતા અને ઉષ્ણતા જો એક સમયાવચ્છેદે એક જ સ્થળમાં હોઈ શકે, કિંવા અંધકારના ગાંસડામાં જો સૂર્યકિરણોને બાંધી શકાય તેમ હોય;

नाना राती आणि दीवो। येती एकेगावीं राहों ॥
तै आत्मा जीवें जीवो । अज्ञानाचेनि ॥ २८ ॥

વિવરણ-અથવા તો રાત્રિ અને દિવસ જો એક જ સ્થળે રહી શકે, તો જ અજ્ઞાન અને આત્માનો સંબંધ થાય.

हें असो मृत्यु आणी जिणे । हे शोभती काय मेहुणे ॥
तरी आत्मेन असणें । अज्ञानेंशी ॥ २९ ॥

વિવરણ-અસ્તુ, મરણ અને જીવન એ બેનું જોડું એક સ્થળમાં શોભી શકશે ખરું કે? જો એમ બની શકે, તો જ આત્મા અને અજ્ઞાનનો યોગ સંભવી શકે.

अहो आत्मेन जे बाधे । तेंचि आत्मेनशीं नांदे ॥
ऐशी कायशी विरुद्धे । बोलणी इये ॥ ३० ॥

વિવરણ–અહો (અજ્ઞાનવાદીને અનુલક્ષીને કહેવામાં આવે છે) જે અજ્ઞાન સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનના યોગે બાધિત થાય છે એટલે કે મિથ્યા સિદ્ધ થાય છે, એવું જે આત્માનું વિરોધી અજ્ઞાન તે અને આત્મા એક જ સ્થળમાં વિહરે છે, એમ કહેવું તે સર્વથા અસંબદ્ધ પ્રલાપ જ છે.

अहो अंधारपणीची पैज । सांडूनि अंधार तेज ॥
जाला तैं सहज । सूर्य निभ्रांतचि ॥ २१ ॥

વિવરણ–જે અજ્ઞાન જ્ઞાનરૂપ આત્માના યોગે બાધિત થાય છે, તે અજ્ઞાન આત્માનો આશ્રય કરીને કેમ કરીને રહી શકે વારુ? એમ ઉત્તરપક્ષકાર સિદ્ધાંતીએ પૂર્વની ઓવીમાં સિદ્ધ કર્યું, હવે એ વિશે પૂર્વપક્ષકાર અજ્ઞાનવાદીનું એવું કથન છે કે, યદ્યપિ આત્માના યોગે અજ્ઞાન બાધિત થાય છે, તો પણ તે અજ્ઞાન ભિન્ન ન રહેતાં આત્મજ્ઞાનપ્રકારયુક્ત જ હોય છે. એમ મૂળ ઓવીઓમાં આપેલાં દૃષ્ટાંતો અને હવે પછીની ઓવીઓમાંના દૃષ્ટાંતોવડે સૂચના થાય છે. "અહો (ઉત્તરપક્ષકારસિદ્ધાંતીને અનુલક્ષીને અજ્ઞાનવાદી કહે છે) જુઓ, અંધકાર પોતાના અંધકારત્વને ત્યાગીને હોડથી તેજરૂપ થઈ જાય, તો પછી તે નિઃસંશય સૂર્ય જ છે, એટલે કે તે સૂર્ય પ્રકાશરૂપે જ છે." કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, આ ઓવીમાં જે ભાષણ છે, તે સિદ્ધાંતવાદીનું છે. પરંતુ નીચેની ૩૪ મી ઓવીનો વિચાર કરવાથી, અમને એમ લાગ્યું કે, અહીંથી ૩૪મી ઓવી પર્યન્તનું ભાષણ અજ્ઞાનવાદીનું છે અને તેથી અમે આ ઓવીઓનો અર્થ અજ્ઞાનવાદીના પૂર્વપક્ષમાં જ લગાડેલો છે. પરંતુ જો કોઈને એમ ભાસે કે, આ કથન સિદ્ધાંતવાદીનું છે, તો જો પૂર્વાપર સંબંધની સંગતિ લાગી શકે એમ હોય, તો તેણે ભલે તેવા અર્થનો સ્વીકાર કરી લેવો.

दुलांकुडपण सांडिले । आणि आगीपण मांडिले ॥
तैं तेंचि आगी जाले । इंधन कीं ॥ २२ ॥

વિવરણ–જે વેળાએ કાષ્ઠ પોતાની શુષ્કતાને ત્યાગી દે છે અને અગ્નિના રૂપને ધારણ કરે છે, તે વેળાએ તે કાષ્ઠ અગ્નિથી ભિન્ન ન રહેતાં અગ્નિરૂપ જ થઈ જાય છે.

कां गंगा पावत खेवो । आनपणाचा ठावो ॥
सांडी तैं गंगा हो । लाहे पाणी ॥ २३ ॥

વિવરણ–જે વેળાએ નાળાનું પાણી ગંગામાં મળી જાય છે, તે વેળાએ પછી તે ગંગાથી ભિન્ન રહેતું નથી–એટલે કે, તે વેળાએ સર્વથા તે ગંગારૂપ જ બની જાય છે.

तैसें अज्ञान हें अज्ञान नोहे। तरी आत्मा असकें असो लाहे॥
येन्हवीं अज्ञान होये। लागलेंचि॥ ३४॥

વિવરણ–પૂર્વોક્ત દૃષ્ટાંતો પ્રમાણે અજ્ઞાન જ્ઞાનરૂપ આત્માથી ભિન્ન નથી, કિન્તુ જ્યારે તે સર્વત્ર જ્ઞાનરૂપ આત્મભાવયુક્ત છે, ત્યારે તે સાહજિક અજ્ઞાન આત્મત્વમાં સલગ્ન જ છે, એમ જ માનવું જોઈએ.

आत्मेनशीं विरोधी। म्हणोनी नुरेचि इये संबंधीं॥
वेगळे तरी सिद्धि। जायेचिना॥ ३५॥

વિવરણ–અજ્ઞાન આત્માનું વિરોધી છે અને તેથી તે આત્મા સમક્ષ ટકી શકતુ નથી, તેમ જ ભિન્ન પણ રહેતું નથી. અરે, અજ્ઞાન જ્ઞાનરૂપ આત્માનું વિરોધી હોવાથી આત્મસંબંધવડે બાધિત થાય છે. આમ હોવા છતાં, તે આત્મજ્ઞાનરૂપે રહેલું હોય છે, એ તમારું કથન સર્વથા વિસંગત છે. હવે આ સ્થળે તમે પોતાના અજ્ઞાનપક્ષને સિદ્ધ કરવામાટે કદાચિત્ એમ કહેશો કે, 'અજ્ઞાન આત્મસંબંધયુક્ત નહિ, પણ તેથી ભિન્ન અને સ્વતંત્ર છે;' તો તેમ પણ બની શકતું નથી. એમ આ ઓવીમાં સિદ્ધાંતીએ અજ્ઞાનવાદી પૂર્વપક્ષકારને સૂચવેલું છે.

लवणाचीं मासोळी। जन्हीं होय जिव्हाळी॥
तरी जळीं ना वेगळी। न जिये जेवीं॥ ३६॥

વિવરણ–જેમકે, લવણ (મીઠા)નું એક સજીવ માછલું છે, એમ આપણે માની લઈએ; તો પછી આપણે એમ પણ માનવું જ જોઈએ કે, તે જળના આશ્રયે રહી શકવાનું નથી જ; કારણ કે, તે મૂળ લવણનું છે. લવણનો એવો ધર્મ જ છે કે, તેની સાથે જળનો સંબંધ થતાં જ તરત તે પીગળી જાય છે. તેમ જ તે જળથી ભિન્ન પણ રહી શકવાનું નથી; કારણ કે, સજીવ માછલું પાણીથી ભિન્ન–દૂર–થાય, કે તે ક્ષણે જ તે મરી જાય છે, એથી તેનું પાણીથી ભિન્ન રહેવું પણ શક્ય નથી એવી રીતે લવણનું તે સજીવ માછલું જળના આશ્રયે કિંવા જળથી ભિન્ન બન્ને પ્રકારે રહી શકતું નથી. એ જ પ્રમાણે અજ્ઞાન જ્ઞાનરૂપ આત્માના આશ્રયે રહી શકતું નથી; કારણ કે, જ્ઞાનરૂપ આત્મા અજ્ઞાનનો વિરોધી છે, એ તો પૂર્વે કહેલું જ છે. તેમ જ અજ્ઞાન જ્ઞાનરૂપ આત્માથી ભિન્ન પણ રહી શકતું નથી; કારણ કે, અજ્ઞાન 'અવસ્તુ' એટલે કે મિથ્યા છે અને જે મિથ્યા વસ્તુ હોય છે, તેને કોઈ પણ સત્ય વસ્તુના આશ્રયનો સ્વીકાર કરવો પડે છે–સત્યવસ્તુના આશ્રયવિના તે મિથ્યા વસ્તુ કદાપિ

ટકી કે રહી શકતી નથી. જેવી રીતે રજ્જુમાં કલ્પનાવડે ભાસેલો મિથ્યા સર્પ સત્ય રજ્જુ–અધિષ્ઠાનને ત્યાગીને ભિન્ન રહી શકશે ખરો કે ? કદાપિ નહિ. તે જ પ્રમાણે, સત્ય બ્રહ્મ અધિષ્ઠાનને ત્યાગીને મિથ્યા અજ્ઞાન ભિન્ન રહી શકવાને સર્વથા અસમર્થ છે.

जे अज्ञान येथें नसे । तरीच आत्मा असे ॥
म्हणोनी बोलणीं वायसे । नायकावीं कीं ॥ ३७ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે, જ્ઞાનરૂપ આત્મામાં અજ્ઞાન છે જ નહિ: કિન્તુ સર્વત્ર પરિપૂર્ણ સચ્ચિદાનંદરૂપ એક આત્મા જ છે. આમ હોવા છતાં પૂર્વપક્ષકાર અજ્ઞાનવાદી તેમાં અજ્ઞાન હોવાનું કહે છે, તે તેનું કથન સર્વથા વ્યર્થ છે, એમ માનીને તે કથનનું શ્રવણ જ કરવું નહિ.

दोरी सर्पाभास होये । तो तेणें दोरें बांधो ये ॥
ना दवडणे न साहे । जयापरी ॥ ३८ ॥

વિવરણ–જેમ દોરીમાં સર્પ ભાસે છે, પણ તે સર્પને અધિષ્ઠાન રજ્જુ–દોરીથી બાંધી શકાશે ખરો કે ? જે દોરીમાં સર્પનો ભાસ થાય છે, તે દોરીવડે જ જો તેને બાંધવા જઈએ, તો દોરીનું યથાર્થ જ્ઞાન થવાનું અને યથાર્થ રજ્જુ–જ્ઞાન થતાંની સાથે જ મિથ્યા સર્પાભાસનો તત્કાળ લોપ થઈ જવાનો. એટલામાટે જ તે સર્પને એ દોરીવડે બાંધી શકાય તેમ છે જ નહિ. અને સર્પ મિથ્યા ભાસતો હોવાથી, તે સર્પને જો હાંકીએ, તો તે ન્હાસી પણ શકવાનો નથી. જેવી રીતે અધિષ્ઠાન રજ્જુથી ભાસેલા સર્પને બાંધી શકાતો નથી, તે જ પ્રમાણે જ્ઞાનમાં અજ્ઞાનનો શોધ કરીએ, તો તે અજ્ઞાન ત્યાં કદાપિ મળી શકતું નથી.

नाना पुनिवेचेनि आंधारें । दिहाभेण रातीं मह्रे ॥
कीं येत्तचि सुधाकरें । गिळिजे जेवीं ॥ ३९ ॥

વિવરણ–જેવી રીતે દિવસના ભયથી પૌર્ણિમાનો અંધકાર રાત્રિ તરફ પોતાનો મોરચો ફેરવે છે, પરંતુ તત્કાળ ચંદ્રનો ઉદય થતાં તે ચંદ્રનો પ્રકાશ અંધકારને ગળી જાય છે; એટલે કે, પૌર્ણિમાને દિવસે નિત્ય પ્રમાણે આખો દિવસ સૂર્ય આકાશમા હોવાથી અંધકારને આશ્રય મળતો નથી અને સૂર્યાસ્તથી પુનઃ સૂર્યોદય થતાં સુધી ચન્દ્રનુ સામ્રાજ્ય હોવાથી રાત્રિના સમયમાં પણ અંધકારને ક્યાંય આશ્રય મળી શકતો નથી.

तियापरी उभयता । अज्ञान शब्द गेला वृथा ॥
हा तर्कीं वांचोन हाता । स्वरूपें नये ॥ ४० ॥

વિવરણ-તે જ પ્રમાણે અજ્ઞાન શબ્દ ઉભયપક્ષે વ્યર્થ થાય છે. એ અજ્ઞાન ભિન્ન રહે, એમ દેખાતું નથી, અને તે જ્ઞાનના આશ્રયથી રહે છે, એમ કહીએ, તો અજ્ઞાન જ્ઞાન સાથે વિરોધ ધરાવનાર છે; એટલામાટે તેજતિમિરન્યાયથી અજ્ઞાન અને જ્ઞાન સંયુક્ત નથી. પણ અજ્ઞાનનું સ્વરૂપ કેવું છે, એમ જોવા જઇએ, તો ત્યાં કશાનો પણ પ્રત્યય થવાનો સંભવ નથી.

तरी अज्ञान स्वरूप कैसे । काय कार्यानुमेय असे ॥
कीं प्रत्यक्षाचि दिसे । धांडोळूं आतां ॥ ४१ ॥

વિવરણ-હવે ઉત્તરપક્ષકાર સિદ્ધાંતી કહે છે કે, અજ્ઞાન તે પ્રત્યક્ષ ઇન્દ્રિયોનો વિષય થનારી વસ્તુ છે, કિંવા કાર્યના આધારે 'અજ્ઞાન છે' એવી રીતે અનુમાન પ્રમાણનો વિષય થનારી વસ્તુ છે? એટલે હવે એનો આપણે સૂક્ષ્મ વિચારથી શોધ કરીએ.

अहो प्रत्यक्षादि प्रमाणीं । कीजे जयाची घेणी ॥
तें अज्ञानाची करणी । अज्ञान नव्हे ॥ ४२ ॥

વિવરણ-પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી જે અજ્ઞાનનું ગ્રહણ (સિદ્ધિ) કરવા માંડીએ, તો એમ જણાઈ આવે છે કે, એ પ્રત્યક્ષ પ્રમાણો જે કે અજ્ઞાન નહિ, પણ અજ્ઞાનના જ કાર્યો છે.

जैशी अंकुरेंसी सरळ । वेली दिसे वेल्हाळ ॥
तें बीज नव्हे केवळ । बीजकार्य होयें ॥ ४३ ॥

વિવરણ-બીજમાંથી અંકુર થાય છે અને તે અંકુરમાંથી વલ્લરીનો વિસ્તાર વધે છે, તો પણ તે અંકુર અને વલ્લરીવિસ્તાર એ ઉભય બીજ તો નથી જ; કિન્તુ બીજનાં કાર્યો છે, એ નવેસરથી કહેવાની કાંઈ વિશેષ અગત્ય નથી.

कां शुभाशुभरूपें । स्वप्न दृष्टि आरोपे ॥
तें नींद नव्हे जाउपे । निदेचे कीं ॥ ४४ ॥

વિવરણ-જે શુભ અને અશુભ સ્વપ્ન લાધે છે, તે નિદ્રા નથી, કિન્તુ નિદ્રાના બાળક એટલે કે, કાર્યો જ છે.

नाना चांदू एकु असे । तो व्योमीं दुणावला दिसे ॥
तें तिमिर कार्य जैसें । तिमिर नव्हे पैं ॥ ४५ ॥

વિવરણ–અથવા તો ચંદ્ર એક હોવા છતાં આકાશમાં બે ચંદ્ર હોવા જેવો ભાસ થાય છે, એ કેવળ દૃષ્ટિદોષ (આંખને આંગળીવતી તિર્યક્ દાબીએ તો તેથી દૃષ્ટિદોષ ઉત્પન્ન થતાં એક વસ્તુની બે વસ્તુઓ દેખાય છે) નું કાર્ય છે, પોતે દૃષ્ટિદોષ નથી.

तैसें प्रमाता प्रमेय । प्रमाण जें त्रय ॥
तें अज्ञानाचें कार्य । अज्ञान नव्हे ॥ ४६ ॥

વિવરણ–પ્રમાતા (જ્ઞાતા), પ્રમાણ (જ્ઞાન) અને પ્રમેય (જ્ઞેય) એ અજ્ઞાન નહિ, પણ અજ્ઞાનનાં કાર્યો છે. એનો ભાવાર્થ એવો છે કે, પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એ ત્રિપુટીથી રહિત ચૈતન્યમાં પ્રમાતા વ્યવહાર સંપાદક, સાભાસ અંતઃકરણ છે. એટલે કે, અંતઃકરણ અપંચીકૃત પંચભૂતોના મિશ્ર સત્ત્વાંશનું કાર્ય હોવાથી શુદ્ધ છે; અને એટલામાટે તેણે ચિદાભાસનું ગ્રહણ કરેલું છે. જેમકે કાચ શુદ્ધ હોવાથી પ્રતિબિંબનું ગ્રહણ કરે છે; તે જ પ્રમાણે અતઃકરણ શુદ્ધ સત્ત્વનું કાર્ય હોવાથી ચિદાભાસનું ગ્રહણ કરે છે. એવા એ સાભાસ અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યને પ્રમાતા કહેવામાં આવે છે. અહીં સાભાસ અંતઃકરણ પ્રમાતાનું વિશેષણ છે. હવે વિશેષણનું લક્ષણ એટલું જ છે કે, જેનો સ્વરૂપમાં પ્રવેશ હોય અને જે વ્યાવર્તક હોય તે વિશેષણ. જેવી રીતે 'નીલ ઘટ છે' એ વાકયમાં 'નીલ' ઘટનું વિશેષણ છે; કારણ કે, ઘટ સ્વરૂપમાં નીલતાનો પ્રવેશ છે તેથી તે ઘટનું વિશેષણ છે અને તે વ્યાવર્તક પણ છે. જે વસ્તુસ્વરૂપનો ઈતર પદાર્થોથી ભિન્ન બોધ કરાવે છે, તે જ વ્યાવર્તક. તે એમ કે, 'આ નીલ ઘટ છે' એમ કહેવામાં બીજા શ્વેત અને પીળા આદિ ઘટો કરતાં નીલ ઘટ ભિન્ન છે, એમ એ નીલ વિશેષણે બતાવી આપ્યું અને વ્યાવર્તકનું લક્ષણ એ જ છે. અથવા 'દંડી પુરુષ છે' એ વાકયનો એવો અર્થ નિષ્પન્ન થાય છે કે, જેના હાથમાં દંડ છે એવો પુરુષ; આમાં 'દંડી' તે પુરુષનું વિશેષણ છે અને પુરુષ વિશેષ્ય છે. તેવી જ રીતે સાભાસ અંતઃકરણ પ્રમાતાનું વિશેષણ છે; કારણ કે, પ્રમાતાના સ્વરૂપમાં સાભાસ અંતઃકરણનો પ્રવેશ છે અને તે સાભાસ અંતઃકરણ, પ્રમેય ચૈતન્યથી પ્રમાતાચૈતન્ય ભિન્ન છે, એમ બતાવી આપે છે; અને એથી તે વ્યાવર્તક પણ છે. આમ સાભાસ અંતઃકરણવિશિષ્ટ પ્રમાતા છે; અને એ સાભાસ અંતઃકરણનું ઇન્દ્રિયદ્વારા વિષય પર્યન્ત જે પરિણામ થાય છે, તેને જ જ્ઞાનવૃત્તિ કિંવા પ્રમાણ એવી સંજ્ઞા આપવામાં આવી છે; અને તે વૃત્તિ જે વિષયને વ્યાપે છે, તે વિષયને પ્રમેય સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એ પ્રમાણે, પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય

અજ્ઞાનનાં કાર્યો છે. એવી રીતે પ્રમાતાના વિશેષણસ્થાનમા રહેના સાભાસ અંત કરણમાંના અંત કરણ અંશનું ગ્રહણ કરવું, કારણ કે, પ્રમાતામાંનો ચૈતન્યાંશ કદાપિ જડ અજ્ઞાનનું કાર્ય થાય તેમ નથી જ, તેમ જ ચિદાભાસ પણ જડ અજ્ઞાનનું કાર્ય થાય તેમ નથી. પરંતુ અજ્ઞાનકાર્ય અંત કરણ અંશના યોગે ચિદાભાસમાં કાર્યનો આરોપ થાય છે જેની રીતે કોઈ ખાબોચિયામાં વર્ષાનું પાણી ભરાય, એટલે તેની સાથે જ સૂર્યના પ્રતિબિંબની ઉત્પત્તિ થયેલી દેખાય છે. પણ ખરેખર વિચાર કરી જોતાં ત્યાં સૂર્યપ્રતિબિંબ નહિ, કિન્તુ કેવળ પાણી જ ઉત્પન્ન થયેલું હોય છે એટલે કે નવું પાણી આવેલું હોય છે, પરંતુ તે પાણીના આગમનની સાથે જ સૂર્યપ્રતિબિંબની ઉત્પત્તિનો વ્યવહાર ભાસવા માડે છે તેની જ રીતે જડ અજ્ઞાનકાર્ય અંત કરણ અશનિષ્ઠ કાર્યના ચિદાભાસમાં ભાસવા માડે છે, અને તેથી 'પ્રમાતા અજ્ઞાનકાર્ય છે' એમ જે મૂળમાં કહેલું છે, તે પ્રમાણ ચૈતન્યદૃષ્ટિથી નહિ, કિન્તુ અંત કરણાંશ દૃષ્ટિથી જ આપેલું છે તેજ પ્રમાણે પ્રમાણમા પણ પ્રમાણવૃત્તિઅંશ અજ્ઞાનના કાર્યનું ગ્રહણ કરવું અને પ્રમાણ તો જડ હોવાથી તે, અજ્ઞાનનું કાર્ય છે, એમ કહેવું યોગ્ય જ છે

म्हणोनी प्रत्यक्षादिकीं । अज्ञान कार्य विशेषीं ॥
न घेवे येविषयीं । आनु नाहीं ॥ ४७ ॥

વિવરણ—એટલામાટે પ્રત્યક્ષ આદિવડે (જે પ્રત્યક્ષ આદિ અજ્ઞાનના વિશેષ કાર્યો છે તેમનાવડે) અજ્ઞાનનું ગ્રહણ કરી શકાય તેમ નથી જ કારણ કે, પ્રત્યક્ષાદિ અજ્ઞાનના કાર્યો છે, અને તેમનો તથા અજ્ઞાનનો ઘટમૃત્તિકા પ્રમાણે અભેદસંબંધ છે એટલા માટે તેમના યોગે અજ્ઞાનની સિદ્ધિ થતી નથી, કારણ કે, જો એમ કરવામા આવે તો સ્વસ્કંધારોહણ (પોતાની કાંધપર પોતે બેસવું) ન્યાય અહીં લાગૂ પડશે જડવડે જડનું અનુમાન કેમ કરીને કરી શકાય વારુ?

अज्ञान कार्यपणें । घेइजे तें अज्ञान म्हणणें ॥
तरी घेताही करणें । तयाचेचि ॥ ४८ ॥

વિવરણ—જે પ્રત્યક્ષાદિ પ્રમાણો છે, તે અજ્ઞાનના કાર્યો છે એ તો પૂર્વે કહેલું જ છે હવે એ કાર્યોપરથી, એનું એક કારણ અજ્ઞાન છે, એમ જો ગ્રહણ કરવા જઈએ, તો તે ગ્રહણ કરનાર ઇન્દ્રિયો પણ અજ્ઞાનનાં કાર્યો હોવાથી કાર્યકારણ અભેદદૃષ્ટિથી તે પણ અજ્ઞાન જ છે અજ્ઞાન સર્વ કાર્યોનું ઉપાદાન કારણ છે, અને જે ઉપાદાન કારણ હોય છે, તેનો અને કાર્યનો નિત્ય અભેદ જ હોય છે એ ન્યાયથી સર્વ કાર્ય

અને કારણ અજ્ઞાનનો અભેદ જ છે એટલામાટે જડ ઇન્દ્રિયોદ્વારા જડ અજ્ઞાનનું કેમ કરીને ગ્રહણ થઈ શકે વારુ? એટલે કે, જડ અજ્ઞાનરૂપ ઇન્દ્રિયો પોતે પોતાનું જ ગ્રહણ કેવી રીતે કરી શકે?

स्वप्नीं दिसे तें स्वप्न। मा देखता काय आन ॥
तैसे कार्याचि अज्ञान। केवळ जरीं ॥ ८९ ॥

વિવરણ–સ્વપ્નમાં દેખાય છે તે સ્વપ્ન અને તેને જોનારો પણ સ્વપ્નમાંનો જ હોય છે–ને બીજે ક્યાંનો હોય વારુ? કારણ કે, જોવાની વસ્તુ, જોનાર અને જોવું એ સૃષ્ટિ સ્વપ્નમાં નિદ્રાના યોગે નવીન ઉપજ થાય છે. તેજ પ્રમાણે ઉપર્યુક્ત પ્રમાતા, પ્રમેય અને પ્રમાણ એ સર્વ અજ્ઞાનના જ કાર્ય છે. વધારે શું કહેવું? કાર્ય કારણ અભેદ ન્યાયથી તે કેવળ અજ્ઞાન જ છે. એટલે પછી અજ્ઞાન પોતે પોતાનું જ ગ્રહણ કેવી રીતે કરી શકે વારુ?

तरी चाखिला गूळ गूळें। माखिले काजळ काजळें ॥
का घेपे देपे शूळें। हालया शूळें ॥ ९० ॥

વિવરણ–જેવી રીતે ગોળ ગોળને ચાખે, કાજળ કાજળને લિપ્ત કરે અને શૂળ જ શૂળને શૂળપર ચઢાવીને ઠાર મારે,

तैसें कारण अभिन्नवर्णे। कार्यही अज्ञान होणें ॥
तें अज्ञानचि मा कोणे। काय घेपे ॥ ९१ ॥

વિવરણ–તે જ પ્રમાણે કારણ અને કાર્ય અભિન્ન હોવાથી કાર્ય ઇન્દ્રિયો અને કારણ અજ્ઞાન એ ઉભય તે એક અજ્ઞાન જ છે. એટલે પછી કોના આધારે કોનો સ્વીકાર કરવો વારુ? અજ્ઞાન અજ્ઞાનનું ગ્રહણ કરે કે શું? પાષાણ પાષાણને પેખે કે શું?

आता घेतें घेइजे ते ऐसा। विचारु नये मानसा ॥
तरी प्रमाण जाला मासा। मृगजळींचा ना ॥ ९२ ॥

વિવરણ–જડ ઇન્દ્રિયોદ્વારા જડ અજ્ઞાનનું ગ્રહણ થાય છે, એ ઘટનાના વિચારને પણ હવે તો મનમાં ન લાવવો કારણ કે, તેમ કરવાથી મૃગજળમાંનું માછલું સત્ય સિદ્ધ થશે

तंव प्रमाणाचिया मापा। न संपडेचि जे बापा ॥
तया आणि खपुष्पा। विशेषु काई ॥ ९३ ॥

વિવરણ–પૂર્વે સિદ્ધ કર્યા પ્રમાણે, જે અજ્ઞાન કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થતું નથી, તે અજ્ઞાન અને આકાશપુષ્પમા શો ભેદ છે વારુ? કારણ કે, આકાશ પુષ્પનો અત્યત અભાવ છે, અને તેથી જ પ્રત્યક્ષ અનુમાન આદિ પ્રમાણના વિષય-રૂપ થતું નથી, તેવી જ અજ્ઞાનની પણ સ્થિતિ છે, એમ કે, અજ્ઞાન આકાશપુષ્પ સમાન છે.

मा हे प्रमाणाचि तुरवी । आथी हे काणे प्रस्तावी ॥
येणेही बोले जाणावी । अज्ञान उखी ॥ ९४ ॥

વિવરણ–જ્યારે એ અજ્ઞાન કોઈ પ્રમાણને જ રહેના દેતું નથી, ત્યારે 'તે અજ્ઞાન છે' એમ સિદ્ધ કોણ કરે વારુ? આમ બોલવાથી અજ્ઞાન અસત્ય છે, એમ જ સમજવું

एवं प्रत्यक्ष अनुमान । यया प्रमाणा भाजन ॥
नहोनी जाले अज्ञान । अप्रमाण ॥ ९५ ॥

વિવરણ–એ પ્રમાણે પ્રત્યક્ષ અને અનુમાન આદિ પ્રમાણોને પાત્ર ન થઈને એટલે કે, પૂર્વે સિદ્ધ કર્યા પ્રમાણે પ્રત્યક્ષાદિ પ્રમાણોદ્વારા અજ્ઞાનની સિદ્ધિ થઈ શકે એટલી યોગ્યતા અજ્ઞાનની નથી એમ સિદ્ધ થઈને અજ્ઞાન અપ્રમાણ થયું–તે નથી એમ જ સિદ્ધ થયું એનો ભાવાર્થ એવો છે કે, આ પ્રકરણમાંની ૪૧મી ઓવીમા અજ્ઞાન પ્રત્યક્ષ છે કિંવા કાર્યાનુમેય (કાર્યપરથી જેના અસ્તિત્વનું અનુમાન કરી શકાય એવુ) છે, એનો હવે આપણે શોધ કરીએ, એવો સિદ્ધાન્તીએ ઉપક્રમ કર્યો હતો તે પ્રમાણે આ ઓવી પર્યન્ત શોધ કરવાથી એમ સિદ્ધ થયુ કે, પ્રત્યક્ષ અનુમાન આદિ પ્રમાણોથી અજ્ઞાનની સિદ્ધિ થતી ન હોવાથી અજ્ઞાન કાંઈ પણ વસ્તુ નથી એ નિર્વિવાદ છે.

"ना स्वकार्याते विये । जें कारणपणा नये ॥
मी अज्ञान ऐसे बिहे । मानू साचे ॥ ९६ ॥

વિવરણ–જે અજ્ઞાન કાંઈ પણ કાર્યને ઉત્પન્ન કરતું નથી, જે કોઈનું કારણ થતું નથી અને જે કોઈના જોવામાં ન આવે તો પોતે 'હું અજ્ઞાન છું' એમ કહેતા જે ડરે છે. અંધકારમાં જો કોઈ માણસ આપણા જોવામાં ન આવે, તો તે પોતે જ પોકાર કરે છે કે, 'અરે હું અહીં છું', પણ અજ્ઞાન એવી રીતે પોકાર કરતું

નથી. અથવા તો જેમાંથી કાંઈ પણ કાર્ય નિષ્પન્ન થતું નથી અને જે કોઇનું કારણ પણ થતું નથી, તે અજ્ઞાન સત્ય છે, એમ માની લેતાં હું ડરૂં છું—એટલે પછી એવા અજ્ઞાનને હુ કેમ કરીને સત્ય માની શકું વારુ?

आत्मया स्वप्न दाउ । न सके कीर बहु ॥

परी ठाये ठाउ । निदेजो नेणे ॥ ९७ ॥

વિવરણ—જેને નિદ્રા આવે છે, તેને તે (નિદ્રા) અનેકતાનો સ્વપ્નભાસ દેખાડે છે, અથવા તો તે તેની જાગૃતિના જ્ઞાનનો લોપ કરીને તેને મુગ્ધ તથા જડ બનાવી દે છે. તે પ્રમાણે અજ્ઞાન જ્ઞાનરૂપ આત્માને અનેકત્વ ભાસમય સ્વપ્ન પણ બતાવતુ નથી અને તેને ત્યાંને ત્યાં જ જ્ઞાનશૂન્ય જડ બનાવીને નિદ્રિત પણ કરતું નથી.

हें असो जियें वेळ । आत्मेपणोचि निखिळे ॥

आत्मा अज्ञानमेळे । असे तेणे ॥ ९८ ॥

વિવરણ—ગત ઓવીમાં એમ કહ્યુ કે, અજ્ઞાન આત્માને અનેકત્વનું સ્વપ્ન પણ બતાવતું નથી અને ત્યાંને ત્યાં જ મુગ્ધ પણ કરી નાખતું નથી. અર્થાત્ એવી રીતે અજ્ઞાનનું કોઈ પણ કાર્ય થતુ નથી, એ વિશે પૂર્વપક્ષકાર અજ્ઞાનવાદી (પ્રસ્તુત ઓવીમાં) પુનઃ એવો વાદ ઉપસ્થિત કરે છે કે, 'અસ્તુ; અર્થાત્ અજ્ઞાનનું કાર્ય ન થયું તો તેમ જ સહી.' જે વેળાએ અહમિદવૃત્તિશૂન્ય જ્ઞાનરૂપ કેવળ આત્મભાવ છે, તે વેળાએ પણ આત્માને અજ્ઞાનનો યોગ તો છે જ.

जैसें न करितां मंथन । काष्टीं अवस्थान ॥

जैसें कां हुताशन । सामर्थ्याचें ॥ ९९ ॥

વિવરણ—પૂર્વની ઓવીમાં પૂર્વપક્ષકારે કરેલા સંશય અથવા વાદનું સિદ્ધાંતીએ કરેલું ખંડન આ ઓવીથી આરંભાય છે. બે કાષ્ટનું ઘર્ષણ થતાં અગ્નિ વિશેષ દશામાં આવ્યા પહેલાં પણ કાષ્ઠમાં દહન પાચન તથા તમોનાશ આદિ સામર્થ્યરહિત સામાન્ય રૂપે રહેલો છે. તે અગ્નિ અગ્નિથી વિપરીત ધૂમનો આશ્રય કેમ કરીને થાય વારુ? એ જ ભાવાર્થને આ ઓવીમાં સિદ્ધાંતી સૂચવે છે.

तैसें आत्मा ऐसें नांव । न साहे आत्मयाची वरव ॥

तें का अज्ञान हाव । बांध ते का ॥ १०० ॥

વિવરણ—તેવી રીતે જ્ઞાનરૂપ આત્માથી સ્વસંવિદ્રૂપ વૃત્તિજ્ઞાનની શોભા સહન કરી શકાતી નથી; એટલે કે, જ્ઞાનરૂપ આત્મા સ્વરૂપભાનના જ્ઞાનધર્મને સ્વીકારતો

નથી. તો પછી તે સર્વથા વિપરીત અસત્ અને જડ અજ્ઞાનનો આશ્રય કેવી રીતે થાય વારુ? એટલે કે, તેનામાં અજ્ઞાનનો યોગ કયાંથી અને કેમ સંભવી શકે?

काय दीप न लाविजे । तंंचि काजळी फेडिजे ॥
कीं नुगवतीया वाळीजे । रुखाची छाया ॥ ६१ ॥

વિવરણ—દીવો સળગાવ્યા પછી તેમાંથી કાજળ થાય છે અને તે કાજળ (મોગરા) ના યોગે દીપનો પ્રકાશ મંદ થાય છે અને તેથી તે મોગરો કાઢી નાખવો પડે છે. અહીં દીવાનું પ્રકટરૂપ તે મોગરા (કાજળ) નો આશ્રય છે. પણ જો દીવો સળગાવવામાં જ ન આવે, તો મોગરો ઉત્પન્ન જ કયાંથી થાય?' અને જો ઉત્પન્ન જ ન થાય, તો પછી તેને કાઢી નાખવાનું પણ હોય ખરું કે? ઉગેલું વૃક્ષ છાયાના હેતુરૂપ છે, પણ જે વૃક્ષ ઉગ્યું જ ન હોય, તેની છાયા કયાંથી આવે વારુ? અને જે છાયા જ મૂળ નથી તેનો ત્યાગ તો કયાંથી જ સંભવી શકે?

नाना नुठिता देहदशा । कालवूनि लाविजे चिकसा ॥
न घडीता आरसा । उटिजे काई ॥ ६२ ॥

વિવરણ—અથવા તો દેહ જન્મ્યા પછી તેને સૌગંધિક પદાર્થોનું મર્દન કરી શકાય છે, પણ જે દેહનો જન્મ જ થયો નથી, તેને સૌગંધિક પદાર્થો કેમ કરીને ચોળી શકાય વારુ? જે દર્પણ તૈયાર કરવામાં જ નથી આવ્યું, તેનાપર મેલ કયાંથી ચડે અને તે મેલને ચાકની ભૂકી લગાડીને સ્વચ્છ કેમ કરીને કરી શકાય વારુ?

कां वोहाच्या दुधीं । सायचि असावी आधीं ॥
मग ते फेडु इये बुद्धि । पवाडु कीजे ॥ ६३ ॥

વિવરણ—ગાયની કાખમાંના દૂધમાં જો માખણ હોય, તો તેને બુદ્ધિકૌશલ્યથી કદાચિત્ કાઢી પણ શકાય. પણ જ્યાં તે કાખમાંના દૂધમાં માખણનો સર્વથા અભાવ જ છે, તો તેને કાઢવું કેવી રીતે? આ દૃષ્ટાંતથી જ્ઞાનેશ્વર મહારાજ એમ સૂચવે છે કે, ગાયની કાખમાં સામાન્ય ભાવથી રહેલું દૂધ માખણને આશ્રયરૂપ થતું નથી; કારણ કે કાખમાંનું સામાન્ય દૂધ પૂર્ણ દુગ્ધદશાને જ પ્રાપ્ત થયેલું નથી હોતું, તો પછી તે માખણના આશ્રયરૂપ કયાંથી થઈ શકે વારુ?

तैसें आत्मयाच्या ठाईं । जै आत्मेपणा ठाऊ नाहीं ॥
तें अज्ञान कांहीं । सारिखे कैसें ॥ ६४ ॥

વિવરણ—આત્મા જ્ઞાનમાત્ર છે, અને એટલામાટે તે પોતાની જ્ઞાનમાત્રતાની જાણવારૂપ વૃત્તિને પણ પોતાના સ્વરૂપમાં આશ્રય આપતો નથી એવા એ નિર્ધર્મ આત્મરૂપમાં અજ્ઞાનનો સંબંધ કેમ અને કયાંથી સંભવે વારુ?

हाणोनी तेव्हांही अज्ञान नसे। हें जालेंचि असे आयैसें ॥
आतां रिकामें कायसें। नाहीं हाणो ॥ ६५ ॥

વિવરણ—જે વેળાએ આત્મા સચ્ચિદાનંદરૂપ અભેદ ભાવવડે હોય છે, તે વેળાએ પણ તેની સાથે અજ્ઞાનનો સંબંધ હોય છે, એવો આ પ્રકરણની ૫૮ મી ઓવીમાં અજ્ઞાનવાદીએ પૂર્વપક્ષ કર્યો હતો. તેનું ઉત્તર આ ઓવીમાં આપવામાં આવે છે. જ્ઞાનમાત્ર આત્મભાવકાળમાં અજ્ઞાન નથી, એમ પૂર્વની ઓવીઓમાં આપેલાં અનેક દષ્ટાંતોથી સહજ સિદ્ધ થયેલું છે. હવે જ્ઞાનરૂપ આત્મતત્વમાં અજ્ઞાન નથી, એમ વિનાકારણ કેટલીકવાર કહ્યા કરવું વારુ?

ऐसाही आत्मा जेव्हां। जैं नातळे भावाभावा ॥
अज्ञान असे तेव्हां। तरी ते ऐसें ॥ ६६ ॥

વિવરણ—એવી રીતે, જે વેળાએ ભાવ—અભાવધર્મરહિત જ્ઞાનરૂપ આત્મા છે, તે વેળાએ અજ્ઞાન પણ છે, તે એવી રીતે. એનો ભાવાર્થ એવો છે કે,જાગૃત અવસ્થામાંનો સ્થૂલ પ્રપંચ અને તેનો અનુભવ લેનાર અભિમાની વિશ્વ; તે જ પ્રમાણે સ્વપ્નાવસ્થામાંનો કાલ્પનિક સૂક્ષ્મ પ્રપંચ અને તેનો અનુભવ લેનાર અભિમાની તૈજસ, એ જ ભાવ છે. એવા પ્રકારનો સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપંચ અને તેમનાં જ્ઞાતા વિશ્વ તથા તૈજસ, એ સર્વનો જેમાં લય થાય છે, તે જ ઘન અજ્ઞાન સુષુપ્તિ છે; તે સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ છે; એ અવસ્થામાં ઉપર્યુક્ત સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચનો અનુભવ ન હોઇને અભાવનું સ્ફુરણ હોય છે.* એવા એ ભાવાભાવના આત્મતત્વમાં જે વ્યવહાર થાય છે, તેનું સંપાદક મૂળબીજરૂપ અજ્ઞાન છે.† એવી એ ભાવ—અભાવરૂપ કાર્યદશાને પ્રાપ્ત ન થતાં અજ્ઞાન આત્મતત્વમાં બીજરૂપે રહેલું હોય છે. તે કેવું હોય છે, તે નીચેની ઓવીઓમાં દષ્ટાંત સહિત કહેવામાં આવશે.

जैसें घटाचे नाहींपण। फुटोनी होय शतचूर्ण ॥
किंवा सर्वोपरी मरण। मारवलें ॥ ६७ ॥

* વિશેષ વિવેચન માટે જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૧૧૮૬.
† જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૫ મો. ઓવી ૮૮–૮૯.

વિવરણ-ઘટના અભાવના ફૂટીને સો કકડા થઇ જાય, અથવા તો સર્વને મારનાર મૃત્યુને સર્વમારક સાધનદ્વારા મારી નખાવવામાં આવે;

नाना निदें नीद आली । कीं मूर्छा मूर्छे गेली ॥
कीं अंधारी पडली । आंधकूपी ॥ ६८ ॥

વિવરણ-અથવા નિદ્રાને નિદ્રા આવે કિંવા મૂર્છા મૂર્છા આવીને પડી જાય અથવા અંધકાર અંધારા કૂવામાં જઈ પડે;

कां आभाव अवघडला । का केळीचा गाभा मोडला ॥
चोखळा असुडला । आकाशाचा ॥ ६९ ॥

વિવરણ-અથવા અભાવનો અભાવ થાય, કિંવા કેળનો ગર્ભ (ઉપરની બધી છાલ કાઢી નાખતાં અંદર જે બાકી પોલાણ રહે છે, તે જ કેળનો ગર્ભ છે) ફૂટી જાય અથવા તો આકાશનું ચાબૂક કરીને વગાડવામા આવે,

का निवटिया सूदले विख । मुकियाचे बाधिले मुख ॥
नाना नुठिता लेख । पुसिले जैसें ॥ ७० ॥

વિવરણ-કિંવા મરી ગયેનાને વિષ આપવામા આવે અથવા મૂગો બોલી ન શકે એવા હેતુથી તેના મુખને બાંધી દેવામા આવે અથવા તો જે અક્ષરો લખાયા જ ન હોય તેમને ભૂસી નાખવામાં આવે,

तैसें मज्ञान आपुलिये वेळ । भोगीं हेचि टवाळ ॥
आतां तरी केवळ । वस्तु होऊनि असे ॥ ७१ ॥

વિવરણ-પૂર્વની ઓવીઓમાં જે ભાષણ થયુ છે, તે સર્વ વાચારંભણ છે. તેવી રીતે સ્થિતિકાળમાં અજ્ઞાન કેવળ જ્ઞાનરૂપ આત્માને વિષય કરે છે, એમ જે કહેવુ તે પણ વાચારંભણ છે, એમ વિચારવડે સિદ્ધ થાય છે હવે તો બ્રહ્મવિચારવડે અજ્ઞાનસ્થિતિનો નિરાસ થઇને અજ્ઞાન સચ્ચિદાનંદ જ્ઞાનમાત્ર પરબ્રહ્મ સાથે સમરસ થયેલુ છે. કારણ કે, મિથ્યા વસ્તુની નિવૃત્તિ અધિષ્ઠાનથી ભિન્ન નહિ, કિન્તુ અધિષ્ઠાનરૂપ જ હોય છે. જેવી રીતે કલ્પિત મિથ્યા સર્પની નિવૃત્તિ અધિષ્ઠાનરજ્જુથી ભિન્ન નથી, કિન્તુ અધિષ્ઠાનરજ્જુરૂપ જ હોય છે, તે જ પ્રમાણે બ્રહ્મવસ્તુના વિચારવડે મિથ્યા અજ્ઞાનની થયેલી નિવૃત્તિ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નહિ, કિન્તુ સચ્ચિદાનંદઘન અધિષ્ઠાન બ્રહ્મરૂપ જ છે.

देखा वांझ कैंशी वियें । विरुढती भाजलीं वियें ॥
कीं सूर्य कोणा लाहे । अंधारातें ॥ ७२ ॥

વિવરણ–જુઓ, વાંઝણી કેમ કરીને જણવાની હતી વારુ? દગ્ધ થયેલાં બીજમાંથી વૃક્ષ થાય ખરું કે? અથવા તો સૂર્ય અને અંધકારનો યોગ કેમ કરીને થઈ શકે?

तैसा चिन्मात्रीं चोखडा । भलतैसा अज्ञानाचा झाडा ॥
घेतला तर्‍ही पवाडा । येईल काई ॥ ७३ ॥

વિવરણ–સચ્ચિદાનંદ ઘન, શુદ્ધ, બુદ્ધ, સ્વયંપ્રકાશ અને જ્ઞાનમાત્ર પરબ્રહ્મ સ્વરૂપમાં અસત્, જડ અને દુઃખરૂપ વિપરીત સ્વભાવયુક્ત અજ્ઞાનનો, વિચારવડે કરેલા શોધતે પત્તો લાગશે કે શું? કદાપિ નહિ. એકવાર સ્વયંપ્રકાશ, જ્ઞાનમાત્ર આત્મસ્વરૂપમાં વિવેકના શોધ વિના જોવા જતાં જે અજ્ઞાન નથી તેનો મિથ્યા ભાસ થવાનો; પણ વિચારવડે શોધ કરીને જોતાં ઉપર્યુક્ત અજ્ઞાનનો મિથ્યા ભાસ પણ થશે નહિ. જેવી રીતે રાત્રિના સમયમાં હાથમાં દીવો ન લેતાં અંધકારને જોવા જઇએ, તો જે અંધકારનો સર્વથા અભાવ છે, તે અંધકાર વસ્તુનો પોકળ ભાસ થાય છે; પરંતુ હાથમાં દીવો લઇને જો અંધકારને શોધવા જઇએ, તો પૂર્વે અંધકારનો જે પોકળ ભાસ થતો હતો તે પણ થતો નથી. એ જ વિષયને આગળ ઉપર (નીચે) દૃષ્ટાંતવડે વ્યક્ત કરવામાં આવે છે.

जे सायेचिये चाडे । ढहुळे दुधाचे भाडें ॥
तें दिसे कीं विघडे । तैसें हे पा ॥ ७४ ॥

વિવરણ–દૂધપર આવનારી મલાઇને પળી નાખી ડોહોળીને જોવા જઇએ, તો તે દેખાશે કે લુપ્ત થશે? લુપ્ત જ થશે. જો પળીથી દૂધને ન હીલવતાં જોઇએ તો તે દેખાશે.

नाना नीद धरावया हातीं । चेऊनि उठिला झडती ॥
ते लाभे कीं थिती । नासली होये ॥ ७५ ॥

વિવરણ–અથવા નિદ્રાને હાથમાં પકડી લેવામાટે જો કોઈ જાગીને ઝટ ઉઠે તો તે નિદ્રા તેના હાથમાં આવવાની હતી કે? કે સ્હામી લોપાઈ જ જવાની? અવશ્ય લોપાઈ જ જવાની.

तेवीं पहावया अज्ञान ऐसें । हें आंगीं पिसें कायसे ॥
न पाहतां आपैसे । न पाहणेंचि कीं ॥ ७६ ॥

વિવરણ–તે પ્રમાણે અજ્ઞાન કેવું છે તે જોવું જોઇએ, એ ઉન્માદ કોણ જાણે ક્યાંથી શરીરમાં પેસી ગયો છે. અજ્ઞાન જોવામાં આવે કે ન જોવામાં આવે, તો બન્ને ન જોવા બરાબર જ છે. કારણ કે, તે અજ્ઞાનનું અસ્તિત્વ જ નથી. વંધ્યાપુત્રને જોઇએ કે ન જોઇએ, એ બધું બરાબર જ છે.

एवं कोण्हेही परी । अज्ञानभावाची, उजरी ॥
न पडेचि नगरी । विचाराचिये ॥ ७७ ॥

વિવરણ–એ પ્રમાણે અજ્ઞાનના અસ્તિત્વનો ઉદય, સચ્ચિદાનંદરૂપ અધિષ્ઠાન આત્મસ્વરૂપના વિવેકના નગરમાં કોઈ પણ પ્રકારે થતો નથી. ખરો વિચાર કરીને શોધી જોતાં વિચાર સમક્ષ અજ્ઞાનનો લોપ જ થઈ જાય છે. એટલે કે, વિચારવડે અજ્ઞાનનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી. કદાચિત્ અવિચારમાં અજ્ઞાન હોવાનો ભાસ થાય છે.

अहो कोण्हेही वेळे । आत्मा अथवा वेगळें ॥
विचाराचे डोळे । देखते कां ॥ ७८ ॥

વિવરણ–અહો–ખરેખર જો અજ્ઞાનનું અસ્તિત્વ હોત, તો તે આત્મસ્વરૂપમાં અથવા તો આત્માથી ભિન્ન વિચારની દૃષ્ટિને કોઈ વાર પણ દૃષ્ટિગોચર થયા વિના રહેત ખરું કે?

ना निर्धाराचे तोंड न माखे । प्रमाण स्वप्नींही नायके ॥
कीं निरुती हन मुके । अनसाईपणा ॥ ७९ ॥

વિવરણ–અથવા તો નિર્ધાર એટલે કે વિચારનું મુખ પણ અજ્ઞાનવડે ભરાતું નથી. અર્થાત્ 'અજ્ઞાન કોઈ એક વસ્તુ છે' એમ વિચારવડે સિદ્ધ થતું નથી. કારણ કે, પ્રમાણવડે અજ્ઞાનનો યથાર્થ નિર્ણય કરવા જઈએ, તો તે અજ્ઞાન પ્રમાણને સ્વપ્નમાં પણ સાંભરતું નથી. એટલે કે, પ્રત્યક્ષ અને અનુમાન આદિ પ્રમાણોવડે 'અજ્ઞાન કાંઇક વસ્તુ છે' એમ સિદ્ધ કરવા જઇએ, તો અવિવેકકાળમાં આત્માથી ભિન્ન ભાસતા અજ્ઞાનનો મિથ્યા ભાસ પણ રહેતો નથી–તે ભાસ માત્રનો પણ લોપ થઈ જાય છે.

इतुलियाही भागू । अज्ञानाचा तरी तो मागू ॥
निगे ऐसा वागू । पडतां कां देवा ॥ ८० ॥

વિવરણ–ખરો પ્રકાર આવો હોવા છતાં અજ્ઞાનનો છેડો પણ પત્તો લાગશે, એમ હે દેવ, કેમ કરીને બની શકે વારુ?

अवसेचेनि चंद्रबिंबें । निर्वाळीलिये सभे ॥
का माइले जैसे खावे । शशविषाणाचे ॥ ८१ ॥

વિવરણ-અમાવાસ્યાના ચંદ્રબિંબના પ્રકાશનડે સભાને સુશોભિત કરવામા આવે અને તે સભાને સસલાના શીંગડાના થાભલાના આધાર આપવામા આવે,

नाना गगनौळाचिया माळा । वांझेचिया ह्याळिया गळा ॥
घापती तो सोहळा । पाविजेत असे ॥ ८२ ॥

વિવરણ-તે સભામાના જે વાંઝણીના બાળકો તે બાળકોના ગળામા આકાશ પુષ્પની માળાઓ નાખવામા આવે અને સભાને શૃંગારવામા આવે,

आणूनि कासवींचे तूप । भरु आकाशाचे माप ॥
तरी साचा येती संकल्प । ऐसे ऐसे ॥ ८३ ॥

વિવરણ-કાચબીનું ઘી લાવી તેને આકાશ (પોલાણ)ના માપમા ભરીને જો તે ઉપર્યુક્ત સભાસદોને આપી શકાય, એટલે કે, જો આવા સંકલ્પો સત્ય સિદ્ધ થાય તો જ આત્મતત્ત્વમાં અજ્ઞાન છે, એ અજ્ઞાનવાદીનો સંકલ્પ સત્ય સિદ્ધ થઈ શકે.

आम्ही येऊनि जाऊनि पुढती । अज्ञान अणावें निरुती ॥
ते नाहीं तरी किती । वतवतु पा ॥ ८४ ॥

વિવરણ-'અજ્ઞાન સત્ય છે કે?' એ વિશે અમે વારંવાર વિચાર કરી જોયો પરંતુ તેથી તો 'અજ્ઞાન સત્ય નથી' એમ જ સિદ્ધ થાય છે. અજ્ઞાન ખરેખર હોવા છતા તે અજ્ઞાન નથી જ, એમ કહેવાનો અમારો હઠયુક્ત આગ્રહ નથી કિન્તુ અજ્ઞાન ખરેખર છે જ નહિ, એ તો પૂર્વે સિદ્ધ થએલુ જ છે એટલે હવે 'તે નથી' તે 'નથી' એમ કેટલીકવાર બોલી બતાવીએ વારુ?

म्हणोनि अज्ञान अर्थें । नुमसू आता निद्रुतें ॥
परी आन एक स्फुरे । इये विषयीं ॥ ८५ ॥

વિવરણ-એટલામાટે એ અસત્ય અજ્ઞાનનો અમે હવે પીછો પકડતા નથી-તેની પૂંઠે પડતા નથી પરંતુ અજ્ઞાન વિશે એક બીજો ભિન્ન વિચાર આવ્યો છે, અને તે નીચેની ઓવીઓમા દર્શાવ્યો છે

आपणया ना आणिकाते । देखोनी होय देखते ॥
वस्तु ऐसिया पुरते । नव्हेचि आगे ॥ ८६ ॥

વિવરણ-આપણે કોઈવાર બીજાતરફ જોઈએ છીએ અને કોઈવાર પોતાતરફ જોઈએ છીએ, અને તેથી આપણે જોનારા છીએ. જો આપણે બીજાતરફ જોઈ ન શકીએ તેમ જ પોતાને પણ પોતે નિહાળી ન શકીએ, તો પછી આપણે જોઈ ન શકનાર આંધળા જ સિદ્ધ થઈએ, એમાં શી નવાઈ વારુ ? પરંતુ આત્મવસ્તુનો એવો પ્રકાર નથી. આત્મવસ્તુ પોતે પોતાને તેમ જ બીજાને જોઈ શકે છે, એટલામાટે જ તે જોનારી છે, એમ નથી, કિન્તુ તે પોતે જોવારૂપ જ છે. જ્ઞાનરૂપ આત્મવસ્તુ વિના બીજુ કાંઈ છે જ નહિ, એટલામાટે તેનામાં બીજાને જોવાના વ્યાપારનો સાહજિક અભાવ છે, અને બીજાને જોવાનો વ્યવહાર ન હોવાથી જ્ઞાનરૂપ આત્મવસ્તુનો પોતે પોતાને જોવાનો વ્યાપાર પણ અર્થાત્ નથી જ કારણ કે, મનુષ્યને 'હું મનુષ્ય છુ' એવુ જે જ્ઞાન થાય છે, તે બીજા મનુષ્યોના દર્શનથી જ થાય છે જો મનુષ્યને બીજા મનુષ્યોનું આરંભથી જ દર્શન ન થાય, તો મનુષ્યને 'હું મનુષ્ય છુ' એવુ જ્ઞાન કદાપિ થવાનું જ નહિ. તે જ પ્રમાણે જ્ઞાનરૂપ આત્મવસ્તુ વ્યતિરિક્ત બીજાપણાનું ભાન આત્મતત્વમા કદાપિ ન હોવાથી જ્ઞાનરૂપ આત્મામાં આત્મભાનનો પણ અત્યંત અભાવ જ છે એવી રીતે આત્મવસ્તુ ભેદશૂન્ય, અક્રિય અને જ્ઞાનમાત્ર છે

तरी ते आपणचा पुढें । दृश्य पघळे येवढें ॥
आपण करी फुढें । द्रष्टेपण ॥ ८७ ॥

વિવરણ-પૂર્વે કહેલા પ્રકારની આત્મવસ્તુ જ્ઞાનમાત્ર હોવા છતા તે વસ્તુ પોતે પોતા સમક્ષ દૃશ્ય જગદાકારથી વિસ્તરી છે અને તે દૃશ્ય જગતને જોનારી દૃષ્ટા પણ તે પોતે જ થયેલી છે. સારાંશ કે, જોવાની વસ્તુ અને જોનાર એ ઉભય તે પોતે જ થયેલી છે

जेथ आत्मत्वाचें साकडें । तेथें उठे हें येवढें ॥
आणि उठिलें तरी रोकडें । देखत असो ॥ ८८ ॥

વિવરણ-જે જ્ઞાનરૂપ આત્મતત્વમા આત્મભાનનું સંકટ છે (આત્મભાન થવુ કઠિન છે) એટલે કે, જેમાં અહંવૃત્તિનો અભાવ છે, તેમાં અનેક નામરૂપાત્મક એ (આ) દૃશ્ય જગતનો ઉદય થયેલો છે. અને ઉદય પામેલા દૃશ્ય જગતને પણ સાક્ષાત્ આ મા જ નિહાળે છે

न दिसे जरी अज्ञान । तरी आहे हें नव्हे आन ॥
यया दृश्या अनुमान । प्रमाण जालें ॥ ८९ ॥

વિવરણ—જો કે અજ્ઞાન પ્રત્યક્ષ દેખાતું નથી, તો પણ તે છે, એમાં તો અન્યથા (સંશય) નથી જ; કારણ કે, પૂર્વની ઓવીમાં કહેલા દસ્ય જગતના ઉદયથી અનુમાન પ્રમાણનો એવો દૃઢ નિશ્ચય થાય છે કે, તેના મૂળમાં અજ્ઞાન રહેલું છે. કેટલાક પદાર્થોનું ઇન્દ્રિયોને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, અને કેટલાક પદાર્થોનું અસ્તિત્વ ઇન્દ્રિયોને પ્રત્યક્ષ ન થતાં અમુક પદાર્થો છે, એમ તેમનાં કાર્યોપરથી અનુમાન કરી શકાય છે. જેમ કે, ધૂમાડો જોવામાં આવે, એટલે ત્યાં અગ્નિ હોવો જ જોઇએ, એવું અનુમાન તત્કાળ કરી શકાય છે. હવે તે અગ્નિ કદાચિત્ ઇન્દ્રિયોને પ્રત્યક્ષ ન પણ ભાસે (ન દેખાય), તો પણ ધૂમાડાના પ્રત્યક્ષ જ્ઞાનવડે અગ્નિ અનુમાનપ્રમાણનો વિષય થાય છે. તેવી જ રીતે આ ભૂતભૌતિક દસ્ય પ્રપંચસૃષ્ટિના અવલોકનથી 'બ્રહ્મ'માં અજ્ઞાન છે, એવા અનુમાનનો સ્વીકાર કરી શકાય છે. જેવી રીતે વિપરીત સર્પજ્ઞાનવડે રજ્જુનું અજ્ઞાન અનુમાનપ્રમાણનો વિષય થાય છે, તેવી જ રીતે નામરૂપાત્મક વિપરીત દસ્ય જગતના યોગે બ્રહ્મવિષયક અજ્ઞાન અનુમાનપ્રમાણનો વિષય થાય છે. એ જ વાર્તાને નીચેની ઓવીઓમાં અનેક દષ્ટાંતપૂર્વક સિદ્ધ કરવામાં આવે છે.

नातरी चंद्र एकु असे । तो व्योमी दुणावला दिसे ॥
तरी डोळा तिमिर ऐसें । मानू ये की ॥ ९० ॥

વિવરણ—નહિ તો, આકાશમાં ચંદ્ર એક છે તે બે દેખાવા માંડે, તો દૃષ્ટિમાં તિમિરદોષ છે, એમ માનવું જોઇએ.

भूमी वेगळी झाडे । पाणी घेती कवणी कडे ॥
न दिसती आणि अपाडे । साजी असती ॥ ९१ ॥

વિવરણ—વનમાંનાં કેટલાંક વૃક્ષોનાં મૂળમાં જોઇએ, તો ત્યાં સર્વથા કોરાપણું જ દેખાય છે; એથી ભૂમિ વિના વૃક્ષો પાણી ક્યાંથી લે છે તે દેખાતું નથી અને વૃક્ષો દેખાય છે તો પ્રસન્ન અને લીલા છમ.

तरी भरवसेनी मूळे । पाणी घेती हें न ढळे ॥
तैसें अज्ञान कळे । दृश्यास्तव ॥ ९२ ॥

વિવરણ—એટલે મૂળિયાં જળનું શોષણ કરે છે એમાં તો સંશય નથી જ; તે જ પ્રમાણે જો કે દસ્ય જગત્ છે, તો પણ તેનાં મૂળ—બ્રહ્મ—માં ખાસ અજ્ઞાન રહેલું છે જ, એમ દેખાઈ આવે છે.

चेइलेया नीद जाय। निद्रिता तंव ठाउवी नव्हे ॥
परी स्वप्न दाऊनी आहे। ह्मणो ये की ॥ ९३ ॥

વિવરણ—જાગૃત થતાંની સાથે જ નિદ્રા ચાલી જાય છે. નિદ્રિત મનુષ્યને નિદ્રાનું ભાન હોતું નથી, પણ તેને સ્વપ્ન લાધે છે અને તે નિદ્રાના યોગે જ લાધે છે; એટલા-માટે સ્વપ્નના આધારે નિદ્રા હોવાનું અનુમાન કરી શકાય છે.

ह्मणौनि वस्तुमात्रे चोखें। दृश्य जरी येवढें फाके ॥
तेव्हां अज्ञान अथी सुखें। ह्मणो ये की ॥ ९४ ॥

વિવરણ—નિર્ગુણ, નિરાકાર, સચ્ચિદાનંદરૂપ, શુદ્ધ, બુદ્ધ, પ્રકાશસ્વરૂપમાં જ્યારે અનેકનામરૂપાત્મક વિપરીત દૃશ્ય જગદાભાસ પ્રકટ થયેલો છે, ત્યારે તેનું કારણ જે જ્ઞાનરૂપ આત્માથી ભિન્ન અજ્ઞાન તે આત્મતત્વમાં છે, એવા અનુમાનપ્રમાણનો સહજ સ્વીકાર થઈ શકે છે. એવો આ અજ્ઞાનવાદીઓનો પૂર્વપક્ષ છે

अगा ऐशिया ज्ञानाते। अज्ञान ह्मणणे केउते ॥
काय दीवो करी तयाते। अंधारु ह्मणिपे ॥ ९५ ॥

વિવરણ—એના ખંડન (ઉત્તર)માં સિદ્ધાંતી જણાવે છે કે, અરે, અનેક નામ-રૂપાત્મક દૃશ્ય જગત્ તે અજ્ઞાનનું કાર્ય નહિ, પરંતુ એ જ્ઞાનપ્રકાશનો જ સર્વ દૃશ્ય જગદ્રૂપે વિકાસ થયેલો છે. જેવી રીતે મૃગજળાભાસ વસ્તુતઃ કાંઈ પણ પદાર્થ ન હોવા છતાં જે કાંઈ ભાસે છે, તે સૂર્યકિરણોનો પ્રકાશ જ છે; એટલે કે, મૃગજળ-અસ્તિત્વ રશ્મિપ્રકાશ છે, મૃગજળભાતિત્વ રશ્મિપ્રકાશ છે અને હરિણોને મૃગ-જલનું જે પ્રિયત્વ હોય છે તે પણ રશ્મિપ્રકાશ જ છે. તે જ પ્રમાણે અનેક નામ-રૂપાત્મક જગદાભાસ તે કાંઈ ચૈતન્ય તત્ત્વથી ભિન્ન સ્વતંત્ર પદાર્થ નથી, કિન્તુ જે કાંઈ ભાસે છે, તે ચિત્પ્રકાશ જ છે. એટલે કે, નામરૂપાત્મક સર્વ પદાર્થોનું અસ્તિત્વ ચિત્પ્રકાશ જ છે, તેમનું ભાતિત્વ ચિત્પ્રકાશ છે અને તેમનું પ્રિયત્વ પણ ચિત્પ્રકાશ જ છે; એવી રીતે નામરૂપાત્મક જગદાભાસ જેવું જે કાંઈ પણ છે, તે સર્વ ચિત્પ્રકાશ જ છે, એવા એ ચિદ્વિલાસ જગતને જો તમે અજ્ઞાન કહેતા હો, તો પછી સૂર્યો-દયના પ્રભાવે સર્વત્ર પ્રસરેલા પ્રકાશને અંધકારના નામથી ઓળખવો-પ્રકાશને અંધ-કાર માનવો કે શું?

अगा चंद्रापासूनि उजळ। जेणें राविले वस्तु धवल ॥
तयातें काजळ। ह्मणिजेत असे ॥ ९६ ॥

વિવરણ—ભાઈ! (પૂર્વપક્ષકાર અજ્ઞાનવાદીને અનુલક્ષીને કહેવામાં આવે છે) એક વસ્તુ એવી છે કે, જે પોતાના યોગે બીજી વસ્તુને ચંદ્ર કરતાં પણ અધિક સ્વચ્છ શ્વેત રંગ આપી શકે છે, તો પછી તે વસ્તુને શું કાજળના નામથી ઓળખવી કે?

आगींचें काज पाणी । निफजा जरी आणी ॥
अज्ञान इया वाहणी । मानूं तरी तें ॥ ९७ ॥

વિવરણ—જો અગ્નિનું કાર્ય પાણીથી કરી શકાય, તો જ આ ચિત્પ્રકાશ જગત્ અજ્ઞાનનું કાર્ય છે. એમ માની શકાય.

कळींपूर्ण चंद्रमा । आणवूनि मेळवी आमा ॥
तरी ज्ञान हे अज्ञान नामा । पात्र होइजे ॥ ९८ ॥

વિવરણ—પૂર્ણ સોળ કળાથી યુક્ત થઈને જો ચંદ્રમા અમાવાસ્યાને લઈ આવે, તો જ કેવળ ચિદ્વિલાસ જે જગત્ તે અજ્ઞાનનું કાર્ય છે, એમ કહેવું યથાર્થ ગણી શકાય.

वोरसोनी लोभे । विष कां अमृतें दुभे ॥
ना दुभे तरी लाभे । विषचि म्हणणें ॥ ९९ ॥

વિવરણ—મહા પ્રેમથી જો વિષ અમૃતને પોતામાંથી દૂઝવે, તો તે દૂઝેલા પદાર્થને અમે વિષના નામથી જ ઓળખીશું. અથવા બીજો અર્થ એ છે કે, મહાપ્રેમથી અમૃત જો વિષને દૂઝવે, તો તે દૂઝેલા પદાર્થને વિષના નામથી ઓળખી શકાય ખરો કે? કદાપિ નહિ; કારણ કે, અમૃતમાંથી અમૃત જ સવવાનું.

तैसा जाणणे याचा वेव्हारु । जेथें मासला समोरु ॥
तेथें आणिजे पुरु । अज्ञानाचा ॥ १०० ॥

વિવરણ—જ્ઞાતા (જાણનાર) સમક્ષ જેટલું નામરૂપાત્મક જ્ઞેય જગત્ ભાસે છે, તે સર્વ જગત્ કેવળ જ્ઞાનવડે જ પ્રકાશેલું છે. આમ હોવા છતાં તેમાં અજ્ઞાનવાદીઓ આ જગત્ કેવળ અજ્ઞાનનું જ પૂર (કાર્ય) છે, એવી કલ્પના કોણ જાણે ક્યાંથી લઈ આવ્યા છે! આનો ભાવાર્થ એવો છે કે, મધ્યાન્હે નદીના વાલુકાપ્રદેશમાં શુક્તિમાં ભાસતા રજત (રૂપા) રૂપે એક માત્ર શુક્તિ (છીપ) જ સ્ફુરે છે. તે જ પ્રમાણે ચૈતન્યમાં ભાસતા જ્ઞેય જગદ્રૂપે એક ચૈતન્ય જ ચૈતન્યને સ્ફુરે છે. એટલે કે, જ્ઞેય વિષયરૂપે પણ ચૈતન્ય જ મડાયલું છે અને જ્ઞાતારૂપે પણ તે ચૈતન્ય જ વિહરે છે; અને જ્ઞાતાથી તે જ્ઞેય પર્યન્ત પરિણામ પામેલા વૃત્તિજ્ઞાનરૂપે પણ એ ચૈતન્ય જ છે—એ ચૈતન્ય વિના બીજું કાંઈ છે જ નહિ.

तया नांव अज्ञान ऐसें । तरी ज्ञान होआवे तें कैसें ॥
येन्हवीं कांहींच असे । आत्मा काई ॥ १०१ ॥

વિવરણ–તેને જો અજ્ઞાન કહીએ, તો પછી જ્ઞાન શાને કહેવું, તે તો જણાવો. અન્યથા જે કાંઈ સહજ છે તે આત્મા જ છે.

कांहींच जया न होणें । होय तें स्वतां नेणें ॥
शून्याची देवांगणें । प्रमाणासी ॥ १०२ ॥

વિવરણ–આ ઓવીને કેટલાક અજ્ઞાનના અર્થમાં ખેંચી જાય છે અને કેટલાક એમાંથી આત્માના અર્થની નિષ્પત્તિ કરે છે. એટલામાટે અહીં એના બન્ને અર્થો આપવામાં આવ્યા છે. તેમાંનો પ્રથમ અર્થ આ પ્રમાણે,–

અજ્ઞાન કાંઈ પણ વસ્તુ નથી એટલે તેને હોવું ન હોવું પણ નથી. ભાસકાળમાં અજ્ઞાન છે, એમ વાદગારે કદાચિત્ સ્વીકારી લેઈએ, તોય તે પોતે પોતાને પણ જાણતું નથી. સર્વ પ્રમાણોએ દેવના આંગણામાં ઉભા રહીને પ્રતિજ્ઞાપૂર્વક એવો નિશ્ચય વ્યક્ત કર્યો છે કે, 'અજ્ઞાન એ કાંઈ નથી–કેવળ શૂન્ય છે.' સારાંશ કે, કોઈ પણ પ્રમાણથી જેની સિદ્ધિ થઈ શકતી નથી, એવું તે અજ્ઞાન ખપુષ્પવત્ શૂન્ય છે.' એ પૂર્વે પણ એકવાર કહેવામાં આવ્યું છે.

બીજો અર્થ આ પ્રમાણે છે કે, આત્મા સચ્ચિદાનંદરૂપ નિર્ગુણ, નિરાકાર અને શુદ્ધ બુદ્ધ હોવાથી તેમાં કાંઈ પણ થવા કે ન થવાનો વ્યવહાર છે જ નહિ. એટલે કે, ઉપર્યુક્ત આત્મસ્વરૂપભાવમાં સ્થિત્યંતર નથી. કારણ કે, આત્મા કોઈ વિષય નથી. જે વિષય હોય છે, તેમાં જ સ્થિત્યંતર સંભવે છે; એટલે કે, વિષય એકદેશીય હોવાથી ઉત્પન્ન થવું અને નષ્ટ થવું એ ધર્મ કેવળ વિષયમાં જ હોય છે અર્થાત્ તેનું જે રૂપ છે તે વિખેરાઈ જવું અને પુનઃ અન્યરૂપે એકત્ર થવું, એ પ્રકાર એકદેશીય, પરિચ્છિન્ન અને જડ પદાર્થમાં જ છે. આત્મા, અપ્રમેય, અપરિચ્છિન્ન, જ્ઞાનઘન, અને ત્રણે કાળમાં એકરૂપે રહેનારો છે. એટલામાટે જ 'જેનામા કાંઈ પણ વ્યવહાર નથી,' એવા આશયને વ્યક્ત કરનાર ઉદ્‌ગાર મૂળમાં કાઢેલો છે. હવે આ કહેલો આત્મભાવ નિર્ધર્મ જ્ઞાનરૂપ હોવાથી સ્વસંવિદતાનો વૃત્તિધર્મ પણ તેનામાં નથી. સર્વ પ્રમાણોએ આત્મસ્વરૂપની સિદ્ધિ વિશે, દેવોના આંગણામાં ઉભા રહીને પ્રતિજ્ઞાપૂર્વક એમ જણાવ્યું છે કે, 'તે આત્મતત્ત્વવિશેનો અમારાથી કશો પણ નિર્ણય કરી શકાતો નથી–એટલે કે, આત્મતત્ત્વવિશે કાંઈ પણ અમારા જાણવામાં આવી શકતું નથી. અમારું સર્વ જ્ઞાન શૂન્ય થઈ ગયું છે.'

असे ज्ञाणावया जोगे । नाचरे कीर आंगे ॥
परी नाहीं हे न लगे । जोडावेंचि ॥ १०२ ॥

વિવરણ-ગત ઓવી પ્રમાણે આ ઓવીની પણ અજ્ઞાન અને આત્મા બન્ને અર્થમાં યોજના કરવામાં આવે છે, અને તેથી આના પણ બન્ને અર્થો આપવામાં આવ્યા છે. પ્રથમ અર્થ આ પ્રમાણે;—

અજ્ઞાનને તે છે, એમ કહી શકાય તેવો અજ્ઞાનનો વ્યવહાર ક્યાંય પણ જોવામાં આવતો નથી. અને 'તે નથી' એની સિદ્ધિ કરવાનું તો કાંઈ પ્રયોજન જ નથી; કારણ કે તેનો અભાવ તો સ્વયંસિદ્ધ જ છે.

બીજો અર્થ નીચે પ્રમાણે છે;—

પરમાત્મવસ્તુ તે એક આવી જાતિની વસ્તુ છે, એમ કહી શકાય એવું કોઈ પણ આચરણ પરમાત્મવસ્તુ કરતી નથી. જેવી રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આદિ સર્વ જાતિઓ તેમના પોતામાંના ગુણકર્મસ્વભાવવડે નિયત થયેલી છે, તેવી રીતે આત્મવસ્તુની જાતિને નિયત કરી શકાય એવો તેનામાં ગુણકર્મસ્વભાવનો વ્યવહાર નથી. એટલામાટે આત્માને સગુણ પણ કહી શકાતો નથી અને નિર્ગુણ નામથી પણ ઓળખી શકાતો નથી. તેમ જ તે સાકાર છે કિંવા નિરાકાર છે, એ પણ કાંઈ નિશ્ચિત થતું નથી. કિંવા આત્મા સગુણ નિર્ગુણ ઉભય ભાવયુક્ત છે, એવું અનુમાન પણ કરી શકાય તેમ નથી. કારણ કે, સગુણ અને નિર્ગુણ એ ઉભય ધર્મ એક બીજાના વિરોધી છે; અને એ કારણથી તેઓ એકસમયાવચ્છેદે એક જ સ્થળમાં રહે એ તમપ્રકાશન્યાયવત્ સર્વથા અશક્ય છે. આવા દોષની આપત્તિ થતી હોવાથી, આત્મા આકાર નિરાકાર ઉભય ધર્મયુક્ત છે, એવું અનુમાન પણ કરી શકાતું નથી. એ વિશે જ્ઞાનદેવ મહારાજે એક અન્ય સ્થળે આવા ઉદ્દગારો કાઢેલા છે;—

"તને સગુણ કહું કે નિર્ગુણ કહું? કોઈ પણ પ્રકારનું તારા વિશે અનુમાન ન થઈ શકવાથી શ્રુતિ 'નેતિ નેતિ' કહીને વિરમી ગઈ! તને સ્થૂલ કહું કે સૂક્ષ્મ કહું? તને સાકાર કહું કે નિરાકાર? તને દૃશ્ય કહું કે અદૃશ્ય? શ્રી નિવૃત્તિનાથગુરુના પ્રસાદથી જ્ઞાનદેવ એમ જ બોલે છે કે, સગુણ અને નિર્ગુણ, સ્થૂલ અને સૂક્ષ્મ, સાકાર અને નિરાકાર તથા દૃશ્ય અને અદૃશ્ય હે ગોવિન્દ, કેવળ તું અને તું જ છે."

અર્થાત્ એવી રીતે આત્મા વિશે કશો પણ નિશ્ચય કરી શકાતો નથી.* એવી રીતે એમાં સર્વ ધર્મોનો નિષેધ છે, એટલે પછી આત્માના કાંઈનહિપણાને સિદ્ધ

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૩ મો-ઓવી ૧૧૦૯ થી ૧૧૧૩.

કરવાની કશી પણ અગત્ય નથી; કારણ કે, તે સ્વયંસિદ્ધ જ છે. એટલે કે, આત્મા સર્વધર્મશૂન્ય જ સ્વતઃસિદ્ધ છે.

फोण्हाचे असणे नवीण असे । फोण्ही न देखताचि दिसे ॥
हें अथी तरी कायसें । हारतलेपण ॥ १०४ ॥

વિવરણ—આત્મા સજાતીય વિજાતીય સ્વગતભેદ સંબંધરહિત છે. ભેદ ત્રણ પ્રકારના છે. એક **સજાતીય**, એક **વિજાતીય** અને એક **સ્વગતસજાતીય** એટલે પીપળો, વડ અને લીંબુ ઇત્યાદિ અનેક વૃક્ષો જો કે વૃક્ષનામક એક જ વર્ગમાંનાં છે, છતાં તે પરસ્પર ભિન્ન છે અને તેથી તેમની એ ભિન્નતાને સજાતીયભેદના નામથી ઓળખવામાં આવે છે; **વિજાતીય** એટલે જે વૃક્ષ અને પાષાણમાંનો ભેદ છે તે; અને **સ્વગત** એટલે મૂળ પ્રમાણે શાખા નથી હોતી, શાખા સમાન પાંદડાં નથી હોતાં, પાંદડાં સમાન પુષ્પ નથી હોતાં અને પુષ્પ પ્રમાણે ફળ નથી હોતાં, એ સ્વગતભેદ છે. આત્મા એ ત્રણે પ્રકારના ભેદોથી સર્વથા રહિત છે. કારણ કે, વટ વૃક્ષનું સજાતીય વૃક્ષ જેવી રીતે પિપ્પલ વૃક્ષ (પીપળો) છે, તેવી રીતે આત્માનો સજાતીય બીજો આત્મા નથી. સર્વત્ર આત્મા એક જ છે. 'समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः' ભ. ગી. અ. ૯મો. શ્લો. ૨૯. એવી રીતે આત્મા સર્વત્ર એકરૂપ હોવાથી સજાતીય ભેદ નથી. તે જ પ્રમાણે ઉપર્યુક્ત વૃક્ષથી પાષાણ ભિન્ન જાતિનો છે, તેવી રીતે સચ્ચિદાનંદરૂપ આત્મસ્વરૂપથી ભિન્ન વિજાતીય બીજું કાંઈ પણ નથી. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, અસત્, જડ અને દુઃખરૂપ માયા આદિ સર્વ પ્રપંચ આત્માથી ભિન્ન વિજાતીય હોવા છતાં તમે આત્માને વિજાતીય ભેદરહિત કેમ કહો છો વારુ? તો એ શંકાનું સમાધાન એ પ્રમાણે છે કે, આ સર્વ માયા આદિ વિજાતીય પ્રપંચ સત્ય નહિ, પણ મિથ્યા જ છે. જે વસ્તુ મિથ્યા હોય છે, તે પોતાના યોગે, બીજાની એકતામાં દ્વૈતની સિદ્ધિ કરી શકતી નથી. જેવી રીતે, એક ગૃહસ્થ પોતાના ઘરની મેડીપર બેઠો હતો, એટલામાં તેની એકાંતમાં મુલાકાત કરવામાટે તેનો એક મિત્ર તેની પાસે આવ્યો અને ઘરની બહાર ઉભો રહીને 'ફલાણા ભાઈ ઘરમાં છે કે?' એમ પોતાના મિત્રનું નામ લઇને પૂછવા લાગ્યો. તેને તેના મેડીપરના મિત્રે ઉત્તર આપ્યું કે, 'હા, હું છું' પુનઃ તે આવેલા ગૃહસ્થે પૂછ્યું કે, 'તમે કોણ કોણ છો?' જવાબ મળ્યો કે, 'બીજું કોઈ પણ નથી, હું એકલો જ છું.' જે વેળાએ 'હું એકલો જ છું,' એ પ્રમાણેનું ઉત્તર તે મેડીપરનો ગૃહસ્થ આપતો હતો તે વેળાએ તેની પ્રતિચ્છાયા (પડછાયો) તેની પાસે જ હતી. પણ તે પ્રતિચ્છાયા સત્ય

વ્યક્તિ નહિ, પણ કેવળ ભાસ જ હોવાથી તેના હોવાથી તેના એકલાપણામાં કશોય બાધ આવ્યો નહિ. સારાંશ કે, જે વસ્તુ મિથ્યા હોય છે, તે પોતાના હોવાના યોગે દ્વૈતની સિદ્ધિ કરી શકતી નથી. યથા, મૃગજળ પોતાના યોગે પૃથ્વીને બીની કરી શકતું નથી, તેવી જ રીતે અસત્, જડ અને દુઃખરૂપ માયા આદિ પ્રપંચ આત્મતત્વમાં વિવર્ત (અસત્ય) હોવાથી આત્માના એકાકીભાવમાં વિજાતીય ભેદને ઉત્પન્ન કરતો નથી. **સ્વગતભેદ** સાકાર અને સાવયવ પદાર્થોના આશ્રયે રહેલો હોય છે; અને આત્મા નિરાકાર અને નિરવયવ હોવાથી તેમાં સ્વગત ભેદનો અભાવ છે, અને એથી જ તેને શ્રુતિએ 'एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन' એ પ્રમાણે કહેલો છે: અર્થાત્ સચ્ચિદાનંદરૂપ આત્મવસ્તુમાં બીજું કાંઈ પણ ન હોવાથી તે અન્ય કોઇને ન જોતાં પોતામાં પોતે નિત્ય અપરોક્ષજ્ઞેયરૂપ જ છે. એ પ્રમાણે સર્વત્ર નિત્ય પ્રકટ જ્ઞાનમાત્ર આત્મવસ્તુ હોવા છતાં તેના નહિપણાનું પ્રતિપાદન કેમ કરીને કરી શકાય વારુ?

मिथ्या वादाची कुटी आली । ते निवांतचि साहिली ॥
विशेषाही दिधली । पाठी जेणें ॥ १०९ ॥

**વિવરણ**-એવી એ જ્ઞાનરૂપ નિત્ય અપરોક્ષ આત્મવસ્તુને કેટલાક બહિર્મુખો 'મિથ્યા' કહે છે. પણ એવો એ મિથ્યાત્વનો આરોપ આત્મવસ્તુએ પોતાના સ્વકીય શાંત સ્વરૂપભાવથી સહન કરેલો છે, એટલે કે, તે વાદ બ્રહ્મે પોતાના સત્તારૂપમાં બતાવેલો છે, કારણ કે, 'આત્મવસ્તુ નથી' એમ કહેનાર જે નાસ્તિક તે નાસ્તિક પણ આત્માના અસ્તિભાતિત્વથી મંડિત જ છે; એથી આત્માએ પોતાના અખંડ અસ્તિ ભાતિમાં જ બહિર્મુખ નાસ્તિકોનો શૂન્યવાદ બતાવેલો છે.

બીજો અર્થ નીચે પ્રમાણે થાય છે;—

સચ્ચિદાનંદરૂપ આત્મવસ્તુમાં માયા આદિ જગત્ **વિવર્ત** છે. હવે **વિવર્તનું** લક્ષણ એટલું જ છે કે, જેનો સ્વભાવ અધિષ્ઠાનથી ભિન્ન અને જેનું રૂપ પણ અધિષ્ઠાનથી ભિન્ન હોય તે **વિવર્ત.** હવે માયાનું કાર્ય જે જગત્ અને તેનું અધિષ્ઠાન જે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ, એ ઉભયમધ્યે વિચાર કરી જોતાં એવી અવસ્થા જોવામાં આવે છે કે, બ્રહ્મનો ત્રિકાલબાધિત સચ્ચિદાનંદરૂપ સ્વભાવ છે અને માયા આદિ જગત્ આદિ તથા અંતમાં ન હોઇને કેવળ મધ્યમાં ભાસનાર છે; એટલામાટે તે સદસદ્વિલક્ષણ અનિર્વચનીય સ્વભાવનું છે. અધિષ્ઠાન બ્રહ્મ અને માયા આદિ જગતના સ્વભાવમાં ભિન્નતા હોવાથી, **સ્વભાવભિન્નતા** એ **વિવર્તનું** પ્રથમ લક્ષણ માયા આદિ

જગતમાં આપણને મળી આવે છે. હવે અધિષ્ઠાન બ્રહ્મ નિર્ગુણ અને નિરાકાર અર્થાત્ અરુપ છે; અને માયા આદિ જગત્ સગુણ અને સાકાર અર્થાત્ રૂપવાન છે. એવી રીતે અધિષ્ઠાન બ્રહ્મથી રૂપભિન્નતાનું નામક વિવર્ત્તનું જે બીજું લક્ષણ તે પણ માયા આદિ જગતમાં મળી આવતું હોવાથી સચ્ચિદાનંદરૂપ આત્મવસ્તુમાં જગત્ વિવર્ત (કલ્પિત અથવા મિથ્યા) છે, એમ જ સિદ્ધ થાય છે. પણ એવા એ માયાદિ જગત્ના મિથ્યા આરોપને સચ્ચિદાનંદરૂપ આત્મવસ્તુએ સહન કરેલો છે. એટલે કે, પોતાની અસ્તિભાતિ અને પ્રિયતામાં જ આત્મવસ્તુએ માયાદિ સર્વ જગત્ બતાવેલું છે. વિશેષને જેણે પીઠ આપેલી છે, એટલે કે, આત્મા સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન્ છે અને સ્વતંત્ર છે; જગન્નિયંતા છે, અને સર્વ સંહારકર્ત્તા છે, એવા વિશેષ ભાવોને પણ આત્માએ સહન કરેલા છે, અથવા તો તે માયા તરફ આત્માએ પીઠ કરેલી છે. અર્થાત્ સચ્ચિદાનંદરૂપ, ભેદશૂન્ય, નિત્ય પરિપૂર્ણ આત્મસ્વરૂપમાં જે સામાન્ય ધર્મ નથી, તો પછી ઉપર્યુક્ત વિશેષ ધર્મો તેમાં હોઈ શકે ખરા કે ? કદાપિ નહિ.

जो निमालीही नीद देखे । तो सर्वज्ञ येव्हढा काय चुके ॥
परी दृश्याचिये न ठके । सोइ जो ॥ १०६ ॥

વિવરણ–જે સ્થળે સ્થૂલ સૂક્ષ્મ સૃષ્ટિનો લોપ થઇ ગયો છે, એવી ઘન અજ્ઞાનરૂપ નિદ્રાને જોનારો જે આત્મા છે, તેને કોઈ નાસ્તિક 'આત્મા નથી' એમ કહે, તો જે આત્મા વિશ્વના છેપણાના ભાવને અને નહિપણાના ભાવને જાણનારો સર્વજ્ઞ છે, તે નથી એમ સિદ્ધ થશે ખરું કે ? અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, જો તમારો આત્મા સર્વજ્ઞ છે, તો અમને તે બતાવો. તો જેવી રીતે ઘટ આદિ પદાર્થો બીજાને બતાવી શકાય છે, તેવી રીતે આત્મા કોઇને બતાવી શકાતો નથી. કારણ કે, યાવત્ માયાદિ જગતનો દ્રષ્ટા એક જ્ઞાનરૂપ આત્મા હોવાથી જડ દૃશ્યવત્ તે કોઇને સાક્ષાત્ કેમ કરીને દેખાય વારુ ? અને તેને જોનાર તેનાથી વ્યતિરિક્ત જ્ઞાનરૂપ દ્રષ્ટા કોણ છે વારુ ?

वेदु काय काय न बोले । परी येयेंचि नाहीं घेतले ॥
ऐसें कांहीं जोडले । नाहीं जेणें ॥ १०७ ॥

વિવરણ–વેદે શાનું વર્ણન નથી કર્યું વારુ ? શિવથી લઇને પૃથ્વી પર્યન્ત અને જીવથી લઇને દેહપર્યન્ત વેદે સર્વ તત્ત્વવિચાર કરેલો છે; અને જે, જે વર્ણમાં

જન્મેલા છે, તે વર્ણાશ્રમને ઉચિત શુ છે અને અનુચિત શું છે, એ પ્રમાણે વેદે ઉભય કર્મનુ પ્રકાશન કરેલુ છે. પરતુ છે અને નહિના વ્યવહારમા ન આવનારી આત્મવસ્તુવિશે વેદે નિશ્ચિત કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરેલો નથી અને તે થઈ શકે તેમ પણ નથી, કારણ કે, આત્મવસ્તુ સર્વ જ્ઞાન અને અજ્ઞાનની પ્રકાશક, કેવળ જ્ઞાનમાત્રરૂપ છે. તે પ્રકાશને વેદ (જ્ઞાન) વડે કેમ કરીને તેનું પ્રકાશન થઈ શકે વારુ?

सूर्य कोणा न पाहे । परी आत्मा दाविला आहे ॥
गगनें व्यापिला ठायें । ऐशी वस्तू ॥ १०८ ॥

વિવરણ—સૂર્ય કઈ વસ્તુનું પ્રકાશન નથી કરતો વારૂ? પરતુ તેણે અદ્યાપિ આત્માનો પ્રકાશ કરેલો છે કે? (આત્માને બતાવ્યો છે કે?) નહિ આકાશ એટલુ બધુ વિશાળ છે કે, તેણે સર્વને વ્યાપી દીધા છે, પણ તે જ આકાશ વસ્તુ સમક્ષ તુચ્છિત થઈ ગયુ છે—તેનાથી આત્મવસ્તુને વ્યાપ્ત કરી શકાઈ નથી કારણ કે, એક **અપેક્ષિત વ્યાપકતા** અને બીજી **નિરપેક્ષિત વ્યાપકતા**, એવી રીતે વ્યાપકતાઓ બે પ્રકારની છે. તેમાની **અપેક્ષિત વ્યાપકતાનું** એવુ લક્ષણ છે કે, જે કોઈ પણ એક પદાર્થથી અપેક્ષા (દૃષ્ટિ) થી વ્યાપક હોય છે, તે **અપેક્ષિત વ્યાપકતા** છે એ અપેક્ષિત વ્યાપકતાનુ લક્ષણ આકાશમા છે, કારણ કે, પૃથ્વી, આપ, તેજ, અને વાયુ એ તત્ત્વોની દૃષ્ટિથી આકાશ વ્યાપક સિદ્ધ થાય છે પણ આકાશનુ મૂળ, જે માયા, તે માયાની દૃષ્ટિથી આકાશ વ્યાપક નથી, અને એટલામાટે આકાશની અપેક્ષિત વ્યાપકતા છે. તે જ પ્રમાણે માયાની પણ અપેક્ષિત વ્યાપકતા છે. કારણ કે, પૃથ્વી આદિ તત્ત્વોની દૃષ્ટિથી માયા વ્યાપક છે પણ તે બ્રહ્મ ચૈતન્યદૃષ્ટિથી વ્યાપક નથી. એટલામાટે માયાની **અપેક્ષિત વ્યાપકતા** છે. હવે **નિરપેક્ષિત વ્યાપકતાનું** લક્ષણ એટલુ છે કે, જે સર્વ તત્ત્વોની દૃષ્ટિથી વ્યાપક હોય, તે **નિરપેક્ષ વ્યાપક** વસ્તુ કહી શકાય અને એવુ તો કેવળ એક બ્રહ્મ ચૈતન્ય જ છે. પૃથ્વીથી લઈને માયા પર્યન્ત ઉત્તરોત્તર એક કરતા એક શ્રેષ્ઠ તત્ત્વોની દૃષ્ટિથી બ્રહ્મચૈતન્ય વ્યાપક જ છે તે કદાપિ વ્યાપ્ય થતું નથી, પરતુ માયા અને આકાશનો તેવો પ્રકાર નથી. આકાશ તે પૃથ્વી આદિ બીજા ચાર ભૂતની દૃષ્ટિથી વ્યાપક છે, પણ માયાની દૃષ્ટિથી આકાશ વ્યાપક નહિ, કિન્તુ વ્યાપ્ય છે, અને માયા વ્યાપક છે. પણ બ્રહ્મચૈતન્યની દૃષ્ટિથી જોતા માયા પણ વ્યાપ્ય છે અને બ્રહ્મચૈતન્ય વ્યાપક છે. માત્ર એ બ્રહ્મચૈતન્યની વ્યાપકતા જ સતત રહેવાની. એ કદાપિ વ્યાપ્ય થનાર નથી એટલામાટે માયા આદિ તત્ત્વોની દૃષ્ટિથી બ્રહ્મચૈતન્યની વ્યાપકતા નથી, કિન્તુ તે અખંડ

અનાદિસિદ્ધ વ્યાપક જ છે; અર્થાત્ બ્રહ્મચૈતન્યની નિરપેક્ષિત વ્યાપકતા છે. એવા એ નિરપેક્ષિત વ્યાપક બ્રહ્મચૈતન્યને માયાની દૃષ્ટિથી જે વ્યાપ્ય છે, તે આકાશ કેમ કરીને વ્યાપી શકે વારૂ! ઉપર કહ્યા પ્રમાણે, સૂર્યદ્વારા પણ આત્મવસ્તુનું પ્રકાશન થતું નથી. વિરુદ્ધ પક્ષે, આત્માના અજ્ઞાનમાં રહેલા જગતને તે પ્રકાશિત કરે છે. સારાંશ એ જ કે, ભેદશૂન્ય સચ્ચિદાનંદરૂપ આત્મવસ્તુના અજ્ઞાનમાં સૂર્યનો પ્રકાશ છે. જેવી રીતે સૂર્યના અસ્ત પછી વ્યાપતી રાત્રિનું ચંદ્રાદિ તારકો પ્રકાશન કરે છે; પણ સૂર્યનો ઉદય થતાં ચંદ્ર અને તારકો સર્વથા નિસ્તેજ થઈ જાય છે. તે જ પ્રમાણે, આત્મવસ્તુના પ્રકાશમાં સૂર્યનું તેજ અદશ્ય થાય છે. એથી સૂર્યદ્વારા સ્વયં પ્રકાશ જ્ઞાનરૂપ આત્માનું પ્રકાશન થતું નથી.

देह ढ्ढाडाची मोळी। मी म्हणोनी पोटाळी ॥
तो अहंकारु गाळी। पदार्थू हा ॥ १०९ ॥

વિવરણ—સામાન્ય કીટકથી લઇને શિવપર્યન્ત જેટલા સર્વ દેહો છે, તે સર્વ અહંકારવડે બદ્ધ છે. એટલે કર્મ અનુસાર જે દેહ પ્રાપ્ત થાય તે દેહ હું છું, એવી રીતે જીવ અહંકારવડે આરૂઢ થાય છે. સ્થૂલ અને સૂક્ષ્મ સવ જીવો અહંકારવડે બદ્ધ છે. પણ, જો કે સર્વપર અહંકારનો પ્રભાવ છે, તો પણ તે અહંકારે કેવળ એક બ્રહ્મવસ્તુને પોતાના પ્રભાવની બંધનમાંથી બાદ કરેલી છે; કારણ કે અહંકાર, મર્યાદિત વસ્તુને જ વળગેલો હોય છે. બ્રહ્મ અમર્યાદિત અનંત છે; એટલે કે, દેશ-પરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદથી રહિત આત્મવસ્તુ છે. દેશપરિચ્છેદ એટલે કે,-કોઈ માણસ પોતાના ઘરમાં હોય, તો તે જ વેળાએ તે બીજાના ઘરમાં નથી; કારણ કે, તે પોતાના મર્યાદિત ગૃહદેશવડે આવૃત (બદ્ધ) છે; એટલે કે, તટલા દેશવડે તે પરિચ્છિન્ન છે. અહીં કોઈ એવી શંકા કરશે કે, જે દેશવડે પરિચ્છિન્ન નથી, તે જ આત્મવસ્તુ છે, એટલુ જ જો તમે આત્મવસ્તુનું લક્ષણ કરતા હો, તો આકાશ કોઈ પણ દેશવડે પરિચ્છિન્ન ન હોઇને તેની સર્વ દેશમાં સમાન વ્યાપ્તિ છે, અને તેથી આકાશ આત્મા છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. તો એનું સમાધાન એવું છે કે, યદ્યપિ આકાશ દેશપરિચ્છેદ રહિત અને સર્વદેશ-સ્થિત છે, તથાપિ આકાશની પાછળ કાલપરિચ્છેદ તો લાગેલો છે જ; કારણ કે, આકાશની ઉત્પત્તિ શ્રુતિએ કહેલી છે, તે આ પ્રમાણે છે;—"आत्मनः आकाशः संभूतः" અર્થાત્ આકાશ ઉત્પન્ન થવા પૂર્વેનો આકાશની અનુત્પત્તિનો કાળ છે, અને જે વસ્તુ

ઉત્પન્ન થયેલી છે, તેનો લય કોઈવાર પણ થવો જ જોઈએ. એ' ન્યાયથી, ઉત્પન્ન થયેલા આકાશનો લય તો અવશ્ય છે જ, અને એ વિશે શ્રુતિએ પણ કહેલું છે કે, 'સર્વ ભૂતોનો પોતપોતાના કારણમાં લય થતાં થતાં અંતે આકાશનો પણ તેના કારણ પ્રણવ શબ્દમાં લય થઈ જાય છે.' અર્થાત્ આકાશનો લય થવા પછી પણ કાળ તો અવશિષ્ટ છે જ. એવી રીતે આકાશની ઉત્પત્તિથી પ્રથમના કાળમા આકાશ નથી, અને આકાશના લય પછીના કાળમાં પણ આકાશ નથી; અર્થાત્ આકાશમાં કાળ-પરિચ્છેદ તો છે જ. અહીં કોઈ એવી શંકા કરશે કે, તો પછી કાળ જ આત્મા છે. તો તેમ પણ નથી. કારણ કે, કાળની પાછળ વસ્તુપરિચ્છેદ છે. જે સર્વ વસ્તુઓ છે, તે કાળરૂપ નહિ કિન્તુ કાળથી ભિન્ન છે અને કાળ પણ તેમનાથી ભિન્ન છે. એથી કાળની પાછળ વસ્તુપરિચ્છેદ છે. હવે આત્મા અસ્તિભાતિપ્રિયત્વવડે દેશના અંતર્બહિર્ભાગમા સર્વત્ર વ્યાપેલો છે. એક સ્થળે જ્ઞાનેશ્વર મહારાજે અભંગમા એમ કહેલુ છે કે "રુખમા દેવીનો વર પિતા વિઠ્ઠલ શૂન્ય સ્થાવર જંગમને વ્યાપી રહ્યો છે." તુકારામ મહારાજે એક સ્થળે કહેલું છે કે,–"પ્રભુ દેશવિદેશમાં સર્વત્ર ભરેલો છે, તેનાથી ખાલી કોઈ પણ સ્થાન નથી." આત્મા એવો વ્યાપક હોવાથી દેશપરિચ્છેદરહિત છે અને કાળનો આરંભ આત્મસ્વરૂપમાંથી થઈને કાળનો અંત પણ આત્મસ્વરૂપમા જ થાય છે તથા મધ્યંતરે 'કાળ'ની કલ્પનાનો આધારભૂત પણ આત્મા જ છે. એવી રીતે કાળના આદિ, મધ્ય અને અંતમાં આત્મા જ હોવાથી આત્મા કાળપરિચ્છેદ-રહિત છે; અને યાવત્ માયાદિ જગત્ સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વમાં કલ્પિત છે, અને જે કલ્પિત હોય છે તે અધિષ્ઠાનરૂપ હોય છે. એ ન્યાયથી યાવત્ માયાદિ કલ્પિત જગત તેનું અધિષ્ઠાન જે આત્મા, તે આત્મરૂપ જ છે. સારાંશ કે, સર્વ વસ્તુ એક આત્મા જ હોવાથી આત્મા વસ્તુપરિચ્છેદથી પણ રહિત છે. એવી રીતે આત્મ-વસ્તુ દેશકાલવસ્તુપરિચ્છેદશૂન્ય, અમર્યાદિત અને અનંત છે. એવી એ અમર્યાદિત, અનંત અને સચ્ચિદાનંદરૂપ આત્મવસ્તુને પરિચ્છિન્ન અને એકદેશીય અહંવૃત્તિ (અહંકાર) કેવી રીતે સંકુચિત કરી શકે વારૂ? જેવી રીતે સમુદ્રના એક ભાગમાં રહેલી સમુદ્રના અંશરૂપ લહરીવડે અપાર સમુદ્રનું આચ્છાદન થઈ શકતું નથી, તે જ પ્રમાણે અમર્યાદિત અને અનંત આત્મરૂપને મર્યાદિત તથા સાંત અહંકાર આચ્છાદિત કરી શકતો નથી.

बुद्धि बोध्या सोके । ते येवढी वस्तु चुके ॥
मना संकल्प निके । याहीहूनी ॥ ११० ॥

વિવરણ–બુદ્ધિ એવી આણુરૂપ છે કે, તેના સમક્ષ કોઈ પણ પદાર્થ આવ્યો, એટલે તરત તેને તેણે જાણેલો જ સમજી લેવો. પરંતુ વસ્તુસંહિત અજ્ઞાનને બુદ્ધિ પણ જાણી શકતી નથી. આનો ભાવાર્થ એવો છે કે, ચિદાભાસ સહિત અંતઃકરણ-વૃત્તિ, નેત્રેન્દ્રિયદ્વારા ઘટાદિ વિષયોની સમીપ જાય છે, અને વૃત્તિ–અંશ તે ઘટાદિ વિષયને વ્યાપી નાખે છે. તેનાયોગે ઘટમાંના અજ્ઞાનકૃત આવરણનો ભંગ થાય છે. કારણ કે, સર્વ પદાર્થોનું અજ્ઞાનકૃત આવરણ રહેલું છે. એટલેકે, સર્વ વસ્તુઓ જાણવામાં આવ્યા પહેલાં તેમના વિશેનું સવને અજાણપણું હોય છે. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, 'અજ્ઞાન ચૈતન્યાશ્રિત હોઇને ચતન્યને વિષય કરે છે–એટલે ઢાંકી નાંખે છે, એવો વેદાંતમાં એક પક્ષ છે. આમ હોવા છતાં અજ્ઞાનકૃત આવરણ જડ ઘટાદિ વસ્તુઓમા કેવી રીતે સંભવે વારૂ? અને સર્વ જડ પદાર્થો સ્વરૂપે સ્વભાવતઃ જ આવૃત છે, એટલે તેમના પર આવરણ ચઢાવવું સર્વથા નિરર્થક છે, કારણ કે, તેમ કરવુ તે આંધળાની આંખોપર પાટા બાંધવા જેવું જ થવાનું. એટલામાટે અજ્ઞાન ચૈતન્યાશ્રિત હોઇને ચતન્યને આવૃત કરે છે. જેવી રીતે ગૃહમાંનો અંધકાર ગૃહના આશ્રયે રહેલો હોઇને ગૃહના અંતર્ભાગને આચ્છાદિત કરે છે, તે જ પ્રમાણે ચૈતન્યાશ્રિત અજ્ઞાન ચૈતન્યને જ આચ્છાદિત કરે છે. અર્થાત્ એથી ઘટાદિ પદાર્થોમાં અજ્ઞાનકૃત આવરણ સંભવતું નથી.' એ શંકાનું સમાધાન આમ છે કે, સદસદ્વિલક્ષણ અનિર્વચનીય અજ્ઞાન ચૈતન્યાશ્રિત હોઇને ચૈતન્યને જ આવૃત કરે છે. ઘટ સ્વરૂપથી ભિન્ન જે અજ્ઞાન, તે ઘટાશ્રિત નથી. વિરુદ્ધ પક્ષે પ્રકાશ રહિત ઘટઆદિ સર્વ જડ પદાર્થો અજ્ઞાનમાથી જ થયેલા છે, અને તેથી તે પદાર્થો અંધકાર પ્રમાણે સર્વકાળમાં આવૃત છે. એટલે કે, તમોગુણપ્રધાન પ્રકૃતિમાથી પંચ ભૂતો ઉત્પન્ન થયેલાં છે; અને તેમનામાંથી ઘટાદિ પદાર્થો બનેલા છે. એથી ઘટાદિ પદાર્થોમા તમ પ્રધાન હોવાથી તેઓ પ્રકાશરહિત આવૃત છે. એવી રીતે જ્ઞાનપ્રકાશ રહિત અંધતારૂપ અજ્ઞાનકૃત આવરણ સ્વભાવસિદ્ધ છે. તો પણ અધિષ્ઠાન જે ચૈતન્યાશ્રિત અજ્ઞાન, તે ચૈતન્યને આચ્છાદિત કરીને સ્વભાવતઃ આવૃત ઘટાદિ પદાર્થોને પણ આવૃત કરે છે. જો કે તેમને આવૃત કરવા, એ સર્વથા નિષ્ફળ છે, તો પણ જેમ નિરાવરણ ચૈતન્યપર અજ્ઞાન આવરણ ચઢાવે છે, તે જ પ્રમાણે તે અજ્ઞાન પ્રયોજનની અપેક્ષા વિના જ સ્વભાવસિદ્ધ આવૃત ઘટાદિ પદાર્થોપર પણ આવરણ ચઢાવી દે છે. એવા એ અજ્ઞાનકૃત આવરણનો, ઘટાદિ પદાર્થોને ઉપર કહ્યા પ્રમાણે વૃત્તિ–અંશે વ્યાપી નાંખતાંની સાથે, નાશ થાય છે; અને ઘટાદિ પદાર્થાકાર થએલો વૃત્તિ–અંશગત ચિદાભાસ

ઘટાદિ પદાર્થોનું પ્રકાશન કરે છે. એને જ પ્રમા અથવા બુદ્ધિ કહેવામાં આવે છે. એવી રીતે બાહ્ય જડ ઘટાદિ વિષયોના પ્રત્યક્ષ જ્ઞાનકાળમાં, વૃત્તિ–અંશ અને આભાસ–અંશ એ ઉભયની આવશ્યકતા છે. કારણ કે, ઘટાદિ પદાર્થોમાંના અજ્ઞાનકૃત આવરણનો, જો કે ઘટાદિને વ્યાપનારા વૃત્તિ–અંશના યોગે, નાશ થાય છે; તો પણ જો ચિદાભાસનો પ્રકાશ ન હોય, તો ઘટાદિ પદાર્થોનું જ્ઞાન કદાપિ થાય તેમ નથી. જેવી રીતે અંધકારમાં માટલા નીચે ઢાંકી રાખેલા પદાર્થને જોવામાટે એક હાથમાં દંડ અને બીજા હાથમાં દીવો લઇને કોઈ ગૃહસ્થ જાય અને તે વસ્તુપરના ઘટાચ્છાદનને પોતાના હાથમાંના દંડવડે કોડી નાંખે, તો તેના યોગે તે વસ્તુ ઘટાવરણ રહિત થઈ જાય, એ સ્વાભાવિક જ છે. પરંતુ જો તે પોતાના હાથમાંના દીપકને આગળ ન ધરે, તો તે વસ્તુનું પ્રકાશન થવાનો સંભવ નથી. સારાંશકે, અંધકારમાં ઘટની નીચેની આચ્છાદિત વસ્તુનું જ્ઞાન થવામાટે ઘટાવરણનો ભંગ કરવાને દંડની આવશ્યકતા છે, અને ઘટાવરણ રહિત થયેલી વસ્તુનું પ્રકાશન થવામાટે દીપકના પ્રકાશની અગત્ય છે. એવી રીતે જેમ દંડ અને દીપપ્રકાશ ઉભયની આવશ્યકતા છે, તેવી જ રીતે બાહ્ય ઘટાદિ જડ વિષયને જાણવામાટે વૃત્તિ–અંશ અને આભાસાંશ એ બન્નેની અગત્ય હોય છે. પરંતુ સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનકાળમાં કેવળ વૃત્તિ–અંશનો જ ઉપયોગ છે,–એટલે કે, ગુરુદ્વારા મહાવાક્યના વિચારથી વૃત્તિ અંતર્મુખ થઈ, કે, વૃત્તિ–અંશ આત્માશ્રિત અજ્ઞાનકૃત આવરણનો ભંગ કરે છેઃ અને આત્મા સચ્ચિદાનંદરૂપ અને સ્વયંપ્રકાશમાન હોવાથી વૃત્તિ–ગત આભાસાંશ, તેમાં લીન–અદશ્ય–થાય છે. એ પ્રમાણે પ્રમાચૈતન્યદ્વારા એટલે કે, બુદ્ધિદ્વારા જ્ઞાનરૂપ સ્વયંપ્રકાશ આત્માનું ઘટાદિ જડ વિષય પ્રમાણે પ્રકાશન ન થવાથી 'બુદ્ધિ કેવળ આત્મવસ્તુને જ-જાણી શકતી નથી' એવા આશયને દર્શાવનારો ઉદ્ગાર મૂળમાં કાઢેલો છે. મન સર્વ વિષયો વિશે સંકલ્પ કરવામાં અત્યંત શૂર છે; પરંતુ આત્મસ્વરૂપ નિર્વિકલ્પ, ભેદશૂન્ય અને જ્ઞાનમાત્ર હોવાથી એકદેશીય, પરિચ્છિન્ન અને જડ મનોવૃત્તિથી તેનો સંકલ્પ કરી શકાતો નથી. મૂળમાં પણ એવો જ આશય દર્શાવેલો છે.

विष्याचिया वरडी । अरंड घासती तोंडीं ॥
ते इंद्रियें गोडी । न घेपती हे ॥ १११ ॥

વિવરણ–બરડ જમીનમાં ઢોરો ચરતાં હોય, તો ઘાસવડે તેમનું પેટ ન ભરાતાં તેમનાં મોઢાં ઘસાઇને તેમાંથી લોહીમાત્ર વહેવા માંડે છે. તે જ પ્રમાણે વિષયરૂપ બરડ

જમાનમા સુખની ઇચ્છાથી ઇન્દ્રિયો મોઢુ ધસે છે, પરન્તુ સુખ માનવાને બદલે માત્ર દુખી અને દુખી જ થાય છે. એવી ઇન્દ્રિયો આત્મસુખના માધુર્યને જાણતી નથી, કારણ કે, ઇન્દ્રિયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાચ વિષયોને પ્રત્યક્ષ જાણે છે તે ઇંદ્રિયોને આત્માનુ પ્રત્યક્ષ જ્ઞાન હોય એમ સભવતુ નથી. કારણ કે, આત્મા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધથી રહિત છે એટલામાટે શ્રોત્રાદિ ઇન્દ્રિયોને તેનુ પ્રત્યક્ષ જ્ઞાન થવુ સભવતુ નથી ઇન્દ્રિયો બહાર છે અને આત્મા અદર છે ઇન્દ્રિયો વિષયછે અને આત્મા વિષયી છે, એથી ઇન્દ્રિયો આત્માની મધુરતાને જાણી શકતી નથી.

परी नाहींपणा सकट । खाऊनी भरलें पोट ॥
ते कोणाही सकट । का फावेल ॥ ११२ ॥

વિવરણ-સ્થૂલ સૂક્ષ્માત્મક વ્યષ્ટિ સમષ્ટિ જગત્ જે અજ્ઞાનના લીન થાય છે, તે અજ્ઞાનને પણ ખાઈ જવાથી જેનુ પેટ ભરાયલુ છે, એવા સચ્ચિદાનંદરૂપ નિત્ય પરિપૂર્ણ પરબ્રહ્મનો કોઇને કેમ કરીને અનુભવ થઈ શકે વારુ?

जो आपणासी नव्हे विखो । तो कोण लाहे देखो ॥
जे वाणी न सके चाखो । आपणापें ॥ ११३ ॥

વિવરણ-સચ્ચિદાનંદરૂપ જ્ઞાન માત્ર જે બ્રહ્મ છે, તે પોતે પોતાનો વિષય થતો નથી એટલે કે, તે જ્ઞાનરૂપ એકાકી હોવાથી તેમાં સ્વસવિદ્રૂપ વૃત્તિજ્ઞાનની ઉપાધિ નથી એવુ નૈરુપાધિક આત્મતત્ત્વ બીજાના જાણવામા કેમ કરીને આવી શકે વારુ? એક તો તે નિર્વિષય અને સ્વયંપ્રકાશ છે, અને દ્વિતીય, તેનામા તેના પોતાના વિના અન્ય કોઈ પણ નથી એટલામાટે તે અન્ય-બીજા-નો વિષય પણ થતો નથી, તેમ જ સ્વત જ્ઞાન માત્ર હોવાથી પોતે પોતાનો વિષય પણ થતો નથી, જેવી રીતે જિહ્વા સર્વ પદાર્થોની રુચિ લે છે, પણ તે પોતાની રુચિનો સ્વાદ લઈ શકતી નથી તેવી રીતે જ્ઞાનરૂપ આત્મવસ્તુ પોતે પોતાને જાણતી નથી

हें असो नावें रूपें । पुढासूनि अमूपें ॥
जेथें आळीच वासिपे । अविद्या हे ॥ ११४ ॥

વિવરણ-અસ્તુ અનેક નામ તથા રૂપોને આગળ કરીને કાર્યાનુમેય જે અવિદ્યા, તે બ્રહ્મ સમક્ષ આવતા જ ભયભીત થાય છે એટલે કે, એ અવિદ્યા સચ્ચિદાનદરૂપ બ્રહ્મની વિરોધિની હોવાથી બ્રહ્મજ્ઞાનના યોગમા બાધિત થાય છે.

क्षणोनी आपुलेचि मुख । पहावयाची भूक ॥
न वाणे मा आणिक । के रिघेल ॥ ११५ ॥

વિવરણ-વારવાર આપણે જૂદા જૂદા ઠાઠ કરીએ છીએ, અને તેથી તે ઠાઠ પ્રમાણે આપણી મુખશોભા વારંવાર બદલાયા કરે છે. એવી રીતે એ મુખશોભામાં વારંવાર થતા ફેરબદલનું જ્ઞાન આપણામાં ન હોવાથી તે જ્ઞાનને મેળવવામાટે એટલે કે આપણી મુખશોભા આપણા પોતાના જાણવામાં આવે, એટલામાટે આપણને દર્પણમાં મુખ જોવાની ઇચ્છા થાય છે. એ પ્રમાણે બ્રહ્મમાં પોતાના સ્વરૂપ વિશેનું અજ્ઞાન કદાપિ નથી અને સ્થિત્યંતર પણ નથી. કિંતુ તે ત્રણે કાળમાં એકરૂપ જ્ઞાનમાત્ર છે; અને તેથી તેનામાં પોતે પોતાને જ જોવાની ઇચ્છાનો ઉદ્‌ભવ થતો નથી. કારણ કે, જે વસ્તુ અપ્રાપ્ત હોય છે, તેની પ્રાપ્તિની જ ઇચ્છા થાય છે. પરંતુ બ્રહ્મનું સ્વરૂપ તો નિત્ય અપરોક્ષ છે, એટલે એ જ્ઞાનમાત્ર આત્મવસ્તુમાં અન્ય ઉપાધિનો પ્રવેશ કેમ કરીને થઈ શકે વારુ?

नाडिले जे वादी कोडे । आतुचि बाहेरी सवडे ॥
तैसा निर्णो सुनाथा पडे । फेला येथें ॥ ११६ ॥

વિવરણ-ચામડાના કકડાના (વાદીના) કાણામાં જુગારી લોકો જે સળી નાંખે છે, તે અંદર નાંખતાંની સાથે જ બહાર નીકળી જાય છે. એ ચામડાનું કાણું સર્વને ફસાવી મારે છે, એટલે કે, એના પ્રતાપે જુગારી લોકો ઘણા પૈસા હારી જાય છે. તે જ પ્રમાણે વસ્તુનો નિર્ણય કરવા જતાં તે નિર્ણય વ્યર્થ થાય છે; કારણ કે, બ્રહ્મવસ્તુ શબ્દાતીત નિઃશબ્દ હોવાથી તે અમુક જ છે, એવો સિદ્ધાંત કોઈથી કરી શકાતો નથી.

कां मस्तकांत निर्धारिली । जो छाया उडों पाहे आपुली ॥
तयाची फाकावली । बुद्धि जैशी ॥ ११७ ॥

વિવરણ-જે પોતાની છાયાને મસ્તક પર્યન્ત ગણીને ઊડી જવાની ઇચ્છા કરે છે, તેની બુદ્ધિ જેવી રીતે બ્હેકેલી હોય છે; કારણ કે, પોતાની છાયાને પોતાથી ભિન્ન પાડી શકાય તેમ છે જ નહિ; કારણ કે, જ્યાં કૂદકો મારવા કે દોડવા જઈએ ત્યાં તેવો પ્રયત્ન કરવાની સાથે તે છાયા પણ આગળ વધવાની જ. અર્થાત્ આપણી છાયાને સાફ ઉડાવી દેવાનો પ્રયત્ન જેમ સર્વથા વ્યર્થ છે;-

तैसें दृणकोनी सर्वथा । हे ते ऐशी व्यवस्था ॥

करी चो चुके दाता । वस्तूचा जिये ॥ ११८ ॥

વિવરણુ—ને જ રીતે, આ આત્મતત્ત્વ આવુ છે અને આ આત્મતત્ત્વ તેવુ છે, એવી અનેક પ્રકારની ઉપમાથી, આત્મતત્ત્વનું જેઓ વર્ણન કરવા જાય છે, તેઓ બ્રહ્મવસ્તુથી દૂરના દૂર જ થતા જાય છે, એટલે કે, તેમના તે વર્ણનમા વસ્તુનું યથાર્થ વર્ણન થતુ નથી.*

आता सांगिजे ते केउतें । शब्दा संसारा नाहीं जेथें ॥

दर्शना वीजे तेथें । जाणीव आणी ॥ ११९ ॥

વિવરણુ—તે આત્મતત્ત્વ કેવુ છે, એ શબ્દવડે શુ કહેવુ વારુ? કારણુ કે, જે આત્મસ્વરૂપમાં શબ્દનો વ્યવહાર નથી, તે આત્મસ્વરૂપના દર્શનમાટે જો જ્ઞાનવૃત્તિ આગળ આવે, તો ત્યાં તેનું શુ થાની શકે એમ હતુ વારુ? જેવી રીતે જ્ઞાનવૃત્તિના યોગે ઇતર પદાર્થોનું જ્ઞાન થાય છે, તેવી રીતે તેના યોગે આત્મસ્વરૂપનું જ્ઞાન થઈ શકે એમ છે ખરુ કે? કદાપિ નહિ

जयाचेनि पढ़े । अचक्षुपण आवढे ॥

फिटोनी वस्तु मिळे । देखणी दशा ॥ १२० ॥

'વિવરણુ—આ સચ્ચિદાનંદરૂપ આત્મસ્વરૂપના યોગે, જીવમાં રહેલી સ્વાત્મવિષયક અંધતા જતી રહીને જીવને સર્વાંગસુંદર જ્ઞાનરૂપ આત્મસ્થિતિ પ્રાપ્ત થાય છે. આનો ભાવાર્થ એવો છે કે, જીવ પોતે પોતાના આત્મસ્વરૂપને જાણવામા નેત્રરહિત (અંધ) છે, એટલે કે, જીવ દેહાદિ સર્વ પ્રપંચોને જાણે છે, પરતુ પરમાત્મતત્ત્વને જાણવા માટેની તેની દૃષ્ટિ જતી રહેલી છે. જીવની એ અંધતા આત્મજ્ઞાનના યોગે નહિ સરખી થઇને જીવને સર્વાંગ દ્રષ્ટાજ્ઞાનરૂપ આત્મસ્વરૂપ ભાવ પ્રાપ્ત થાય છે †

आपुलेचि दृश्यपण । उमसो न लाहे आपण ॥

दृष्टत्वा कीर आण । पडली असता ॥ १२१ ॥

વિવરણુ—જ્ઞાનરૂપ આત્મા પોતે પોતાને દૃશ્ય થતો નથી, એટલે કે, તે જ્ઞાનરૂપ હોવાથી પોતાનું ભાન પોતે લેતા નથી. હવે આત્મા જો કે પોતે દ્રષ્ટા છે તો

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૧૧ મી

† જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૮ મો ઓવી ૮૬ મી

પણ તેમાં કોઈ પણ દશ્ય વિષય ન હોવાથી અને ઉપર કહ્યા પ્રમાણે પોતે પણ પોતાને દશ્ય થતો ન હોવાથી દશ્યત્તાપેક્ષ દ્રષ્ટૃત્વધર્મનો તેનામાં અભાવ છે. અર્થાત્ આત્મા દ્રષ્ટા હોવા છતાં પણ તેણે દ્રષ્ટૃત્વની પ્રતિજ્ઞા કરેલી છે. જેવી રીતે ધૃતરાષ્ટ્રની સ્ત્રી ગાંધારીએ પોતાનો પતિ અંધ હોવાથી પોતાનાં નેત્રો હોવા છતાં પણ તેમને પાટા બાંધીને કોઇને પણ પોતાની દૃષ્ટિનો વિષય ન બનાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી; તેવી રીતે જ્ઞાનરૂપ આત્મા પોતે દ્રષ્ટા હોવા છતાં દશ્યની અપેક્ષાવાળા દ્રષ્ટૃત્વધર્મનો પોતામાં સમાવેશ ન થવા દેવો, એવી તેણે નિશ્ચિત પ્રતિજ્ઞા કરેલી છે.

कोणा कोण भेटे। दिठी कैंचि फुटे॥
ऐक्या सकट पोटे। आटोनी गेली॥ १२२॥

વિવરણ—સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વમાં દ્વૈત તો નથી જ; પણ દ્વૈતની અપેક્ષાવાળી ઐક્યકલ્પના પણ નથી. જ્યાં એવી સ્થિતિ હોય, ત્યાં કોણ કોને ભેટે વારુ? અને જોવાની દૃષ્ટિ (વૃત્તિ) કેવી રીતે ઉત્પન્ન થાય વારુ?

येवढें ही सांकडें। जेणे साह्मनी येकीकडे॥
उघडली कवाडें। प्रकाशाची॥ १२३॥

વિવરણ—દશ્ય, દ્રષ્ટૃત્વ અને દર્શન ઇત્યાદિ ત્રિપુટી સબંધનો જેમાં અભાવ છે, એવો આ સભરાભરિત જ્ઞાનમાત્ર ચૈતન્ય ભાવ છે. પરંતુ બ્રહ્મે પોતાની એવી સ્વરૂપ સ્થિતિને પણ એક બાજૂએ મૂકીને નામરૂપાત્મક જગદ્રૂપી કમાડ ઉઘાડી નાંખ્યાં છે; એટલે કે, બ્રહ્મવસ્તુએ પોતાની શુદ્ધતા તથા નિર્ધર્મતાની અટકને એક કોરણે મૂકી છે અને અનેક નામરૂપાત્મક જગતભાવવડે તે બ્રહ્મવસ્તુ વિકસિત થયેલી છે; અર્થાત્ જગત્ તે વસ્તુના ચિત્પ્રકાશનો વિશેષ વ્યક્ત ભાવ છે. સમસ્ત જગત્ જ્ઞાનના આશ્રયપર રહેલું હોઇને જ્ઞાનવડે જ પ્રકાશિત થયેલું છે. જેવી રીતે સ્વપ્ન સૃષ્ટિ કૂટસ્થ સાક્ષી ચૈતન્યના આશ્રયે રહેલી હોઇને કૂટસ્થ સાક્ષી ચૈતન્યવડે જ પ્રકાશેલી હોય છે; તે જ પ્રમાણે સર્વ સ્થૂલસૂક્ષ્માત્મક ભૂતભૌતિક જગદ્ભાસ બ્રહ્મચૈતન્યના આશ્રયે રહેલો હોઇને બ્રહ્મચૈતન્યવડે જ પ્રકાશિત થયેલો છે. સારાંશ કે, જો તાત્ત્વિક દૃષ્ટિથી જોઇએ, તો જગત્ એક ચિદ્વિલાસ છે, એમ જ આપણા જોવામાં આવશે.

दश्याचिया सृष्टी। दिठीवरी दिठी॥
उठलिया तळवटी। चिन्मात्रचि॥ १२४॥

વિવરણ–ચિન્માત્ર બ્રહ્મવસ્તુમા અનેક નામરૂપાત્મક દસ્ય વસ્તુઓના સમુદાયો એક પછી એક અનેક ઉઠ્યા છે, અને તેમની સાથે તેમને જોનારી દષ્ટિ પણ વખતોવખત ઉત્પન્ન થયેલી છે, તો પણ જો તે સર્વના મૂળમા જોવા જઇએ, તો કેવળ એક ચૈતન્ય તત્ત્વ જ છે જેવી રીતે પાણીમા એક પછી એક અનેક લહરીઓ ઉત્પન્ન થતી હોવા છતાં તેમનું મૂળ તો પાણી જ છે, તે જ પ્રમાણે ચૈતન્યસાગરમા અનેક નામરૂપાત્મક દસ્યોના એક પછી એક અનેક તરગો ઉદ્ભવે અને તેમની સાથે તેમને વિષય કરનાર વૃત્તિરૂપ દષ્ટિનો પણ અનુક્રમે ઉદ્ભવ થાય, તો પણ મૂળમા તો એક ચૈતન્ય જળ જ રહેલું છે

दर्शनरिद्धि वहुवसा । चितशेपु मातला ऐसा ॥

जे शिळा न पाहे अरिसा । वेद्य रत्नाचा ॥ १२५ ॥

વિવરણ–સર્વ ઉપાધિઓના નિરાસને અતે અવશિષ્ટ ચૈતન્ય એટલું બધુ ક્ષુબ્ધ થયુ કે, તે ક્ષણે ક્ષણે ભિન્ન ભિન્ન વિષયને જોવા લાગ્યુ એટલે કે, એકવાર નિહાળેલા વિષયરત્નના દર્પણમાં જૂનાપણું આવેલું માનીને તેની તરફ ન જોતા તે અન્ય નવા વિષયમા દષ્ટિપાત કરે છે જેવી રીતે કોઈ એક શ્રીમાન્ (ધનવાન્) મનુષ્ય શ્રીમત્તાના ઐશ્વર્ય આદિથી એટલો બધો મદોન્મત્ત થઈ જાય છે કે, થોડી વાર પહેલા રાંધેલું અન્ન સહજ ઠડુ થયુ હોય, તો તેને વાસી માનીને તેનું સેવન ન કરતા વારવાર નવીન અને તાજા અન્નનું જ સેવન કરે છે તે જ પ્રમાણે ક્ષણેક્ષણે એક એક વિષયને ત્યાગીને બીજા વિષયનો સ્વીકાર કરવો, એવો આ ચિદ્વિલાસ ચાલેલો છે, એટલે કે, પ્રત્યેક પ્રાણીનો ક્ષણે ક્ષણે એક વિષયને ત્યાગીને બીજાને અને બીજાને ત્યાગીને ત્રીજા વિષયને જોવાનો જે વ્યવહાર થયા કરે છે, તે સર્વ દસ્ય, દષ્ટ અને દર્શન એ ત્રિપુટીરૂપે એક ચૈતન્ય જ હોવાથી એ સર્વ ઉપર કહેલો ચિદ્વિલાસ જ છે

क्षणक्षणाँ नीच नवी । दृश्याची चोख मदवी ॥

दिठी करवी वेढवी । उदार जे ॥ १२६ ॥

વિવરણ–જે ચૈતન્ય એટલું બધુ ઉદાર છે કે, તે ક્ષણે ક્ષણે જ નિત્ય નવીન દસ્યરૂપી વસ્ત્ર પોતાની દષ્ટિને પહેરાવે છે, જેવી રીતે ઐશ્વર્યવાન્ રાજાઓ એક દિવસમા અનેકવાર નવા નવા પોશાકો ધારણ કરે છે, એટલે કે, એકવાર પહેરેલો પોશાક બીજી વાર ન પહેરવો, એવા કારણથી એક દિવસમાં અનેકવાર નવા નવા

પોશાકો બદલવાની તેમની પદ્ધતિ હોય છે; તે જ પ્રમાણે એક ક્ષણે જોયેલા દશ્યને દ્વિતીય ક્ષણે ન જ જોવું, એવો એ નવીન નવીન દશ્યોને જોવાનો ચિદ્‌વિલાસ ચાલેલો છે.

मागिलीये क्षणींचीं आंगें । पारसी ह्मणोनिया वेगें ॥
सांडुनि दृष्टि रिघे । नवीया रुपा ॥ १२७ ॥

વિવરણ–ગત ક્ષણમાં નિહાળેલું દશ્ય વાસી છે, એમ ધારીને દૃષ્ટિ નવીન સ્વરૂપ પ્રતિ દોડે છે. જેવી રીતે આગલા દિવસનું પાણી વાસી છે, એમ ધારીને બીજે દિવસે નવીન (તાજું) પાણી લાવવામાં આવે છે, તેવી રીતે ગત ક્ષણમાં જોયેલા રૂપને વાસી (મુક્ત વિષય) ધારીને દૃષ્ટિ નવીન રૂપને જોવા તરફ દોડી જાય છે.

तैशींच प्रतिक्षणीं । जाणिवेची लेणीं ॥
लेवोनी आणी । जाणतेपणा ॥ १२८ ॥

વિવરણ–પ્રતિ ક્ષણે, જ્ઞેય વિષયો ભિન્ન ભિન્ન હોવાથી જ્ઞાન પણ ભિન્ન ભિન્ન છે. કારણ કે, જ્ઞાન જ્ઞેય અનુસાર હોય છે. જો જ્ઞેય ઘટ હોય, તો પટનું જ્ઞાન થવાનો કદાપિ સંભવ નથી. સારાંશ કે, જેવો વિષય તેવું જ્ઞાન. ભિન્ન ભિન્ન વિષયોનાં ભિન્ન ભિન્ન જ્ઞાનોના યોગે જ્ઞાતૃત્વ પણ ભિન્ન ભિન્ન હોય છે. જેવી રીતે ઘટજ્ઞાનકાળમાં ઘટજ્ઞાતા અને પટજ્ઞાનકાળમાં પટજ્ઞાતા હોય છે. ગત એ ત્રણ ઓવીઓમાં અનેક રૂપકોવડે એમ કહેવામાં આવ્યું છે કે, દૃષ્ટિ ક્ષણે ક્ષણે નિત્ય નવા નવા વિષયને જુએ છે, તેના યોગે જ્ઞાન અને જ્ઞાતા પણ ક્ષણે ક્ષણે નવીન નવીન થાય છે. એ વિચાર આ ઓવીમાં દર્શાવેલો છે. અહીં કદાચિત્ કોઈ એવી શંકા કરશે કે, 'દૃષ્ટિજ સ્ત્રી, પુત્ર, ગૃહ અને મિત્ર આદિ તેના તે જ વિષયોને પુનઃ પુનઃ જોતી હોવા છતાં, તે એકવાર જોયેલા વિષયને પુનઃ જોતી નથી, કિન્તુ ક્ષણે ક્ષણે નવીન વિષયને જુએ છે, એ તમારા કથનનું તાત્પર્ય શું વારુ?' તો એનું તાત્પર્ય એ કે, દૃષ્ટિ ક્ષણે ક્ષણે નવા નવા રૂપનું જ ગ્રહણ કરતી હોય છે પરંતુ દૃષ્ટિ જોયેલા વિષયને વારંવાર જોયા કરે છે, એમ જે ભાસે છે, તે કેવળ ભ્રમ છે. જેવી રીતે નદીને તીરે સંધ્યાવંદન કરનારો બ્રાહ્મણ જે પાણીનું 'केशवाय नमः' કહીને આચમન કરે છે, તે જ પાણી 'नारायणाय नमः' કહીને બીજું આચમન કરતી વેળાએ રહેતું નથી. પૂર્વ આચમનના સમયનું પાણી ચાર પાંચ હાથ આગળ નીકળી જાય છે;

તથાપિ તે બ્રાહ્મણને તો એમ જ લાગે છે કે, મેં આ સઘળી સંધ્યા તે જ પાણીથી કરી છે.* પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો અતિશય વેગ હોવાથી નિત્ય તેનો તે જ દેહાદિ પ્રપંચ છે, એવો દેહાદિ પ્રપંચની સ્થિરતાનો ભ્રમ થાય છે. જેવી રીતે ભમરડો અત્યંત વેગથી ફરવા માંડે છે, તે વેળાએ જાણે તેને જમીનમાં ખોસી રાખ્યો હોયની, તે પ્રમાણે સ્થિર અને અચલ ભાસે છે; પરંતુ તે ખરેખર સ્થિર હોય છે ખરો કે? જે વેળાએ તે સાધારણ ફરતો દેખાય છે, તેના કરતાં પણ જ્યારે તે સ્થિર દેખાય છે, તે વેળાએ કેટલી બધી વધારે ગતિથી ફરતો હોય છે, એ વિશે વધારે કહેવાની અગત્ય નથી. પરંતુ તેના ભ્રમણનો વેગ અત્યંત હોવાથી, તેના તે ભ્રમણમાં દૃષ્ટિનો પ્રવેશ થતો નથી અને તેથી તેમાં સ્થિરતાનો ભ્રમ થાય છે. તે જ પ્રમાણે દેહાદિ પ્રપંચ ક્ષણે ક્ષણે નષ્ટ થયા કરે છે, તથાપિ તેના નષ્ટ થવાનો વેગ અતિશય હોવાથી આ દેહાદિ પ્રપંચ જે હતો તેનો તે જ છે, એવો તેમાં સ્થિરતાનો ભ્રમ થાય છે. એ વિશે એક સ્વાનુભવિક ઉદાહરણ એ છે કે, સ્વપ્નમાંનો દેહ, ગૃહ, સ્ત્રી અને પુત્ર આદિ સર્વ પ્રપંચ જે વેળાએ સ્વપ્ન લાધે છે, તે વેળાએ જ ઉત્પન્ન થાય છે. આમ હોવા છતાં આ મારું વડિલોપાર્જિત ગૃહ છે, એટલે કે, આ ઘર પૂર્વે અમારા વડિલોએ બંધાવેલું, જૂનું અને સો કે બસો વર્ષનું છે; તે જ પ્રમાણે મારા દેહને પણ આજે પચાસ વર્ષ થઈ ગયાં છે; મારી સ્ત્રી પણ ચાળીસ વર્ષની અવસ્થા કાપી આવી છે; અમારું આ ગામ બહુ જ પુરાતન છે; અને સ્વપ્નગત જગત્ તો અનાદિ છે; એમ તે ગૃહસ્થ સ્વપ્નમાં કહેતો અથવા બબડતો નથી કે શું? પણ ખરી રીતે વિચાર કરી જોતાં એ ગૃહસ્થનું સ્વપ્નમાંનું બોલવું સત્ય માની શકાય એમ છે ખરું કે? કદાપિ નહિ. કારણ કે, અતિશય જૂનું વડિલોપાર્જિત જે ઘર તે કહે છે અને જે દેહને પચાસ વર્ષનો બતાવે છે; જે સ્ત્રીને ચાળીસ વર્ષની પ્રૌઢા તરીકે વ્યક્ત કરે છે, જે ગામને પુરાતન કહીને ઓળખાવે છે અને જે સ્વપ્ન સૃષ્ટિને અનાદિ કહે છે, તે સર્વની તેના સ્વપ્નકાળમાં જ ઉત્પત્તિ થયેલી હોય છે. પણ સ્વપ્નગત દેહગૃહાદિ પ્રપંચનો આરંભ સ્વપ્નના આરંભ સાથે જ હોઇને ઉપર કહ્યા પ્રમાણે, 'એ સર્વ ઘણા કાળની જૂની વસ્તુઓ છે, એવો એમનામાં અધિક સ્થિરતાનો ભ્રમ નથી થતો કે શું? પણ વિચાર કરી જોતાં જે વેળાએ સ્વપ્નગત સૃષ્ટિનો ભાસ થાય છે, તે વેળાએ તેમાંની દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન ઇત્યાદિ ત્રિપુટી—આદિક તે સર્વ નવીન જ છે. જે વેળાએ તે ભાસતી નથી, એવી જાગૃતિમાં તો તે છે

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૫ મો, ઓવી ૧૩૪ થી ૧૩૮.

જ નહિ. તે જ પ્રમાણે જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન ઇત્યાદિ ત્રિપુટ્યાત્મક વ્યવહારમાંનો દેહ સ્ત્રી પુત્ર ગૃહાદિ સર્વ પ્રપંચ જે ક્ષણે તે ભાસતો હોય છે, તે જ ક્ષણમાં તે નવીન ઉત્પન્ન થયેલો હોય છે. જે વેળાએ તે ભાસતો નથી, તે વેળાએ તેનો અભાવ છે. આ વેદાંતનો એક અત્યંત ગૂઢ સિદ્ધાંત છે, અને એ સિદ્ધાંતને દૃષ્ટિ-સૃષ્ટિવાદના નામથી ઓળખવામાં આવે છે. એ દૃષ્ટિથી જ ગત ત્રણ ચાર ઓવી-ઓમાં 'દૃષ્ટિ ક્ષણે ક્ષણે નવા નવા રૂપ વિષયોને જુએ છે, અને ગત ક્ષણમાં નિહાળેલા વિષયને પુનઃ નિહાળતી નથી' એમ પ્રતિપાદન કરેલું છે અને તેના યોગે જ્ઞાન અને જ્ઞાતા ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, એવો આ પ્રસ્તુત ઓવીમાં વિચાર કરવામાં આવ્યો છે. સારાંશકે, દૃષ્ટિ સૃષ્ટિપક્ષથી જોતાં જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાનની ત્રિપુટી ક્ષણેક્ષણે નવીન ઉત્પન્ન થઈને પુનઃ લુપ્ત થઈ જાય છે. પણ એ સર્વ એક ચિદ્વિલાસ છે. જેવી રીતે સ્વપ્નાન્તર્ગત જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાનની ત્રિપુટી જે ક્ષણમાં ભાસતી હોય છે, તે ક્ષણમાં તે નવીન જ ઉત્પન્ન થાય છે; પરંતુ વિચારપૂર્વક જોવાથી સ્વપ્ન તે એક મનોવૃત્તિનો જ વિલાસ છે. તેવી જ રીતે વ્યવહારમાંનાં જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન આદિ આ સર્વ પ્રપંચ પણ એક ચિદ્વિલાસ છે, એમ તરત આપણા જોવામાં આવી શકે એમ છે.

तया परमात्मपदींचें शेष । ना कांहीं तवा सुसास ॥
आणी होय येवढी कास । घातली जेंणे ॥१२९॥

વિવરણ–ત્રિપુટીરહિત, ભેદશૂન્ય, અને સચ્ચિદાનંદરૂપ અવશિષ્ટ ચૈતન્યમાત્ર પરબ્રહ્મભાવને એકાકીભાવમા ચેન ન પડવાથી તેણે 'હુ એક છું તે બહુ થાઉં' 'एकोऽहं बहु स्याम्' એવો સંકલ્પ કર્યો. ('एकाकी न रमते')

सर्वज्ञतेचे परी । चिन्मात्राचे तोंडवरी ॥
परी ते आन घरीं । जाणिजेना ॥ १३० ॥

વિવરણ–શિવથી તે તૃણપર્યન્ત યાવત્ વસ્તુમાત્ર એક ચૈતન્ય જ છે અને એને જ સર્વજ્ઞતા કહેવામાં આવે છે. એવા પ્રકારની એ સર્વજ્ઞતા કેવળ એક ચૈતન્યમાં જ છે અર્થાત્ ઉપર્યુક્ત સર્વજ્ઞતાનો પ્રકાર અન્ય સ્થળમાં નથી.

एवं ज्ञानाज्ञानमिठी । ते ही फाकलसे दिठी ॥
दर्पणे ये भेटी । आपुलीया ॥ १३१ ॥

વિવરણ–હું દેહ છું અથવા જે દેહ તે જ હું છું, એવા વિપરીત જ્ઞાનનું મૂલક અજ્ઞાન અને હું બ્રહ્મ છુ, એમ જે જાણવું તે યથાર્થ જ્ઞાન, એ બન્નેનો જેનામાં અંત થાય છે; એટલે કે, એ જ્ઞાનાજ્ઞાનને પણ ખાઈ જનાર (એટલે કે જ્ઞાનાજ્ઞાન વૃત્તિશૂન્ય કેવળ જ્ઞાનરૂપ) જે પરમાત્મતત્ત્વ, તે અનેક નામરૂપાત્મક સૃષ્ટિરૂપે વિકસિત થઈને પોતે જ સદરૂપે પોતાને ભેટવા આવે છે; એટલે કે, પૂર્વની એક ઓવીમા કહ્યા પ્રમાણે એકાકી ભાવમાં ચેન ન પડવાથી 'હું જે એક છુ તે અનેક થઈને મારો હું પોતે જ ઉપભોગ કરું' એવી કલ્પનાનો આત્મસ્વરૂપમા આવિર્ભાવ થતાંની સાથે જ અનેક નામરૂપાત્મક દશ્યજગદ્રૂપે ચૈતન્ય જ વિકસિત થાય છે અને તે સર્વને જાણનાર જ્ઞાતા પણ ચૈતન્ય પોતે જ બને છે, તેમ જ જ્ઞેય જ્ઞાતાના મધ્યમાંની જે જ્ઞાનરૂપવૃત્તિ, તે પણ ચૈતન્ય જ બને છે.

तें दृश्य मोटके देखे । आपण स्वयें द्रष्टात्वें तोखे ॥
वेचि दिठीचेनि मुखें । माजी दाटे ॥ १३२ ॥

વિવરણ–તે બ્રહ્મ દશ્ય જગતને જુએ છે અને પોતે દ્રષ્ટા થઈને સમાધાન પામે છે, આ સર્વ વ્યવહાર ચૈતન્યના રૂપમાં ભરેલો છે.

तेव्हां घेणें देणें घटे । परी ऐक्याचें सूत न तुटे ॥
जैसी मुखीं मुख वाटे । दर्पणें केलें ॥ १३३ ॥

વિવરણ–તે વેળાએ લેવુ દેવુ (એટલે કે, પ્રિય વસ્તુનો સ્વીકાર અને અપ્રિય વસ્તુનો ત્યાગ) જો કે ચાલે છે, તો પણ વસ્તુનો ઐકયભાવ બગડતો નથી. જેવી રીતે એક શરીરનો એક હાથ એક વસ્તુ બીજા હાથમાં આપે; તો પણ તેથી ઐક્યભાવ બગડતો નથી. દર્પણ મુખમા બિંબતાના ધર્મને લાવે છે, કારણ કે, દર્પણ મુખના પ્રતિબિંબને બતાવે છે. કાચ જેવા શુદ્ધ પદાર્થમા વૃત્તિ (દષ્ટિ) જાય, એટલે તે પદાર્થ શુદ્ધ હોવાથી તે કાચ તે દષ્ટિને પાછી ફેંકે છે અને દૃષ્ટિ પાછી ઉલટતાંની સાથે જ પ્રતિબિંબ દેખાય છે. નેત્રવૃત્તિનું શુદ્ધ દર્પણ દ્વારા ઉલટીને જે જોવુ તે પ્રતિબિંબ, વૃત્તિવેગના કારણથી સુખ સ્થિર ભાસે છે.

आंगें आगावरी पहुडे । चेइला वेगळा न पडे ॥
तया वारुवाचेनि पाडें । घेणें देणें ॥ १३४ ॥

વિવરણ–જેવી રીતે ઉત્તમ પાણીદાર ઘોડો ઊભો ઊભો જ નિદ્રા લે છે અને જાગૃત થતાં પણ ભિન્ન થતો નથી, એટલે કે, ઊભોને ઉભો જ હોય છે–સારાંશ કે, ઘોડાની

નિદ્રા અને જાગૃતિમાં તેના ઊભાપણાનો બગાડ થતો નથી; તે જ પ્રમાણે પ્રિય વસ્તુનો સ્વીકાર અને અપ્રિય વસ્તુનો ત્યાગ એ લેવડદેવડનો વ્યવહાર ચાલતો હોય છે, છતાં ચૈતન્યના ઐક્યની વિકૃતિ થતી જ નથી.

पाणी कल्लोळाचेनि मिसें । आपणापें वेल्हावे जैसें ॥

वस्तु वस्तुत्वें सेळोये तैसें । सुखें लाहे ॥ १३९ ॥

વિવરણ–કદાચિત્ ઉત્તમ જાતિનો અશ્વ અત્યંત મૂલ્યવાન્ હોવાથી કોઇના જોવામાં ન પણ આવ્યો હોય, તો તેટલામાટે પાણીનું ઉદાહરણ આપવામાં આવે છે. લહરી કિંવા તરંગોના રૂપે પાણી જેવી રીતે પોતે પોતાની સાથે જ ક્રીડા–ખેલ કર્યા કરે છે; સૂર્યકિરણના યોગે સમુદ્રની બાફ થઇને વાયુના યોગે તે ઉપર આકાશમાં જાય છે અને તેના મેઘ બનીને તે મેઘોમાંથી પર્જન્યવૃષ્ટિ થાય છે; તે વૃષ્ટિના યોગે સર્વ નાળાં, નદી પાણીથી ભરાઇ પાછાં સમુદ્રમાં જઈ મળે છે. આનો ભાવાર્થ એવો છે કે, સમુદ્રનું પાણી જ મેઘ બનીને વૃષ્ટિરૂપે, નદીઓ દ્વારા પુનઃ પોતે પોતામાં જ આવી મળે છે.* એ સમુદ્રની ક્રીડા સમુદ્રસાથે જ ચાલતી હોય છે. તેવી જ રીતે બ્રહ્મચૈતન્ય અનેક નામરૂપાત્મક દૃશ્ય જગત્ બનીને તેનો ઉપભાગ પણ પોતે જ લે છે. સારાંશ કે, સર્વ જગત્ મિષથી એક બ્રહ્મચૈતન્યની સર્વ ક્રીડા પોતાની સાથે જ ચાલ્યા કરે છે.

गुंफी ज्वाळांचिया माळा । लेइलियाहीं अनळा ॥

मेदाचिया आल्हाळा । काय पडणें आहे ॥ १३६ ॥

વિવરણ–અગ્નિ પ્રથમ સાદો હોય છે, અને પછી તે પ્રજ્વલિત થતાં એટલે કે જ્વાળારૂપ માળા ધારણ કર્યા પછી તેને ભેદના ખાડામા પડવું પડે છે કે શું? આપણે માળા ધારણ કરીએ તો કાયા ભિન્ન અને માળા ભિન્ન એમ દેખાય છે; પણ અગ્નિનો તેવો પ્રકાર નથી. અગ્નિ અને જ્વાળા એકરૂપ જ છે.

कीं रश्मीचेनि परिवारें । वेढूनि घेतला थोरें ॥

तन्ही सूर्यासी दुसरें । बोलों येईल ॥ १३७ ॥

વિવરણ–કિરણોના સમુદાયે સૂર્યને ઘેરી લેવાથી સૂર્ય અને કિરણ એ બે ભિન્ન થવાનાં કે? સારાંશ કે, સૂર્ય અને કિરણો પ્રકાશરૂપે એક જ છે.

---

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૬ઠ્ઠો, ઓવી ૩૦૭.

चांदणिया चा गिंवसु । चांदावरी पटलिया वहुवसु ॥
काय केवळपणी आसु । देखिजेल ॥ १३८ ॥

વિવરણ-ચંદ્રના અંગપર ચંદ્રની જ ચંદ્રિકા પડે, તો તેથી ચંદ્રની એકતામાં કશોય બાધ આવવાનો હતો ખરો કે?

दळाचिया सहस्त्रवरी । फाको आपुलिया परी ॥
परी नाहीं दुसरी । भास कमळीं ॥ १३९ ॥

વિવરણ-કમળ પ્રફુલ્લ થતાં તેની હજારો પાખડીઓ વિકસે છે, પણ તેથી કાંઈ હજારો કમળ થતાં નથી, કિંતુ કમળ તો એક જ હોય છે, તેમાં બીજાપણાનો ભાસ નથી.

सहस्त्रवरी बाहिया । आहाति सहस्त्रार्जुनाराया ॥
तरी तो काय तिया । एकोत्तरावा ॥ १४० ॥

વિવરણ-સહસ્ત્ર અર્જુનને એક હજાર હાથ હતા, એટલે એક હજાર સહસ્ત્રાર્જુન અને તેનો દેહ એક હજાર ને એકમો સમજવો કે શું?

सौकटाचिया वोजा । पसरो कां चहु पुंजा ॥
परी तांथुवीण दुजा । भाव आहे ॥ १४१ ॥

વિવરણ-કુમપર અનેક સૂત્રો પ્રસરેલાં દેખાય છે, પણ તેમાં એક તંતુના બીજું કાંઈ પણ હોય છે ખરું કે?

कोडीवरी शब्दाचा । मेळावा घरीं वाचेचा ॥
मिनला तरी वाचा । मात्र की ते ॥ १४२ ॥

વિવરણ-વાચાના ભંડારમાં અનેક શબ્દો છે, પણ તેથી વાચાઓ અનેક થતી નથી, એટલે કે, વાણી તો એક જ હોય છે, અને એક જ રહેવાની.

तैसे दृश्याचे डाखळे । नाना दृष्टीचे उमाळे ॥
उठती लेसा वेगळे । दृष्टत्वेंचि ॥ १४३ ॥

વિવરણ-એક ચૈતન્ય માત્ર દ્રષ્ટત્વ ભાવમાં અસંખ્ય દૃશ્ય અને દૃષ્ટિઓ ઉત્પન્ન થાય, તો પણ ખરેખરી રીતે જોતાં તો એકદ્રષ્ટા ચિદ્રૂપ આત્મભાવ જ છે.

गुळाचा यांधा । फुटलिया मोडीचा धांदा ॥
जाला तरी नुसधा । गुळचि कीं तो ॥ १४४ ॥

વિવરણ—ગોળના રવાને તોડ્યા પછી તેના અનેક ગાંગડા પડે છે, પણ તે સર્વ ગોળરૂપે એક જ છે.

तैसें हें दृश्य देखो । कीं बहु होऊनि फाको ॥
परी भेदाचा नव्हे विखो । तेंचि क्षणवूनि ॥ १४५ ॥

વિવરણ—વસ્તુ દ્રષ્ટા થઈને દૃશ્યજગતને જુએ, અથવા તો અનેક નામરૂપોને ધારીને દૃશ્યરૂપે પ્રસરે, તો પણ તેમાં બીજાપણું તો નથી તે નથી જ. કારણ કે, તે જ તે છે, અને તેટલામાટે તે ભેદનો વિષય નથી. જેવી રીતે સોનું લગડીના રૂપમાં હોય અથવા અનેક અલંકારરૂપે હોય, તો પણ સોનાનું સોનાપણું લગડી તથા અલંકાર એ ઉભય સ્થિતિમા એક જ છે. તે જ પ્રમાણે ઉપર્યુક્ત પ્રકાર પણ જાણી લેવો.

तया आत्मयाच्या भाङ्गा । न पडेचि दुसरी रेखा ॥
जरी विश्वा अशेखा । भरलें आहे ॥ १४६ ॥

વિવરણ—એટલે, યદ્યપિ તે સચ્ચિદાનંદરૂપ આત્મા અનેક નામરૂપાત્મક વિશ્વાભાસથી ભાસે છે, તો પણ તેની એકતાનો નાશ થયો નથી; એટલે કે, ભેદશૂન્ય, સચ્ચિદાનંદરૂપ અને જ્ઞાન માત્ર આત્મતત્ત્વને બીજાપણાનો વિકાર નથી. જેવી રીતે મૃત્તિકા અનેક ઘટરૂપે ભાસતી હોય કિંવા સુવર્ણ અનેક અલંકારરૂપે ભાસતું હોય, તથાપિ મૃત્તિકા અથવા સુવર્ણની એકતાને અન્યતા (બીજાપણા) નો, વિકાર નથી. સારાંશ કે, અનેક ઘટરૂપે એક મૃત્તિકા કિંવા અનેક અલકારરૂપે એક સુવર્ણ જ છે. તે જ પ્રમાણે સ્થૂલ સૂક્ષ્માત્મક વ્યષ્ટિસમષ્ટિરૂપ પ્રપંચરૂપે કેવળ એક ચૈતન્ય જ છે, એમ નિશ્ચયપૂર્વક જાણવુ.

दुबंधी क्षीरोदकी । वानें परी अनेकी ॥
दिसती तरी तितुकी । सुतें आथी ॥ १४७॥

વિવરણ—વસ્ત્રો ગંગાજમની (બબે રંગના ,અને શ્વેત એવી રીતે અનેક પ્રકારનાં દેખાય છે; પણ શુ તે સર્વમા તેટલાં ભિન્ન ભિન્ન પ્રકારનાં સૂતર હોય છે કે? સૂતર તો એક જ હોય છે. અનેક નામરૂપાત્મક દશ્યદ્રષ્ટાભાવયુક્ત આ સર્વ જગત્

એક ચિદ્દિલાસ જ છે. એ તત્ત્વને અહીં સુધી અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ કરેલું છે. અનેક વિશ્વાભાસવડે ચૈતન્યના એકત્વમાં વિરોધ આવતો નથી. એવો આ અદ્વૈત ચિદ્દિલાસ અનુપમ્ય છે. એના માટે જે જે ઉપમાઓને આગળ લાવીએ, તે સર્વે ઉપમાઓ ગૌણ રહેવાની. ઉપમાની એ ગૌણતાને નીચેની એક બે ઓવીઓમાં કુશળતાથી વ્યક્ત કરવામાં આવે છે.

पातयाची मिठी । नुकलिता दिठी ॥
अवघीयाची सृष्टी । पाविजे जरी ॥ १४८ ॥

વિવરણ—આંખોની પાંપણોને ન ઉઘાડતાં જો સર્વ સૃષ્ટિદૃષ્ટિના જોવામાં આવી શકે, અથવા તો,

न फुटता बीज कणिका । माजी विस्तारे वटु आसिका ॥
तरी अद्वैत फाकां । उपमा आथी ॥ १४९ ॥

વિવરણ—જો વટબીજ ન ફૂટતાં (આખું રહીને) તેના પેટમાં ને પેટમાં વટવૃક્ષનો (જેટલો બહાર વિસ્તાર દેખાય છે તેટલો) વિસ્તાર થયો હોત, તો પૂર્વોક્ત એક ચિદ્દિલાસ જગતને ઉપમા આપી શકાત. પણ તેમ થતું નથી. એટલે કે વટવૃક્ષના બીજને જે વેળાએ અંકુર ફૂટે છે, તે વેળાએ તે બીજ ફાટી જાય છે અને ત્યારકેડે તે બીજથી બહાર સંપૂર્ણ વટવૃક્ષનો વિસ્તાર થાય છે. એટલામાટે અદ્વૈત ચિદ્દિલાસરૂપ જગતને વટબીજની ઉપમા આપી શકાતી નથી. કારણ કે, અનેક નામરૂપાત્મક જગતના વિસ્તારથી બ્રહ્મચૈતન્યની એકતામાં બાધા થઈ નથી, અને તેટલામાટે જ ઉપર કહેલી વટબીજની ઉપમા ગૌણ છે.

मग माते म्या न देखावे । ऐसे ही भरे हावे ॥
तरी आंगाचिये विसंवे । सेजे वरी ॥ १५० ॥

વિવરણ—અનેક નામરૂપાત્મક દૃશ્ય વિષયરૂપે પોતે જ પોતાનો ભોગ કરતાં (સતાં) કંટાળો, કે તરત તે પોતાના અંગમાં જ વિશ્રાંતિ લે છે. જેવી રીતે કોઈ એક મનુષ્ય આખો દિવસ કામ કરીને થાકી જાય, એટલે રાત્રે સ્વસ્થતાથી શય્યામાં પડીને વિશ્રાંતિ લે છે; તેવી રીતે અનેક નામરૂપાત્મક જગદ્રૂપ ચિદ્દિલાસથી બ્રહ્મચૈતન્ય જ્યારે કંટાળી જાય છે, (એટલે કે, હવે આ જગદ્દિલાસ ન જોઈએ એમ તેને લાગે છે) ત્યારે તરત નામરૂપ રહિત, નિર્ગુણ અને નિરાકાર સચ્ચિદાનંદ-

રૂપ સ્થિતિથી બ્રહ્મચૈતન્ય પ્રકટ થઇને સમસ્ત ચિદ્વિલાસ જગતને પોતાના સ્વરૂપમાં લીન કરે છે.

पातयाँची मिठी। पडिलिया कीजे दिठी ॥
आपुलियेची पोठीं । रिगोनी असणे ॥ १९१ ॥

વિવરણ–આંખોની પાંપણોને બંધ કર્યા પછી અનેક દશ્યોમાં વિસ્તરેલી જે દૃષ્ટિ, તે જેવી રીતે પોતે પોતાના પેટમા જ ભરાઈ બેસે છે;

कां नुदेलिया सुधाकरु । आपणपे भरे सागरु ॥
ना कूर्मी गिळी विस्तारु । आपे आप ॥ १९२ ॥

વિવરણ–ચદ્રનો ઉદય ન થયો હોય, તે વેળાએ જેવી રીતે સમુદ્રની ભરતી સમુદ્રમા જ હોય છે અથવા કાચબો જેવી રીતે પોતાના અવયવોને પોતાના પેટમાં જ શમાવી દે છે;

आवसेचिये दिवशीं । सतराविये अंशी ॥
स्वये जैसे शशी । रिगणे होय ॥ १९३ ॥

વિવરણ–જેવી રીતે અમાવાસ્યાને દિવસે ચંદ્રમા ષોડષકલાસહિત પોતાની મૂળરૂપ જે સત્તરમી કળા, તે સત્તરમી કળામા રહે છે,

तैसे दृश्य जिणता द्रष्टे । पडिले जैताचिये कुटे ॥
तया नांव वावटे । आपणपेया ॥ १९४ ॥

વિવરણ–તે જ પ્રમાણે નામરૂપાત્મક દશ્યને દ્રષ્ટા (આત્મા) એ પોતાના સ્વરૂપમા લીન કર્યા પછી દશ્યના સંબંધથી પોતાપર આવેલા દષ્ટૃત્વના આરોપનો લોપ થાય છે અને દશ્ય, દ્રષ્ટા તથા દર્શનની ત્રિપુટીથી રહિત, ભેદશૂન્ય અને જ્ઞાનરૂપ સ્વાત્મભાવ જ અવશિષ્ટ રહે છે.

सहजे आवघेचि आहे । तरी कोणा कोण पाहे ॥
ते देखणेंचि आहे । स्वरूपनिद्रा ॥ १९५ ॥

વિવરણ–એવી રીતે આત્મભાવ સહજ, ભેદશૂન્ય અને જ્ઞાનમાત્ર છે, તો પછી કોણ કોને જુએ વારુ? એવી સ્વયસિદ્ધ અને જોવારૂપ જે ચિદવસ્થા, તે અંધ નિદ્રા નહિ કિન્તુ સ્વયંપ્રકાશરૂપ છે. પૃથ્વીના સંબંધથી નાળું, કૂવો, નદી અને સમુદ્ર એ પ્રમાણે

જળોનાં રૂપો છે, અને પ્રલયકાળમા આ બધા ઉદકરૂપ છે, એટલે પછી તે વેળાએ એ જળરૂપ ભેદ છે જ નહિ, કારણ કે, પ્રલયકાળમા સર્વ જળમય જ હોય છે. એ જ પ્રમાણે જોવારૂપ (નિરીક્ષણરૂપ) એક ચિન્માત્ર જ છે.

नाना न देखणे नको । क्षणे मीचि माते देखो ॥

तरी आपे आप विखो । आपैसे असे ॥ १९६ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે જ્ઞાનમાત્ર આત્મતત્ત્વ (સર્વ દશ્યોના સમયથી જોનારમાં જોવાનો ધર્મ આવે છે,) તે નિરીક્ષણધર્મથી રહિત છે આત્મા એવા ન જોવાપણાથી જ્યારે કટાળી જાય છે, ત્યારે તેને પોતે જ પોતાને જોવાની ઇચ્છા થઈ આવે છે, અને એ ઇચ્છા થતાની સાથે જ પોતાની મેળે અનેક નામરૂપાત્મક દશ્ય જગદ્ભાવથી તે પોતે જ પોતાનો વિષય થાય છે જેવી રીતે આંખો બધ કરીને બેઠેલા મનુષ્યને આંખો બધ કરીને બેસવાનો કટાળો આવતા–પોતાના રૂપને પોતે જ જોવુ એવી ઇચ્છા થતાં–આંખો ઉઘાડીને દર્પણમા દષ્ટિપાત કરે છે અને તે વેળાએ તત્કાળ તેનું મુખ પોતાની મેળે જ તેની સમક્ષ દષ્ટિગોચર થવા માંડે છે.

जे अनादीच दृश्यपणे । अनादीचि देखणे ॥

हें आता काय कोणे । रचु जावे ॥ १९७ ॥

વિવરણ–દશ્યદ્રષ્ટૃત્વ ભાવવડે એક ચૈતન્ય હોવાથી દશ્ય અને દ્રષ્ટૃત્વભાવ અનાદિ છે, કારણ કે, ચૈતન્ય અનાદિ છે, અને એટલામાટે ચૈતન્યના અસ્તિભાતિત્વથી રહેલો દશ્ય અને દ્રષ્ટૃત્વભાવ પણ અનાદિ છે જેવી રીતે કોઇ એક મનુષ્ય અનાદિ છે એવી કલ્પના કરવામા આવે, એટલે એ કલ્પનાની સાથે તેના ગુણ, સ્વભાવ અને ચેષ્ટા આદિ સર્વ અનાદિ જ હોવાના અથવા છે તે જ પ્રમાણે એક ચૈતન્ય અનાદિ હોવાથી ચિદ્વિલાસ જે દશ્યદ્રષ્ટૃત્વભાવ, તે પણ અનાદિ જ છે. એવા એ અનાદિ સ્વત સિદ્ધ દશ્યદ્રષ્ટૃત્વભાવની કોઇને કશી રચના (સિદ્ધિ) કરવી પડે એમ છે ખરુ કે? નહિ જ.

अवकाशेंशी गगना । स्पर्शेशी पवना ॥

कीं दीप्तीशी तपना । समंधु कीजे ॥ १९८ ॥

વિવરણ–પોલાણ અને આકાશ, સ્પર્શ અને વાયુ તેમ જ તેજ અને દાહ એમનો પરસ્પર સબધ શું નવીનતાથી જોડવો પડે એમ છે કે? નહિ જ. કારણ કે, પોલાણ આકાશનો, સ્પર્શ વાયુનો અને દાહ તેજનો સ્વભાવસિદ્ધ ગુણ જ છે.

विश्वपणे भजिवडे । तरी विश्वदेखे पुढे ॥
ना तें नाहीं तरी तेवढे । नाहींच देखे ॥ १९९ ॥

વિવરણ–વિશ્વપણાથી બ્રહ્મચૈતન્ય વિકસિત થતા જ તે (બ્રહ્મચૈતન્ય) તત્કાળ વિશ્વને દૃશ્યપણાથી જોવા માડે છે, અને તે વિશ્વનો લોપ થઈ જતા વિશ્વના સર્વ અભાવને પણ તે બ્રહ્મચૈતન્ય જોયા કરે છે.

विश्वाचे असें नाहीं । विपाये वुडालियाही ॥
सन्ही दशा ऐशी ही । देखतचि असे ॥ १६० ॥

વિવરણ–વિશ્વના છેપણા અને નહિપણાની કલ્પનાનો લોપ થવા છતા પણ બ્રહ્મચૈતન્ય સ્થિતિ તો જોવારૂપ જ છે (નિરીક્ષણરૂપ જ છે)

कापुराही आथी चांदिणें । की तोचि न मखे तेणें ॥
तैसें केवल देखणे । ठाये ठावो ॥ १६१ ॥

વિવરણ–કર્પૂર ચદ્રિકાથી લેપાય–અર્થાત્ કર્પૂરને જો ચદ્રિકાથી લેપીએ (કર્પૂરની ગોટીપર ચાંદરણાનો પ્રકાશ પડે,) તો તે લેપાય તેમ નથી; કારણ કે, કર્પૂર પણ શ્વેત અને ચદ્રિકા પણ શ્વેત છે–એટલે કે, શ્વેતતાની દૃષ્ટિથી તે બન્ને એક જ છે. તે જ પ્રમાણે બ્રહ્મચૈતન્ય જ્યા છે ત્યાને ત્યા જ કેવળ જોવારૂપ જ છે.

किंबहुना ऐसें । वस्तु भलतिये दशे ॥
देखताचि असे । आपण पयातें ॥ १६२ ॥

વિવરણ–કિંબહુના, વસ્તુ કોઈ પણ દશામા એટલે કે જગતના ભાવમા કિંવા જગતના અભાવમા અથવા તો જગતના ભાવ અને અભાવનો લોપ થઈ જવા પછી પણ પોતે પોતાને જોતી જ હોય છે. એટલે કે, કોઈ પણ સ્થિતિમા બ્રહ્મવસ્તુ જ્ઞાનમાત્ર જોવારૂપ જ છે. તે બ્રહ્મવસ્તુ પોતાની જ્ઞાનમાત્ર દશાથી કદાચિદ્ પણ વચિત થતી નથી

मनोरथांची देशान्तरे । मनीं प्रकाशूनि नरें ॥
मग तेथें आदरे । हिंडे जैसें ॥ १६३ ॥

વિવરણ–જોયેલા દેશ અને નગરોને મનમાં લાવીને પછી જેમ મનુષ્ય તે દેશ અને નગરોમા મનવડે જ ભ્રમણ કરવા માડે છે, જેવી રીતે આ સર્વ મનનો ખેલ છે,–

का दाटला डोळा डोळया । डोळाचि तारा होऊनिया ॥
स्फुरे चोख झणोनिया । विस्मो नाहीं ॥ १६४ ॥

વિવરણ—અથવા તો આંખને આંગળીવતી દાબીએ, એટલે આંખ જ પ્રકાશનું ચક્ર બનીને પોતેજ પોતાને ભાસે છે, એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી.

यालागीं एके चिद्रूपें । आपणपया आपणपें ॥
देखिजे का आरोपें । कायकाज ॥ १६५ ॥

વિવરણ—યાવત્ જગત્ એક ચિદ્વિલાસ છે; અને એ વિલાસના મિષે એક ચૈતન્ય પોતે પોતાને જોયા કરે છે; એટલે કે, તે ચૈતન્ય પોતે પોતામાં સ્ફુરે છે, આમ હોવા છતાં, આરોપી દશ્ય જગતને તે જુએ છે, એમ કહેવાનું શું કારણ વારુ? પોતે પોતામાં નિત્ય સ્ફુરદ્રૂપે હોવું, એ તો ચૈતન્યનો સ્વભાવ છે. એ જ તત્ત્વને નીચેની ઓવીઓમાં અનેક દૃષ્ટાંતો આપીને ૧૭૦ મી ઓવી પર્યન્ત સિદ્ધ કરેલું છે.

किळेचे पांघरुण । आपजवी रत्ना कोण ॥
कीं सोनें ले सोनेपण । जोडजोड्ड ॥ १६६ ॥

વિવરણ—રત્નપર ચમકાટનું આવરણ કોણે નાખ્યું છે વારુ? કોઈએ પણ નહિ. તે તો સ્વભાવસિદ્ધ જ છે. તેમ જ સોનું જે સોનાપણાને ધારણ કરે છે, તે સોનાપણાને સોનું અન્યત્ર ક્યાંકથી કમાણી કરીને લઈ આવ્યું છે કે શું? તેમ છે જ નહિ; કિન્તુ સોનાપણું તો સોનામાં સ્વભાવસિદ્ધ જ રહેલું છે.

चंदन सौरभ वेढी । कां सुधा आपणया वाढी ॥
कीं गूळ चाखे गोडी । ऐसें आथी हे ॥ १६७ ॥

વિવરણ—ચંદને બીજા કશાનું અથવા બીજા ક્યાંકનું સૌગંધ્ય ધારણ કરેલું છે કે શું? અમૃત પોતાને જ અમૃત પીરસશે કે? અથવા ગોળ પોતાના માધુર્યને ચાખે એવો વ્યવહાર છે ખરો કે?

कीं उजाळाचे कीळे । कापुरा पुटीं दिधले ॥
कीं ताऊनि ऊन केलें । आगी तें काई ॥ १६८ ॥

વિવરણ—સ્વચ્છતાના પ્રકાશનો કર્પૂરને પુટ આપેલો છે કે શું? અથવા તો અગ્નિને શું તપાવીને ઊનો કરવામાં આવ્યો છે?

नाना ते लता । आपुले वेली गुंडाळवा ॥
घर करी न करितां । जयापरी ॥ १६९ ॥

વિવરણ—જેવી રીતે એક વલ્લરી (વેલ) પોતાની જ આસપાસ વીંટળાઈ (લપટાઈ) જતાં તેનો ગુંફડો બની જાય છે અને તેમાં ઘરના જેવી જગ્યાઓ પણ બની જાય છે અને તેમાં રહેનાર પણ વલ્લરી જ હોય છે. એટલે કે, વલ્લરીવડે જ પોતામાટે ખાસ ઘર ન બનાવવા છતાં તેના પ્રસારથી સહજ ઘર બની જાય છે.

कां प्रभेचा उभळा । दीप प्रकाशे संचला ॥
तैसा चैतन्यें गिवसिला । चिद्रूप स्फुरे ॥ १७० ॥

વિવરણ—દીપપ્રભા સર્વ પ્રકારની જ ભરેલી હોય છે, એટલે કે, દીપ પોતાના સ્વયંપ્રકાશવડે જ જગત સમક્ષ પ્રકટ છે. તે જ પ્રમાણે આ સર્વ નામરૂપાત્મક દૃશ્યજગદાભાસ ચૈતન્યવડે જ વ્યાપ્ત હોઇને એક ચૈતન્યરૂપ જ સ્ફુરે છે.

ऐसें आपणया आपण । आपुलें निरीक्षण ॥
करावें येणेंवीण । करी तूंचि असे ॥ १७१ ॥

વિવરણ—'પોતે પોતાનું દર્શન કરવું' એવા સંકલ્પ વિના, તે આત્મા પોતે પોતાનું દર્શન કર્યાં જ કરે છે. જેવી રીતે જે કોઈ પણ સ્પર્શ કરે, તેને બાળવો, એવો કોઈ અગ્નિનો સંકલ્પ હોતો નથી; કિન્તુ દગ્ધ કરવાનો તેનો સ્વભાવ જ છે અને તે સ્વભાવ સંકલ્પવિના જ પ્રકટ છે.

ऐसें हें देखणें न देखणें । हें आंधारे चांदिणे ॥
मा चंद्रासी उणे । स्फुरते का ॥ १७२ ॥

વિવરણ—એવી રીતે બ્રહ્મવસ્તુનું પોતાને જોવું અને ન જોવું ર. એટલે કે, અંધકારમાં ચન્દ્ર નથી હોતો અને ચંદ્રિકામાં હોય છે, એમ માત્ર કહેવામાં જ આવે છે; પરંતુ ચંદ્ર પોતાના સ્થાનમાં પોતાપણાથી તો રહેલો જ છે. તેના મૂળ રૂપમાં કદાપિ લેશ માત્ર પણ ન્યૂનતા થતી નથી.

म्हणूनि हें न व्हावें । ऐसेंही करूं पावे ॥
तरी तैसाचि स्वभावें । आइता असे ॥ १७३ ॥

વિવરણ—'હવે આ નામરૂપાત્મક દૃશ્ય જગદ્વિલાસ ન જોઇએ' એવી આત્માની ઇચ્છા થતાંની સાથે જ તેનો લોપ થઈ જાય છે. કારણ કે, તે આત્મા સ્વભાવે

નામરૂપાતીત, નિર્ગુણ, નિરાકાર અને સ્વત સિદ્ધ છે. જેવી રીતે કોઈ એક બહુરૂપી વ્યાઘ્રનો વેશ ધારણ કરે અને કેટલાક વખત પછી પોતાના એ વેશથી કંટાળી જાય એટલે કે, પોતાની વ્યાઘ્રતાને ત્યાગીને તેને પુન: મનુષ્ય થવાની ઇચ્છા થાય, તો રંગ લૂછી કે ધોઈ નાખતાંની સાથે જ તે મનુષ્ય થઈ જાય છે—અર્થાત્ તે સ્વતઃસિદ્ધ મનુષ્ય જ હોવાથી તેને મનુષ્ય થવામાટે તેને બીજી કશી પણ વધારે ખટપટ કરવી પડતી નથી. તે જેવી રીતે સ્વયંભૂ મનુષ્ય છે, તેવી જ રીતે આત્મા દૃશ્યતિરસ્કારકાળમા નામરૂપ-રહિત, સચ્ચિદાનંદરૂપ અને સ્વયંભૂ જ છે.

द्रष्टा दृश्य ऐसें। दोन्हीं अळुमाळ दिसे ॥
तें ही परस्परानुप्रवेशे। काहींना की ॥ १७४ ॥

વિવરણ—બ્રહ્મચૈતન્યમાં દ્રષ્ટાદૃશ્યનો કિંચિદ્ વ્યવહાર હતો, તે પણ દૃશ્યદ્રષ્ટાની અથવા દ્રષ્ટાદૃશ્યની બાદબાકીમા લુપ્ત થઇને એક ચૈતન્ય માત્ર જ અવશિષ્ટ રહ્યું. એટલે કે, આ નામરૂપાત્મક સકલ જગદ્ભાવને આધારભૂત અને અસ્તિભાતિપ્રિયત્વયુક્ત દ્રષ્ટૃરૂપ આત્મતત્ત્વ જો પ્રકટ થાય, તો સર્વ નામરૂપાભાસનો લોપ થતાં એક ચૈતન્ય જ રહેવાનું અથવા નામરૂપાત્મક દૃશ્ય જગત્ દ્રષ્ટા આત્માથી તત્ત્વતઃ ભિન્ન નથી, એવો વિચાર પ્રકટ થતાની સાથે જ, સર્વ દૃશ્યભાવ બાધિત થઈ જાય છે અને તેની સાથે દૃશ્યની અપેક્ષાવાળો દ્રષ્ટૃત્વનો આરોપ પણ ચાલ્યો જાય છે, એક નિર્ધર્મ ચૈતન્ય માત્ર અવશિષ્ટ રહે છે. સારાંશ કે, ધાતુના પાત્રને માટલાપર પછાડો અથવા માટલાને ધાતુના પાત્રપર પછાડો, બન્ને ક્રિયાઓમાં માટલું જ ફૂટે છે અને ધાતુનું એક પાત્ર જ અવશિષ્ટ રહે છે. તે જ પ્રમાણે દૃશ્ય દ્રષ્ટામા જાય, અથવા દ્રષ્ટા દૃશ્યમા સમાય, ઉભય પ્રસંગે દૃશ્ય જ બાધ્ય થઇને દૃશ્ય સાપેક્ષ દ્રષ્ટાએ આરોપિત કલ્પનાનો અંત થતા—એક ચૈતન્ય માત્ર અવશિષ્ટ રહે છે.

तेथें दृश्य द्रष्टा भगे। द्रष्टेपण दृश्यीं सरे ॥
मा दोन्ही न होऊनि उरे। दोहींचें साच ॥ १७५ ॥

વિવરણ—હવે—પ્રથમ દૃશ્યને દ્રષ્ટામાં સમાયલું ધારો, અથવા દ્રષ્ટાને દૃશ્યમાં સમાયલો માનો, એટલે પછી બાકી રહેલો બન્નેમાંનો ખરો ભાગ, કે જે દૃશ્ય અને દ્રષ્ટા એ ઉભય કલ્પનાને અડકયો પણ નથી, તે જ અવશિષ્ટ રહે છે. એટલે કે, બ્રહ્મચૈતન્ય જ દૃશ્ય અને દ્રષ્ટાની કલ્પનાને આધારભૂત હોય છે. જેવી રીતે બહુરૂપીના અર્ધનારીનટેશ્વરના વેશમાં તેનો દેહ સતત્વથી અવશિષ્ટ રહે છે. એટલે કે

અર્ધનારીનટેશ્વરના વેશનો આધાર તે બહુરૂપીનો દેહ જ હોય છે, તેથી તે અર્ધનારીનટેશ્વરના વેશનો લોપ થયો કે, પછી બહુરૂપીનો આધારભૂત દેહ જ બાકી રહેલો હોય છે એ જ પ્રમાણે દૃશ્ય અને દ્રષ્ટાની કલ્પનાનો બાધ થતાં એ ઉભયના આધારરૂપ સત્ ચૈતન્ય માત્ર જ અવશિષ્ટ રહે છે.

मग भलतेथ भलतेव्हा । माझारिले दृश्य द्रष्ट भावा ॥
आटणी करीत सेवा । येती दोन्ही ॥ १७६ ॥

વિવરણ—પછી ગમે ત્યાં અને ગમે તે વખતે દૃશ્ય અને દ્રષ્ટાને જોડનાર તેમના મધ્યમાંનું જે દર્શન, તે દર્શનનુ નિવારણ કરતા દૃશ્ય અને દ્રષ્ટા એકમેકને ભેટી પડે છે (એટલે કે, દર્શનનો લોપ થતા દૃશ્ય અને દ્રષ્ટા એ ઉભય સાપેક્ષ કલ્પનાનો લોપ થાય છે) તેમ જ દૃશ્ય અને દ્રષ્ટા મળ્યા એટલે પછી તે ઉભય અદૃશ્ય થાય છે, અને તેમના આશ્રય અથવા અધિષ્ઠાનરૂપ જે ચૈતન્ય, તે જ માત્ર અવશિષ્ટ રહે છે.

कापुरी अग्नि प्रवेशु । कीं आग्नी घातला पोतासु ॥
ऐसे नव्हे संसारिसु । वेचु झाला ॥ १७७ ॥

વિવરણ—હજી તો કર્પૂરમા અગ્નિ અથવા અગ્નિમા કર્પૂર નાખીએ, એટલામા તો તે બન્નેનો તત્કાળ નાશ થઈ જાય છે

एका एकु वेचला । शून्य बिन्दु शून्यें पुशिला ॥
द्रष्टा दृश्याचा निमाला । तैसें होय ॥ १७८ ॥

વિવરણ—એકમાંથી એક બાદ કરવામા આવે, એટલે બાકી શૂન્ય જ રહે છે, અને તે શૂન્યને ભૂસી નાખીએ કે રહેવાદઈએ, તો પણ તે ભૂસી નાખ્યા બરાબર જ છે, કારણ કે, શૂન્ય નહિપણાને જ દર્શાવનાર છે. અર્થાત્ દૃશ્ય અને દ્રષ્ટા ચાલ્યા જાય, તે વેળાએ પણ એવો જ વ્યવહાર સમજી લેવો એટલે કે, દૃશ્ય અને દ્રષ્ટા એ ઉભય કલ્પનાઓનો નિરાસ થતા એક નિર્વિકલ્પ બ્રહ્મચૈતન્ય જ અવશિષ્ટ હોય છે.

किंबहुना आपुलिया । प्रतिबिंबा झोंबिनलिया ॥
झोंबी सकट आटोनिया । जाइजे जेवीं ॥ १७९ ॥

વિવરણ—અથવા તો પ્રતિબિંબ અને બિંબનો મેળાપ થતા જ, પ્રતિબિંબનો લોપ થાય છે અને તેની સાથે જ પ્રતિબિંબના સબધથી બિંબ (જોનારના મુખ) પર આવેલા બિંબત્વના આરોપનું પણ જેવી રીતે નિવારણ થઈ જાય છે,

तैसें रुसता दृष्टी । द्रष्टा दृश्य भेटी ॥
येती तेथें मिठी । दोहींची पडे ॥ १८० ॥

વિવરણ–મધ્યસ્થ દર્શનનો લોપ થતા દૃશ્ય અને દ્રષ્ટા એવી રીતે મળે છે કે, તે બન્ને લુપ્ત થઈ જાય છે. જ્ઞેય અને જ્ઞાતાને એકત્ર કરનારા જ્ઞાનનો લોપ થતા જ્ઞાન અને અજ્ઞાનથી અતીત જ્ઞાનરૂપ ચૈતન્ય તો છે ને છે જ.

सिंधू पूर्वापर । न मिळती तंवचि सागर ॥
मग एकवट नीर । जैसें होये ॥ १८१ ॥

વિવરણ–પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્ર એ બન્ને જ્યાસુધી એક બીજાસાથે મળેલા હોતા નથી, ત્યા સુધી જ તેમના એ ભિન્ન ભિન્ન નામો છે પરતુ જ્યારે તે એકબીજાસાથે મળી જાય છે, તે વેળાએ આ સમુદ્ર અને તે સમુદ્ર, એવી ભાષા રહેતી નથી, કિન્તુ એક જળમયતા જ અવશિષ્ટ રહે છે.

बहु येहे त्रिपुटी । सहजे हो तया राहटी ॥
प्रतिक्षणीं काय ठी । करीतसे ॥ १८२ ॥

વિવરણ–બ્રહ્મચૈતન્યના, નામરૂપાત્મક દૃશ્ય જગતના મિષથી, પોતે પોતાને જોવામા, પોતે જ પોતાને ભોગવવામા અને પોતે જ પોતાને જાણવામા બહુ પ્રકારની ત્રિપુટીની સિદ્ધિ થાય છે એવી રીતે પ્રતિક્ષણે જગતસ્થિતિકાળમાં અનેક ત્રિપુટીઓ થાય છે અને જાય છે. પરતુ આત્મા તેમનુ સ્મરણ રાખે છે કે શું? કદાપિ નહિ.

दोन्ही विशेष गिळी । ना निर्विशेषा तें उगळी ॥
उघडी झापी एकी डोळी । वस्तूची हे ॥ १८३ ॥

વિવરણ–ચૈતન્ય, દૃશ્યદ્રષ્ટૃત્વના વિશેષ ભાવને ગળી જઈને પોતાના નિર્વિશિષ્ટ સામાન્ય ભાવને પ્રકટ કરે છે પણ આ સર્વ વ્યવહાર બ્રહ્મવસ્તુના વિકાસ અને સંકોચમા થાય છે. જેવી રીતે જાગૃતિના સંકોચમા વિશેષ સ્વપ્નપ્રપચની ઉત્પત્તિ થાય છે, અને જાગૃતિના વિકાસમા વિશેષ સ્વપ્નપ્રપચનો લોપ થાય છે, પરતુ ઉભય પ્રસગે પુરુષનું એકત્વ તો અવિચલ અને અખડ જ હોય છે. તેવી જ રીતે સચ્ચિદાનંદ બ્રહ્મવસ્તુ સકુચિત થતા દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન એ ત્રિપુટીભાવાત્મક જગતની ઉત્પત્તિ થાય છે, અને બ્રહ્મવસ્તુનો વિકાસ થતા તે બ્રહ્મવસ્તુ વિશેષ જગદ્ભાવને ગ્રાસીને પોતે નિર્વિશેષ એક ચૈતન્ય માત્ર જ અવશિષ્ટ રહે છે.

पातया पाते मिळे। कीं द्रष्टत्वें सैंघ पघळे ॥
तिये उन्मळितां मावळे। नवलावो हा ॥ १८४ ॥

વિવરણ–પાંપણને પાંપણ અડકે ન અડકે, એટલામાં તો દૃશ્યનો એકાએક વિસ્તાર થઈ જાય છે. બ્રહ્મવસ્તુએ દૃષ્ટિ ઉઘાડતાંની સાથે જ જગત્‌નો અસ્ત થવા માંડે છે, એ નવીનતા છે. એટલે કે, સચ્ચિદાનંદ બ્રહ્મવસ્તુનો હજી તો સંકોચ થાય, એટલામાં તો વિશ્વ ભાસવા માંડે છે અને વસ્તુનો વિકાસ થવાનો હજી તો રંગ દેખાય, એટલામાં જગત્‌ના લોપનો તત્કાળ આરંભ થઈ જાય છે.

द्रष्टा दृश्याच्या ग्रासीं। मध्यें लेख विकाशी ॥
योग भूमिका ऐशी। आंगी वाजे ॥ १८५ ॥

વિવરણ–દ્રષ્ટા દૃશ્યના ગ્રાસમાંની સ્થિતિ એટલે કે જે સંધિપ્રકાશ તે જ ચૈતન્યનું ખરું અંગ છે અને તે અદૃશ્ય તથા નિર્ધર્મ છે. આનો ભાવાર્થ એવો છે કે, એક વૃત્તિ લોપાઇને બીજી વૃત્તિ ઉત્પન્ન થવા પૂર્વે, મધ્યસંધિમાં, વૃત્તિશૂન્ય ચિત્પ્રકાશ પ્રકટ હોય છે. જેવી રીતે, માળાના એક મણિને ખેંચતાં બીજો મણિ ખેંચવાના મધ્યમાં એટલે કે, ઉભય મણિઓના મધ્યસંધિમાં સર્વ મણિઓની આધારભૂત દોરી (સૂત્ર) પ્રકટ હોય છે; એવી જ રીતે દૃશ્ય અને દ્રષ્ટાના વિશેષ ભાવના મધ્યમાં જે સંધિ છે, તે જ ચૈતન્યનું નિર્વિશેષ જ્ઞાનાજ્ઞાનવૃત્તિશૂન્ય જ્ઞાનરૂપ છે. એ સામાન્ય વિશેષધર્મ રહિત વૃત્તિશૂન્ય સંધિપ્રકાશના સ્વરૂપ વિશેનો વિચાર નીચેની ઓવીઓમાં અનેક દૃષ્ટાંતોવડે સૂચવવામાં આવે છે.

उठिला तरंगु बैसे। पुढें अनुही नुमसे ॥
ऐसा ठाईं जैसें। पाणी होय ॥ १८६ ॥

વિવરણ–ઉઠેલા તરંગનો લોપ થયો છે અને ત્યાર પછીનો બીજો તરંગ ઉઠ્યો નથી, એવા સમયે પાણી જેવી રીતે પોતાના મૂળ સ્વરૂપમાં હોય છે, તે જ પ્રમાણે સામાન્યવિશેષધર્મ રહિતચૈતન્ય હોય છે.

कां नीद सरोनी गेली। जाग्रति नाहीं चेइली ॥
तेव्हां होय आपुली। जैशी स्थिति ॥ १८७ ॥

વિવરણ–કિંવા નિદ્રા જતી રહેલી છે અને પૂર્ણ પ્રમાણમાં જાગૃતિ આવેલી નથી, તે સમયમાં જેવી આપણી સહજ સ્થિતિ હોય છે;

नाना एका ठाऊनि उठी । अन्यत्र नव्हे पैठी ॥
हे गमे तैसिया दृष्टि । दिठी सुता ॥ १८८ ॥

વિવરણ—એક પદાર્થપરથી દૃષ્ટિ ઉઠી ગયેલી છે અને હજી તે બીજા પદાર્થમાં પરોવાઈ નથી, એવી દૃષ્ટિવડે જો જોવામાં આવે, તો બ્રહ્મની સહજ સ્થિતિ તત્કાળ જાણવામાં આવી જાય તેમ છે

का मावळो सरला दिवो । रात्रीचा न करी प्रस्तावो ॥
तेणें गगने हा भावो । बाळाणिला ॥ १८९ ॥

વિવરણ—અથવા તો દિવસનો અસ્ત થયો છે અને હજી રાત્રિનો ઉદય થયો નથી, એવા સંધિસમયે આકાશ જેમ સહજ સ્થિતિમાં હોય છે, તેના યોગે બ્રહ્મની સહજ સ્થિતિ જાણવામા આવી શકે છે.

घेतला श्वासु बुडाला । घापता नाहीं उठिला ॥
तैसा दोहीं शिवतला । नव्हे जो अर्थु ॥ १९० ॥

વિવરણ—અંદર લીધેલો શ્વાસ બહાર નીકળી ગયો છે અને બીજો શ્વાસ લેવાનો આરંભ કર્યો નથી, એવી મધ્યગા સ્થિતિ પ્રમાણે જે અર્થ એટલે કે જે બ્રહ્મ, તે સામાન્ય તથા વિશેષ ધર્મને સ્પર્શ ન કરતાં કેવળ જ્ઞાનમાત્ર જ છે

कीं अघावियाची करणी । विषयाची घेणी ॥
करिता चि एके क्षणीं । जे कीं आहे ॥ १९१ ॥

વિવરણ—કોઈ એક વ્યક્તિ પ્રયત્નવડે વિષયની પ્રાપ્તિ કરે, તો તે વિષયના યોગે થનારુ સુખ કેવળ તેનેજ મળવાનું એકને વિષયના યોગે થયેલા આનંદનો લાભ બીજાને યત્નવિના મળતો નથી પરંતુ સર્વને સર્વના યત્નવડે મળતો વિષયાનંદનો યોગ એક આત્મવસ્તુમાં જ રહેલો છે. કારણ કે, વિષયના યોગે જે આનંદ થાય છે, તે વિષયમાંનો આનદ નહિ, પણ આત્માનંદ જ છે. કારણ કે, વિષયો દુખરૂપ છે અમુક એક વિષય મળે તો સારુ, એવી ઇચ્છા થતાંની સાથે જ ઇચ્છારૂપ જે વૃત્તિના યોગે બુદ્ધિની સ્થિરતા બગડી જતા બુદ્ધિ ચચળ થાય છે, અને તેના યોગે બુદ્ધિમાનો આનંદાભાસ અસ્પષ્ટ થાય છે જેવી રીતે વાયુના યોગે પાણીની સ્થિરતામાં વિકાર થતાં પાણીમાં હીલચાલ (ગતિ) ઉત્પન્ન થાય છે, અને તેથી પાણીમાં જોનારને પાણીમાંનો પોતાનો પ્રતિબિંબ સ્વચ્છ દેખાતો નથી તેવી જ રીતે, વિષયેચ્છારૂપ

રજોવૃત્તિના યોગે ચચળ બુદ્ધિમાં આનંદનો આભાસ સ્પષ્ટ ભાસતો નથી. તે બુદ્ધિ રજોવૃત્તિના શમન સાથે સ્થિર થાય છે; એટલે કે, જે વિષયની ઇચ્છા હોય છે, તે ઇચ્છિત વિષય પ્રાપ્ત થતાં જ ઇચ્છાનો લોપ થાય છે અને ઇચ્છાના લોપ સાથે તત્ક્ષણે બુદ્ધિ સ્થિર થાય છે. બુદ્ધિની તે સ્થિરતાના યોગે બુદ્ધિમાનો આત્માનંદાભાસ સ્પષ્ટ થાય છે; પણ ઇચ્છિત વિષયની પ્રાપ્તિ, અને બુદ્ધિની સ્થિરતા થઇને તેમના યોગે થનારી આત્માનંદાભાસની સ્પષ્ટતા, એ બન્ને ક્રિયાઓ તે બુદ્ધિમાં એક સમયાવચ્છેદે થતી હોવાથી, સર્વને એવો ભ્રમ થાય છે કે, 'મને અમુક એક વિષય મળવાથી જ આનંદ થયો છે.' જેમકે એક કૂતરાને એક અતિ શુષ્ક સુકાઇને ખખ થઈ ગયેલું હાડકું મળ્યું અને તેને તે બે પગવચ્ચે પકડી રાખીને ચાવવા ચૂસવા મંડી ગયો. કેટલીકવાર સુધી એમ કરતા કરતાં તેનાં પેઢાં ઘસાયાં અને તેમાથી નીકળેલુ લોહી તે હાડકાને લાગ્યું. તે રક્તને જોઇને કૂતરાનો એવો અભિપ્રાય બંધાયો કે, 'આટલીવાર સુધી માથાકૂટ કરી ત્યારે અત્યારે આમાંથી ક્યાંક લોહી આવવા માંડ્યું.' તે લોહીને ચાટીને શ્વાનભાઈ બહુ જ પ્રસન્ન થયા. અહીં હવે જો વિચાર કરીને જોવામાં આવે, તો જે લોહીને ચાટવાથી કૂતરો પ્રસન્ન થયો, તે લોહી તે શુષ્ક હાડકામાનું નહિ, પણ તે કૂતરાના પોતાના મોઢામાંનું જ હતુ. સારાશ કે, પોતાના લોહીને જ પોતે ચાટીને કૂતરો પ્રસન્ન થયો; પણ 'આ મારા લોહીને ચાટીને જ હું સુખી થયો છુ' એ રહસ્ય જાણવામાં ન આવતા 'ઘણીવાર સુધી ચાવવાને લીધે હાડકામાથી લોહીનો ઝરો વહે છે અને તેને ચાટીને જ આપણે આનદ પામીએ છીએ!' એવો જ તે કૂતરાનો વિપરીત નિર્ધાર થયેલો હોય છે. તે જ પ્રમાણે, ખરી રીતે જોવા જતાં, ઉપર્યુક્ત સ્થિરબુદ્ધિ અંતર્મુખવૃત્તિવડે આત્માનંદનું ગ્રહણ કરે છે. પરતુ 'અન્ય વિષય મળે' એવી ઇચ્છા થતાંની સાથે જ બુદ્ધિવૃત્તિ બહિર્મુખ થઇને ચંચળ થાય છે. એવી રીતે સર્વ જીવ વિષયોપભોગકાળમાં આત્માનંદને જ ભોગવે છે, અને તેથી સર્વ વિષયાનંદોનો યોગ એક આત્મતત્વમાં જ રહેલો છે.

આ ઓવીનો દ્વિતીય અર્થ આ પ્રમાણે છે,—

ઇન્દ્રિયોના જે ક્ષણે વિષયને લેવાનો વ્યવહાર ચાલે છે, તે ક્ષણમા જે બ્રહ્મવસ્તુ છે, એટલે કે, તત્વતઃ સેવન કરનાર ઇન્દ્રિયોના રૂપે અને ભોક્તા જીવરૂપે તેમ જ વિષયના યોગે થયેલાં સુખદુઃખના ભોગરૂપે સર્વ એક બ્રહ્મચૈતન્ય જ છે.

तया सारिखा ठावो। हा निकराचा आतमभावो॥
येणें कां पाहे। न पाहो लाभे॥ १९२॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે, ઇન્દ્રિયોએ વિષયોના ગ્રહણ કરવામાં જે આત્મતત્ત્વ છે, એટલે કે, વિષય, ઇન્દ્રિયો, જીવ અને વિષયના યોગે થનારા સુખદુઃખ આદિ ભોગ, એ સર્વરૂપે તત્ત્વત એક બ્રહ્મચૈતન્ય જ છે. ગત ઓવીનો જે બીજો અર્થ આપવામાં આવ્યો છે, તેમાં આ તત્ત્વ જણાવેલું જ છે. એવી રીતે યાવત્તત્પદાર્થ રૂપે રહેલું બ્રહ્મચૈતન્યસ્થાન તે જ અંતિમ આત્મભાવ છે. અર્થાત્ જેમાં સર્વ ભેદોનો અંત છે તેમ જ જેમાં જ્ઞાન તથા અજ્ઞાનનો પણ અંત છે, એવો એ કેવળ જ્ઞાનમાત્ર આત્મભાવ દર્શન (જેવા) રૂપ જ છે. એમાં દિમાગનું જોવું (દશ્ય વિષયક જોવું) અથવા ન જોવું આદિ વ્યવહારો સંભવી શકે ખરા કે? કદાપિ નહિ.

फाय आपुलिये भूमिके । आरसा आपुलिये निके ॥
पाहो न पाहो सके । हें कें आहे ॥ १९३ ॥

વિવરણ–દર્પણ પોતામાં પોતાના પ્રતિબિંબને જોઈ શકશે કે નહિ, એ પ્રશ્ન કદાપિ પણ ઉદ્ભવવાનો સંભવ છે ખરો કે?

समोर पाठीमोरया । मुखे होउं ये आरसिया ॥
यापूनितयाप्रति तया । हो आवे कां ॥ १९४ ॥

વિવરણ–મુખ દર્પણની સમક્ષ અથવા દર્પણથી વિમુખ રહી શકશે; પરંતુ તેનાથી પોતાસમક્ષ અથવા પોતાથી વિમુખ રહી શકાશે ખરું કે?

सर्वांगे देखणा रवी । परी ऐसें घडे केवीं ॥
जे उदो अस्तूचीं चवी । स्वयें घेवे ॥ १९५ ॥

વિવરણ–સૂર્ય સર્વાંગે પ્રકાશમાન છે, છતાં તે પોતાના ઉદય અને અસ્તને જોઈ શકે, એમ બનવાનો સંભવ છે ખરો કે?

फां रसु आपणया पियें । कीं वोंड लपवूनि ठाये ॥
हें रसपण नव्हे । तया जैसें ॥ १९६ ॥

વિવરણ–રસ પોતે પોતાને પીવા જાય, અને તે વેળાએ તે વળી માનથી મોઢું ફેરવી લે, એવો રસનો પોતાના સ્વરૂપમાં વ્યવહાર હોઈ શકે ખરો કે?

तैसें पाहणें न पाहणें । पाहणेंपणेंचि हो नेणे ॥
आणि दोनी हे येणें । स्वयेंचि आसिजे ॥ १९७ ॥

વિવરણ—બ્રહ્મવસ્તુ દર્શનરૂપ (જ્ઞાનરૂપ) છે, અને તેથી તેનામા દર્શન અદર્શન (જોવુ ન જોવુ) એ ધર્મ નથી, કિન્તુ વસ્તુ પોતે જોવા ન જોવારૂપ બનેલી છે, એટલે કે, જોવુ અને ન જોવુ, એ બન્ને કલ્પનાઓને બ્રહ્મવસ્તુનો જ મૂળ આધાર છે.

जें पाहणेंचि हाणूनिया । पाहणें नव्हे आपणया ॥
तैं न पाहणें आपसया । हाचि आहे ॥ १९८ ॥

વિવરણ—કારણ કે, બ્રહ્મવસ્તુ ત્રણે કાળમા અખડ જોવારૂપ હોવાથી ભેદશૂન્ય જ્ઞાનરૂપ આત્મવસ્તુમા જોવાનો ધર્મ નથી, એવી બ્રહ્મવસ્તુ ન જોવા (અદર્શન) રૂપ છે. નીચેની એક ઓવીમા આની શકા અને સમાધાન કરવામા આવે છે

आणि न पाहणें मा कैसे । आपणपें पाही वैसे ॥
तरी पाहणें हें ऐसें । हाचि पुढती ॥ १९९ ॥

વિવરણ—અને જ્યારે તે પોતે પોતાને અનેકનામરૂપાત્મક દશ્ય જગતના મિષથી જોયા કરે છે, તો પછી ન જોવુ કેવુ વારુ? અર્થાત્ જોનારો પણ તે જ છે અને જોવાનો વિષય પણ તે જ છે.

हे दोन्ही परस्परें । नादती एका हारें ॥
याघोनी येरयेरें । नाहीं केलें ॥ २०० ॥

વિવરણ—જોવુ અને ન જોવુ એ બન્ને વ્યવહાર એક ચૈતન્યમાજ વિહરે છે, અને એ બન્ને એકમીજાને ગળી બાઝીને લુપ્ત—અદસ્ય—થઈ જાય છે અર્થાત્ બન્નેમા કેવળ એક ચૈતન્યની જ વ્યક્તતા હોવાથી જોવુ, અને ન જોવુ, એ વ્યવહાર અન્ય કાંઈ નહિ, કિન્તુ એક ચૈતન્ય માત્રજ છે

पाहणया पाहणें आहे । तरी न पाहणें हेंचि नव्हे ॥
हाणोनी याची सोये । नेणती दोन्ही ॥ २०१ ॥

વિવરણ—જોવારૂપ જે આત્મતત્ત્વ છે, તેનામા 'જોવુ' એ ધર્મ છે ખરો ? જો 'ન જોવુ' નથી, તો પછી જોવાનો ધર્મ પણ નથી એટલા માટે જોવુ અને ન જોવુ, એ બન્નેની આત્મવસ્તુમાં સ્થિતિ નથી, એટલે કે, જ્ઞાનમાત્ર બ્રહ્મવસ્તુમા એ બન્ને ધર્મોનો સર્વથા અભાવજ છે.

एवं पाहणें न पाहणें । चोरोनिया असणें ॥
ना पाहे तरी कोणे । काय पाहिलें ॥ २०२ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે બ્રહ્મવસ્તુનું અસ્તિત્વ, જોવું અને ન જોવું એ ધર્મથી રહિત છે; એટલે કે, જોવું અને ન જોવુ, એ ધર્મ બ્રહ્મવસ્તુમાં નથી; અથવા તે બ્રહ્મવસ્તુ જુએ છે, એમ કહીએ, તો પછી કોણે શું જોયુ? વસ્તુ જોવારૂપ ભેદથી શૂન્ય છે. તેમા બીજુ કોઈ પણ નથી, તો પછી કોણે શુ જોયુ વારુ?

दिसत्यानें दृश्य भासे । क्षणावेना देखिलें ऐसें ॥

तरी दृश्यास्तव दिसे । ऐसें नाहीं ॥ २०३ ॥

વિવરણ–દ્રષ્ટાના યોગે દશ્ય ભાસે છે, એટલે કે, જે વેળાએ દ્રષ્ટાને દશ્ય દેખાય છે, તે વેળાએ દ્રષ્ટા દશ્યને દેખે છે, એમ ન કહી શકાય કે શું? અવશ્ય કહી શકાય. પણ આત્મા દશ્યના યોગે દ્રષ્ટા (જોનાર) નથી, કિન્તુ તે સ્વપ્રકાશ દ્રષ્ટા છે.

दृश्य कीर द्रष्टीसी दिसे । परी साच की द्रष्टा असे ॥

आतां नाहीं तें कैसें । देखिलें होय ॥ २०४ ॥

વિવરણ–અનેક નામરૂપાત્મક દશ્ય દષ્ટિને દેખાય, તો પણ તે ખરેખર દશ્ય નહિ, કિન્તુ તાત્ત્વિક દષ્ટિથી જોઈએ, તો એક ચૈતન્ય દ્રષ્ટાજ છે. હવે જે ખરેખર નથી, તે દેખાયું કેવી રીતે વારુ?

मुख दिसो का दर्पणीं । परी असणें की तयें मुखपणी ॥

तरी जाली ते वायाणी । प्रतीती कीं ॥ २०५ ॥

વિવરણ–દર્પણમાં મુખ જોવામાં આવે, તો પણ મુખપણાથી તો મુખ પોતાના સ્થળમાં જ હોય છે, એથી અર્થાત્ તે દર્પણમાં જે ભાસે છે, તે સર્વથા મિથ્યા જ છે. તુકારામ મહારાજે પણ એક સ્થળે પોતાના અભંગમા એવો જ અભિપ્રાય વ્યક્ત કરેલો છે, અને તે એમ કે,–"તુકારામ કહે છે કે, દર્પણમા રૂપ નથી, દર્પણમા જે બીજુ રૂપ ભાસે છે, તે એકનું એક જ છે."

देखतां चि आपणयातें । आलिये निद्वेचेनि हातें ॥

तया स्वप्न ऐसें येथें । निहाळिता ॥ २०६ ॥

વિવરણ–જાગૃત પુરુષ, નિદ્રાના યોગે સ્વમગત દેહ સ્ત્રીપુત્રગૃહાદિ સર્વ પ્રપચરૂપે પોતેજ પોતાને જુએ છે. એ ન્યાયથી બ્રહ્મવસ્તુ, દશ્ય (જગત) અને દ્રષ્ટા, બન્ને પોતેજ બનીને પોતે જ પોતાને નિહાળે છે.

निद्रिस्तसुखासनी । वाहिजे अनुवाहणी ॥
तो साचे काय तेसणी । दशा पावे ॥ २०७ ॥

વિવરણ–મનુષ્ય સૂઈ જાય છે અને સ્વપ્નમા તે પાલખીમા બેસે છે, ભોઈઓ પાલખીને ઉંચકી જાય છે અને ગાતા જાય છે, પણ ખરી રીતે એ સર્વ સ્થિતિ તેને પ્રાપ્ત થયેલી હોય છે ખરી કે? નહિ–જાગૃત અવસ્થામા એ દશા ખરી નથી

कीं सिसेराणि एक एके । दाविली राज्य करिति रंके ॥
तैशी तियें सतुके । आथी काई ॥ २०८ ॥

વિવરણ–સ્વપ્નમાં દરિદ્રીઓ રાજ્ય કરતા હતા, એમ બે ધડાએ એક બીજાને બતાવ્યુ, પણ તે ખરેખર સત્ય છે કે?

ते निद्रा जेव्हा नाहीं । तेव्हा जो जैसा जिये ठाईं ॥
तैसाचि स्वप्नीं काहीं । न टविजेचि कीं ॥ २०९ ॥

વિવરણ–તે નિદ્રાનો જ્યારે લોપ થાય છે, તે વેળાએ તે પૂર્વવત્ જેમ પોતાના સ્થાનમા જ હોય છે, અન્યત્ર હોતો નથી પરંતુ સ્વપ્નમા તેવો અનુભવ હોતો નથી.

तान्हेलिया मृग तृष्णा । न भेटलिया सिणु जेसणा ॥
मा भेटलिया कोणा । काय भेटले ॥ २१० ॥

વિવરણ–તૃષાતુરને જો મૃગજળ ન મળે, તો પાણી પીવા ન મળ્યુ એમ માનીને દુઃખ થાય છે. વારુ, પણ મૃગજળ મળ્યુ, તો પણ તેથી ખરેખર પાણી મળીને તૃષાની શાંતિ થઈ કે શું? નહિ જ.

कीं साउलियेचेनि व्याजें । मेळविलें जेणें दुजे ॥
तयाचें करणें वाझे । जालें जैसें ॥ २११ ॥

વિવરણ–પોતાની છાયાને પોતાની સાથેની એક સોબત ધારીને જે માર્ગમા ચાલતો હોય, તો તેની તે ધારણા સર્વથા વ્યર્થ છે

तैसें दृश्य कल्पनिया । तें द्रष्टयातें द्रष्टया ॥
वाऊनि धाडिले वाया । दाविलेंपण ही ॥ २१२ ॥

વિવરણ–મૂળ દ્રષ્ટા ચૈતન્યે દૃશ્યને ઉત્પન્ન કર્યું છે, (એટલે કે, નામરૂપાત્મક દૃશ્ય જગત્કલ્પના એ પોતાના અસ્તિભાતિપ્રિય સ્વરૂપના આધારપર જ ભાસ કરાવ્યો

છે). તે દશ્યે, દ્રષ્ટા ચૈતન્યને, આ દ્રષ્ટા છે, એમ પ્રકાશિત કર્યું. જેવી રીતે પિતા પુત્રને ઉત્પન્ન કરે, એટલે તે પુત્ર 'આ પિતા છે' એવી રીતે પોતાના પિતામાંના પિતૃત્વને પ્રકાશિત કરે છે; એટલે કે પુત્ર થવાની સાથે, તે પુત્ર 'આ મારો જન્મદાતા પિતા છે,' એમ દર્શાવે છે. તે જ પ્રમાણે દશ્ય દ્રષ્ટા ધર્મરહિત દ્રષ્ટૃરૂપ ચૈતન્યમાં દ્રષ્ટૃત્વધર્મનું આરોપણ કરનાર ઉપર્યુક્ત દશ્ય છે. પણ દ્રષ્ટ અને દશ્ય એ ઉભયરૂપે એક ચૈતન્ય જ છે; એટલામાટે દશ્યે દ્રષ્ટાના દ્રષ્ટાપણાને વ્યક્ત કર્યું છે, એમ કહેવું વ્યર્થ છે.

जें दृश्य द्रष्टाचि आहे। मा दावणें कां साहे ॥

न दाविजे तरी नोहे। तया तो कांहीं ॥ २१३ ॥

વિવરણ—પૂર્વે કહ્યા પ્રમાણે દશ્યે પોતે જ દ્રષ્ટા ચૈતન્યના દ્રષ્ટૃત્વ ભાવને પ્રકાશિત કરેલો છે. પણ જો દશ્ય દ્રષ્ટાથી ભિન્ન નહિ કિન્તુ એક દ્રષ્ટારૂપ જ છે, તો દ્રષ્ટાના દ્રષ્ટૃત્વભાવને જે દશ્યે પ્રકાશિત કર્યું, તેને સ્વતઃસિદ્ધ દ્રષ્ટા કેવી રીતે સહન કરી શકશે વારુ? એટલે કે, તત્ત્વતઃ, દ્રષ્ટારૂપ દશ્ય દ્વારા આત્માના દ્રષ્ટૃત્વ ભાવને એકત્વમાં કેવી રીતે બતાવી શકાય વારુ? જો દશ્યે દ્રષ્ટામાંના સ્વતઃસિદ્ધ દ્રષ્ટૃભાવને પ્રકાશિત કર્યો ન હોત, તો તેથી સ્વતઃસિદ્ધ દ્રષ્ટાનું દ્રષ્ટૃત્વ ચાલ્યુ ગયુ હોત કે શું?

आरिसा पां न पाहे। तरी मुखाचि वाया जाये ॥

तेणेंवीण आहे। आपणपें कीं ॥ २१४ ॥

વિવરણ—જો દર્પણમાં મુખને જોઇએ નહિ, તો તેથી શું મુખની વ્યર્થતા થઈ જાય છે કે? દર્પણમાં ન જોઇએ, તો પણ મુખ તો જે છે તે છે જ. તે જ પ્રમાણે દશ્ય છે તેથી જ દ્રષ્ટા છે, એમ નથી; કિન્તુ દ્રષ્ટા તો છે તે છે જ.

तैसें आत्मयातें आत्मया। न दावीचि पै माया ॥

तरी आत्मा वावो की वांया। तेंचि तें कीं ना ॥ २१५ ॥

વિવરણ—તે જ પ્રમાણે માયાદિ દશ્ય જગતે આત્માને દ્રષ્ટા આત્મા તરીકે પ્રકાશિત કર્યો છે (આત્મામાં દ્રષ્ટૃત્વની કલ્પના ઊભી કરી છે), તો એથી નિત્ય જ્ઞાનરૂપ આત્મા દ્રષ્ટા છે, એમજ સિદ્ધ થવાનું. જો માયાદિ દશ્ય જગતે આત્માના દ્રષ્ટૃત્વભાવને વ્યક્ત ન કર્યો હોય, તો આત્માનું દ્રષ્ટૃત્વ વ્યર્થ જવાનું કે તે દશ્ય માયા જ વ્યર્થ થવાની? માયાદિ દશ્ય જગત્ જ વ્યર્થ થશે. કારણ કે, આત્માનો દ્રષ્ટૃત્વભાવ સ્વતઃસિદ્ધ, ત્રિકાલાબાધિત તથા નિત્ય પ્રકટ છે; અને માયા તો ત્રિકાલ અભાવરૂપ

અસત્ છે. એટલામાટે આત્માનો સ્વત સિદ્ધ દ્રષ્ટૃત્વભાવ વ્યર્થ ન જતાં વિચારાંતે માયા જ વ્યર્થ અને મિથ્યા સિદ્ધ થાય છે.

म्हणोनी आपणापें द्रष्टा न करिता असे पैठा ॥
आतां जालाचि दिठा । का करावा ॥ २१६ ॥

વિવરણ—અર્થાત્ દૃશ્યના સબધથી આત્માએ પોતામા દ્રષ્ટૃત્વનો સ્વીકાર કરેલો નથી, કિન્તુ દૃશ્ય સબધ વિના જ તે સ્વત સિદ્ધ દ્રષ્ટા છે. એવો એ સ્વત સિદ્ધ દ્રષ્ટા જે આત્મા, તેના દ્રષ્ટૃત્વભાવને દૃશ્ય શુ વ્યક્ત કરી શકવાનુ હતુ વારુ?

नाना मागुतें दाविलें । तरी पुनरुक्त तेंचि झालें ॥
येणें ही चोले गेलें । दावणें वृथा ॥ २१७ ॥

વિવરણ—અથવા દૃશ્ય કદાચિત્ આત્માના દ્રષ્ટાપણાને વ્યક્ત કરે, તો પણ તે આત્માનુ દ્રષ્ટાપણું સ્વયંસિદ્ધ વ્યક્ત છે, અને તેને જ દૃશ્યે પુન વ્યક્ત કરેલુ છે પણ દૃશ્યનું એ કરવુ વ્યર્થ છે. જેવી રીતે પ્રકટ સૂર્યને, 'આ સૂર્ય છે,' એવા શબ્દોથી વ્યક્ત કરવો, તે સર્વથા વ્યર્થ છે, તે જ પ્રમાણે નિત્ય પ્રકટ આત્માના દ્રષ્ટૃત્વભાવને દૃશ્ય પોતાના સબધથી પુનઃ પ્રકટ કરે, તે સર્વથા વ્યર્થ છે.

दोरा सर्पाभासा । साचपणें दोरु का जैसा ॥
द्रष्टा दृश्या तैसा । द्रष्टा साचु ॥ २१८ ॥

વિવરણ—સત્ય રજ્જુમા 'આ સપ છે' એવી વિપરીત કલ્પના થાય છે અને સત્ય રજ્જુનું જ્ઞાન થતાંની સાથે જ 'આ સર્પ નહિ, પણ રજ્જુ છે' એવી યથાર્થ જે જ્ઞાનકલ્પના થાય છે, તેનો આધાર પણ મૂળ તો તે સત્ય રજ્જુ જ છે. અને 'આ સર્પ છે' એ વિપરીત જ્ઞાનકલ્પનાની આધારભૂત પણ તે રજ્જુ જ છે. તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ સ્વત સિદ્ધ દ્રષ્ટા જે આત્મા તે નામરૂપાત્મક વિપરીત દૃશ્ય કલ્પનાનો આધાર છે અને એવા નામરૂપાત્મક દૃશ્યની અપેક્ષાથી થતી યથાર્થ દ્રષ્ટૃત્વ કલ્પનાનો આધાર પણ તે જ આત્મા છે.

दर्पणें आणि मुखें । मुख दिसे हें न चुकें ॥
परी मुखी मुख सतुकें । दर्पणीं नाहीं ॥ २१९ ॥

વિવરણ—દર્પણના યોગે મુખ દેખાય છે, એ સત્ય છે, પરતુ દર્પણમાં અવલોકન કરનાર સત્ય (બિબ) મુખ સમાન અન્ય મુખ (પ્રતિબિંબ) સત્ય નથી.

तैसें द्रष्टा दृश्या दोहो । साच की देखता ठावो ॥
दशेोनी दृश्य ते वावो । देखिलें जरी ॥ २२० ॥

વિવરણ—તેજ પ્રમાણે, દ્રષ્ટા અને દશ્ય ઉભયનો સ્વત સિદ્ધ દ્રષ્ટા જે આત્મા, તેજ ખરો આધાર છે. દશ્યને જોઈએ અથવા તે દેખાય, તો પણ તે વ્યર્થ છે; અને એક દ્રષ્ટા આત્મા જ સત્ય છે. એટલામાટે એકત્વમાં જોવાની ક્રિયા નથી. જેની રીતે કોઈ એક ગૃહસ્થે કહ્યુ કે, 'હાલમાં આપણે આપણા પોતા સાથે જ બનતું નથી' તો તેના એ કથન પ્રમાણે કદાપિ બનતુ શક્ય નથી. કારણ કે, બનાવ રહેવો કે ન રહેવો, એ વ્યવહાર પોતાથી જે ભિન્ન હોય, તેવામાં અથવા તેની સાથે જ સભવે છે. પોતાનું પોતાની સાથે ન બનતુ, એ અન્ય કાંઈ નહિ, પણ બનતુ જ છે. તે જ પ્રમાણે ભેદશૂન્ય આત્મસ્વરૂપમાં જોવું અને ન જોવુ આદિ વ્યવહાર નથી તે નથી જ.

वावो फीर होये । तन्ही दिसत तंव आहे ॥
म्हणे बोले होये । आथी ऐसे ॥ २२१ ॥

વિવરણ—ઉપરની ઓવીમાં દશ્યભાસ વ્યર્થ છે, એમ સૂચવ્યુ. પણ જો દશ્યભાસને વ્યર્થ કહીએ, તો તે ખરેખર દષ્ટિગોચર થાય છે અને એમ કહેવાથી અથવા બોલવાથી દશ્ય છે, એમ ભાસે છે. પણ એ શકાનું નીચેની ઓવીમાં નિરાકરણ કરેલું છે.

तरी आन आनातें । देखोनी होय देखतें ॥
तरी मानु येते । देखिलें ऐसे ॥ २२२ ॥

વિવરણ—જ્યા એકથી ભિન્ન બીજુ સત્ય હોય, ત્યા એક બીજા તરફ જુએ, એવા વ્યવહાર સભવે છે. પરંતુ દશ્ય તે ચૈતન્ય સ્વરૂપથી ભિન્ન સત્ય નહિ, કિન્તુ કેવળ ભેદશૂન્ય ચૈતન્ય જ એક સત્યયુક્ત છે; અર્થાત્ ચૈતન્ય જ જેનું રૂપ છે, એવા કલ્પિત દશ્યને ચૈતન્ય નિહાળે, તો પોતે જ પોતાને નિહાળવા સમાન થવાનું. અને એવા પ્રકારનું જે જોવુ, તે જોવાના વ્યવહારમા આવી શકતું નથી; કારણ કે, સર્વત્ર એક ચૈતન્યમાત્રતા જ છે અને તે જ એમ થવાનું મૂળ કારણ છે.

येथें देखोनी कां न देखोनी । ऐक्य का नाना होऊनि ॥
परी हा येणें वाचूनि । देखणें असे ॥ २२३ ॥

વિવરણ—આત્મા દેખો અથવા ન દેખો, તે એક હોય અથવા અનેક નામ-રૂપાત્મક જગત્સ્થિતિયુક્ત હોય, પરંતુ આત્માના સચ્ચિદાનંદરૂપ અભેદભાવને કોઈ પણ અવસ્થામાં બાધ આવતો નથી; એટલે કે, આત્મા સચ્ચિદાનંદરૂપ, નિર્ગુણ, નિરાકાર અને સહજ નિર્ધર્મ સ્થિતિમાં હોય કે પછી 'एकोऽहम्' (હું એક છું) એવા વિશેષ જ્ઞાનવૃત્તિધર્મમાં હોય,—તેના કોઈ પણ સ્થિતિમાં હોવાથી—તેની ભેદશૂન્ય જ્ઞાન-રૂપતાની હાનિ થતી નથી. જેવી રીતે પાણી સ્થિર હોય કે અનેક લહરીઓ જેમાં ઉત્પન્ન થાય છે એવું ચંચળ હોય કિંવા ઘનરૂપ બર્ફની અવસ્થામાં હોય, તો પણ પાણીના પાણીપણાની કોઈ પણ અવસ્થામાં ન્યૂનતા હોતી નથી. તે જ પ્રમાણે, આત્મા ઉપર કહેલી કોઈ પણ સ્થિતિમાં હોય, તો પણ તે નિત્ય જ્ઞાનરૂપ એકાકી છે.

आरशानें हो कां दाविलें। तऱ्ही मुखाचि मुखें देखिलें॥
तो न दावी तऱ्ही संचलें। मुखचि मुखीं २२४॥

વિવરણ—દર્પણ જો કે મુખને બતાવે છે, તો પણ મુખ જ મુખને દેખે છે અને જો દર્પણ મુખને ન બતાવે, તો મુખનો તેથી કાંઈ લોપ થતો નથી; કિન્તુ મુખ તો પોતાના સ્થાનમાં મુખત્વથી જે છે તે છે જ.

तैसें दाविते नाहीं। तरी हाचि ययाच्या ठाईं॥
ना दावी तऱ्हीही। हाचि यया॥ २२५॥

વિવરણ—તે જ પ્રમાણે આત્મામાંના દ્રષ્ટૃત્વભાવને વ્યક્ત કરનાર દૃશ્ય જો ન હોય, તો પણ આત્મામાં આત્મા દ્રષ્ટા તો છે જ; અથવા જો તે ભાવને દૃશ્ય વ્યક્ત કરે એટલે કે દૃશ્ય દ્રષ્ટાને દ્રષ્ટાપણાથી વ્યક્ત કરે, તો પણ આત્મા પોતે પોતામાં દ્રષ્ટા છે જ. સારાંશ કે, દૃશ્ય આત્માના દ્રષ્ટૃત્વભાવને વ્યક્ત કરે કિંવા ન કરે, તથાપિ કોઈ પણ સ્થિતિમાં આત્મા તો દ્રષ્ટા છે જ. એ જ તત્ત્વને નીચેની ઓવી ઓમાં દૃષ્ટાંત સહિત વ્યક્ત કરવામાં આવે છે.

जाग्रति दाविला। कां निद्रा हारविला॥
परी जैसा येकिला। पुरुष पुरुषीं॥ २२६॥

વિવરણ—જાગૃતિમાં દેહની સ્મૃતિ હોય કિંવા નિદ્રામાં તે દેહની સ્મૃતિનો લોપ થઈ જાય, તોપણ પુરુષ તો એકાકી પોતાના સ્થાનમાં હોય છે જ;

का रायातें तूं रावो । ऐसा दाविजे प्रत्ययो ॥
तन्ही दायेठावो । राजाचि असे ॥ २२७ ॥

વિવરણ—રાજાને 'તું રાજા છે' એ સૂચવવામા આવે, તો પણ તે રાજા જ છે,

नातरी रायपण राया । नाणिजे की प्रत्यया ॥
त-ही काहीं उणे तया । माजी असे ॥ २२८ ॥

વિવરણ—અથવા તો રાજાના રાજાપણાને એવી રીતે સૂચવવામા ન આવે એટલે કે, રાજાને 'તુ રાજા છે' એમ તેને પ્રત્યક્ષ કહેવામા ન આવે, તો તેથી તેના રાજાપણામાં કાંઈ ન્યૂનતા આવી જવાની હતી કે? નહિ જ

तैसें दाविता न दाविता । हा यथा परौता ॥
चढेना तुटे आइता । असताचि असे ॥ २२९ ॥

વિવરણ—તે જ પ્રમાણે એને (આત્માને) દશ્ય દર્શાવે કિંવા ન દર્શાવે, તો પણ એ તો જેવાને તેવો જ છે—એ ન્યૂન પણ નથી અને વિરોધ પણ નથી દશ્ય આત્માના દ્રષ્ટત્વભાવને વ્યક્ત કરે કિંવા ન કરે, તો પણ આ દ્રષ્ટા તો જેવો છે તેવો જ દ્રષ્ટારૂપ છે નામરૂપાત્મક અનેક દશ્ય વિલાસમાં અથવા નામરૂપાતીત અદશ્ય એકાકી અવસ્થામા—ઉભય સ્થિતિમા—આત્મા તો દ્રષ્ટા જ છે

तरि का निमित्य पिसें । हा यथा वाऊ वैसे ॥
देखवे नाहीं तें आरिसे । देखावे कोणे ॥२३०॥

વિવરણ—અનેક નામરૂપાત્મક દશ્ય નિમિત્તદ્વારા પોતાના સ્વત સિદ્ધ દ્રષ્ટત્વ ભાવને વ્યક્ત કરાવવાનો પ્રમા૰ આત્માના શા માટે છે વારુ? કદાચિત્ કોઈ આવી શકા કરશે તો તેનું સમાધાન આમ છે કે, દ્રષ્ટૃત્વરૂપ આત્મભાવનું દ્રષ્ટત્વને વ્યક્ત કરનારુ નિમિત્ત જે અનેક નામરૂપાત્મક દશ્ય વિષય, તે, તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં, દ્રષ્ટા આત્મરૂપથી ભિન્ન નહિ કિન્તુ આત્મરૂપ જ છે અર્થાત્ દ્રષ્ટા આત્માસાથે અભિન્નતાથી રહેલા દશ્ય વિષયને જોવાનું દ્રષ્ટૃત્વ આત્મામા કેવી રીતે આવી શકે વારુ? અર્થાત્ એવો આરોપ તેનાપર કેમ કરીને મૂકી શકાય વારુ? અર્થાત્ આત્માના દ્રષ્ટૃત્વની સિદ્ધિ કરવામાટેના દશ્ય વિષયો કારણ થઈ શકે તેમ નથી, વિરુદ્ધપક્ષે દ્રષ્ટરૂપ સ્વય પ્રકાશ આત્માના યોગે જ દશ્યની સિદ્ધિ થાય છે જો નામરૂપાત્મક કલ્પિત દશ્ય વિષય દ્વારા આત્માનો દ્રષ્ટૃત્વભાવ આચ્છાદિત થઈ ગયો હોત, તો દશ્ય કલ્પના કેમ કરીને

પ્રકાશિત થાત વારુ? જેની રીતે દર્પણમાં જોનારું મુખ જ ન હોય, તો દર્પણમાના પ્રતિબિંબને કોણ જુએ વારુ? કારણ કે, દર્પણ અને પ્રતિબિંબ મુખના પ્રકાશક નથી; કિન્તુ વિરુદ્ધ પક્ષે મુખ પોતે જ દર્પણ અને દર્પણમાના પ્રતિબિંબનું પ્રકાશક છે.* એવી રીતે દશ્ય આત્માના દ્રષ્ટૃત્વની સિદ્ધિ કરનાર નથી, કિન્તુ વિરુદ્ધપક્ષે, સ્વત સિદ્ધ દ્રષ્ટૃરૂપ આત્માદ્વારા જ તે દ્રષ્ટાની સિદ્ધિ થાય છે, એટલે કે, આત્માના ચિત્પ્રકાશદ્વારા જ દશ્ય વિષયો પ્રકાશિત થાય છે; અર્થાત્ એથી દશ્ય વિષયો આત્માના દ્રષ્ટૃત્વની સિદ્ધિ કરનાર નિમિત્ત (કારણ) નથી, અને એ જ તત્ત્વને નીચેની ઓવીઓમાં અનેક દૃષ્ટાંતોવડે સિદ્ધ કરેલુ છે.

दीपु दावीतयाते रची । की तेणेंचि सिद्धी दीपाची ॥
तैशी सत्ता निमित्ताची । येणें साच ॥ २३१ ॥

વિવરણ—જે દીપકને પ્રકટાવે, તેની સિદ્ધિ દીપકે કરી કે દીપકની સિદ્ધિ પ્રકટાવનારે કરી? અર્થાત્ પ્રકટાવનાર દીપકની સિદ્ધિ કરનાર છે, એ જ સત્ય છે. તે જ પ્રમાણે, આત્મસત્તાવડે જ દશ્યની સિદ્ધિ થયેલી છે, દશ્યનુ નિમિત્ત જે માયા, તે આત્માના યોગે જ સત્ છે. જેવી રીતે છાયા પુરુષના અસ્તિત્વપર અવલંબેલી હોય છે, તેવી જ રીતે માયાદિ દશ્ય જગત્ આત્માની સત્તાવડે જ ભાસે છે.

वन्हीते वन्ही शिखा । प्रकाशी कीर देखा ॥
परी वन्ही नहूनि लेखा । येईल काई ॥ २३२ ॥

વિવરણ—અગ્નિની જ્વાળા અગ્નિને પ્રકટ (પ્રકાશિત) કરે છે, એ ખરુ; પણ જ્વાળા અગ્નિના (અંગારને) આશ્રયને છોડીને પોતે સ્વતન્ત્રતાથી ભિન્ન વ્યક્ત થઈ શકશે ખરી કે? નહિ જ.

आणि निमित्त जे बोलावे । तें येणें दिसोनि दावावे ॥
देखिले तन्हीं स्वभावें । दृश्यही हा ॥ २३३ ॥

વિવરણ—અને દ્રષ્ટાના દ્રષ્ટાપણાને વ્યક્ત કરનારુ નિમિત્ત જે દશ્ય તે એના પ્રકાશવડે જ દૃષ્ટિગોચર થાય છે. જો કે દશ્યને એ દેખે, તોપણ દશ્ય એ પોતે જ છે. જેવી રીતે શુક્તિ (છીપ) પોતાના અસ્તિત્વના આધારપર કલ્પિત રજત(રૂપુ) વ્યક્ત કરે છે, તેવી જ રીતે આત્માની ચૈતન્યસત્તાએ દશ્યને વ્યક્ત કરેલુ છે.

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૩૭૯ મી

ज्ञणोनी स्वयंप्रकाशा यया । आपणपे देखावया ॥
निमित्त हा वाचोनियां । नाहींच मा ॥ २३४ ॥

વિવરણ—આત્મા પોતાના સ્વયપ્રકાશવડે પોતે જ પોતાને નિહાળે છે, જેવી રીતે સૂર્ય પોતાના પ્રકાશવડે જ પોતે પ્રકાશિત હોઇને પોતાના પ્રકાશના યોગે ભાસતા મૃગજળને પણ પ્રકાશિત કરે છે, તે જ પ્રમાણે આત્મા પોતાના ચિત્પ્રકાશવડે પોતે પ્રકાશેલો હોઇને (એટલે કે પોતાના સ્વયપ્રકાશવડે નિત્ય અપરોક્ષ હોઇને) આત્મત્વમા રહેલા અનેક નામરૂપાત્મક દશ્ય જગતને પણ પ્રકાશિત કરે છે. અર્થાત્ આત્મપ્રકાશ જ આત્માને જાણવાનો હેતુ છે—એટલે કે, આત્મા પોતાના દ્રષ્ટૃત્વભાવને (પોતાના) સ્વયપ્રકાશવડે જ વ્યક્ત કર્યા કરે છે

भळतेन विन्यासे । दिसत तेणेंचि दिसे ॥
हा वाचूनि नसे । येथें काहीं ॥ २३५ ॥

વિવરણ—અનેક નામરૂપાત્મક દશ્ય જગત્ આત્માના ચિત્પ્રકાશવડે પ્રકાશેલું છે અને આ દશ્ય જગદાભાસનો લોપ થઈ જાય, તો પણ આત્મા સ્વયપ્રકાશમાન નિત્ય પ્રકટ જ છે. એટલે કે જગત્ભાસકાળમા એક ચિત્પ્રકાશ જ છે, અને જગતના અભાવકાળમા પણ એક ચિત્પ્રકાશ જ છે જગત્સ્થિતિમાં પણ ચૈતન્ય જ ચૈતન્યનો વિષય છે, અને જગત્સ્થિતિરહિતતામાં પણ ચૈતન્ય જ ચૈતન્યનો વિષય છે કારણ કે, કોઈ પણ સ્થિતિમા એક ચિત્પ્રકાશ વિના બીજુ કાંઈ પણ નથી જેવી રીતે મૃગજળના ભાસકાળમા પણ સૂર્ય પ્રકાશ જ છે, અને મૃગજળના ભાસ વિના પણ એક સૂર્ય પ્રકાશ જ છે કારણ કે, જે અધિષ્ઠાનનું અગ તે જ કલ્પિતનું અગ છે એ ન્યાયથી અધિષ્ઠાન ચૈતન્યનું જે અગ, તે જ કલ્પિત દશ્ય જગતનું અગ છે એથી જ દશ્ય જગત્કાળમા એક ચિત્પ્રકાશ જ છે, અને દશ્ય જગતના અભાવકાળમાં પણ એક ચિત્પ્રકાશ જ છે, એમ ઉપર કહેલું છે અને એ વિધાનને જ નીચેની ઓવીઓમાં અનેક દૃષ્ટાંતોવડે સિદ્ધ કરી બતાવવામા આવ્યુ છે

लेणें आणि भागारें । भागाराचि एक स्फुरे ॥
का जेथें दुसरें । नाहींच ज्ञणोनी ॥ २३६ ॥

વિવરણ—અલંકારમા અને સુવર્ણમાં એક સુવર્ણ જ સ્ફુરે છે, કારણ કે તેમા બીજુ કાંઈ છે જ નહિ

जळतरंगी दोन्ही । जळावांचूनि नाही ॥
ह्मणौनी आन कांही । नाहीं ना नोहे ॥ २३७ ॥

વિવરણ–પાણીમા અને લહરી (તરંગ)મા કેવળ પાણી વિના બીજુ કાંઇ પણ નથી, તેમ જ બીજુ કાંઈ થવાનુ પણ નથી.

हो का ज्ञाणानुमेयो । येऊ कां हाती घेवो ॥
लाहो का दिठी पाहो । भलतेसे ॥ २३८ ॥

વિવરણ–કર્પૂર સાગધ્યના યોગે નાસિકાના જાણવામા આવે, કિંવા મૃદુતાના યોગે સ્પર્શવડે હાથના જાણવામા આવે અથવા તો સ્વચ્છતાવડે આંખોના જોવામા આવે અર્થાત્ તે ગમે તેનુ હોય,

परी कापुराच्या ठाईं । कापुरावाचूनि नाहीं ॥
तैसा रीति भलतेययाही । ह्मचि यया ॥ २३९ ॥

વિવરણ–તો પણ, જેમ કર્પૂરમા કર્પૂર વિના બીજુ કાંઈ પણ નથી; તેજ પ્રમાણે આત્મા ભલે ગમે તે રૂપે ભાસતો હોય, તો પણ તે એક બ્રહ્મચૈતન્ય જ પોતે પોતામાં છે–તેના વિના બીજુ કશુય નથી

आता दृश्यपणे दिसो । का द्रष्टा होऊनि असो ॥
परी हा वाचूनि अतिसो । नाहीं येथें ॥ २४० ॥

વિવરણ–તે દૃશ્યપણાથી દેખાય કિંવા દ્રષ્ટા તરીકે દ્રષ્ટિગોચર થાય, પણ અહીં આત્માવિના બીજુ કોઈ પણ નથી

गंगा गंगापणें वाहो । की सिंधु होऊनि राहो ॥
परी पाणीपण नन्हत्रो । न देखो की ॥ २४१ ॥

વિવરણ–ગગા પોતાના પાત્રમા વહે કિંવા સમુદ્રમાં મળીને સમુદ્રરૂપ થાય, તો પણ તેના પાણીપણામા કશો બગાડ થયેલો દેખાતો નથી.

थिजावें की विघरावें। हे अप्रयोजक आघवे ॥
घृतपण नव्हे । अनारिसें ॥ २४२ ॥

વિવરણ–ઘી થીજી ગયેલુ હોય અથવા તો પીગળી ગયેલુ હોય, તો તે થીજેલા-પણામા કે પાતળાપણામા વિશેષ મહત્ત્વ નથી, કારણ કે, તે ગમે તે સ્થિતિમા છે તો એક ઘી જ, તેમાં બીજી કશી ભિન્નતા નથી.

ज्वाळा आणि वन्ही । न लेखिजति दोनी ॥
वन्हीमात्र म्हणोनी । आन नव्हे की ॥ २४३ ॥

વિવરણ–જ્વાળા અને અગ્નિ એ ઉભયને ભિન્ન માનવામાં આવતા નથી, કારણ કે, જ્વાળા અને અગ્નિ એ બન્ને અગ્નિ જ છે. એમાં અગ્નિ વિના બીજું કાંઈ છે જ નહિ.

तैसें दृश्य का द्रष्टा । या दोन्ही दशा वांझटा ॥
पाहता परी काष्टा । स्फूर्तिमात्र तो ॥ २४४ ॥

વિવરણ–તેવી જ રીતે દશ્ય કિંવા દ્રષ્ટા એ બન્ને દશાઓ વ્યર્થ છે. કારણ કે, પરાકાષ્ઠાથી વિચાર કરીને જોવામાં આવે, તો સ્ફૂર્તિમાત્ર આત્મા જ છે. આત્માના આધારે જ દશ્ય અને દ્રષ્ટાની કલ્પના છે. આત્મા જે અવસ્થામાં પોતાના પ્રકાશવડે પોતે પ્રકટ થઈને ઇતર સૂર્ય આદિ તે જ અદિત સ્થૂલ સૃષ્ટિને પ્રકટ કરે છે, તે જાગૃત અવસ્થાના સબંધથી આત્માને વિશ્વનું નામ મળેલું છે. ચૈતન્યપ્રકાશવડે જ સ્વપ્નમાંના સર્વ સૂક્ષ્મ વિષયોનું પ્રકાશન થાય છે; અને તેથી તે અવસ્થાના સંબંધથી આત્માનું નામ તૈજસ છે. સુષુપ્ત–અવસ્થામાં આત્મા સર્વ પદાર્થોના અભાવને જાણે છે અને તેથી એ અવસ્થાના સબંધથી આત્માને પ્રાજ્ઞના નામથી ઓળખવામાં આવે છે. ત્રણે અવસ્થામાંનો એવો આ દશ્ય તથા દ્રષ્ટારૂપ વ્યવહાર છે. પરંતુ એ સર્વ દશ્ય અને દ્રષ્ટૃત્વનો પ્રકાર તે એક નિત્ય સ્ફુરદ્રૂપ આત્મભાન જ છે. એ તત્ત્વ જો નીચેની ઓવીમાં કહેલી દૃષ્ટિથી જોવામાં આવે, તો તરત સમજી શકાશે.

*इये स्फूर्तीकडोनी । नाहीं स्फूर्तीमात्र वाचोनी ॥*
तरी काय देखोनी । देखतु असे ॥ २४५ ॥

વિવરણ–પૂર્વે કહેવામાં આવ્યું છે કે, દશ્ય અને દ્રષ્ટા કેવળ નિત્યસ્ફુરદ્રૂપ આત્મભાવ જ છે. પણ જો એ નિત્ય સ્ફુરદ્રૂપ આત્મદ્રષ્ટિથી જોઈએ તો, દશ્ય, દ્રષ્ટા અને દર્શન એ ત્રિપુટી કાંઈ પણ ન હોઈને, સ્ફૂર્તિમાત્ર આત્મતત્ત્વ જ છે, એવો જ પરિચય (પ્રતીતિ) થાય છે. દૃષ્ટિ બે પ્રકારની છે–એક કાર્યદૃષ્ટિ અને બીજી કારણદૃષ્ટિ. કાર્ય દૃષ્ટિથી જોતાં જો કે કાર્યમાં કારણ પ્રકટ હોય છે, તો પણ વૃત્તિને તેનો પ્રત્યય (પરિચય) ન હોવાથી વૃત્તિને કેવળ કાર્ય જ ભાસ્યા કરે છે. ઉદાહરણાર્થે, એક સોનીએ સારા સો ટચના સોનાનો એક નક્ષીદાર અલંકાર બનાવીને એક

ગ્રાહકને બતાવ્યો અને ગ્રાહક પોતાના હાથમાં લઈને તે અલંકારને જોવા લાગ્યો. એ વેળાએ તેને સોનીની કારીગરીનો જ ભાસ થવા લાગ્યો-એટલે કે, સુવર્ણના તે અલંકારપર સોનીએ નાના પ્રકારની વેલબુટ્ટીઓ અને નાનાવિધ નક્ષીકામ કરેલું હતું, તે જ તેને ભાસવા લાગ્યું. તે કારીગરીને જોઇને તે સોનીની કુશળતાની ઘણી જ પ્રશંસા કરવા લાગ્યો. એવી રીતે એ સમસ્ત નક્ષીકામને જોવાના કાર્યની સમાપ્તિ થતાં 'આ અલંકારમાંનું સોનુ બહુ જ ઉત્તમ છે' એમ તે ગ્રાહકે કહ્યું. જુઓ તો ખરા, કેવો ચમત્કાર કે, જે વેળાએ તે અલંકારને જોનાર નાનાપ્રકારના નક્ષીકામને જોતો હતો, તે વેળાએ સોનાની ઉત્તમતાનો શું લોપ થઈ ગયો હતો કે શું? નહિ જ. સર્વ નક્ષીકામની આકૃતિથી સુવર્ણની ઉત્તમતા જ પ્રકટ હતી. પરંતુ જ્યાં સુધી ગ્રાહકની દૃષ્ટિ સોનીની કારીગરીમાં લીન હતી, ત્યાં સુધી તેને સુવર્ણની ઉત્તમતાનું અજ્ઞાન હતું; અને જ્યારે એ કારીગરીને જોવાના કાર્યનો-વ્યવસાયનો અંત થયો, તે વેળાએ-કાર્યમાં પ્રકટ રહેલું જે કારણ એટલે કે ઉત્તમ સુવર્ણ, તેનો તે ગ્રાહકને પ્રત્યક્ષ અનુભવ થયો. સારાંશ કે, જે વેળાએ કાર્યદૃષ્ટિ હોય છે, તે વેળાએ તે કાર્યમાં કારણ પ્રકટ હોવા છતાં વૃત્તિમા આવી શકતું નથી-એટલે કે, વૃત્તિને કાર્યનું જ્ઞાન થતુ નથી. હવે જે વળાએ જોનારની દૃષ્ટિ કારણમાં હોય છે, તે વેળાએ કાર્ય જો કે પ્રકટ હોય છે, તોપણ વૃત્તિને તે કાર્યનુ જ્ઞાન થઈ શકતુ નથી. એ ન્યાયથી જ દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન ઇત્યાદિ ત્રિપુટ્યાત્મક જગતમાં જ્યાં સુધી જોનારની દૃષ્ટિ હોય છે; ત્યાં સુધી તે કાર્યમાં જો કે અસ્તિભાતિપ્રિયત્વવડે એક નિત્ય સ્ફુરદ્રૂપ ચૈતન્ય પ્રકટ હોય છે, તોપણ તેનું જ્ઞાન થતુ નથી. તેવી જ રીતે કારણ ચતન્યમા દૃષ્ટિનો પ્રવેશ થતાં દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન ઇત્યાદિ ત્રિપુટ્યાત્મક જગદ્ભાસ પ્રકટ હોવા છતાં જોનારની વૃત્તિને તે ભાસતો નથી અને એ વેળાએ તેને માત્ર એક નિત્ય સ્ફુરદ્રૂપ ચૈતન્યનો જ પ્રત્યય હોય છે.* સારાંશ કે જગતદ્રૂપે એક નિત્ય સ્ફુરદ્રૂપ જ્ઞાન માત્ર આત્મા જ છે; એટલે આત્માના દૃશ્ય જગતને જોવામાં કોણે કોને જોયું વારુ?

पुढे फरकेना दिसते । ना मागें होकावी देखतें ॥
पाहतां चेर्णे ययाते । स्फुरद्रूपाचि ॥ २४६ ॥

વિવરણ-પૂર્વે કહ્યા પ્રમાણે, એક નિત્ય સ્ફુરદ્રૂપ આત્મા જ છે. તેના વિના ભિન્ન દૃશ્ય જેવી કોઈ પણ વસ્તુ સ્વતંત્ર નથી અને તે દૃશ્યને જોનાર દર્શન વૃત્તિની

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૧૨૧.

પાછળ રહેલો દ્રષ્ટા પણ નથી. એટલે કે, અનેક નામરૂપાત્મક દશ્યભાવે, એક આત્મસ્ફૂર્તિ જ, જોનાર આત્મસ્વરૂપને જ, સ્ફુરે છે, એની રીતે પોતાને પોતે જોનારો એક નિત્ય સ્ફુરદ્રૂપ આત્મા છે.

कल्लोळीं जळीं घातले । सोनेंन सोनें पांघुरले ॥
दिठीचे पाय गुंतले । दिठीसींचि ॥ २४७ ॥

વિવરણ—લહરીઓને પાણીમાં નાખી દેવામાં આવે, સોનાવડે સોનાને આચ્છાદિત કરવામાં આવે અને દૃષ્ટિના પગ દૃષ્ટિમાં જ ગુંચવાઈ જાય—એટલે કે, દૃષ્ટિ દશ્યમાં ન જતાં, દૃષ્ટિમાં જ અટકી જાય;

श्रुतीसी मेळविली श्रुति । श्रुतीसी मेळविली श्रुती ॥
कां तृप्तीसी तृप्ती । वोगरिली ॥ २४८ ॥

વિવરણ—શબ્દ સાથે શબ્દ મેળવવામાં આવે, સૌગંધ્યને સૌગંધ્ય આપવામાં આવે અને તૃપ્તિને તૃપ્તિ પીરસવામાં આવે;

गूळ गुळें परिवढिला । मेरु सुवर्णे मढिला ॥
कां ज्वाळा गुंडाळिला । अनलु जैसा ॥ २४९ ॥

વિવરણ—ગોળને ગોળવડે ચોપડવામાં આવે, સુવર્ણના મેરુ પર્વતને સુવર્ણવડે મઢવામાં આવે કિંવા અગ્નિને જ્વાળાવડે વીંટવામાં આવે;

हें बहु काय बोलिजे । कीं नभ नभाचिये रिगे सेजे ॥
मग कोणें निंदिजे । जागे कोणें ॥ २५० ॥

વિવરણ—એ વિશે વધારે શું બોલવું? આકાશ જો આકાશની શય્યામાં જ નિદ્રાવશ થાય, તો પછી સૂતું કોણ અને જાગ્યું કોણ? નભોમંડળ સર્વને સ્થાન આપીને થાકી ગયું અને પછી પોતે પોતાની આકાશશય્યામાં જ સૂઈ ગયું, એમ કહેવું સર્વથા વ્યર્થ જ છે

हा येणें पाहिला ऐसा । कांहीं न पाहिला जैसा ॥
आणि न पाहताही आपैसा । पाहणेंचि हा ॥ २५१ ॥

વિવરણ—નિત્ય સ્ફુરદ્રૂપ આત્મા, દશ્યના મિષથી, પોતાને જુએ છે, એ કહેવું કેવા પ્રકારનું છે, એ તો ઉપરની ઓવીઓમાં દૃષ્ટાંતોવડે કહેલું જ છે. એવી રીતે પોતાને પોતે જ જોવું, તે ન જોવા બરાબર જ છે. કારણ કે, જોવાની ક્રિયામાટે દ્વૈતની

આવશ્યકતા છે, એટલામાટે દશ્યના મિષથી પોતે જ પોતાને જોવું, તે અવશ્ય ન જોવુ જ છે. પરંતુ એવું એ ન જોવું, તે અન્ય ન જોવા સમાન અંધ નહિ, કિન્તુ જ્ઞાનરૂપ છે.

येथें बोलणे न साहे। जाणणे न समाये ॥
अनुभव न लाहे। आंगीं मिरों ॥ २९२ ॥

વિવરણ—અહીં એટલે કે, આત્મતત્વમાં શબ્દનો પ્રવેશ નથી, એ આત્મતત્વ જ્ઞાનનો વિષય નથી; અનુભવ સર્વ વસ્તુઓનો પરિચય કરાવે છે, પરન્તુ અહીં તેનો આડંબર લેશ માત્ર પણ ચાલી શકતો નથી. જેવી રીતે, નૌકા તરતી અટકીને થોભી જાય, એટલે કિનારો આવેલો સમજાય છે; તે જ પ્રમાણે બ્રહ્મવિચારકાળમાં શબ્દની હીલચાલ એકદમ અટકી જાય છે.

ह्मणोनी ययातें येणें। येपरीचे पाहणें॥
पाहतां काहीं कोणे। पाहिले नाहीं ॥ २९३ ॥

વિવરણ—એટલામાટે આત્મા પોતાને દશ્યના મિષથી જુએ છે; પણ એમ જો તે જુએ, તોપણ કાંઈ જ જોતો નથી. કારણ કે, દશ્યના મિષથી નિત્ય સ્ફુરદ્રૂપ આત્મા જ પોતે પોતાને (પોતામા) સ્ફુરે છે.

किंबहुना ऐसें। आत्मेन आत्मा प्रकाशे ॥
न चेतुचि चेऊ बैसे। तयासी तो ॥ २९४ ॥

વિવરણ—કિંબહુના, એ પ્રમાણે આત્માવડે આત્મા પ્રકાશિત થાય છે. તે તેને જાગૃત ન કરવામાટે જાગૃત કરે છે (નિદ્રાના આરોપને દૂર કરે છે.) જેવી રીતે વાદળાંની ગતિથી ચંદ્રપર ગતિનો આરોપ આવે છે; લોઢાના ગોળાને તપાવીને લાલ કરવામા આવે, એટલે અગ્નિ જ વર્તુળાકાર લાલ દેખાય છે; પણ એ વર્તુળતાનો ધર્મ અગ્નિનો નહિ, કિન્તુ લોઢાના ગોળાનો જ છે એટલે કે, લોહના ધર્મનો અગ્નિમા આરોપ થયેલો હોય છે. તેની જ રીતે વિસ્મૃતિ અને સ્મૃતિ એ બુદ્ધિના ધર્મ છે, અને તેમનો આરોપ આત્મામા થયેલો છે. 'જાગૃત કર્યું' એટલે, બુદ્ધિવૃત્તિને આત્માના જાગૃતપણાનો પરિચય કરાવી આપ્યો. જેમ કે, એક ગૃહસ્થના હાથમાના કડાં હાથ ઉંચા કરવાથી ઉંચાં ચઢી ગયાં. પણ તે તેને ખોવાયલાં લાગ્યા. બીજા માણસે તે કડાં ઉપર ચઢેલા દેખાડ્યાં, એટલે તેને તે કડાં પાછા મળેલા જણાયા. હવે તે કડા ખોવાયાતા જ ક્યાં કે તેમને પાછાં મળેલાં કહી શકાય? પરંતુ કોઈ એક વસ્તુ પ્રાપ્ત હોવા છતાં પણ વિસ્મૃતિકાળમાં તે વસ્તુની પ્રાપ્તિનું જ્ઞાન હોતું નથી. રજ્જુમાં

સર્પનો ભાસ થાય છે ને રજ્જુના યોગે સત્ય વસ્તુ જાણવામા આવતાં તે સર્પની નિવૃત્તિ થઈ જાય છે. પરતુ ખરી રીતે જોતા તો તે સર્પની તે વેળાએ નિવૃત્તિ થાય છે, એમ નથી; કિન્તુ રજ્જુમા તો સર્પની નિત્ય નિવૃત્તિ જ છે. તેવી જ રીતે અવિદ્યારૂપ નિદ્રા જ્ઞાનરૂપ આત્મસ્વરૂપમાં નિત્ય નિવૃત્ત જ છે અને આત્મા નિત્ય પ્રબોધરૂપ જ છે; એટલે પછી જાગૃતને જાગૃત શુ કરવાનો હતો વારુ?

स्वये दर्शनाचिया सवा । अवघीयाचि जातसे फाचा ॥
परी निजात्मभावा । न मोडताहो ॥ २९९ ॥

વિવરણ—આત્મતત્વમા 'પોતે પોતાને જોવુ' એવી સ્ફુર્તિ થતાંની સાથે જ આત્મા અનેક નામરૂપવડે મંડિત થાય છે પણ તે પોતાના આત્મભાવને લેશ માત્ર પણ આઘાત થવા દેતો નથી. જેવી રીતે કોઈ એક મનુષ્ય દર્પણમહાલયમા (આઇના મહેલમાં) પોતે જ અનેક પ્રતિબિંબદ્વારા પોતાને જુએ છે, તોપણ તેના પોતાના એકત્વ વિષયક બોધનો ભંગ થતો નથી, તેવી જ રીતે અનત દશ્ય વિષયને જોવા છતાં આત્માનો એકાકીભાવ તો સદા સર્વદા અભગ જ છે, એટલે કે, જ્યા સર્વ દશ્યના દર્શનમાં આત્મદર્શન છે, ત્યા વિજાતીય વસ્તુ છે જ નહિ અને હોઈ શકે જ નહિ.

न पाहता आरिसा असो पाहे । तरी तोंचि पाहणें होये ॥
आणि पाहणेन तरी ते जाये । न पाहणे पाहणें ॥ २९६ ॥

વિવરણ—દર્પણમાં ન જોતા મુખ પોતાના જોવાપણાથી પોતાના સ્થાનમાં જ છે અને દર્પણમા જો જોવામા આવે, તો તે જોવુ ન જોવા બરાબર જ છે કારણ કે, તે પોતે પોતાને જ જુએ છે, તેથી ન જોવા સમાન જ છે.

मलवैसा फाके । परी येकपणा न मुके ॥
नाना संकोच तरी आसिके । हाचि आथी ॥ २९७ ॥

વિવરણ—આત્મા જો કે અનેક નામરૂપાત્મક દશ્યભાવથી વ્યક્ત થાય, તોપણ તેના એકાકીભાવ (એકત્વ)ની ન્યૂનતા થતી નથી. અથવા તો દશ્યભાવનો સકોચ કરીને તે પોતાના અદશ્ય નિર્ગુણરૂપે રહે, તોપણ આત્મા તો તેનો તે જ છે.

सूर्याचिया हाता । अंधकारू नये सर्वथा ॥
मा प्रकाशाची कथा । आइक्ता का ॥ २९८ ॥

વિવરણ—અંધકાર સૂર્ય સમક્ષ કદાપિ આવતો નથી. એટલે પછી તે પ્રકાશની કથા પણ શામાટે સાંભળે વારુ? કારણ કે, તે પ્રકાશરૂપ જ છે.

अंधारु कां उजिवडु । हा येकला येकवडु
जैसा कां मार्त्तंडु । भलतेथें ॥ २९९ ॥

વિવરણ—જેવી રીતે સૂર્ય અંધકારમાં હોય કે અજવાળામાં હોય, તોપણ તે એકલો એક જ છે;

तैसा आवडतिये भूमिके । आरुढलीयाही कौतुकें ॥
परी ययातें हा न चुके । हाचि ऐसा ॥ २९० ॥

વિવરણ—તેજ પ્રમાણે, આ આત્મા કોઈ પણ વ્યક્ત કિંવા અવ્યક્ત ભૂમિકામાં સહજ લીલાથી રહેલો હોય, તોપણ તે પોતાની સચ્ચિદાનંદ સ્વરૂપસ્થિતિથી વંચિત થતો નથી.

सिंधूची शीव न मोडे । पाणीपणा सळू न मोडे ॥
परी मोडुतु कां गाडे । तरंगाची ॥ २९१ ॥

વિવરણ—યદ્યપિ હજારો લહરીઓની ઉથલ પાથલ થઇ જાય, તોપણ સમુદ્રની મર્યાદાનો ભંગ થતો નથી; અને તેનું પાણીપણું બગડતું નથી. એ જ પ્રમાણે, અનેક નામરૂપાત્મક જગદ્વિલાસની ગમે તેવી અને ગમે તેટલી ઊથલ પાથલ થાય, તોપણ ચૈતન્યના એકત્વનો ભંગ થતો નથી. સારાંશ કે, જગત્ કેવળ ચિદ્વિલાસ છે. એ ચિદ્વલાસને જે જે ઉપમાઓ આપવામાં આવે, તે સર્વ ગૌણ છે; એ નીચેની ઓવીઓમાં દષ્ટાંતવડે સૂચવાય છે.

रश्मी सूर्याची आथी । परी बिंबा बाहेरी जाती ॥
म्हणोनी बोधसंपत्ति । उपमा नोहे ॥ २९२ ॥

વિવરણ—કિરણો સૂર્યનાં જ છે ખરાં, પણ તેઓ બિંબને એટલે કે સૂર્યને ત્યાગીને–સૂર્યના દેહને છોડીને–બહાર આવે છે; તે જો દેહમાં ને દેહમાં જ રહેતાં હોત, તો તો જ્ઞાનસંપત્તિને ઉપમા આપી શકાય એમ હતું. એટલે કે, ચિદ્વિલાસ જગતને ઉપમા આપી શકાઈ હોત. પણ તે કિરણો બિંબની બહાર જતાં હોવાથી એક ચિદ્વિલાસને તેમની ઉપમા આપી શકાય તેમ નથી.

आणि पऱ्हेचा दोडा । न पडता तडा ॥
जग तंव कापडा । न मरोचि की ॥ २६३ ॥

વિવરણ—અને કપાસનાં દેડાં ફોડ્યા વગર જ જો જગતને કાપડ મળી શકે એમ હોય, તો તેની ઉપમા ચિદ્વિલાસ જગતને આપી શકાય. પરંતુ તે દેડાંને ખોલ્યાવિના જગતને કાપડ મળી શકતું નથી.

सोनयाचा रवा । रवेपणाचा ठेवा ॥
आवघेयाची अवयवा । टेणे नव्हे ॥ २६४ ॥

વિવરણ—સોનાની લગડી લગડીરૂપે રહે અને સર્વ અવયવોના અલંકાર થઈ શકે એમ બનતું નથી, અને તેથી ચિદ્વિલાસ જગતને તેની ઉપમા પણ આપી શકાતી નથી.

न फोडिता आडवाटो । दिगंतोनी दिगंता जावो ॥
नये मा पावो । उपमा काई ॥ २६५ ॥

વિવરણ—પોતાના ઘરમાં ને ઘરમાં રહીને કોઈ પણ મનુષ્યથી વચ્ચેના રસ્તાનું ઉલ્લંઘન કર્યા વિના આ દિશામાંથી તે દિશામાં જઈ શકાતું નથી; તો પછી એ ઉપમા એક ચિદ્વિલાસને કેવી રીતે આપી શકાય વારુ?

म्हणोनी इये आत्मलीळे । नाहीं आन कांटाळे ॥
आतां येयाचिये तुळे । हाचि यया ॥ २६६ ॥

વિવરણ—સૂર્યરશ્મિ, કપાસદેડાં, અને સોનાની લગડી ઇત્યાદિના દૃષ્ટાંતો ઉપરની ઓવીઓમાં આપવામાં આવ્યાં છે; પણ એ ઉપમાઓ આત્મવિલાસ એટલે કે, ચિદ્વિલાસમાં ગૌણ છે; કારણ કે, અનેક નામરૂપાત્મક જગદ્વિલાસવડે ચિદૈક્યભાવ બગડેલો—વિકૃત થયેલો—નથી. કારણ કે, સમસ્ત જગત્ ચૈતન્યથી પૃથક્ તત્ત્વ નહિ, કિન્તુ એક ચિદ્વિલાસ જ છે. સારાંશ કે, નામરૂપાત્મક જગદ્ભાવવડે વિકસિત થવામાં ચૈતન્યની ભેદશૂન્ય અભેદ સ્થિતિમાં કશો પણ અંતરાય આવતો નથી. સૂર્યરશ્મિનો પ્રકાર તેવો નથી. સૂર્યનાં કિરણો બિંબસહિત સૂર્યના દેહમાં ન પ્રસરતા દેહની બહાર વ્યાપેલા પોલાણમાં પ્રસરે છે. કિરણો એવી રીતે સૂર્યમંડળની બહાર જવાથી આત્માના ચિદ્વિલાસને તેમની ઉપમા આપી શકાતી નથી. તે જ પ્રમાણે કપાસનાં દેડાં ફૂટ્યા પછી તેમાંથી રૂ બહાર નીકળે છે, અને ત્યારપછી તેનું સૂતર અને

પછી કાપડ તૈયાર થાય છે–ને પછી સમસ્ત જગત્ તે કાપડનો ઉપયોગ કરે છે. પણ જો એ સર્વ વ્યવહાર કપાસનાં દેંડાં ન ફૂટતાં અંદરને અંદર જ થયો અથવા થતો હોત, તો અવિભંગ ચૈતન્યલીલાને તેની ઉપમા આપી શકાત. તેની જ રીતે સોનાની લગડી કાયમ રહીને તેનાવડે સર્વ જગત્ અલંકારોથી સુશોભિત થયું હોત, તો પૂર્ણ આત્મલીલાને તેની ઉપમા આપી શકાત. પણ સુવર્ણના અલંકારો લગડીને તોડીને જ બનાવવા પડે છે, અને તેથી અભંગ આત્મલીલાને તેની ઉપમા આપી શકાતી નથી. એવો આ અનુપમ ચિદ્વિલાસ છે. એના એ ચિદ્વિલાસને ચિદ્વિલાસની જ ઉપમા આપી શકાય. એટલે કે, ચિદ્વિલાસ કેવો, તો કે ચિદ્વિલાસ જેવો.

स्वप्रकाशाच्या घासी । जेविता बहु वेगेंसीं ॥
वेचेना परी कुशी । वाखही न पडे ॥ २६७ ॥

વિવરણ–સર્વ દૃશ્ય જગત્ ચિત્પ્રકાશ છે, એટલે કે, ચિત્પ્રકાશની સત્તાનો ટેકો લઇને દૃશ્ય જગત્ ચિત્પ્રકાશજ્ઞાતા સમક્ષ મંડિત થયેલું છે અને ચિત્પ્રકાશજ્ઞાતા ચિત્પ્રકાશ દૃશ્યનો ભોગ લે છે. એ ચિત્પ્રકાશ દૃશ્યનો ચિત્પ્રકાશ ભોક્તા અતિત્વરાથી ભોગ લે છે, એટલે કે, જ્ઞાતા તે જ્ઞેયને ભોગવવામાટે અનુકૂલ જ્ઞેયપ્રતિ અતિ શીઘ્રતાથી દોડી જાય છે.*

ચિત્પ્રકાશ જો કે દૃશ્યનો એટલા બધા વેગપૂર્વક ભોગ લે છે, તોપણ પ્રકાશની લેશમાત્ર પણ ન્યૂનતા થયેલી નથી, તેમ જ ભોક્તાનું પેટ પણ સપાટ નથી. જેવી રીતે કોઈ એક જમનાર જેમ જેમ જમતો જાય છે, તેમ તેમ થાળીમાંનું ભોજન ઓછું થતું જાય છે અને જમનારનુ પેટ ફૂલતુ જાય છે. જો થાળીમાંનું અન્ન ઓછુ ન થાય, તો જમનારનું પેટ જેવુ ને તેવુ જ સપાટ રહે છે. પણ અહીં જો કે ચિત્પ્રકાશ, ભોક્તા ચિત્પ્રકાશ દૃશ્ય વિષયનો અતિત્વરાથી ભોગ લે છે, તોપણ તેથી પ્રકાશ કાંઈ ઓછો થતો નથી અને ભોક્તાના પેટમાં ખાડો પણ દેખાતો નથી. સારાંશ કે, ચિત્પ્રકાશમાં ન્યૂનતા કે ખોટ નથી. તે જેવો છે તેવો ને તેવો જ છે.

ऐसा निरुपमा परी । आपुलिये विलासवरी ॥
आत्मा राणीव करी । आपुले ठाईं ॥ २६८ ॥

વિવરણ–એવી એ આત્માની ચિદૈક્યભાવમાં થતી લીલા એટલે દૃશ્ય જગત્-રૂપે પોતે જ પોતાને જોવાનો વ્યવસાય, પોતે જ પોતાનો ભોગ લેવો અને પોતે જ પોતાને જાણવું, એ સર્વ ચૈતન્યનો ચિદ્વિલાસ અનુપમ છે.

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો, ઓવી ૪૭૯ થી ૪૮૪ સુધી.

तयातें ह्मणिपे अज्ञान । तरी न्याया भरलें रान ॥
आतां ह्मणे तयाचें वचन । उपसावों हो आह्मीं ॥ २६९॥

વિવરણ–એવા ચૈતન્યને જો અજ્ઞાન કહેવામાં આવે, તો પછી ન્યાયની પાયમાલી થયેલી જ કહેવાય અથવા ન્યાય અરણ્યવાસી થયેલો જ કહેવાય. આમ હોવા છતાં પણ જો કોઈ એ ચિદ્વિલાસને અજ્ઞાન કહે, તો તેના તે કથનને અમે સહન કરીશું; કારણ કે, તેના એ કથનથી કશું પરિવર્તન થવાનું નથી. જેમકે, કોઈ એક ગૃહસ્થ એક સાધુપાસે ગયો અને તેને પૂછવા લાગ્યો કે, 'મને શ્રી દત્તાત્રયનો સાક્ષાત્ મેળાપ કેમ કરીને થાય વારુ?' એના ઉત્તરમાં તે સાધુએ જણાવ્યું કે, 'દત્તાત્રય નિત્ય રૂપાન્તર કરીને એટલે કે, વેશ બદલીને કોલ્હાપુરની દેવીનાં દર્શને આવે છે; એટલે તું કોલ્હાપુરની દેવીના મંદિરમાં હાથમાં પીપળની એક ન્હાનકડી ડાળી લઇને ઉભો રહેજે અને ત્યાં જે કોઈ પણ દેવીનાં દર્શને આવે તે સર્વને પૂછજે કે, આ ડાળ શાની છે વારુ? તે સર્વે તને એવો જ જવાબ આપશે કે, આ ડાળ પીપળાની છે, પણ તું તે સર્વને એમ જ કહેતો જજે કે, નહિ એ ડાળ વડની છે. હવે તું પીપળાની ડાળને વડની ડાળ કહે છે, એથી તું આમ મૂર્ખ પ્રમાણે કેમ બોલે છે, એમ કહીને જો તેઓ તારીજોડે વાદ કરવા માંડે, તો તેમની સાથે વાદમાં ન ઉતરતાં શાંત થઇને બેસી રહેજે. પરંતુ પ્રથમ આ ડાળ શાની છે, એ તારા પ્રશ્નના ઉત્તરમાં આ ડાળ પીપળાની છે, એમ જણાવ્યા પછી પુન એ ડાળ તો વડની છે, એમ તું જ્યારે બોલે અને તેના અનુમોદનમાં, હા એ ડાળ વડની છે, એમ જે કોઈ પણ બોલે તેને, ના એ ડાળ તો આંબાની છે, એમ તારે કહેવું અને તારા એ કથનને માન્ય કરીને જે કોઈ કહે કે, હા આ ડાળ આંબાની છે; તો તેનાં ચરણો તત્કાળ તું પકડી લેજે અને તે જ દત્તાત્રય છે, એમ નિશ્ચયપૂર્વક માની લેજે. કારણ કે જેઓ વિચારશીલ હોય છે, તેઓ એમ જ સમજે છે કે, નિશ્ચિત વસ્તુઓનાં નામ કદાચિત્ બદલાઈ જાય, તો પણ તેથી તેનો ખરો અર્થ કાંઈ બદલાતો નથી. એ જ પ્રમાણે, જગત્ કેવળ ચિત્પ્રકાશ છે, છતાં તેને જો કોઈ અજ્ઞાનના નામથી ઓળખે, તો તેથી તેનો ખરો અર્થ જે ચિત્પ્રકાશ, તે અર્થમાં કશું પણ પરિવર્તન નથી થતું તે નથી જ.

प्रकाशितें अज्ञान । ऐसें ह्मणणें हन ॥
तरी निदिद्राविते अंजन । न ह्मणिजे काई ॥ २७० ॥

વિવરણ–જે જ્ઞાનના યોગે સર્વ જગત્ પ્રકાશિત હોય છે, તે જ્ઞાનને જો અજ્ઞાનવાદી અજ્ઞાનના નામથી ઓળખે, તો તેના એ કથનને અમે આમ માનવાના; જેવી

રીતે પગીની આંખોમાં અંજન નાખવાથી તેની દૃષ્ટિ તીક્ષ્ણ થાય છે અને ભૂમિગત દ્રવ્ય તેને દેખાવા માંડે છે. પણ એવી રીતે દૃષ્ટિને વિકસિત કરનારી વસ્તુ અંજનને કાજળના નામથી નથી ઓળખવામાં આવતી કે શું? એટલામાટે નામરૂપાત્મક દૃશ્ય જગતને વિકસિત કરનાર જ્ઞાનને અજ્ઞાનના નામથી ઓળખનારના કથનને અમે આવું જ સમજીશું કેવું સમજી શું, તે નીચેની ઓવીઓમાં કહેવામાં આવે છે.

सुवर्णगौर आंबिका। न ह्मणिजे काय काळिका॥
तैसा आत्मप्रकाशका। अज्ञानवादु॥ २७१॥

વિવરણ–સોનાની સુંદર દેવીની મૂર્તિ કરી કે, તેને કાળિકાના નામથી ઓળખવામાં આવે છે. તેવી જ રીતે જગત્ કેવળ આત્મપ્રકાશ હોવા છતાં તેને અજ્ઞાન કહેવાનો પૂર્વ પક્ષવાદીઓનો પરિપાક જ થઈ ગયો છે, એમ જ અમે સમજીશું અસ્તુ એવા એ ચિત્પ્રકાશને અજ્ઞાન કહેવામાં આવે, તો તેથી તેના અર્થમાં કશો પણ ફેરફાર–વિકાર–થતો નથી

येन्हवी शिवोनि पृथ्वीवरी। तत्त्वाच्या वानेपरी॥
जयाच्या रश्मीकरी। उजाळा येतॆ॥ २७२॥

વિવરણ–સહજ વિચાર કરી જોતા એમ જણાઈ આવશે કે, શિવ એટલે ચૈતન્યથી લઈને તે ઠેઠ પૃથ્વી એટલે કે, જડ પર્યન્ત જે અનેક તત્ત્વો છે, તે જે ચૈતન્યના પ્રકાશવડે પ્રકાશમાન છે;

जेणें ज्ञान सज्ञान होये। दृङ्मात्र दृष्टीतें विये॥
प्रकाशाचा दिवो पाहे। प्रकाशासी॥ २७३॥

વિવરણ–જેના યોગે જ્ઞાન દૃષ્ટિયુક્ત છે, એટલે કે, ઇતર જ્ઞાનમાં જે સજ્ઞાનતા છે, તે ચૈતન્યને લીધે જ છે. જ્ઞાનમાત્ર ચૈતન્ય ઇતર જ્ઞાનદૃષ્ટિઓને પ્રકાશિત કરે છે અને દૃશ્ય જગતનો આધાર જે જ્ઞાનરૂપ આત્મા, તેમાં જ આ દૃશ્ય જગત્ જ્ઞાનનો વિકાસ છે.

तें कोणें निकृष्टें। दाविलें अज्ञानाचेनि बोटें॥
ना तमें सूर्या मोटे। बांधितां निके॥ २७४॥

વિવરણ–એવા આ જ્ઞાનપ્રકાશ જગતને 'આ અજ્ઞાન છે' એમ કયો નીચ (મનુષ્ય) આગળીથી બતાવે છે? અરે અંધકાર સૂર્યને પોતાની ગાસડીમાં કેમ અને કેવી રીતે બાંધી શકવાનો હતો?

अपूर्व ज्ञानाक्षरीं । वसता अज्ञानाची थोरीं ॥

शब्दार्थाची उजरी । अपूर्व नव्हे कीं ॥ २७५ ॥

વિવરણ—આ સર્વ જગદ્વિલાસ કેવળ જ્ઞાનરૂપ ચિદ્વિલાસ છે. એને જો કોઈ અજ્ઞાન કહે, તો તેનો એ શબ્દાર્થ અપૂર્વ ન કહેવાય કે શું?

लाखेचे मांदुसे । आगीचे ठेवणे कायसे ॥

आतुबाहेरी सरिसे । फडनि घाली ॥ २७६ ॥

વિવરણ—લાખની પેટીમાં અગ્નિને રાખવાથી શો લાભ વારુ? જો અગ્નિને લાખની પેટીમાં રાખવામાં આવે, તો તેથી અગ્નિ તેમાં પૂરાઈ ન રહેતાં પેટીને અંદર અને બહાર પોતાનું રૂપ આપવાનો એટલે કે, પેટીને બાળી જ નાખવાનો.

म्हणोनी जग ज्ञाने स्फिते । बोलता अज्ञानवादाते ॥

विखुरली होती आते । वाचोचिये ॥ २७७ ॥

વિવરણ—એટલામાટે આત્માની જે નિત્યસ્ફુરદ્રૂપ સ્થિતિ છે, તે જ જગત્પ્રતીતિ છે. એથી જો કોઈ પણ એને અજ્ઞાનનું અભિધાન આપે, તો તેની વાચા પ્રમાદિની થયેલી છે એટલે કે ભડકી ગયેલી છે, એમ જ માની લેવું.

अखरी तव गोवधु । पुढारा अनृत वाधु ॥

मा कैसा अज्ञानवादु । कीजे ज्ञानी ॥ २७८ ॥

વિવરણ—ગોવધ ન કરેલો છતાં જો કોઈ હિન્દુ એમ કહે કે, 'મેં ગોવધ કર્યો છે,' તો એ શબ્દ ઉચ્ચારવાનું એક પાપ તો છે જ અને તેની સાથે અસત્ય બોલવું એ બીજું પાપ છે. તેવી જ રીતે જ્ઞાનને અજ્ઞાન કહેવું એ એક પાપ છે અને અજ્ઞાન ન હોવા છતાં અજ્ઞાન છે, એમ કહેવું એ બીજું પાપ છે.

आणि अज्ञान म्हणणे । स्फुरतसे अर्थपणे ॥

आतां हेंचि ज्ञान कोणे । मानिजेना ॥ २७९ ॥

વિવરણ—જે જ્ઞાનાર્થવડે અજ્ઞાનનો પ્રત્યય થાય છે, તે અર્થજ્ઞાન છે, એમ કોઈ પણ સમજતું નથી.

असो हें आतमराजें । आपणापें जेणें तेजें ॥

आपणाचि देखिजे । बहुयेपरी ॥ २८० ॥

વિવરણ—અસ્તુ, એ આત્મરાજ જે તેજવડે પોતે પોતાને અનેક દશ્યરૂપે નિહાળે છે.

निर्वेचिता जे ज्ञावळे। तेचि की ठाहे डोळे ॥
डोळया पुढें मिळे। तेचि तया ॥ २८१ ॥

વિવરણ—વિચારપૂર્વક જો અજ્ઞાનનો નિર્ણય કરવા જઈએ, તો અજ્ઞાન અસત્ય સિદ્ધિ થાય છે. આ અજ્ઞાન સત્યતાથી નેત્રોસમક્ષ કેમ કરીને આવી શકે વારુ? (નેત્રોને કેમ કરીને ભાસે વારુ?) આનો સારાંશ એટલો જ છે કે, દ્રષ્ટાની દૃષ્ટિસમક્ષ દશ્યરૂપે અન્ય કોઈ નહિ, પણ કેવળ દ્રષ્ટા જ આવે છે.

ऐसें जगज्ञान जें आहे। तें अज्ञान ह्मणे मी नियें ॥
येणें अनुमानें हो पाहे। आथी ऐसें ॥ २८२ ॥

વિવરણ—એવુ જે ચૈતન્ય પ્રકાશરૂપ જગત્ તે જ્ઞાનરૂપ છે, અને 'તેને હુ જન્મ આપુ છુ' એમ અજ્ઞાન કહે છે. એથી 'અજ્ઞાન છે' એવુ અનુમાન થાય છે.

तंव अज्ञान त्रिशुद्धी नाहीं। हें जगींचि ठेविलें ठाईं ॥
जे धर्म धर्मित्व केही। ज्ञानाज्ञान असे ॥ २८३ ॥

વિવરણ—કેવળ ચિત્પ્રકાશ જગત્ અજ્ઞાનનુ કાર્ય સિદ્ધ થતુ નથી; કારણ કે, જો જગતને અજ્ઞાનનું કાર્ય માનીએ, તો અજ્ઞાન ધર્મી અને જ્ઞાન તેનો ધર્મ, એમ જ થવાનું. પણ એવો વ્યવહાર કેમ કરીને થઈ શકે વારુ? જડનો ગુણ જડ જ હોવો જોઈએ. જડનો ગુણ ચિત્ થાય, એમ કદાપિ બને જ નહિ. એ ન્યાયથી '"જડ અજ્ઞાનનો જ્ઞાન (ચિત્) ધર્મ છે' એમ કહેવુ કેમ કરીને સભવે વારુ? ચાર્વાક જેવાં કેટલાક ભૌતિકવાદીઓ જ્ઞાનને જડના ગુણ તરીકે માને છે—એટલે કે, જેવી રીતે ચૂનો, કાથો, સોપારી અને પાન એ ચાર વસ્તુઓના મિશ્રણથી કારણથી સર્વથા ભિન્ન એવો એક રક્ત ગુણ (રગ) ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે પ્રાણીમાત્રમાં રહેલુ જ્ઞાન તે પચ મહાભૂતોના મિશ્રણમાંથી ઉત્પન્ન થયેલો એક ગુણ છે, એમ તેઓ કહે છે. પરંતુ તેમનું એ કથન નિસગત, યુક્તિહીન અને અશાસ્ત્ર છે. જડ તત્ત્વોના મિશ્રણથી જો કે એક ભિન્ન ગુણ ઉત્પન્ન થાય છે, તો પણ તે ગુણ જડ જ હોય છે. જેવી રીતે બે વિવક્ષિત વાયુઓના રસાયનિક મિશ્રણથી તૃતીય જળરૂપ કાર્ય, ને બન્ને વાયુઓ કરતા ભિન્ન ધર્મયુક્ત ઉત્પન્ન થાય છે. પરતુ જેમ તે બન્ને વિવક્ષિત વાયુઓ જડ છે, તે જ રીતે તેમનુ એ તૃતીય કાર્ય જે જળ, તે પણ જડ જ છે.

જળના અંગમાં જો કે બીજા સર્વ ધર્મો વાયુથી ભિન્ન છે, તો પણ કારણરૂપ વાયુનો ધર્મ જે જડતા, તે જડતા તો કાર્યરૂપ જળમાં પણ છે જ. તેવી જ રીતે શરીર-મધ્યે ત્વચા, અસ્થિ, માંસ, મજ્જા અને જ્ઞાનતંતુ એ સર્વરૂપે એક પૃથ્વી જ છે; અને મૃત શરીરમાં પણ એ સર્વ પાર્થિવ પદાર્થો વ્યક્ત હોય છે; પરંતુ તેમનામાં જ્ઞાનનો લવલેશ પણ હોતો નથી, એટલે કે, તેઓ જડ હોય છે, એવી જ રીતે શરીરમાં રક્ત, લાળ, મૂત્ર, સ્વેદ એ સર્વરૂપે અપ્તત્ત્વ જ છે, એટલે કે પાણી જ છે; પણ એ સર્વ જ્ઞાનરહિત (જડ) જ છે. તેમ જ શરીરમાંની ઉષ્ણતા, નેત્રમાંનો પ્રકાશ અને જઠરાગ્નિ એટલાં રૂપે એક તેજસ્તત્ત્વ જ છે, અને તે જડ છે, એમ વિચારાન્તે સિદ્ધ થાય છે. પંચ પ્રાણરૂપે એક વાયુ તત્ત્વ છે, અને તે પણ જડ છે. મૂર્ધ્ની, આકાશ અને હૃદયાકાશરૂપે એક મોકળ આકાશતત્ત્વ જ છે. એવાં એ જડ પંચ તત્ત્વોના મિશ્રણથી એ પંચ તત્ત્વોથી સર્વથા વિરુદ્ધ સ્વભાવનો જે જ્ઞાનગુણ, તે કેવી રીતે ઉત્પન્ન થઈ શકે વારુ? આ એક પ્રકાર થયો. આ વાર્તાનો બીજી રીતે વિચાર કરી જોવાથી પણ જ્ઞાન મિશ્રણ ધર્મ છે, એ સિદ્ધ થઈ શકતું નથી. તે એવી રીતે કે, કાર્ય તે કારણતંત્ર હોય છે; જેવી રીતે મૃત્તિકાના ઘટને બનાવનાર કુલાલ (કુંભાર) તે ઘટનું કારણ છે અને ઘટ કાર્ય છે; હવે અહીં જો વિચાર કરીને જોવામાં આવે, તો ઘટ કુલાલનું પૂર્ણ તંત્ર છે, એટલે કે, કુલાલ ઘટને જ્યાં લઈ જાય, ત્યાં તેણે તેની સાથે જવું જ જોઇએ; જ્યાં તેને રાખે ત્યાં તેણે રહેવું જ જોઇએ અને ફોડે તો ફૂટી જવું જોઇએ; એવી રીતે ઘટકાર્યની સર્વ ચેષ્ટાઓ ઘટનું કારણ જે કુલાલ, તે કુલાલના તંત્રરૂપ છે. એ ન્યાયને અનુસરીને જોતાં જડ, એ જ્ઞાનતંત્ર છે, એટલે કે, ભૌતિક જડ શરીરની સર્વ ચેષ્ટાઓ જ્ઞાનના આધારે જ રહેલી છે. સુષુપ્તિકાળમાં એક જ્ઞાન લીન થવાથી શરીર સર્વ ચેષ્ટા રહિત જડ બની જાય છે; એટલે કે, મનનો કલ્પના કરવાનો વ્યવસાય, બુદ્ધિનો જાણવાનો વ્યાપાર, શ્રોત્રેન્દ્રિયનું સાંભળવું, નેત્રોનું જોવું, હાથોનું આપવું લેવું અને પગોનું ચાલવું ઇત્યાદિ શરીરના સર્વ વ્યવહારો એકદમ બંધ પડી જાય છે. એથી જ્ઞાન તે કારણ અને ભૌતિક સ્થૂલ સૂક્ષ્માદિ દેહ તે કાર્યો છે, અને જે કારણ હોય છે, તે કાર્યથી પ્રથમ હોય છે અને કાર્યની પછી પણ હોય છે, એવો નિયમ છે. એ નિયમ પ્રમાણે જોતાં ભૌતિક શરીરથી પૂર્વે જ્ઞાન કારણ છે, અને તે જ જ્ઞાન શરીરમાં કાર્યરૂપે પ્રકટ હોય છે; તથા જે જ્ઞાન કાર્ય શરીરના આદિ અને મધ્યમાં અખંડ છે, તે કારણ શરીરના અંતમાં પણ હોવું જ જોઇએ. જેવી રીતે અલંકાર એ, કાર્ય પૂર્વે તેનું કારણ સુવર્ણ છે—ને અલંકારરૂપ કાર્યમાં પણ છે અને

અલંકારરૂપ કાર્યના અંતમાં પણ છે. તેવીજ રીતે જ્ઞાન તે સર્વ કાર્યોના આદિ, મધ્ય તથા અંતમાં રહેનારું કારણ છે. એવા એ કારણજ્ઞાનથી જે કાંઈ પણ વિપરીત હોય, તે સર્વ કાર્ય છે, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. અર્થાત્ અજ્ઞાન ધર્મી અને જ્ઞાન ધર્મ છે, એમ કહેવું તે અંધકાર ધર્મી અને પ્રકાશ ધર્મ છે, એમ કહેવા જેવું જ છે. સારાંશ કે, અજ્ઞાન તે જ્ઞાનનું ધર્મી અને જ્ઞાન તે અજ્ઞાનનો ધર્મ હોય, એમ થવું સર્વથા અશક્ય છે. જો નીચેની ઓવીઓમા આપેલા (વર્ણવેલાં) દષ્ટાન્તો પ્રમાણેની ઘટનાઓ બને, તો જ જ્ઞાન તે અજ્ઞાનનો ધર્મ છે, એમ કદાચિત્ સિદ્ધ થઈ શકે.

काजळा मोतीं विये। राखोंडिया दिपु जिये॥

तरी ज्ञान धर्म होये। अज्ञानाचा॥ २८४॥

વિવરણ–કાજળમાંથી જો મોતી ઉત્પન્ન થાય અને રાખોડીમાંથી જો દીવો પ્રકટે, તો જ અજ્ઞાનનો ધર્મ જ્ઞાન થઈ શકે.

चंद्रमा निगती ज्वाळा। आकाश आते शिळा॥

तरी अज्ञान उजळा। ज्ञानाते वमी॥ २८५॥

વિવરણ–જો ચદ્રમાંથી જ્વાળા ઉત્પન્ન થાય; અતિ સૂક્ષ્મ વસ્તુ જે આકાશ, તેમાંથી અતિજડ પદાર્થ જે પાષાણશિલા તે જો ઉત્પન્ન થાય, તો જ તમરૂપ અજ્ઞાનમાંથી સ્વચ્છ જ્ઞાનની ઉત્પત્તિ સંભવી શકે.

क्षीराब्धिकाळकूट। हें एके परीचें विकट॥

काळकूटी चोखट। सुधा कैंची॥ २८६॥

વિવરણ–પૂર્વે સમુદ્ર મંથન સમયે ક્ષીર સાગરમાંથી વિષ ઉત્પન્ન થયું હતુ, એ જો કે વિચિત્ર ઘટના છે, તો પણ તે વ્યાસના મુખથી વદાયલી હોવાથી તે વાર્તાને આપણે માનીએ; તો પણ કાળકૂટ વિષમાંથી શુદ્ધ અમૃત નીકળી શકે એમ છે ખરું કે ?

ना ज्ञानीं अज्ञान जाले। तें हातेंवांचि अज्ञान गेलें॥

पुढती ज्ञान एकलें। अज्ञान नाहीं॥ २८७॥

વિવરણ–અથવા જ્ઞાનમાથી અજ્ઞાનની ઉત્પત્તિ થયેલી છે, એવા પક્ષને આપણે માની લઇએ, તો પણ તેથી 'અજ્ઞાન છે' એમ કાંઈ સિદ્ધ થઈ શકતુ નથી. કારણ કે, તે જ્ઞાન અજ્ઞાનનું વિરોધી હોવાથી જ્ઞાનસમક્ષ આવતા જ તેનો લોપ થઈ ગયો છે અને પછી જ્ઞાન એકલુ જ રહ્યુ છે, એટલે કે, અજ્ઞાન છે જ નહિ.

झणोनी सूर्य सूर्याचियेवढा । चंद्र चंद्राचि सांगडा ॥
ना दीपाचिया पाडिपाडा । ऐसा दीपु ॥ २८८ ॥

વિવરણ–સૂર્ય સમાન સૂર્ય જ છે, ચંદ્ર સમાન ચંદ્ર જ છે અને દીપક સમાન દીપક જ છે.

प्रकाशू तो प्रकाशकी । यासी न वंचे घेई चुकी ॥
झणोनि जग असिकी । वस्तुप्रभा ॥ २८९ ॥

વિવરણ–પ્રકાસ્ય જગત્ અને પ્રકાશક ચૈતન્ય એક જ છે, એમાં અન્યથા નથી, તમે એને અજ્ઞાન કહો છો, એ તમારી ભૂલ છે અને પોતાની એ ભૂલનો સ્વીકાર કરો–સર્વ જગત્ તે એક માત્ર વસ્તુપ્રભા છે, એમ જ જાણો.

विभाति यस्य भासा । सर्वमिदं हा ऐसा ॥
श्रुति काय वायसा । ढेकर देती ॥ २९० ॥

વિવરણ–આત્માના પ્રકાશવડે આ સમસ્ત ત્રૈલોક્ય પ્રકાશિત થાય છે, એમ જે શ્રુતિઓ કહે છે, તે શું વ્યર્થ જ છે કે? શ્રીમદ્ ભગવદ્‌ગીતામા પણ એવુ જ પ્રમાણ મળી આવે છે;—

'यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ॥
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्' ॥

અર્થાત્ 'સૂર્યપ્રકાશના યોગે સમસ્ત જગત્ પ્રકાશિત થાય છે. તે સૂર્યનેજ; તેમ જ સૂર્યના અસ્તમાં પ્રકાશતા ચંદ્ર તથા અગ્નિ આદિ સર્વ પદાર્થોમાં જે તેજ છે, તે સર્વ તેજ મારુ જ છે.' સારાંશ કે, સૂર્ય, ચંદ્ર અને અગ્નિ આદિ સર્વ તેજસ્વી પદાર્થો જગદ્દષ્ટિથી જો કે પ્રકાશક છે અને જગત્ પ્રકાસ્ય છે; તો પણ આત્મદષ્ટિથી. સૂર્યાદિ સર્વ તેજસ્વી પદાર્થો પ્રકાસ્ય હોઈને સ્વયપ્રકાશ આત્મા જ કેવળ પ્રકાશક છે. આનો સર્વને પ્રત્યક્ષ અનુભવ છે અને તે એવી રીતે કે, જે વેળાએ સૂર્ય સ્થૂળ પદાર્થોનું પ્રકાશન કરે છે, તે વેળાએ તે પ્રકાશ સર્વ સ્થૂળ પદાર્થોને વ્યાપી નાખે છે–એટલે કે, સર્વ પદાર્થોમાં તે પ્રસરી જાય છે અને તેના યોગે પદાર્થોનું જ્ઞાન થાય છે. પરંતુ આ સર્વ પ્રકાર સૂર્યપ્રકાશ વિના ઇતર પદાર્થોને જોવાના સમયના છે. જે વેળાએ સૂર્યપ્રકાશને અવલોકવાનો પ્રસંગ આવે છે, તે વેળાએ આપણો જ્ઞાનપ્રકાશ સૂર્ય પ્રકાશને વ્યાપી નાખે છે અને તેના યોગે સૂર્યના પ્રકાશનું પ્રકાશન થાય છે–એટલે કે, 'સૂર્ય,

પ્રકાશરૂપ છે' એવો પ્રત્યય થાય છે. હવે અહીં કોઈ એવી શંકા કરશે કે, જે સૂર્ય-પ્રકાશના યોગે સર્વ પદાર્થોનું પ્રકાશન થાય છે, તે સૂર્યપ્રકાશને પ્રકાશિત થવામાટે જ્ઞાનપ્રકાશની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, જ્ઞાનપ્રકાશ વિના સૂર્યપ્રકાશ પોતાના પ્રકાશવડે જ સર્વને ભાસતો હોય છે. તો એનું સમાધાન આ પ્રમાણે છે કે, જ્ઞાનપ્રકાશવિના જ જો સૂર્યપ્રકાશ પોતાના અંગમાંના પ્રકાશવડે જ સર્વને ભાસતો હોત, તો તો પછી બન્ને નેત્રોવડે સર્વથા અંધ અર્થાત્ જન્માંધને પણ તે ભાસવો જ જોઇએ. પણ જ્યારે તે જન્માંધને ભાસતો નથી, તેથી સૂર્યપ્રકાશ જ્ઞાનપ્રકાશદ્વારા પ્રકાશિત થનારો છે, એ સ્વાનુભવથી સિદ્ધ થાય છે. એટલામાટે જ 'यस्य भासा सर्वमिदं विभाति' એ શ્રુતિથી વિરુદ્ધ 'विभाति यस्य भासा' એ ઓવીવડે સર્વને એવી સૂચના આપવામાં આવે છે કે, આ સર્વ જગત્ ચિત્પ્રકાશવડે પ્રકાશિત થયેલું છે. પરંતુ અહીં પ્રકાશક ચૈતન્ય અને પ્રકાશ્ય જગત્ રશ્મિમૃગ જળન્યાયવત્ સર્વથા અભેદ જ છે; અન્ય વસ્તુઓ પ્રમાણે એ ઉભયમાં ભેદનો અંશ માત્ર પણ નથી.

यालागीं वस्तुप्रभा । वस्तूचि पावे शोभा ॥
जातसे लाभा । वस्तुसिचि ॥ २९१ ॥

વિવરણ–અર્થાત્ નામરૂપાત્મક જગત્મિષથી એક બ્રહ્મવસ્તુ જ પ્રકાશેલી છે; તત્ત્વતઃ જગત્ કાંઈ પણ ન હોઇને સ્વયંપ્રકાશવડે એક બ્રહ્મવસ્તુ જ સુશોભિત થયેલી છે. એટલામાટે જગતના સ્ફુરવામાં બ્રહ્મવસ્તુને બ્રહ્મવસ્તુનો જ લાભ થાય છે.

वांचूनि वस्तु इया । आपणापें प्रकाशावया ॥
अज्ञान हेतु वाया । अवघेंची ॥ २९२ ॥

વિવરણ–એટલામાટે એ બ્રહ્મવસ્તુને સ્વતઃ દૃશ્ય જગદ્રૂપે પ્રકાશવામાં કારણ અજ્ઞાન છે, એમ બોલવું અથવા પ્રતિપાદન કરવું, તે સર્વથા વ્યર્થ અને પ્રલાપ સમાન છે.

हाणोनी अज्ञान सद्भावो । कोणे परी न लाहों ॥
अज्ञान कीर वावो । पाहो ठेलियाही ॥ २९३ ॥

વિવરણ–અર્થાત્ અજ્ઞાનનું અસ્તિત્વ કોઈ પણ પ્રકારે સિદ્ધ થતું નથી અને વિચારપૂર્વક જોવાજતાં અજ્ઞાનની સર્વ પ્રકારે વ્યર્થતાનો જ અર્થાત્ અજ્ઞાન વ્યર્થ છે, એવો જ નિશ્ચય થાય છે.

परी तमाचा विसुरा । न जोडेचि दिनकरा ॥
रात्रीचिया घरा । गेलियाही ॥ २९४ ॥

વિવરણ—સૂર્ય જો કે રાત્રિરૂપ ગૃહમાં જાય, તો પણ અંધકાર તેના સમક્ષ આવી શકે તેમ નથી જ.

का नींद खोळे भरिता । जागणे ही नये हाता ॥
येकाळिया टळटळिता । ठाकिजे जैंनी ॥२९९॥

વિવરણ—જેમ નિદ્રાને છેડામાં બાંધવા જઇએ, તોપણ જાગૃતિનું સ્ફુરણ હાથમાં આવે તેમ નથી. કેવળ પૂર્ણ જાગૃતિના ભાન વિના પણ જાગૃતિ મુક્ત કહેવાય છે. તેવી જ રીતે વિચારપૂર્વક આત્મતત્ત્વમાં અજ્ઞાનને જોવા જતાં અજ્ઞાન અને તત્સાપેક્ષ જ્ઞાન એ ઉભય કલ્પનાઓનો લોપ થઈ જાય છે અને કેવળ સ્ફુરદ્રૂપ આત્મા જ અવશિષ્ટ હોય છે. એ જ તત્ત્વનો આગામી પ્રકરણમાં વિચાર કરવામાં આવશે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थ विवरणे
अज्ञानखंडनं नाम सप्तम प्रकरण सपूर्णम् ॥

## અષ્ટમ પ્રકરણ

### જ્ઞાનખણ્ડન

तैसें आमुचेनि नावें । अज्ञानाच ज्ञानही नव्हे ॥
आज्ञालागीं गुरुदेवें । आज्ञाचि केलें ॥ १ ॥

વિવરણ—ગત પ્રકરણમાં અજ્ઞાનનું ખંડન થયું, એટલે કે જગત્ કારણ જે અજ્ઞાન તે બ્રહ્મ નથી, કિન્તુ સર્વ જગત્ કેવળ ચિદ્વિલાસ છે, એમ સિદ્ધ થયું. એટલામાટે અજ્ઞાનની અપેક્ષાવાળી જ્ઞાનકલ્પના પણ આપણા આત્મસ્વરૂપમાં નથી, એવા એ જ્ઞાનાજ્ઞાન વૃત્તિશૂન્ય નિત્યજ્ઞાનરૂપ સ્વાત્મભાવમાં ગુરુ નિવૃત્તિદેવે અમારી સ્થાપના કરેલી છે, એટલે કે, સહજ, નિત્ય, નિર્ધર્મ, સ્વતસિદ્ધ અને જ્ઞાનરૂપ સ્વાત્મતત્ત્વનો અમને પરિચય કરાવી દીધો છે.

परी आज्ञा आज्ञी आहो । सें कैसें पाहों जावो ॥
तंव काय कीजे ठावो । ठाकिजे ऐसा ॥ २ ॥

વિવરણ—પણ એવો એ જ્ઞાનાજ્ઞાન વૃત્તિશૂન્ય, નિત્ય જ્ઞાનરૂપ આત્મભાવ કેવો છે, એ જોવા જઇએ, તો જોવાની ક્રિયા લજ્જિત થઈ જાય છે, એટલે કે, પર

બ્રહ્મભાવ કેવળ પરિપૂર્ણ ભેદશૂન્ય જ્ઞાનમાત્ર હોવાથી તેનામાં જોવાની ક્રિયા નથી—જોવાની ક્રિયાનો તેમાં અભાવ છે.

हा ठावोवरी गुरुरायें। नादविलों उवाये ॥
जे आह्मी न समायें। आह्मा माजी ॥ ३ ॥

વિવરણ—અમારા ગુરુ જે નિવૃત્તિરાજ તેમણે જ્ઞાનાજ્ઞાન વૃત્તિશૂન્ય અને નિત્ય જ્ઞાનરૂપઆત્મસ્વરૂપમા આનંદથી અમારી સ્થાપના કરી છે; અને તેનાયોગે અમારો સ્વરૂપભાવ હવે એટલો બધો વધી ગયો છે કે, તે ત્રૈલોક્યમાં પણ ક્યાંય માતો નથી (ત્રૈલોક્યનો તો તેના ઉદરમાં સમાવેશ થઈ ગયો છે;) એ તો જાણે ઠીક; પણ એથી વિશેષ એ કે, આત્મસ્વરૂપ પોતાના સ્વરૂપમાં પણ સમાતું નથી.

अहो आत्मपणीं न संटों। स्वसंवित्ती न घसवटों ॥
आंगी लागले न फुटों। कैवल्य ही ॥ ४ ॥

વિવરણ—અહો—અમે આત્મપણાથી મર્યાદિત નથી, કારણ કે, આત્મા એટલે અતસ્થ; જે કોઈ પણ ઉપાધિની અંદર છે તે આત્મા; અર્થાત્ જે અંદર છે તે બહાર નથી, એવો અર્થ 'આત્મા' પદમાથી નિષ્પન્ન થાય છે. જ્ઞાનેશ્વરીમાં વસ્તુને આત્માના નામથી ઓળખવી, તે ગૌણ કહેલુ છે. તેમા એમ પ્રતિપાદન કરેલું છે કે, "આત્મા અદર અને બહાર એક સરખો વ્યાપેલો છે' એમ કહીએ, તો તે અંદર રહેનારો છતાં તેને બહાર કાઢવા સમાન જ થવાનું" એવી રીતે આત્મસજ્ઞા મર્યાદિત અર્થને સૂચવનારી છે, અને એટલામાટે જ મૂળમા 'આત્મપણાથી અમે મર્યાદામાં જકડાઈ જતા નથી' એમ કહેલુ છે. તેમ જ સ્વસંવિત્ વૃત્તિજ્ઞાનવડે અમે ગ્રસિત થતા નથી એટલે કે, આપણા આત્મસ્વરૂપમાં 'હું દેહ છુ' એવી અજ્ઞાનમૂલક વિપરીત જ્ઞાનવૃત્તિનો પણ સ્પર્શ નથી, અને 'હુ બ્રહ્મ છુ' એ પ્રમાણેની યથાર્થ જ્ઞાનવૃત્તિનો પણ સ્પર્શ નથી એવી રીતે વિપરીત જ્ઞાનવૃત્તિશૂન્ય તથા યથાર્થ જ્ઞાનવૃત્તિશૂન્ય નિત્ય, નિર્ધર્મ અને જ્ઞાનરૂપ એ મારો સ્વરૂપભાવ છે; અને એવા એ સ્વરૂપભાવને જ 'કૈવલ્ય' કહેવામાં આવે છે. તો પણ એ કૈવલ્યના યોગે આપણા (અમારા) ચિદૈક્ય અંગમાં ભંગ થતો નથી; એટલે કે, એક કૈવલ્ય અને બીજુ આપણુ ચિદૈક્ય અગ, એમ એ બે પદાર્થ નહિ, કિન્તુ ચૈતન્ય માત્ર એક રસ જ છે.

---

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૨૩ મી.

आमुची करवे गोठी । ते जालीचि नाहीं वाक्सृष्टी ॥
आमुतें देखो दिठी । ते दिठीच नव्हे ॥ ५ ॥

વિવરણ–અમારું વર્ણન કરી શકે, એવી કોઈ વાણી છે જ નહિ. શ્રુતિ સુદ્ધાં પણ 'नेति नेति' નો જ પોકાર કરે છે. અમને જોઈ શકે એવી કોઈ દૃષ્ટિ જ નથી, અને હવે અમે વાણી તથા મનને અગોચર, અમર્યાદ અને નિર્વિષય છીએ. જ્યારે અમે સાડાત્રણ હાથની મર્યાદિત દેહાત્મબુદ્ધિવાળા હતા, તે વેળાએ કોઇએ અમારા રૂપનું વર્ણન કર્યું હશે, પણ હવે તેમ નથી.

आमुतें करूनि विखो । भोगूं शके पारखो ॥
तैं आमुतें न देखो । आहीपणा ॥ ६ ॥

વિવરણ–અમને વિષય કરીને ભિન્નતાથી કોણ ભોગવી શકવાનું હતું વારુ? કો એમ કોઈ ભોગવવાનો યત્ન આદરે, તો તેને અમારું અમારાપણું નજરે જ પડવાનું નથી. અમને ભોગ્ય બનાવીને અમને ભોગવે, એવું કોઈ ભોગવતુ જ નથી. અમને ભોગવવા આવતાં ભોક્તા તથા ભોગ ચાલ્યા જાય છે અને કેવળ ભોગ્ય જ અવશિષ્ટ રહે છે.*

प्रकटो लपो न लाहो । येथें नाहीं नवलाहो ॥
परी कैसेनीही विपावो । असणेयाचा ॥ ७ ॥

વિવરણ–હવે છૂપાઈ રહેવું અથવા પ્રકટ થવું, એ બન્ને પરસ્પર સાપેક્ષ ધર્મ ચાલ્યા ગયા હોય, તો તેમાં નવાઈ જેવું કાંઈ પણ નથી; પરંતુ અમારા હોવાનો પ્રકાર કેવો છે, એ પણ કવચિત્ જ જાણવામાં આવી શકે એમ છે. હવે ભિન્નતાથી ગુપ્ત કેવી રીતે રહી શકાય અને તે જ પ્રમાણે પ્રકટ પણ કેમ કરીને થઈ શકાય? આકાશને પ્રકટ થવું પણ નથી અને છૂપાઈ જવું પણ નથી. ત્યારે આ તો વળી આકાશને પણ પોતાના ઉદરમાં સમાવી દેનાર ચિદાકાશ છે; એટલે એ કેમ કરીને ગુપ્ત કિંવા પ્રકટ થાય વારુ?

किंबहुना श्रीनिवृत्ति । ठेविलों असो जये स्थिती ॥
ते काय देऊं हातीं । वाचेचिया ॥ ८ ॥

વિવરણ–વધારે શું કહેવું? શ્રી નિવૃત્તિનાથે મને જે સ્થિતિમાં મૂકેલો છે, તે સ્થિતિને હું વાચાના હાથમાં કેમ કરીને આપું વારુ? એટલે કે, તેનું વાચાથી કેવી

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૫ મા ઓવી ૧૩૧–૩૨.

રીતે વર્ણન કરું? કારણ કે, વાણીવડે તે સ્થિતિનું વર્ણન કરવા જતાં તે શુદ્ધ બુદ્ધ આત્મસ્થિતિને મળ લાગે છે.* જેવી રીતે સ્વચ્છ ધોયેલાં સફેદ કપડાની ઘડીને હાથ લાગે, તો તે ઘડીને હાથનો મેલ લાગી જાય છે, તેવી જ રીતે શુદ્ધ બુદ્ધ આત્મવસ્તુનું શબ્દવડે પ્રતિપાદન કરવાથી તેની નિઃશબ્દતાનો નાશ થાય છે. જેવી રીતે માખણને વલોવવામાં આવે, તો તેથી સારની પ્રાપ્તિ નથી થતી, કિન્તુ સારનો નાશ જ થાય છે, તેવો જ આ પ્રકાર પણ છે.

तेथें समोर व्हावया । अज्ञानाचा पाडु कासया ॥
केउते मेलिया माया । होऊ पाहिजे ॥ ९ ॥

વિવરણ–પૂર્વોક્ત શ્રીગુરુના પ્રસાદવડે પ્રાપ્ત થયેલી આત્મસ્થિતિ સમક્ષ અજ્ઞાન આવી શકે, એવી અને એટલી તે અજ્ઞાનની યોગ્યતા નથી, કારણ કે, એકવાર આત્મ જ્ઞાનવડે મૃત (બાધિત) થયેલી માયા પુનઃ સજીવન કેમ કરીને થઈ શકે વારુ? એટલે કે, ગુરુના પ્રસાદથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં તેના યોગે માયા આદિ પ્રપંચ બાધિત થાય છે–એટલે કે, તે મૃગજળ સમાન મિથ્યા અને તુચ્છ છે, એમ જ ભાસે છે. એટલે તે બાધિત માયાદિ પ્રપંચ પૂર્વવત્ સત્યતાથી તત્ત્વવેત્તા સમક્ષ આવીને ઊભો રહે, એટલી બધી તે પ્રપંચની છાતી નથી. જેમકે, એક ગૃહસ્થની સ્ત્રી મરી ગઈ–તેને તેણે છાણામા નાખીને બાળી અને તેની રાખ થઈ. એવી રીતે એ બળીને ભસ્મીભૂત થયેલી સ્ત્રી પૂર્વવત્ સજીવન થઇને પોતાના પતિસમક્ષ આવી શકે ખરી કે? અથવા તો ધોતિયાની બળીને રાખ થયેલી ઘડીને પાછી ખોલી તે ધોતિયું પૂર્વવત્ પહેરી શકાય એમ છે કે? કદાપિ નહિ. તે બળી ગયેલી ઘડી ઘડીના આકારની દેખાય છે ખરી, પણ તેને હાથ લગાડવા જતા હાથમા કેવળ રાખ જ આવે છે. તે જ પ્રમાણે બાધિત માયા આદિ પ્રપંચ જો કે તત્ત્વવેત્તાને ભાસે છે ખરો, પરન્તુ તે સત્ય છે એમ તેને લાગતુ નથી.

अज्ञानाचा प्रवर्तु । नाहीं जया गावांआंतु ॥
तेथें ज्ञानाची तन्हाीं मातु । कोण जाणे ॥ १० ॥

વિવરણ–જે ગ્રામમા અજ્ઞાનનો પ્રવેશ નથી, તે ગ્રામમાં અજ્ઞાન સાપેક્ષ જ્ઞાનની વાર્તા પણ કોના જાણવામાં હોય વારુ? સૂર્યના ગ્રામમા અંધકાર નથી, તો પછી ત્યા અંધકારની અપેક્ષાવાળો પ્રકાશ છે, એમ પણ કેમ કહી શકાય? કારણ

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮ મો ઓવી ૭૬૮.

છે, તે સૂર્ય તો પ્રકાશરૂપ જ છે. તે જ પ્રમાણે, પરબ્રહ્મમાં અજ્ઞાનનો વ્યવહાર નથી એટલું જ નહિ, પણ અજ્ઞાનની અપેક્ષાવાળા જ્ઞાનનો પણ પૂર્ણ અભાવ જ છે અને તે હોવો જ જોઈએ.

रात्री क्षणोनी दीवे । पडती कीं लावावे ॥
वांचूनि सूर्यासवें । सिणणें होये ॥ ११ ॥

વિવરણ–રાત્રિ હોવાથી જ દીવા પ્રકટાવવા પડે છે, પરંતુ સૂર્ય હોવા છતા દિવસે જો દીવા પ્રકટાવવામાં આવે, તો તે વ્યર્થ જ કહેવાય.

क्षणोनी अज्ञान नाहीं । तेथेंचि गेलें ज्ञानही ॥
आतां निमेषोन्मेषा दोही । ठेली वाट ॥ १२ ॥

વિવરણ–આત્મસ્વરૂપમાં ત્રણે કાળમાં અજ્ઞાન નથી, અને તેથી અજ્ઞાનની અપેક્ષાથી ઉદ્ભવતી જ્ઞાનકલ્પના પણ નથી. વધારે શું કહેવું? જ્ઞાનરૂપ આત્મતત્વમાં નિમષોન્મેષનો માર્ગ બંધ થઈ ગયો છે.

येऱ्हवीं तऱ्ही ज्ञान अज्ञानें । दोहींचीं अभिधानें ॥
अर्थाचेनि आनानें । विप्लाविलीं ॥ १३ ॥

વિવરણ–સહજ સ્વભાવે જોતાં જ્ઞાન અને અજ્ઞાન એ ઉભયનાં નામોને જોઈ એમના અર્થ પણ ભિન્ન જ હશે, એમ ધારીને તેમનું વ્યાખ્યાન કરવા ગયો, તો તેવામાં નીચેની ઓવીઓમાં દૃષ્ટાંતવડે સૂચવ્યા પ્રમાણેનો પ્રકાર બની આવ્યો.

जैशीं दंपत्तें परस्परें । तोडूनि पालटिलीं शिरें ॥
तेथें पालटु ना पण सरे । दोहींचें जिणें ॥ १४ ॥

વિવરણ–સ્ત્રી અને પુરુષ ઉભયને પોતપોતાની સ્થિતિનો કંટાળો આવી જાય અને તેઓ, જો સ્ત્રી પુરુષ થઈ જાય તો સારું અને પુરુષ સ્ત્રી બની જાય તો સારુ, એવી ધારણા કરે અને એક બીજાનાં માથાં કાપીને એક બીજાના ધડપર લગાડી દે એટલે કે, સ્ત્રીનું માથુ પુરુષના ધડપર અને પુરુષનું માથું સ્ત્રીના ધડપર ચોડી દે; તો એમ કરવાથી પરિવર્તન તો જાણે થતુ નથી તે નથી જ; પણ બિચારાં બન્ને માત્ર વિનાકારણ મરી જાય છે.

कां पाठी लाविला होये । तो दीपूचि वाया जाये ॥
दिठी आंधारें पाहे । तें तेंचि वृथा ॥ १५ ॥

વિવરણ–જે દીવો આપણી પીઠ પાછળ પ્રકટાવવામાં આવે, તે આપણા ઉપયોગનો નથી, કિન્તુ વ્યર્થ છે. દૃષ્ટિ જ્યારે અંધકારને જુએ છે, તે વેળાએ તે દૃષ્ટિ વ્યર્થ છે.

तैसें निपटूनि जें नेणिजे। तें अज्ञान शब्दें बोलिजे ॥
आतां सर्व ही जेणें मुजे। तें अज्ञान कैसें ॥१६॥

વિવરણ–તે જ પ્રમાણે સમૂળું જે ન જાણવું, તેને અજ્ઞાન સંજ્ઞા આપવામાં આવેલી છે, હવે જેના યોગે બધુંજ જાણવામાં આવી શકે છે, તે અજ્ઞાન કેમ કરીને હોઈ શકે વારુ? એટલે કે, તેને અજ્ઞાન સંજ્ઞાથી કેવી રીતે ઓળખી શકાય

ऐसें ज्ञान अज्ञान आलें। अज्ञान ज्ञानें गेलें ॥
हे दोन्हीं वांझौळे। दोनी झाली ॥ १७॥

વિવરણ–એવી રીતે જ્ઞાનનો અજ્ઞાન સાથે અથવા તો અજ્ઞાનનો જ્ઞાન સાથે સબંધ થતાં જ અજ્ઞાન ચાલ્યું જાય છે. અજ્ઞાનના જતાં જ્ઞાનની કલ્પના પણ જતી રહે છે અને જ્ઞાન તથા અજ્ઞાનથી અતીત જે શુદ્ધ જ્ઞાન તે જ માત્ર અવશિષ્ટ રહે છે.

आणि जाणे तोचि नेणे। नेणे तोचि जाणे ॥
आता के असणें जिणें। ज्ञाना अज्ञाना ॥ १८॥

વિવરણ–જે જ્ઞાનના આધારે જ્ઞાનની કલ્પના થાય છે, તે જ જ્ઞાનના આધારે અજ્ઞાનની કલ્પના થાય છે, એટલે કે, જ્ઞાન અને અજ્ઞાનથી અતીત જે મૂળ ચૈતન્યરૂપ જ્ઞાન, તેના આધારે જ જ્ઞાન અને અજ્ઞાનની કલ્પના થાય છે; એવુ જે મૂળ શુદ્ધ જ્ઞાનરૂપ ચૈતન્ય, તે ચૈતન્યમાં જ્ઞાન અને અજ્ઞાન છે જ ક્યાં? અને હોઈ પણ ક્યાંથી શકે?

एवं ज्ञानाज्ञान दोन्ही। पोटीं सूनि अहनी ॥
उदेला चिद्गगनीं। चिदादित्यु हा ॥ १९॥

વિવરણ–એવી રીતે 'હુ બ્રહ્મ છુ' એવો જ્ઞાનરૂપ દિવસ અને 'હું દેહ છું' એવી અજ્ઞાનરૂપ રાત્રિ, એ બન્નેનો લોપ કરીને આ જ્ઞાનરૂપ સૂર્ય જ્ઞાનરૂપ આકાશમા ઉદિત થયો છે. આનો ભાવાર્થ એવો છે કે, ઇતર જાતિઓના પ્રાણીઓને જોઇને મનુષ્ય 'હુ મનુષ્ય છુ' એમ કહે છે; દેહબુદ્ધિના સૂક્ષ્મ સંસ્કારમાં 'अहं ब्रह्म' એ

પ્રમાણેની સ્ફૂર્તિ થાય છે. 'હું દેહ છું' એવી અન્યથા સ્ફૂર્તિ અને 'હું બ્રહ્મ છું' એવી એ યથાર્થ સ્ફૂર્તિ એ બન્નેની કેવળ જ્ઞાનરૂપ ચૈતન્યમાં નિવૃત્તિ થઈ જાય છે અને કેવળ જ્ઞાનરૂપ ચૈતન્ય પોતામાં પોતાપણાથી રહેલું હોય છે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे
ज्ञानखंडनं नाम अष्टमप्रकरणं संपूर्णम्॥

—:::—

## નવમ પ્રકરણ

### જીવન્મુક્તદશા કથન

आतां अमोद सुनाम जाले। श्रुतीस श्रवण रिघाले ॥
आरिसे उठिले। लोचनेंसी ॥ १ ॥

વિવરણ—ગત પ્રકરણમાં જ્ઞાનાજ્ઞાનવૃત્તિશૂન્ય, જ્ઞાનમાત્ર અને અભેદ જે આત્મસ્થિતિ, ગુરુના પ્રસાદવડે પ્રાપ્ત થઈ, તે સ્થિતિનું વર્ણન કરેલું છે. સેવ્ય દેવ અને સેવક ભક્ત—એ સ્વામિસેવક બન્નેભાવ, બ્રહ્મચૈતન્ય પોતાના અભેદ સચ્ચિદાનંદ સ્વરૂપમાં દર્શાવે છે, એટલે કે, એક બ્રહ્મચૈતન્ય જ દેવભક્તરૂપે વિલસે છે અને સહજ સ્થિતિરૂપ સેવાદ્વારા પોતે જ પોતાનો ભોગ લે છે, એટલે અહીં અવશિષ્ટ પ્રારબ્ધના યોગે ભક્તદ્વારા કાયિક, વાચિક અને માનસિક થનારી સર્વ ચેષ્ટાઓ, તે એ ભક્તિ જ છે. કારણ કે, પોતાનો દેહ, પોતાની કાયા અને પોતાનું મન એ સર્વ પરમાત્મરૂપ જ છે, એવો તેનો અનુભવ હોય છે. વધારે શું કહેવું? વ્યષ્ટિ સમષ્ટિ જીવેશના જે ચારે દેહ, તે હું એક આત્મા જ છું, એવો તે તત્ત્વવેત્તાનો દૃઢ નિશ્ચય હોય છે, અર્થાત્ એવા બોધવડે ભક્તદ્વારા જે કાંઈપણ ચેષ્ટાઓ થાય છે, તે પણ સર્વ આત્મરૂપ જ છે, એવી રીતે એક આત્મા જ ભક્તની યાવત્ ચેષ્ટાઓના મિષથી પોતે જ પોતાની ભક્તિ કરે છે. એ તત્ત્વને પ્રસ્તુત પ્રકરણના આરંભની કેટલીક ઓવીઓમાં સૂચવવામાં આવશે. હવે સૌગંધ્ય પોતે જ નાસિકા બનીને પોતાનો ભોગ પોતે જ લે છે, કિંવા શબ્દ જ શ્રવણ બનીને પોતે જ પોતાના ભોગને ભોગવે છે, અથવા તો દર્પણ જ નેત્ર બનીને પોતામાં જ પોતાને જોઈને સુખી થાય છે.

आपुलेनि समीरपणें। वेल्हावती विंजणें ॥
कीं माथेंचीचापेपणें। महकताती ॥ २ ॥

વિવરણ-પંખો અને વાયુ એ બન્ને એક જ થયા છે અને મસ્તક જ મસ્તકનું ભૂષણ થયું છે.

जिव्हा लोधली रसें। कमळ सूर्यपणें विकासे ॥
चकोरेंचि जैसें। चंद्रमा जाली ॥ ३ ॥

વિવરણ-જિહ્વા રસરૂપ થઈ છે, કમળે જ સૂર્યનું સ્વરૂપ ધારણ કર્યું છે અને ચંદ્ર જ ચકોર થયો છે.

फुलेंचि जालीं भ्रमर। तरुणीच जाले नर ॥
जालें आपुलें शेजार। निद्रालूचि ॥ ४ ॥

વિવરણ-ભ્રમરે પુષ્પનો અવતાર લીધો છે, પુરુષોએ તરુણ સ્ત્રીના અવતારનો સ્વીકાર કર્યો છે, અને નિદ્રા લેનારે પોતે પોતાની શય્યાનું સ્વરૂપ ધારી લીધું છે.

दिठीवियाचा रवा। नागरु इया ठेवा ॥
घडिला कां कोरिवा। परी जैसा ॥ ५ ॥

વિવરણ-સોનાની લગડી કે જે એક ઉત્તમ વસ્તુ છે તેનો તેને કોરીને એક અલંકાર બનાવવામાં આવે;

तैसें भोग्य आणि भोक्ता। दिसे आणि देखता ॥
हें सरलें अद्वैता। अफुटा माजी ॥ ६ ॥

વિવરણ-તેવી રીતે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મના વિકાસમાં, એટલે કે, બ્રહ્મના દૃઢ અપરોક્ષ જ્ઞાનમાં ભોગ્ય (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ), ભોક્તા (જીવ) અને ભોગ તેમ જ દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન ઇત્યાદિ સર્વ ત્રિપુટીઓનો લોપ થાય છે અને સભરાભર એક ચિદેકસ્વભાવ જ અવશિષ્ટ રહે છે.

सेवंतेपणा वाहेरी। न निगताचि परी ॥
पाती सहस्त्रवरी। चपलतिजे ॥ ७ ॥

વિવરણ-સેવતીના ફૂલની ભલે કે હજારો પાંખડીઓ વિકાસે, તો પણ તેનું સેવતીપણું તો કાયમ જ હોય છે. પાંખડીઓ ભલે હજાર હોય, પણ સેવતીનું ફૂલ તો એક જ છે.

तैसें नवानवा अनुभवी। वाजवा वाधावी ॥
अक्रियेच्या गांवीं। नेणिजे ते ॥ ८ ॥

વિવરણ—તે જ પ્રમાણે કદાચિત્ નવાનવા અનુભવોનો સંબંધ થયા કરે, તોપણ અદ્વિય જે બ્રહ્મ, તે બ્રહ્મમાં તે નવાનવા અનુભવોનું જ્ઞાન હોતું નથી; કારણ કે, એ નવા અનુભવો કદાચિત્ ઇન્દ્રિયોના જાણવામાં આવે તોપણ તત્ત્વવેત્તાનું અંતઃકરણ તો સર્વત્ર એક જ વસ્તુને નિહાળે છે. શરાફનાં નેત્રો દાગીનાને જુએ છે, પણ તેની બુદ્ધિ તો એક સુવર્ણને જ જોતી હોય છે. જે ચૈતન્યમાં અનેક આકૃતિઓ ભાસે છે, તે ચૈતન્યનો તત્ત્વવેત્તાને અનુભવ થવાથી તેને તો સર્વત્ર કેવળ એક ચૈતન્ય વિના બીજું કાંઈ દેખાતું જ નથી.

म्हणूनि विषयाचेनि नांवें । सूनि इंद्रियांचे थवे ॥
सैंघ घेती धावें । समोरही ॥ ९ ॥

વિવરણ—એટલામાટે વિષયો તત્ત્વવેત્તા સમક્ષ આવતાંની સાથે જ તેની સર્વ ઇન્દ્રિયો વિષય સેવનાર્થે પ્રવૃત્ત થઈને સમક્ષવર્તી વિષયોપ્રતિ ચલિત થાય છે—દોડી જાય છે.

परी अरिसा सिवे सिवे । तंव दिठीसी दिठी फावे ॥
तेसें जालें धांवे । वृत्तिचिया ॥ १० ॥

વિવરણ—નેત્રવૃત્તિ હજી તો દર્પણને સ્પર્શ કરે ન કરે, એટલામાં તો દૃષ્ટિને દૃષ્ટિ, એટલે કે, નેત્રને નેત્ર દૃષ્ટિગોચર થાય છે (દેખાય છે). તેવી જ રીતે ઇંદ્રિયવૃત્તિઓનો અને વિષયોનો સંબંધ થતાંની સાથે જ જ્ઞાતાને વિષયોમાં સ્વાત્માનો પ્રત્યય થાય છે.

नाग मुदी कंकण । त्रिलिंगी भेदली खुण ॥
घेवा तरी सुवर्ण । घेइजे कीं ॥ ११ ॥

વિવરણ—નાગ (મસ્તકમાં ધારણ કરવાનો એક અલંકાર—એ શબ્દ નરજાતિનો છે), મુદી (વીંટી, એ શબ્દ નારી જાતિનો છે) અને કંકણ (કડાં આ શબ્દ નાન્યતર જાતિનો છે) એ ત્રણ જો કે ત્રણ પ્રકારના અલંકારો છે, તો પણ તેમને વેચાતા લેનાર શરાફની દૃષ્ટિ તો કેવળ એક સુવર્ણમાં જ હોય છે.

वेंचूनि आणू कल्लोळ । म्हणोनी घापे करतळ ॥
तेथें तरी निखळ । पाणीच फावे ॥ १२ ॥

વિવરણ—લહરીને ઉપરથી જ ઉચકી લેવાના ઉદ્દેશથી જો હાથની હથેળી લહરીને ઊચકવા જાય, તો ત્યાં કેવળ પાણી જ હાથમાં આવે છે.

हातापाशीं स्पर्शु । डोळ्यापाशीं रूपसु ॥
जीभे पाशी मिठांशु । कोण्ही एकु ॥ १३ ॥

વિવરણ–હાથ કપૂરને સ્પર્શ કરે, કિંવા નેત્રોવડે તેનું રૂપ જોવામાં આવે કિંવા જિહ્વાવડે તેનો સ્વાદ લેવામાં આવે;

तन्ही परिमळा परौते । मिरवणें नाही कापुराते ॥
तैसें वहुतापरी स्फुरते । तेंचि स्फुरे ॥ १४ ॥

વિવરણં–તોય પરિમળ વિના (સાગધ્ય વિના) કપૂરનું અસ્તિત્વ નથી; કારણ કે, કપૂર પરિમળરૂપ જ છે; કપૂર દૃષ્ટિગોચર થાય, તોય તે પરિમળ જ છે; કપૂર હાથને મૃદુ લાગે, તોપણ તે પરિમળ જ છે; અને કપૂર જિંહ્વાને સ્વાદિષ્ટ લાગે, તથાપિ તે પરિમળ જ છે. તે જ પ્રમાણે અનેક વિષયોના રૂપે ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોને ભોગનો સંયોગ થાય, તોપણ જ્ઞાની પુરુષને તો સર્વ વિષયોમાં એક ચૈતન્યનો જ અનુભવ થતો હોય છે; કારણ કે, સર્વ વિષયોમાં જે કાંઈ સ્ફુરે છે, તે ચૈતન્ય જ છે.

ह्मणोनी शव्दादि पदार्थ । श्रोत्रादिकांचे हात ॥
ध्यावया जेथें । उजू होती ॥ १५ ॥
तेथें संवंधु होय न होये । तंव इंद्रियांचें तें नोहे ॥
मग असतचि आहे । संबंधू ना ॥ १६ ॥

વિવરણ–એટલામાટે જ્યાં શબ્દાદિ પદાર્થોનું ગ્રહણ કરવામાટે ઇંદ્રિયરૂપી હાથ આગળ વધે છે, ત્યાં ઇન્દ્રિયો અને વિષયોનો સંબંધ થાય ન થાય, એટલામાં તો વિષયો ઇન્દ્રિયોના નથી અને ઇંદ્રિયો વિષયોની નથી, એવો જ અનુભવ પ્રાપ્ત થાય છે; એટલે કે, ઇન્દ્રિયોનું અને વિષયોનું અધિષ્ઠાન જે સ્વત સિદ્ધ ચૈતન્ય, તે ચૈતન્ય જ અનુભવવામા આવે છે; અને ઇન્દ્રિયો તથા વિષયોનો અનુભવ કલ્પિત છે, એમ નિશ્ચિત થાય છે. આનો ભાવાર્થ એવો છે કે, ઇન્દ્રિયોદ્વારા વૃત્તિ બહાર નીકળીને વિષયો સમિપ જાય છે અને વિષયને વ્યાપી નાખે છે, એટલે કે, વિષયાકાર થાય છે; તેના યોગે વિષય-ઉપહિત ચૈતન્યાશ્રિત અજ્ઞાનકૃત આવરણનો ભંગ થાય છે; અર્થાત્ એથી વિષય-ઉપહિત ચૈતન્ય નિવારણ થતાં વૃત્તિ-ઉપહિત ચૈતન્ય સાથે તેની (વિષય-ઉપહિત ચૈતન્યની) એકતા થાય છે. એટલે કે, વૃત્તિ-ઉપહિત ચતન્ય અને વિષય-ઉપહિન ચૈતન્યનો ભેદ રહેતો નથી. વસ્તુતઃ ચૈતન્યસ્વરૂપ ભેદશૂન્ય છે. પરંતુ

ઉપાધિભેદને લીધે ચૈતન્યસ્વરૂપમાં ભેદનો વ્યવહાર થાય છે, અને તે એવી રીતે કે, વૃત્તિ–ઉપહિત ચૈતન્ય અને વિષય–ઉપહિત ચૈતન્યનાં ભેદક, વૃત્તિ અને વિષય ભિન્ન ભિન્ન સ્થળમાં છે, અને એટલામાટે તેમની દૃષ્ટિથી ચૈતન્યમાં પણ ભેદ ભાસે છે. પણ જે વેળાએ વૃત્તિ અને વિષયનો ઉપર કહ્યા પ્રમાણે એક સ્થળમાં સંબંધ થાય છે, તે વેળાએ ચૈતન્યમાં ભાસતા ઉપાધિકૃત ભેદનો લોપ થાય છે અને સ્વતઃ સિદ્ધ અભેદ ચૈતન્યસંબંધ પ્રકટ થાય છે. તેના યોગે કલ્પિત ઇંદ્રિય વિષયસંબંધ બાધિત થતાં ઉપર કહ્યા પ્રમાણે સ્વભાવસિદ્ધ અભેદ ચૈતન્યસંબંધ અવશિષ્ટ રહે છે. વિષયજ્ઞાનકાળમાં સર્વનો એ કથિત (કહેલો) પ્રકાર થાય છે; એટલે કે, સર્વ પ્રાણી વિષયરૂપથી એક ચૈતન્યને જ વિષય કરે છે. પણ ચૈતન્યના પ્રત્યયના અભાવે, આ વિષયો સત્ય છે, એવું તે બહિર્મુખ જીવમાં અજ્ઞાન હોવાથી કલ્પિત વિષય અને ઇંદ્રિયોના સંબંધમાં સ્વતઃસિદ્ધ ચૈતન્યસંબંધનો તેમને પ્રત્યય હોતો નથી અને જ્ઞાનીને તે પ્રત્યય હોય છે.

*जियें पेरीं दिसती उसीं । तियें लाभती कीं रसीं ॥*
कांती जेवी शशी । पुनवेचिया ॥ १७ ॥

વિવરણ–જે ગાંઠો શેરડીના સાંઠામાં દેખાય છે, તે ગાંઠો શેરડીના રસમાં પ્રાપ્ત થઈ શકશે ખરી કે? પૌર્ણિમાના ચંદ્રમાં સોળ કળાઓ ભિન્ન ભિન્ન દેખાતી નથી; એક કળાની નિત્ય વૃદ્ધિ થાય છે, પણ પૌર્ણિમાના દિવસે ચંદ્ર કેવળ પ્રકાશરૂપ જ દેખાય છે.

पडिलें चंदावरी चांदिणें । समुद्रीं जालें वरखणें ॥
विषया करणें । भेटती तैशीं ॥ १८ ॥

વિવરણ–જેવી રીતે ચંદ્રપર ચાંદની પડે અને સમુદ્રમાં પર્જન્યવૃષ્ટિ થાય, તોય તેમનામાં ભેદસંબંધ હોતો નથી; તે જ પ્રમાણે ઇન્દ્રિયો અને વિષયોનો પરસ્પર સંબંધ થવા છતાં તેમનામાં ભેદનો પ્રત્યય હોતો નથી; એટલે કે, જ્ઞાતાને તો વિષય પણ આત્મરૂપ અને ઇન્દ્રિયો પણ આત્મરૂપ, એવી રીતે ઉભય આત્મરૂપ જ ભાસે છે.

घ्राणोनी तोंडा आड पडे । तेही वाचा धावडे ॥
परी समाधी न मोडे । मौन मुद्रेची ॥ १९ ॥

વિવરણ–જે વિષય મુખ સમક્ષ આવે, તે વિશે તો મુખ બોલે જ છે; પરંતુ મૌનમુદ્રાની સમાધિનો ભંગ થતો નથી. આનો ભાવાર્થ એવો છે કે, જ્ઞાતા સમક્ષ જે

જે વિષયો આવે છે, તે સર્વ વિષયો તેને પોતાના આત્મસ્વરૂપથી ભિન્ન ભાસતા નથી. તેની દૃષ્ટિ તો સર્વ વિષયોમાં નિર્વિષય રહેનારા સ્વાત્મભાવને જ અનુભવતી હોય છે. જેવી રીતે ગ્રીષ્મઋતુમાંના સૂર્યના કિરણો અતિ તીક્ષ્ણ હોવાથી મેઘાવરણનો ભેદ કરીને મેઘાવરણતળેના ભૂતળપર સંચાર કરનારાં પ્રાણિમાત્રને અથવા તો સર્વ વસ્તુઓને સ્પર્શ કરે છે; તે જ પ્રમાણે, જ્ઞાતાની જ્ઞાનવૃત્તિ આત્માનાત્મવિચારવડે એટલી બધી તીક્ષ્ણ થયેલી હોય છે કે, તે અનેક નામરૂપાત્મક દૃશ્ય વિષયોના આવરણને ભેદીને તેની નીચે રહેલા અસ્તિભાતિપ્રિયરૂપ અદૃશ્ય અને નિર્વિષય સ્વાત્મભાવને વિષય કરે છે.* એ પ્રમાણે જ્ઞાતાને સર્વત્ર આત્મપ્રતીતિ હોવાથી, તે જો કે કોઈ પણ વિષય વિશે બોલે, તોપણ તેથી તેના મૌનવ્રતનો ભંગ થઈ શકતો નથી.† એવા એ કેવળ આત્મસ્થિત અવશિષ્ટ પ્રારબ્ધના યોગે જો કે મુક્ત બોલે, તો પણ 'આ શબ્દ છે અને હું બોલનાર છુ' એવો ભેદ તેના હૃદયમાં હોતો નથી, કિન્તુ 'હુ એક આત્મા જ છુ' એવો તેને સહજ પ્રત્યય હોય છે, અને એટલામાટે તેનું બોલવું તે બોલવું નહિ, પણ મૌન જ છે. એવી રીતે જ્ઞાનીઓને શબ્દમાં નિઃશબ્દ સ્વાત્મભાવનો પ્રત્યય હોવાથી, તેમનું બોલવુ મૌન જ છે; અને એજ ખરુ મૌનવ્રત છે. એવી સ્થિતિ થયા વિના જ જેઓ ન બોલવામાટેનું મૌનવ્રત સ્વીકારે છે, તે કેવળ એક બહિરંગ સાધન છે. ઘણાકો મૌનવ્રતનો સ્વીકાર કરે છે, પણ તેમનું તે મૌનવ્રત વૈખરી પૂરતું જ હોય છે, એટલે કે, તેઓ વૈખરીવાણીને બંધ રાખે છે; પરંતુ તેમની મધ્યમાવાણી તો બડબડ કરતી જ હોય છે; અર્થાત્ એવી રીતે વૈખરીથી ન બોલતાં મધ્યમાથી બોલવાનો વ્યવસાય ચાલે છે અને તેથી મૌનવ્રતનો સર્વથા ભંગ થઈ જાય છે. અર્થાત્ બોલવા ન બોલવાથી પર જે અબોલ બોલવુ, તે જ ખરું મૌન અને હિત છે.

व्यापाराचे गाडे । मोडताही आपाडे ॥
अक्रियेचें न मोडे । पाऊल कॆंही ॥ २० ॥

વિવરણ–જ્ઞાનીના દેહદ્વારા જો કે અસંખ્ય કર્મો થાય, તો પણ તેથી તેના અક્રિય અને અસંગ સ્વાત્મભાવમાં કશો પણ બગાડ થતો નથી; કારણ કે, આત્મા સર્વકર્માતીત અને નિષ્કર્મ છે; અને સર્વ કર્મો તો બહારના બહાર પ્રકૃતિ–આશ્રિત

---

* જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૫ મો ઓવી ૩૯૨. † જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૮ મો ઓવી ૧૧૫૩.

ગુણોદ્વારા જ થયાં કરે છે.* જેવો જે ગુણનો ઉત્કર્ષ હોય, તે પ્રમાણેનાં જ કર્મો થાય છે; એટલે કે, સત્ત્વગુણના ઉત્કર્ષમાં જીવદ્વારા સત્કર્મો જ થાય છે; રજોગુણના ઉત્કર્ષમાં અનેક કામ્ય કર્મો થાય છે અને તમોગુણના ઉત્કર્ષમાં નિષિદ્ધ કર્મો થાય છે. આત્મતત્વમાં એવી એ ગુણ ચેષ્ટાઓનો લેશ માત્ર પણ સંબંધ નથી.† એવી એ ગુણક્રિયારહિત આત્મસ્થિતિપર આરૂઢ થઇને જ્ઞાતા સર્વ ગુણચેષ્ટાઓને જોતો હોય છે.‡ તત્ત્વવેત્તાઓમાં એવા પ્રકારના અક્રિય આત્મા વિશેનો બોધ હોવાથી સ્થૂલ સૂક્ષ્મ સંઘાતદ્વારા જો કે અનેક વ્યાપારો થાય, તો પણ તેથી અક્રિય આત્મસ્થિતિને કશો પણ આઘાત થતો નથી.

पसरूनि वृत्तीची वाये । दिठी रुपातें दे खेवे ॥
परी साचाचेनि नावें । कांहींच न लगे ॥ २१ ॥

વિવરણ-જ્ઞાનીનાં નેત્રો વૃત્તિરૂપ હસ્તોને પ્રસારીને રૂપવિષયને આલિંગન આપે છે. પણ તાત્વિક દ્દષ્ટિથી જોતાં નેત્રવૃત્તિ અને રૂપવિષય તે એક અસ્તિભાતિપ્રિયરૂપ સ્વાત્મતત્વ જ છે, એવો જ્ઞાનીનો પ્રત્યય હોવાથી જ્ઞાનીની દ્દષ્ટિથી નેત્રવૃત્તિ અને રૂપવિષયનો સંબંધ બાધિત એટલે કે મિથ્યા છે.

तमातें घ्यावया । उचलूनि सहस्र बाहिया ॥
शेवटीं रवी यया । ठाचि जैसा ॥ २२ ॥

વિવરણ-પોતાના કિરણરૂપ સહસ્ર બાહુવડે જે સૂર્ય અંધકારને પકડવા જાય, તોપણ અંતે તો સૂર્ય એકલો જ રહી જાય છે.

स्वप्नींचिया विलासा । भेटइन या आशा ॥
उठिला तंव जैसा । तोचि मा तो ॥ २३ ॥

વિવરણ-સ્વપ્નમાંના વિલાસોને ભોગવવાની ઇચ્છાથી કોઈ જાગીને ઉઠી બેઠો થાય છે, પણ તેની જાગૃતિની સાથે જ સર્વ વિલાસોનો લોપ થતાં તે જાગનાર એકલો જ રહી જાય છે.

तैसा उदैलियानि विषये । ज्ञानी विषयीं हो लाहे ॥
तंव दोन्ही न होनी होये । काय नेणों २४ ॥

---

* જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૩ જો ઓવી ૧૭૮. † જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૩ મો ઓવી ૯૦૧. ‡ જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૪ મો ઓવી ૨૯૪ થી ૨૯૮ અને અધ્યાય ૩ જો ઓવી ૧૮૧ થી ૧૮૩.

વિવરણ—જેવી રીતે સૂર્યવડે કમળનો વિકાસ થાય છે, તેવી જ રીતે જ્ઞાનીની ઇન્દ્રિયવૃત્તિઓ વિષયોનો વિકાસ કરે છે, એટલે કે, વૃત્તિ તે વિષયોનો પ્રકાશ કરે છે, અને તેના યોગે જ્ઞાની વિષયી થાય છે; એટલે કે, જ્ઞાની વિષયોનું સેવન કરતો દેખાય છે; પરંતુ વિષય અને ઇન્દ્રિયો એ બન્ને કલ્પિત છે, અને એ બન્નેનો આધાર જે ચૈતન્ય, તે ચૈતન્યનો જ્ઞાતાને પ્રત્યય હોવાથી કલ્પિત ઇન્દ્રિયો અને વિષયોની નિવૃત્તિ થાય છે. વિષય અને વિષયીનો ભાવ ચાલ્યો જાય છે અને ત્યાર પછી જે અજ્ઞેય છે, તે અજ્ઞેય સ્વાત્મસ્વરૂપ સ્થિતિમાં જ જ્ઞાની રહે છે.

चंद्र वेंचूं गेला चांदिणें । तंव वोंचिलें काय कोणें ॥
विज्ञनि वांझे स्मरणें । होती ऐशीं ॥ २९ ॥

વિવરણ—જો ચંદ્ર પોતાની ચાંદનીને પોતે જ પકડવા જાય, તો ત્યાં કોણે શું પકડયું વારુ? તે જ પ્રમાણે જ્ઞાતામાં વિષય અને વિષયી બન્ને એક આત્મરૂપ હોવાથી 'છે' એવા સ્મરણનો વ્યવહાર થતો નથી. એટલામાટે જ્ઞાતાએ કરેલું વિષયોનું સ્મરણ વ્યર્થ છે. જો વિષય પોતાના સ્વરૂપથી ભિન્ન હોય, તો જ તેમનું સ્મરણ હોઈ શકે. ઇંદ્રિયજ્ઞાનજન્ય સંસ્કારને સ્મૃતિ કહેવામાં આવે છે. તત્ત્વવેત્તાઓમાં ઇંદ્રિયો અને વિષય એ કલ્પના નથી; એટલે કે, સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનવડે સર્વ ઇન્દ્રિયો અને વિષય બાધિત થયેલા હોવાથી જ્ઞાનીને ઇંદ્રિયોમાં અને વિષયોમાં તાત્ત્વિક દૃષ્ટિથી એક આત્માનો જ પ્રત્યય થયા કરે છે. હવે, બાધિત ઇંદ્રિયોનો બાધિત વિષયો સાથે સંબંધ થતાં ઉત્પન્ન થયેલો વિષયજ્ઞાનજન્ય સંસ્કાર પણ બાધિત જ છે, અને જે અંતઃકરણમાં બાધિત સંસ્કારરૂપ સ્મૃતિનો ઉદય થાય છે, તે જ્ઞાનીનું અંતઃકરણ પણ બાધિત જ છે. એ દૃષ્ટિથી જ જ્ઞાનીના અંતઃકરણમાં સ્મૃતિઓનો ઉદય થાય, તો પણ તે વ્યર્થ જ છે.

प्रत्याहारादि आंगीं । योगें आंग टेकिले योगी ॥
तों जाला ये मार्गी । दिहाचा चांदु ॥ २६ ॥

વિવરણ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર આદિ યોગનાં આઠ અંગો છે. એ અષ્ટાંગ યોગવડે યોગીઓ (યોગ સાધન કરનારાઓ) યોગનો આશ્રય કરે છે. એટલામાં, એ જ્ઞાનોત્તર થનારા સહજ ભક્તિપ્રકાશ સમક્ષ તે યોગ દિવસના ચંદ્રપ્રકાશ સમાન નિસ્તેજ થઈ જાય છે. એટલે કે, સ્વતઃસિદ્ધ અને ભેદશૂન્ય સહજ ભક્તિપ્રકાશમાં તે યોગસાધનનો કશો પણ ઉપયોગ નથી. કારણ કે, જે સહજ ભક્તિ-

ગુણોદ્વારા જ થયા કરે છે * જેવો જે ગુણનો ઉત્કર્ષ હોય, તે પ્રમાણેના જ કર્મો થાય છે, એટલે કે, સત્ત્વગુણના ઉત્કર્ષમા જીવદ્વારા સત્કર્મો જ થાય છે, રજોગુણના ઉત્કર્ષમા અનેક કામ્ય કર્મો થાય છે અને તમોગુણના ઉત્કર્ષમા નિષિદ્ધ કર્મો થાય છે આત્મતત્વમા એવી એ ગુણ ચેષ્ટાઓનો લેશ માત્ર પણ સબધ નથી † એવી એ ગુણક્રિયારહિત આત્મસ્થિતિપર આરૂઢ થઇને જ્ઞાતા સર્વ ગુણચેષ્ટાઓને જોતો હોય છે.‡ તત્ત્વવેત્તાઓમા એવા પ્રકારના અક્રિય આત્મા વિશેનો બોધ હોવાથી સ્થૂલ સૂક્ષ્મ સઘાતદ્વારા જો કે અનેક વ્યાપારો થાય, તો પણ તેથી અક્રિય આત્મસ્થિતિને કશો પણ આઘાત થતો નથી

पसरूनि वृत्तीची वावे । दिठी रुपाते दे खेवे ॥
परी साचाचेनि नावे । काहीच न लगे ॥ २१ ॥

**વિવરણ**–જ્ઞાનીના નેત્રો વૃત્તિરૂપ હસ્તોને પ્રસારીને રૂપવિષયને આલિંગન આપે છે. પણ તાત્વિક દૃષ્ટિથી જોતા નેત્રવૃત્તિ અને રૂપવિષય તે એક અસ્તિભાતિપ્રિય રૂપ સ્વાત્મતત્વ જ છે, એવો જ્ઞાનીનો પ્રત્યય હોવાથી જ્ઞાનીની દૃષ્ટિથી નેત્રવૃત્તિ અને રૂપવિષયનો સબધ બાધિત એટલે કે મિથ્યા છે.

तमाते ध्यावया । उचलूनि सहस्र बाहिया ॥
शेवटी रवी यया । हाचि जैसा ॥ २२ ॥

**વિવરણ**–પોતાના કિરણરૂપ સહસ્ર બાહુવડે જો સૂર્ય અધકારને પકડવા જાય, તોપણ અતે તો સૂર્ય એકલો જ રહી જાય છે

स्वप्नीचिया विलासा । भेटइन या आशा ॥
उठिला तंव जैसा । तोचि मा तो ॥ २३ ॥

**વિવરણ**–સ્વપ્નમાના વિલાસોને ભોગવવાની ઇચ્છાથી કોઈ જાગીને ઉઠી બેઠો થાય છે, પણ તેની જાગૃતિની સાથે જ સર્વ વિલાસોનો લોપ થતા તે જાગનાર એકલો જ રહી જાય છે.

तैसा उदैलियानि विषयें । ज्ञानी निपयी हो लाहे ॥
तंव दोन्ही न होनी होये । काय नेणो २४ ॥

* જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૩ જો ઓવી ૧૭૮ † જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૩ મો ઓવી ૯૦૯ ‡ જુઓ **જ્ઞાનેશ્વરી** અધ્યાય ૧૪ મો ઓવી ૨ ૪ થી ૨૯૮ અને અધ્યાય ૩ જો ઓવી ૧૮૨ થી ૧૮૩

વિવરણ-જેવી રીતે સૂર્યવડે કમળના વિકાસ થાય છે, તેવી જ રીતે જ્ઞાનીની ઇન્દ્રિયવૃત્તિઓ વિષયોનો વિકાસ કરે છે, એટલે કે, વૃત્તિ તે વિષયોનો પ્રકાશ કરે છે, અને તેના યોગે જ્ઞાની વિષયી થાય છે; એટલે કે, જ્ઞાની વિષયોનું સેવન કરતો દેખાય છે; પરંતુ વિષય અને ઇન્દ્રિયો એ બન્ને કલ્પિત છે, અને એ બન્નેનો આધાર જે ચૈતન્ય, તે ચૈતન્યનો જ્ઞાતાને પ્રત્યય હોવાથી કલ્પિત ઇન્દ્રિયો અને વિષયોની નિવૃત્તિ થાય છે. વિષય અને વિષયીનો ભાવ ચાલ્યો જાય છે અને ત્યાર પછી જે અજ્ઞેય છે, તે અજ્ઞેય સ્વાત્મસ્વરૂપ સ્થિતિમાં જ જ્ઞાની રહે છે.

चंद्र वेंचूं गेला चांदिणें । तंव वोंचिलें काय कोणें ॥
विऊनि घाझे स्मरणें । होती जैशी ॥ २९ ॥

વિવરણ-જો ચદ્ર પોતાની ચાદનીને પોને જ પકડવા જાય, તો ત્યા કોણે શુ પકડયુ વારુ? તે જ પ્રમાણે જ્ઞાતામા વિષય અને વિષયી બન્ને એક આત્મરૂપ હોવાથી 'છે' એવા સ્મરણનો વ્યવહાર થતો નથી. એટલામાટે જ્ઞાતાએ કરેલુ વિષયોનુ સ્મરણ વ્યર્થ છે જો વિષય પોતાના સ્વરૂપથી ભિન્ન હોય, તો જ તેમનું સ્મરણ હોઈ શકે. ઇંદ્રિયજ્ઞાનજન્ય સસ્કારને સ્મૃતિ કહેવામા આવે છે. તત્ત્વવેત્તાઓમાં ઇંદ્રિયો અને વિષય એ કલ્પના નથી, એટલે કે, સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનવડે સર્વ ઇન્દ્રિયો અને વિષય બાધિત થયેલા હોવાથી જ્ઞાનીને ઇંદ્રિયોમા અને વિષયોમા તાત્ત્વિક દૃષ્ટિથી એક આત્માનો જ પ્રત્યય થયા કરે છે. હવે, બાધિત ઇંદ્રિયોનો બાધિત વિષયો સાથે સબધ થતા ઉત્પન્ન થયેલો વિષયજ્ઞાનજન્ય સસ્કાર પણ બાધિત જ છે, અને જે અત કરણમાં બાધિત સસ્કારરૂપ સ્મૃતિનો ઉદય થાય છે, તે જ્ઞાનીનુ અંતઃકરણ પણ બાધિત જ છે. એ દૃષ્ટિથી જ જ્ઞાનીના અત કરણમા સ્મૃતિઓનો ઉદય થાય, તો પણ તે વ્યર્થ જ છે.

प्रत्याहारादि आंगीं । योगें आग टेकिले योगी ॥
तों जाला ये मार्गीं । दिहाचा चांदु ॥ २६ ॥

વિવરણ-યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર આદિ યોગના આઠ અગો છે. એ અષ્ટાગ યોગવડે યોગીઓ (યોગ સાધન કરનારાઓ) યોગનો આશ્રય કરે છે. એટલામાં, એ જ્ઞાનોત્તર થનારા સહજ ભક્તિપ્રકાશ સમક્ષ તે યોગ દિવસના ચંદ્રપ્રકાશ સમાન નિસ્તેજ થઈ જાય છે. એટને કે, સ્વત સિદ્ધ અને ભેદશૂન્ય સહજ ભક્તિપ્રકાશમાં તે યોગસાધનનો કશો પણ ઉપયોગ નથી. કારણ કે, જે સહજ ભક્તિ-

સ્વરૂપમાં કાલત્રયે પણ વિયોગ નથી, એવા ત્રણે કાળમાં એકરૂપ જે ભક્તિ-પ્રકાશ, તેમાં વળી યોગ તે શાનો કરવાનો હોય વારુ? અર્થાત્ સહજ ભક્તિમાં યોગ વ્યર્થ છે.

येथें प्रवृत्ति घहुडे जिणें । अप्रवृत्तिसी वाखावणें ॥

आतां प्रत्यङ्मुखपणें । प्रचारु दिसे ॥ २७ ॥

વિવરણ–આત્મસ્વરૂપના વિચારવડે આત્મજ્ઞાનીની દેહાત્મબુદ્ધિનો નાશ થતાંની સાથે જ અનાત્મના સંબંધને ત્યાગીને આત્મવિષયક વૃત્તિ પ્રકટ થાય છે; એટલામાટે જ્ઞાનીઓનો સર્વ વ્યવહાર આત્મવિષયક અંતર્મુખવૃત્તિવડે જ થતો હોય છે. આનો ભાવાર્થ એવો છે કે, ભેદશૂન્ય અને નિત્યપરિપૂર્ણ ચૈતન્ય જ મારું પોતાનું સ્વરૂપ છે, એવો જ્ઞાનીનો નિશ્ચય હોવાથી તેના સ્વરૂપથી બાહ્ય હોય એવું કાંઈજ નથી; સર્વ અંદર, બહાર, ઉપર અને નીચે એક ચૈતન્ય માત્ર છે, અને તેથી જ્ઞાનીનાં કાયિક, વાચિક તથા માનસિક જે કાંઈ પણ કર્મો થાય, તે સર્વ કર્મો અંતર્મુખ જ છે અથવા હોવાનાં.

द्वैतदशेचे आंगण । अद्वैत वोळगे आपण ॥

भेदु सवें तंव दुण । अभेदासी ॥ २८ ॥

વિવરણ–જ્ઞાની પુરુષદ્વારા થતા દ્વૈતવ્યવહારરૂપ આંગણામાં અદ્વૈત વિહરે છે જેમ જેમ ભેદનો વ્યવહાર થાય, તેમ તેમ અદ્વૈતની બમણી વૃદ્ધિ થતી જાય છે. એટલે કે, જ્ઞાની પુરુષનો સર્વ ભેદવ્યવહાર અભેદ બ્રહ્માત્મબુદ્ધિથી થતો હોય છે, અને તેથી જેમ જેમ ભેદવ્યવહાર થાય, તેમ તેમ અભેદ બ્રહ્મભાવનો જ વધારે અને વધારે વિકાસ થાય છે. અનેક પટોમાં જેમ તંતુ અભેદ, અને અનેક તરંગોમાં જેમ જળ અભેદ હોય છે; તેવી જ રીતે અનેક નામરૂપમાં, અનેક વ્યવહારમાં અને અનેક ગુણધર્મમાં તત્ત્વવેત્તા જ્ઞાનીને અભેદ બ્રહ્મભાવનો જ પ્રત્યક્ષ થતો હોય છે.

कैवल्याही घडावा । करित विषयसेवा ॥

जाला भृत्यु भज्य कालेवा । भक्तीच्या घरीं ॥ २९ ॥

વિવરણ–જ્ઞાનીનું વિષયસેવન અભેદમાંનું હોય છે, અને તેથી તે મોક્ષપર પણ વર્ચસ્વ ભોગવે છે. ભક્તિના ગૃહમાં ભજ્ય અને ભજક એટલે કે, સ્વામી અને સેવક એક બની જાય છે. આનો ભાવાર્થ એવો છે કે, આ વિષય અને હું વિષયી એવો ભેદ જે બુદ્ધિમાં નથી, તે આત્મવિષયક બુદ્ધિથી કરેલું વિષયસેવન ન કરવા

સમાન જ છે. એટલે કે, જ્ઞાનીની દૃષ્ટિમાં વિષયો સ્વાત્મસ્વરૂપથી ભિન્ન નથી.* એવી આત્મૈક્યઅનુભવસ્થિતિમાં જ્ઞાની પુરુષની ઇન્દ્રિયો કદાચિત્ વિષયોનું સેવન કરે, તોપણ તેમનું તે કરવું કૈવલ્યપર વર્ચસ્વ ભોગવે છે; એટલે કે, સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદશૂન્ય; દેશકાલવસ્તુપરિચ્છેદશૂન્ય અને કેવળ જ્ઞાનરૂપ અક્રિય બ્રહ્મભાવની કૈવલ્ય સંજ્ઞા છે. આ કૈવલ્યભાવ જ્ઞાનીઓના વિષયસેવન-અર્જન આદિ વ્યવહારવડે, વિકૃત ન થતાં જેવો ને તેવો જ કાયમ હોય છે. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, જ્ઞાનીઓના વિષયસેવન વ્યવહારથી ઉપર્યુક્ત કેવળ સ્વાત્મભાવમાં વિકાર થતો નથી, તો અજ્ઞાનીઓના વિષયસેવનથી પણ તેમાં વિકાર ક્યાં થાય છે વારુ? તો એનું સમાધાન એ પ્રમાણે છે કે, જ્ઞાની અને અજ્ઞાની ઉભયનો કેવળ સ્વાત્મભાવ એક જ છે; અને ઉભયના વિષયસેવનવ્યવહારમાં તે સ્વાત્મભાવ વિકૃત થતો (બગડતો) નથી. તથાપિ અજ્ઞાનીમાં કેવળ સ્વાત્મભાવનો અવિવેક હોવાથી દેહ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ આદિ સ્થૂલ તથા સૂક્ષ્મ સંઘાતદ્વારા થનારા વિષયાર્જન અને સેવનનો તે અસંગ, અક્રિય અને એકરૂપ જ્ઞાનમાત્ર કેવળ સ્વાત્મરૂપમાં આરોપ કરે છે; એટલે કે, સ્થૂલ તથા સૂક્ષ્મ સંઘાતદ્વારા થયેલો વ્યવહાર મેં કર્યો, એવી ધારણાથી અહંવૃત્તિના વિષય શુદ્ધ કૂટસ્થમાં કર્તૃત્વ ભોક્તૃત્વનો આરોપ કરે છે. પરંતુ જ્ઞાનીનો એવો પ્રકાર નથી; એટલે કે, સંઘાતદ્વારા થનારા વિષયાર્જન સેવનાદિ વ્યવહારનો કર્તા હું (અહમ્) છું, એવી બુદ્ધિથી જ્ઞાની પુરુષ કેવળ અક્રિય, અસંગ અને જ્ઞાનરૂપ આત્મતત્ત્વમાં કર્તૃત્વ તથા ભોક્તૃત્વનો આરોપ કરતો નથી. જ્ઞાનીઓનો આવો બોધ હોવાથી વિષયસેવનાદિ વ્યવહારવડે જ્ઞાનીઓના કેવળ સ્વાત્મભાવની વિકૃતિ થતી નથી. જ્ઞાનીનો વિષયસેવનવ્યવહાર થવા છતાં પણ તેનું અસંગત્વ, અક્રિયત્વ અને અભોક્તૃત્વ અવિચળ રહે છે, એ જ કૈવલ્ય વર્ચસ્વ છે અને તે યથાર્થ છે. જેવી રીતે કોઈ એક ઇંદ્રિયનિગ્રહી બ્રહ્મચારી સહસ્રાવધિ સુંદર તરુણ સ્ત્રીઓના મધ્યમાં વસતો હોય, છતાં જો તેનું બ્રહ્મચર્ય અભંગ રહે, તો નિર્જનવનમાં ઇંદ્રિયનિગ્રહ કરી રહેનાર બ્રહ્મચારીપર તેણે વર્ચસ્વ મેળવ્યું, એમ જ કહી શકાય. તેવી જ રીતે જ્ઞાનીઓ પણ વિષયસેવન કરવા છતાં જ્યારે પોતાના નિર્વિષય અને કેવળ આત્મભાવને વિકૃત થવા નથી દેતા, ત્યારે તેઓ કૈવલ્યપર વર્ચસ્વ મેળવનારા છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. શ્રીકૃષ્ણ પરમાત્માનું વિષયસેવન એવી જ રીતે કૈવલ્યને પાછું હટાવનારું હતું અને તેમાટે જ જન્મથી જ

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૨ જો, ઓવી ૩૩૫.

નિર્વિષય, નિષ્કલંક, બ્રહ્મચારી અને બ્રહ્મનિષ્ઠ શુકદેવ જેવા વીરપુરુષો તે શ્રીહરિના વિષયસેવનવ્યવહારને વર્ણવનારા ભાટ થયા હતા.*

घरामाजी पाये । चालता मार्गुही तोचि होये ॥
ना बैसे तरी आहे । पावणेची ॥ ३० ॥

વિવરણ—જો કોઈ પોતાના પગવડે પોતાના ઘરમાં ચાલે, તો તેનો ચાલવાનો રસ્તો તેનું ઘર જ છે, અથવા બેસે તોપણ તેના બેસવાનું સ્થાન તે ઘર જ છે. પરંતુ જો બીજે ગામથી પોતાના ગામ તરફ માર્ગમાં પ્રવાસ કરતાં પગ થાકી જાય, તો વચ્ચે વિશ્રાંતિમાટે બેઠા પછી ઘર તરફ આવતાં પૂર્વે તેને વચ્ચેનો માર્ગ અવશ્ય કાપવો પડવાનો જ, પરંતુ જો ઘરમાં જ ફરતાં ફરતાં તે થાકીને બેસી જાય, તો એવી રીતે ઘેર પહોંચવામાટે માર્ગક્રમણની આવશ્યકતા હોતી નથી સારાંશ કે, જો તે ઘરમાં ચાલે તો ઘર જ માર્ગ છે અને થાકીને બેસી જાય, તોપણ ગૃહનો જ યોગ છે. જેવી રીતે તેના ચાલવા અને બેસવામાં ગૃહનો વિયોગ થતો નથી,

तैसें मलतें करिता । येथें पाविजे काहीं आता ॥
ऐसें नाहीं न करिता । ठाकिजेना ॥ ३१ ॥

વિવરણ—તેવી રીતે જ્ઞાનીને અનેક સાધનો દ્વારા, એટલે કે, સ્નાન સંધ્યા, ભજન પૂજન, જપ હોમ અને શ્રવણ મનનાદિક સાધનોદ્વારા આત્મસ્વરૂપમાં પ્રાપ્ત થવાની કશી પણ આવશ્યકતા હોતી નથી કારણ કે, ભેદશૂન્ય, સચ્ચિદાનંદરૂપ અને નિત્ય પરિપૂર્ણ સ્વાત્મભાવ તેને નિત્ય પ્રાપ્ત જ છે, એટલે કે, આત્મભાવ જ મારું સ્વરૂપ છે, એવો તેનો દૃઢ બોધ હોય છે અને તેથી તેને નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિમાટે કશી પણ ખટપટ કરવાની અગત્ય હોતી નથી. સારાંશ કે, જ્ઞાનીને નિવૃત્તિમાર્ગ જવામાં કશો લાભ નથી, તેમજ ન જવાથી કશી હાનિ પણ નથી. જેવી રીતે કોઈ એક દેહાત્મવાદી બહિર્મુખ જીવ જો સ્નાનસંધ્યા, જપ હોમ, ભજન પૂજન અથવા તો શ્રવણ મનન આદિક કોઈપણ પારમાર્થિક કૃત્ય (સાધનો) ન કરે, તો તે પોતાના સ્વાત્મસ્વરૂપથી ભ્રષ્ટ થઈને અધોગતિને પામે છે, તેવો પ્રકાર જ્ઞાનીનો નથી કારણ કે, જ્ઞાની નિત્યમુક્ત અને સ્વાત્મબોધસંપન્ન હોવાથી સદા સર્વદા કૃતાર્થ જ છે—તેના માટે કાંઈ પણ કર્તવ્ય અવશિષ્ટ છે જ નહિ એ જ તત્ત્વને ગીતાશાસ્ત્ર 'कृतकृत्यश्च भारत'† એ વચનવડે સૂચવે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના,

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૧ મો ઓવી ૧૭૩ † "હે અર્જુન, જ્ઞાની નિત્ય કૃતકૃત્ય જ છે"

'प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ॥
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति' ॥

આ ૧૪ મા અધ્યાયના ૨૨ મા શ્લોકનો ભાવાર્થ એવો છે કે;–"હે પાંડવ, પુરુષ જ્યારે પ્રકાશ (સત્ત્વ) અને પ્રવૃત્તિ (રજસ્) સારીરીતે પ્રવર્તતાં હોય છે, તે વેળાએ તેમનો દ્વેષ કરતો નથી; તેમ જ તેમની નિવૃત્તિના સમયમાં તેમની ઇચ્છા રાખતો નથી." અને એ પણ ઉપર્યુક્ત તાત્પર્યને જ સૂચવે છે.

आठवू आणि विसरू। तयातेंही घेउ नेदी पसरु ॥
दशेचा व्यवहारु । असाधारणु ॥ ३२ ॥

વિવરણ–આત્મા નિત્ય સ્મૃતિરૂપ હોવાથી તેમાં વિસ્મૃતિની અપેક્ષાવાળી સ્મૃતિવૃત્તિનો પણ અભાવ છે; કારણ કે, તેમાં આવરણકારક તમોગુણ નથી અને સ્મૃતિસંસ્કારને વ્યક્ત કરનાર સત્ત્વગુણ પણ નથી. એવી રીતે તે કેવળ શુદ્ધ સ્વરૂપ છે. સારાંશ કે, જેમાં સ્મરણ અને વિસ્મરણનો વિકાર નથી, એવી જે સ્મૃતિ અને વિસ્મૃતિથી અતીત નિર્વિકાર જ્ઞાનરૂપ આત્મસ્વરૂપસ્થિતિ, તે જ સહજ ભક્તિ છે. અર્થાત્ એ જ અસાધારણ દશા (શ્રેષ્ઠાવસ્થા) છે, એમ મૂળમાં કહેલું છે.

जाली स्वेच्छाची विधि । स्वैर जाली समाधि ॥
दशे इये मोक्षरिद्धि । वैसो घापे ॥ ३३ ॥

વિવરણ–જ્ઞાતાનું સ્વેચ્છાનુરૂપ વર્તન, તે જ વિધિ છે, અને તેનો જે નિયમબંધ રહિત વ્યવહાર તે જ સમાધિ છે. જ્ઞાની જે સ્થિતિમાં છે, તે સ્થિતિને બેસવામાટે મોક્ષૈશ્વર્યનું આસન આપવામાં આવ્યું છે. આનો ભાવાર્થ એવો છે કે, જ્ઞાનીએ દૃઢ અપરોક્ષ જ્ઞાનવડે (આત્મજ્ઞાન વડે) માયા આદિ સર્વ પ્રપંચોનો નિરાસ (બાધ) કરેલો છે, અને એટલામાટે તે જ્ઞાનીને વેદપ્રણીત વિધિવિધાનોનું બંધન નથી. જેમ કે, કોઈ એક ગૃહસ્થ સ્વપ્નમાં એક રાજાના નગરમાં વસતો હતો. ત્યાં તે રાજાએ કરેલા કાયદા પ્રમાણે તે ગૃહસ્થને વર્તવું પડતું હતું. જો આપણે કાયદાનું ઉલ્લંઘન કરીશું તો રાજદંડને પાત્ર થઇશું, એવા ભયથી તે સ્વપ્નમાંના ગૃહસ્થને રાજાના કાયદાને માન આપીને જ વર્તન રાખવું પડતું હતું. ત્યાર કેડે તે કેટલાક વખત પછી જાગૃત થયો અને સ્વપ્નમાંના કાયદાનું ઉલ્લંઘન કરીને સ્વેચ્છાપૂર્વક વર્તવા લાગ્યો. ત્યારે હવે તે દંડને પાત્ર થાય ખરો કે? ન થાય, એ સ્પષ્ટ જ છે. કારણ કે, જાગૃતિકાળમાં સ્વપ્નગત કાયદા કરનાર રાજા, તેના કાયદા અને રાજધા-

નીનું નગર એ સર્વ જ્યારે જાગ્રત પુરુષમાટે મિથ્યા વસ્તુઓ છે, તો પછી તેને સ્વપ્નમાંના કાયદાઓનું બંધન હોઈ જ ક્યાથી શકે વારુ? તેવી જ રીતે જ્ઞાન-સ્વરૂપની વિસ્મૃતિરૂપ નિદ્રાનો લોપ થઇને જેને જ્ઞાનજાગૃતિ પ્રાપ્ત થયેલી છે, તેને, સ્વાત્માની અજ્ઞાનનિદ્રાના યોગે લાવેલા દેહાદિપ્રપંચરૂપ સ્વપ્ન, અને તે સ્વપ્નમાંના રાજા, વેદ તથા તે વેદરૂપ રાજાએ વર્ણાશ્રમને ઉચિત જે વિધિવિધાનરૂપ કરેલા કાયદા તે સર્વનું બંધન હોઈ શકે ખરું કે? અર્થાત્ નહિ જ. કારણ કે, વેદ અને વેદપ્રણીત વિધિવિધાન એ સર્વ અવિદ્યામૂલક છે, અને જ્ઞાની પુરુષમાં તે અવિદ્યાની સ્વાત્મજ્ઞાનવડે નિવૃત્તિ થયેલી છે, એટલે પછી તેના બોધ સમક્ષ અવિદ્યાશ્રિત વેદ અને તેણે કરેલાં વિધિવિધાન સત્ય હોઈ શકે ખરા કે? નહિ જ. અર્થાત્ એમનું બંધન જ્ઞાનીને હોય જ નહિ. જ્ઞાનીનો જે સ્વચ્છંદ આચાર તે જ સમાધિ છે, એટલે કે, જ્ઞાનીનું જે અનિયમિત વર્તન તે જ સમાધિ છે. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, જ્ઞાનીનું વર્તન અનિયમિત હોઈ શકે જ નહિ; કારણ કે, જો તેનું વર્તન અનિયમિત હોય, તો પછી તે જ્ઞાની શાનો વારુ? તેને તો પછી અજ્ઞાની જ કહેવો જોઇએ; કારણ કે, અનિયમિત વર્તન અજ્ઞાનમૂલક છે. અર્થાત્ જ્ઞાનીનું વર્તન તો નિયમિત જ હોવું જોઇએ. પણ એ નિયમ ઇતર કોઈ કર્મો વિષેનો નહિ, પણ કેવળ નિવૃત્તિનો જ નિયમ હોય છે. જ્ઞાનીની કદાચિત્ કર્મમા પ્રવૃત્તિ થાય, તોપણ શૌચ, સ્નાન, ભોજન અને મલાવસર્જન આદિ શરીરનિર્વાહક જે અવશ્ય કરવાનાં કર્મો છે, તે કર્મો કરવા પૂરતી જ તેની તે પ્રવૃત્તિ હોય છે—એથી અધિક પ્રવૃત્તિ થતી નથી. કારણ કે, ગુરુના પ્રસાદવડે જ્ઞાન ઉત્પન્ન થવા પૂર્વે જિજ્ઞાસુ–અવસ્થામાં, વિષયોમાં દોષદૃષ્ટિ હોવાથી તેનામા વૈરાગ્ય હોય છે અને તે જ વૈરાગ્ય ગુરુના અનુગ્રહથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવા પછી પણ વિષયોમાં દોષદૃષ્ટિ તથા અપરોક્ષ મિથ્યા બુદ્ધિ હોવાથી અવિચળ હોય છે. અર્થાત્ એકવાર વિષય મિથ્યા છે એમ અપરોક્ષ જણાયા પછી પુનઃ જ્ઞાનીમાં વિષય વિષે સત્ય બુદ્ધિ થતી નથી, અને વિષય દુઃખરૂપ છે, એવા રીતે વિષય વિષે દોષદૃષ્ટિ હોવાથી વિષય વિષે તેનામાં પ્રીતિનો ઉદ્ભવ પણ થતો નથી જેવી રીતે અજ્ઞ જીવોની વિષયોમા પ્રીતિ હોવાથી તેમનામાં વિષયાર્જનની અધિક પ્રવૃત્તિ થાય છે, તેવી જ્ઞાનીની પ્રવૃત્તિ થતી નથી. કારણ કે, અધિક પ્રવૃત્તિનો હેતુ જે વૈષયિક રાગ, તે રાગનો જ્ઞાનીમાં સર્વથા અભાવ હોય છે, એ તો ઉપર કહેલું જ છે. હવે ઉપર કહેલાં શરીરનિર્વાહક અવશ્ય કરવાનાં જે કર્મો, તે કર્મોમાં જ્ઞાનીની જે પ્રવૃત્તિ થાય છે, તે રાગમૂલક નહિ, કિન્તુ

અવશિષ્ટ દેહપ્રારબ્ધના યોગે જ થાય છે એનુ સમાધાન આમ છે કે, કર્મો ત્રણ પ્રકારના છે. સચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એમાના સચિત અને ક્રિયમાણ કર્મની આત્માના પરોક્ષ જ્ઞાનવડે નિવૃત્તિ થઈ જાય છે, અને આત્માના અપરોક્ષ જ્ઞાનવડે પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ થાય છે એવી રીતે એ સચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મોની આત્માના અપરોક્ષ જ્ઞાનમા નિવૃત્તિ થાય છે 'सर्वं कर्माखिल पार्थ ज्ञाने परिसमाप्यते" એમ ભગવદ્ ગીતામા પણ કહેલુ છે. એવી રીતે જ્ઞાનીમા એ પ્રારબ્ધકર્મનો પણ નિષેધ કરવામા આવ્યો છે, પણ તે જ્ઞાતાની દેહદૃષ્ટિથી નહિ, કિન્તુ આત્મદૃષ્ટિથી જ કરેલો છે, અને તે યથાર્થ છે કારણ કે, દેહ જ મારુ સ્વરૂપ છે, એમ જ્ઞાની માનતો નથી, કિંતુ જ્ઞાનીનો તો, હુ દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિ આદિનો સાક્ષી સચ્ચિદાનંદરૂપ જ્ઞાનમાત્ર આત્મભાવ છુ, એવો જ દૃઢ નિશ્ચય હોય છે. એટલામાટે 'જ્ઞાની' શબ્દનો ઉચ્ચાર થયો કે તેનો અર્થ 'દેહ' ન લેતા તેનો આત્માના અર્થમા જ સ્વીકાર કરવો જોઇએ આમ કરવાથી સચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એ ત્રિવિધ કર્મરહિત જ્ઞાની કહ્યો છે, એની સગતિ લાગી શકશે 'જ્ઞાની' શબ્દનો જ્ઞાનીના દેહના અર્થમા અગીકાર કરવામા આવે, તો તેથી એક વિરોધ આવી પડે છે અને તે એ કે, અપરોક્ષ જ્ઞાનવડે સચિત ક્રિયમાણનો નાશ થાય છે, પરતુ ભોગ વિના પ્રારબ્ધકર્મનો ક્ષય થતો નથી, (प्रारब्धकर्मणां भोगादेव क्षय ) એમ શાસ્ત્રમાં કહેલુ છે, તેનો ઉપર્યુક્ત વાક્યસાથે વિરોધ થવાનો, એટલામાટે જ્ઞાનીના સર્વ કર્મોનો જે નિષેધ કરેલો છે, તે કેવળ આત્મદૃષ્ટિથી જ કરેલો છે અને સચિત ક્રિયમાણનો નાશ થવા છતા ભોગવિના પ્રારબ્ધકર્મનો લોપ થતો નથી, એમ જે શાસ્ત્રમા જણાવેલુ છે, તે કેવળ જ્ઞાનીની દેહદૃષ્ટિથી જ કહેલુ છે અને તે સર્વથા યથાર્થ છે, કારણ કે, શરીર–આરંભક જે પ્રારબ્ધ કર્મ છે, તેનો આત્માના અપરોક્ષ જ્ઞાનવડે ક્ષય થાય છે, એમ જો સ્વીકારીએ, તો પછી જ્ઞાન થતાની સાથે જ જ્ઞાનીના દેહનો પાત થવો જોઇએ, કારણ કે, પ્રત્યેકની સર્વ શરીરચેષ્ટાઓ–પછી તે જ્ઞાની હોય કે અજ્ઞાની હોય–તેના પ્રારબ્ધ કર્મના યોગે જ થતી હોય છે, માત્ર અજ્ઞાની દેહના અહંકારને લઇને કર્મમાં કર્તૃત્વબુદ્ધિને ધારણ કરે છે અને તેથી બદ્ધ થાય છે, અને જ્ઞાની અનહંકૃત અકર્તા હોય છે અને તેથી તે મુક્ત હોય છે આમ હોવા છતા પણ જ્યા સુધી પ્રારબ્ધકર્મ અવશિષ્ટ છે, ત્યાં સુધી તો જ્ઞાનીની દેહચેષ્ટાઓ પણ ચાલતી રહેવાની જ. પણ સર્વ જ્ઞાનીઓનું તે પ્રારબ્ધકર્મ એક સરખુ જ હોય છે, એમ હોતું નથી, અને તથા જો કે, સર્વ જ્ઞાનીઓનો આત્મબોધ એક જ કસોટીનો હોય છે, તો પણ સર્વ દેહના

પ્રારબ્ધ ભિન્ન ભિન્ન હોવાથી સર્વની ભિન્ન ભિન્ન અને અનિયમિત ચેષ્ટાઓ ચાલ્યા કરે છે. જનક આદિ જીવન્મુક્તો પણ પ્રારબ્ધવશાત્ ભિન્ન ભિન્ન અને અનિયમિત ચેષ્ટાઓ કરતા હતા; તથાપિ શાસ્ત્રોએ તેમને મૂર્ખ ન ઠરાવતાં જ્ઞાની તરીકે જ ઓળખેલા છે. એથી એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, જ્ઞાનીઓની ચેષ્ટાઓ સ્વર એટલે કે અનિયમિત હોય છે. શંકાકારે કહ્યા પ્રમાણે તેમની ચેષ્ટાઓ નિયમિત હોતી નથી. જો કે ખરી સ્થિતિ આવી છે, છતાં તેમનું એ અનિયમિત વર્તન, તે જ સમાધિ છે. કારણ કે, સમાધિ એટલે આવરણ વિક્ષેપ રહિત મનની પ્રસન્ન અને શાંત અવસ્થા અને તે અવસ્થા તો જ્ઞાનીને આત્માનું અપરોક્ષ જ્ઞાન થવા પછી પણ દેહ પ્રારબ્ધવડે થનારી અનિયમિત ચેષ્ટાઓના કાળમાં પણ નિત્ય પ્રાપ્ત જ છે. તે એવી રીતે કે, આત્માના અપરોક્ષ જ્ઞાનવડે આવરણ એટલે કે, આત્મસ્વરૂપનું અજ્ઞાન બાધિત થાય છે અને તેની સાથે જ અજ્ઞાનકાર્ય અંતઃકરણાદિ મનોવૃત્તિઓ સહિત સ્થૂલ દેહ બાધિત થવાથી જ્ઞાનીની દૃષ્ટિથી અજ્ઞાનાદિ આવરણ વિક્ષેપરૂપ પ્રપંચ ન હોઇને, એક સભરાભરિત નિત્ય અક્રિય ચૈતન્ય માત્ર જ હોય છે. એટલા-માટે ઇતર જીવોની દૃષ્ટિથી જો કે જ્ઞાનીના દેહદ્વારા અનિયમિત ક્રિયાઓ થતી ભાસે છે, તોપણ કેવળ બોધરૂપ થયેલા જ્ઞાની નિત્ય પરિપૂર્ણ બ્રહ્મસ્થિતિયુક્ત, અચલ અને શાંત જ છે. જ્ઞાનીની બોધદૃષ્ટિમાં જ્યાં ઇશ્વરના સમષ્ટિરૂપ ચારે દેહોનો લોપ થઈ ગયો છે, તો પછી ત્યાં જીવના વ્યષ્ટિરૂપ ચાર દેહોનો પ્રત્યય તો કયાંથી જ સંભવી શકે વારુ?*

પ્રલયકાલીન આબ્રહ્મસ્તંભ ઉદકમાં સમુદ્રનો લોપ થઈ જાય છે, તો પછી ત્યાં ન્હાના વેહેળાઓનો કયા પત્તો મળી શકવાનો હતો? તેવી જ રીતે ત્રૈલોકય જેના બોધમાં અદૃશ્ય થયેલું છે, તે જ્ઞાનીની દૃષ્ટિસમક્ષ દેહ તે શું હોઈ શકે વારુ? હવે જ્યારે દેહ જ નથી, તો પછી દેહચેષ્ટાઓ હોય ખરી કે? અને જ્યારે દેહચેષ્ટાઓ નથી, ત્યારે નિત્ય, અક્રિય, જ્ઞાનમાત્ર અને પરિપૂર્ણ સ્વાત્મસ્વરૂપની સમાધિસ્થિતિને એટલે કે શાંતસ્થિતિને કશો પણ આઘાત થાય એમ છે ખરું કે? અર્થાત્ કદાપિ નહિ. ભક્તના એ સહજ સ્થિતિરૂપ સમાધિને અખંડ સમાધિ કહેવામાં આવે છે. એ અખંડ સમાધિ ભક્તોની સર્વ ચેષ્ટાઓમાં અવિચળ છે–એટલે કે, ભક્ત બેઠો હોય, ચાલતો હોય, બોલતો હોય, ખાતો હોય કે પીતો હોય–સારાંશ કે તેના સર્વ શારીરિક વ્યવહારો ચાલતા હોય, તોપણ તેના સમાધિનો કદાપિ ભંગ થતો નથી. અર્જુનને

* જુઓ, જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૯ મો ઓવી ૪૧૩.

એવા પ્રકારની અખંડ સમાધિ આપીને ભગવાને મહાભારત યુદ્ધમાં પ્રવૃત્ત કર્યો હતો, ખંડિત સમાધિની અવસ્થામાં અખંડ અને અમર્યાદ જે સહજ સ્વરૂપ સમાધિ-કે જે સમાધિને યુદ્ધ જેવા વિક્ષેપોથી પણ ભંગ થવો અશક્ય છે, તે સમાધિના સુખમાં ભગવાને અર્જુનની સ્થાપના કરી હતી. એવી એ સહજ સ્વરૂપ સમાધિસ્થિતિને બેસવામાટે મોક્ષૈશ્વર્યનું આસન નાખી આપવામાં આવ્યું છે; એટલે કે, મોક્ષ સોપાધિક છે અને તેમાં 'अहं ब्रह्मास्मि' એવું શુદ્ધ સત્વાત્મક માયાવૃત્તિનું સ્ફુરણ હોય છે. મોક્ષસ્થિતિમાં એ પ્રમાણેનો શુદ્ધ માયાનો ઉપાધિ હોવાથી નૈરુપાધિક, નિર્ધર્મ જ્ઞાનરૂપ અને સહજ બ્રહ્મસ્થિતિની નીચે, ઉપર્યુક્ત સોપાધિક મોક્ષસ્થિતિ છે અને તે સહજ સ્થિતિ એનાથી-એની દૃષ્ટિથી-ઉપર છે.

जाला देवोचि भक्त । ठावोचि जाला पंथू ॥
होऊनि ठेला येकांतु । विश्वचि हे ॥ ३४ ॥

વિવરણ-દેવ જ ભક્ત થયો, એટલે કે, જે પરમાત્મસ્વરૂપથી વિભક્ત નથી, તે ભક્ત છે; અર્થાત્ જેણે વિચારવડે, પંચકોશ આત્મવ્યતિરિક્ત અનાત્મ છે, એમ જાણીને, અસંગસાક્ષી સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એવો દૃઢ નિશ્ચય કરેલો છે, તે જ ખરો ભક્ત છે. દેહાત્મવાદી આત્મવિવેકશૂન્ય હોવાથી 'હું જ દેહ છું' એવી તેની નિઃસંશય દૃઢ દેહાત્મબુદ્ધિ હોય છે; તે જ પ્રમાણે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહોથી અને સત્ત્વ, રજ, તથા તમ એ ત્રણે ગુણોથી ભિન્ન પ્રકાશમાન દ્રષ્ટા આત્મા હું છું, એવો તેનો સંશયરહિત દૃઢ નિશ્ચય છે-અર્થાત્ એ દૃષ્ટિથી ભક્ત એટલે સચ્ચિદાનંદરૂપ આત્મા અને દેવ એટલે પણ સચ્ચિદાનંદરૂપ આત્મા એમ જ સિદ્ધ થાય છે. દેવ અને ભક્ત એ બે નામો એક પરમ ચૈતન્યના અર્થને સૂચવનારાં છે અને તેથી જ 'દેવ જ ભક્ત થયો,' એમ મૂળ ઓવીમાં કહેલું છે. એ જાણે ઘરે જ માર્ગનું સ્વરૂપ ધારણ કર્યું હોયની, તેના જેવું જ છે-એટલે કે, માર્ગ સાધન છે અને ગૃહ સાધ્ય છે-અર્થાત્ જે સાધ્ય છે તે જ સાધન થયું હોયની, તે પ્રમાણે છે. વધારે શું કહેવું? દેવ અને ભક્ત એ ઉભય નામથી એક પરમાર્થ આત્મતત્ત્વ જ ભેદશૂન્ય એકાકી ભાવથી રહેલું છે અને એટલામાટે જ્ઞાનીને તો સમસ્ત વિશ્વ એકાંત જ છે.

भलतेउतेन देवें । भलतेन भक्त होआवें ॥
येसला तेथें राणिवे । अकर्मू हो ॥ ३५ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે દેવ અને ભક્તરૂપે જ્યારે એક ચૈતન્ય જ છે, તો પછી ભક્તો પોતામાં દેવત્વનો સ્વીકાર કરે અથવા તો દેવો પોતામાં ભક્તપણાનો અંગીકાર કરે, એ સમાન જ છે; કારણ કે, દેવ ભક્તરૂપે એક બ્રહ્મચૈતન્ય જ છે; એ તો ઉપર કહેલું જ છે. જેવી રીતે એક સો તોલાની સોનાની લગડીના બરાબર બે ભાગ કરવામાં આવે અને તે બે ભાગમાંના ગમે તે ભાગમાંથી રામચંદ્રની મૂર્તિ બનાવવામાં આવે અને બીજા ભાગની હનુમાનની મૂર્તિ બનાવવામાં આવે, પણ સુવર્ણની દૃષ્ટિથી તો બન્ને એક જ છે. અથવા તો–કેટલાક સરખી ઉમ્મરનાં બાળકો એક સ્થળે રમતાં હતાં–ત્યાં તેઓ પોતાના મંડળમાંના કોઈ પણ એક બાળકને રાજા બનાવતા અને બીજા કોઈ પણ એક બાળકને પ્રધાન બનાવતા હતા; કારણ કે, તે સર્વ એકબીજાના મિત્રો હોઇને સર્વ એક વય તથા એક જ યોગ્યતા ધરાવનારા હતા અને તેથી તેમનામાંથી કોઇ રાજા થાય તોય શું અને પ્રધાન થાય તોય શું–એ બધું સરખું જ હતું, તે જ પ્રમાણે જ્ઞાનીની પ્રતીતિમાં દેવ અને ભક્તરૂપે એક ચૈતન્ય જ છે. દેવ ભક્તના સંબંધથી પોતાની જ ભક્તિનો પોતે વિશ્વાસ ન કરતાં જ્ઞાની બેસી જાય તો તે જ્યાં બેસે ત્યાં તે કર્મ રહિત અક્રિય જ છે.

देवाचिया दाटणी । देऊळा जाली आटणी ॥
देशकालादि वाहणी । येइचिना ॥ २६ ॥

વિવરણ–જ્ઞાનીની બુદ્ધિમાં દેવ એટલા પ્રમાણમાં પ્રકટ થાય છે કે, તેની વ્યાપ્તિમાં દેવાલયનો પણ લોપ થઈ જાય છે, વધારે શું કહેવું' દેવનો એટલો બધો વિસ્તાર થાય છે કે,' પછી તે દેશકાળની મર્યાદામાં રહી શકતો નથી આનો ભાવાર્થ એવો છે કે, ત્રૈલોક્યરૂપ દેવાલયના અંતર અને બહિર્ભાગમાં વ્યાપક બ્રહ્મચૈતન્યનો સ્વાત્મત્વવડે પ્રત્યય થઈ જવાથી કલ્પિત લોકત્રયની નિવૃત્તિ થઈ જાય છે જેવી રીતે અધિષ્ઠાન રજ્જુજ્ઞાનવડે રજ્જુમાં ભાસેલા કલ્પિત સર્પની નિવૃત્તિ થાય છે; તેવી જ રીતે કલ્પિત જગતના અધિષ્ઠાન સચ્ચિદાનંદરૂપ સ્વાત્મજ્ઞાનવડે કલ્પિત જગતની નિવૃત્તિ થતાંની સાથે જ કલ્પિત દેશકાળની પણ નિવૃત્તિ થઈ જાય છે. કારણ કે, દેશ અને કાળની કલ્પના પણ આ કલ્પિત જગત્માંની જ છે, એટલે પછી જગત્ના લોપ સાથે તેનો લોપ થવો જ જોઇએ

देवी देवोंचि न माये । मा देवी के अन्वयो आहे ॥
तेथें परिवारु वहुये । अघडता की ॥ २७ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે દેશકાળવસ્તુપરિચ્છેદશૂન્ય ચૈતન્યમાત્ર સ્વરૂપમા દેવકલ્પનાને આશ્રય મળી શકતો નથી–તો પછી ત્યા પ્રકૃતિ અને પ્રકૃતિમાથી થનારા અનેક પરિવારની કલ્પનાને ક્યાથી અને કેમ કરીને આશ્રય મળી શકે વારુ?

ऐसाही स्वामीभृत्युसंबंधा । लागी उठली श्रद्धा ॥
ते देवोचि जुसधा । कामविजे ॥ ३८ ॥

વિવરણ–એવા કેવળ બ્રહ્મભાવને જો સ્વામીસેવકના સબધથી સેવા કરવાની ઇચ્છા થાય, તો તે વેળાએ કેવળ દેવ જ આગળ નીકળી આવે છે–એટલે કે, દેવ અને ભક્તરૂપે એક દેવ જ તૈયાર થાય છે—જાણે આઠ આના દેવ અને આઠ આના ભક્ત, એ બે આઠ આના મળીને ચૈતન્ય એક કલદાર રૂપિયો હોયની! તેવો જ પ્રકાર છે. પોતાના મુખસૌન્દર્યના સુખનો પોતે ઉપભોગ લેવામાટે દર્પણના નિમિત્તથી દ્વૈત કરવુ પડે છે; તે પ્રમાણે પોતે જ પોતાની ભક્તિદ્વારા પોતે જ પોતાના સુખનો ઉપભોગ કરવો, એવી શ્રદ્ધા થતાની સાથે જ ચિદેકરૂપભાવ દેવભક્તરૂપે સજ્જ થઇને પોતે જ પોતાના ભક્તિસુખને ભોગવે છે * એવો એ ચિદેકરૂપભાવ દેવ અને ભક્તપણાથી સજ્જ થઇને, જે યોગીઓની એવી ધારણા હોય છે કે, એકત્વમા ભજન થતું નથી, તે યોગીઓને એકત્વમા પોતે જ પોતાના ભજનના પ્રકારનો સાક્ષાત્કાર કરાવે છે, અથવા તો જેઓ ન ભજનારા અજ્ઞ જીવો છે, તેમને ભજનસપ્રદાયનો માર્ગ બતાવે છે.

अनर्घोवाचि उपचारा । जपध्यान निर्धारा ॥
नाही आन संसारा । देवेवांचुनी ॥ ३९ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે એક ચૈતન્ય જ દેવભક્તરૂપ હોવાથી દેવના જપ, ધ્યાન, પૂજા અને દેવપૂજાકાળમા દેવને સમર્પિત કરવાના પુષ્પ ગધ આદિ ઉપચારો જ્ઞાની ભક્તોની દૃષ્ટિમા એક ચૈતન્યતત્ત્વથી રહિત તો નથી જ–અર્થાત્ જ્ઞાની ભક્તો એ સર્વમાં એક ચૈતન્યતત્ત્વનો સાક્ષાત્કાર કરતા હોય છે

आता देवावेंचि देवें । देववरी भजावें ॥
अर्पणाचेनि नावें । भलतिया ॥ ४० ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે જ્ઞાની ભક્તની દૃષ્ટિમા દેવ અને દેવને સમર્પિત કરવામાટેના સર્વ ઉપચારો જ્યારે એક ચૈતન્ય જ છે, ત્યારે તે દૃષ્ટિથી જોતા દેવના ભજન

* જુઓ જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૨ મો ઓવી ૧૮૬

પૂજન પણ ગમે તે વસ્તુના અર્પણ નિમિત્તથી દેવ જ કરે છે, એમ જ સિદ્ધ થવાનું. અહીં કોઈ એવી શંકા કરશે કે, જ્યારે સર્વે જ દેવ છે, તો પછી એ એકત્વ સ્થિતિમાં ભક્તિનો વ્યવહાર કેમ કરીને અને કેવી રીતે સંભવી શકે વારુ? કારણ કે ભક્તિનો વ્યવહાર થવામાટે દેવ અને ભક્ત એ બન્ને એક બીજાથી સર્વથા ભિન્ન જ હોવા જોઈએ; એટલે કે, સ્વામી દેવ અને સેવક ભક્ત—એવો ઉચ્ચનીચભાવ સંબંધ હોવો જોઈએ, તો જ સેવારૂપી ભક્તિ થઈ શકે. આ શંકાનું નીચેની ઓવીમાં દષ્ટાંતપૂર્વક સમાધાન કરેલું છે;–

देव देऊळ परिवारु । कीजे कोरूनि डोंगरु ॥
तैसा भक्तीचा वेव्हारु । कां न व्हावा ॥ ४१ ॥

વિવરણ–પર્વતમાં જે કોરી કાઢેલી ગુહાઓ હોય છે, તે ગુહાઓમાંના પ્રકારને જોઈએ, તો આપણને એમ જણાઈ આવે છે કે, એક જ ખડકમાં શિવ, માર્કંડેય, યમ, અને પાર્ષદગણ તેમ જ દેવાલય—એ પ્રમાણે દેવ, દેવાલય અને દેવપરિવાર, એ સર્વ જો કે એક બીજાથી ભિન્ન દેખાય છે, તો પણ તે સર્વમાં પર્વતમાંનો ખડક એકતાથી વ્યાપેલો છે. તે જ પ્રમાણે ચિદૈકયભાવમાં દેવ, ભક્ત અને દેવનું ભજન ઇત્યાદિ ત્રિપુટ્યાત્મક ભેદવ્યવહાર જો કે જ્ઞાની ભક્તમાં ભાસે, તોપણ વિચારદષ્ટિથી તે એક ચૈતન્ય જ છે. એવી રીતે, એકત્વમાં એ ભક્તિનો વ્યવહાર શામાટે ન થઈ શકે વારુ? ચિદૈકયભાવમાં, દેવ અને ભક્ત એ ભેદવડે થનારી ભક્તિ મૂળ અભેદમાંની જ છે. ખરું ભક્તિસુખ એકત્વમાં જ રહેલું છે, અને એટલામાટે જ શ્રુતિમાં *'शिव भूत्वा शिवं यजेत्'* (શિવ થઈને શિવનું યજન કરવું) એ પ્રમાણે કહેલું છે. બ્રહ્મસ્વરૂપમાં પ્રસ્થાન રાખ્યાવિના ઉપાસના પ્રાપ્ત થતી નથી, એટલામાટે જેને ખરેખરી ઉપાસના કરવાની હોય, તેણે તે પ્રાપ્ત કરી લેવામાટે બ્રહ્મસ્થાનમાં પ્રસ્થાન રાખવું જોઈએ, એવો શ્રી તુકારામ મહારાજનો અભિપ્રાય છે.* શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કૃષ્ણ ભગવાને એ જ અભિપ્રાય વ્યક્ત કરેલો છે.†

જીવ બ્રહ્મરૂપ થયા વિના તેનાથી હરિની નિઃસીમ સેવા એટલે કે પરા ભક્તિ કદાપિ થવાની નથી; જેવી રીતે હુજૂરિયાના સંબંધથી રહીને રાજપદનું સુખ કદાપિ ભોગવી

* "ब्रह्मभूताच्या पालणा । भेदकार्यकारणा ॥
पावावया उपासना । ब्रह्मस्थानीं प्रस्थान" ॥

† "ब्रह्मभूतप्रसन्नात्मा न शोचति न काङ्क्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते परां" ॥५४॥ ભ. ગી. અધ્યાય ૧૮ મો.

શકાતુ નથી, તેવો જ આ પ્રકાર પણ સમજી લેવાનો છે સારાશ કે, જે આત્મરૂપ થયેલો નથી, તેને, સર્વત્ર આત્મવ્યાપ્તિ હોવા છતા પણ તેનો લેશમાત્ર પણ પ્રત્યય હોતો નથી. એવા એ પરમાત્મસ્વરૂપથી વિન્મુખ જીવને જ્યાં પરમાત્માનો પ્રત્યય જ નથી, ત્યા તે પછી તેનુ ભજન શુ કરવાનો હતો વારુ? અર્થાત્ ખરી ભક્તિ ચિદૈક્ય ભાવના અનુભવમા જ છે. જેવી રીતે રાજા થઈને જ રાજવૈભવોનો ઉપભોગ લઈ શકાય છે, તેવી રીતે શિવ થઈને જ શિવના ભક્તિસુખનો ભોગ કરી શકાય છે—શિવ થયા વિના પૂર્ણ ભક્તિસુખનો લાભ મળી શકતો નથી. જો દેવને પોતાથી ભિન્ન માનીને અને પોતે દેવથી ભિન્ન રહીને ભેદભાવથી હરિની ભક્તિ કરવામાં આવે, તો તેથી હરિના પૂર્ણ સુખનો લાભ ન થતા મર્યાદિત વિષયાનંદ સમાન આનંદ માત્ર થાય છે ઉદાહરણાર્થ, એક ગૃહસ્થ બહુ જ દીન અને દરિદ્રી હતો અને એવી દશામા પણ તેને સ્ત્રી તથા ત્રણ ચાર બાળકોનું પોષણ કરવુ પડતુ હતુ એથી તે ઘણો જ તવાઈ ગયો, કારણ કે, એક તો પાસે પૈસો નહિ અને બીજુ ઉદ્યોગ, વ્યવસાય કરવા છતા પણ કુટુમ્બના નિર્વાહ પૂરતુ દ્રવ્ય મળી શકતુ નહોતુ એથી થતુ એમ કે, કોઈવાર સર્વને પેટ ભરીને ખાવા મળતુ તો કોઈવાર અન્નવિના ઉપોષણ કરવાનો પ્રસગ આવી લાગતો એ ત્રાસ અસહ્ય થવાથી એક દિવસ કટાળીને તે ગૃહસ્થ પોતાના પારિવારિક જનોને ત્યાગીને દૂર દેશમા ચાલ્યો ગયો પણ ત્યાં સદ્ભાગ્યયોગે તેને એક રાજાનો આશ્રય મળતા તેની કીર્તિનો વિસ્તાર થયો અને સાથે દ્રવ્યની પણ ઘણી જ સારી પ્રાપ્તિ થવા લાગી ત્યારપછી એક દિવસ તેના મનમા એવો વિચાર આવ્યો કે, 'હવે આપણી દરિદ્રતાનો લોપ થયો છે અને આપણે ધનાઢ્ય થયા છીએ, એટલે પાછા સ્વદેશમા જઈએ અને ત્યા સ્ત્રીપુત્રાદિસાથે આનદથી રહીએ, તો વધારે સારુ' આવો વિચાર મનમા આવતા જ તે પોતાની સર્વ સંપત્તિને સાથે લઈને સ્વદેશભણી જવાને નીકળ્યો કેટલીક મજલ ચાલી આવ્યા પછી તેણે એક દિવસ એક ગામમાં એક કણબીને ત્યા મુકામ કર્યો, પણ તે જ દિવસ રાત્રે એકાએક ઘણો જ તાવ આવી જવાથી તે માંદો થઈ પડ્યો અને તેથી બીજે દિવસે ત્યાથી આગળ ચાલવાનો વિચાર નિરુપાયવશ મુલતવી રહી ગયો હવે ચમત્કાર એવો થયો કે, તે ગૃહસ્થનો પુત્ર કેવળ પોતાના ઉદરપોષણમાટે તે જ કણબીને ત્યાં નોકરી રહ્યો હતો આ જ પુત્રની પોતાના અતિથિની સેવા શુશ્રૂષા કરવામાટે તે કણબીએ યોજના કરી તે બાળકે પોતાના શેઠની આજ્ઞા પ્રમાણે તે અતિથિના ખાન પાન અને ઔષધ અનુપાન આદિની પોતાથી બને ત્યા સુધી ઘણી જ સારી વ્યવસ્થા રાખી,

અને તેથી તે ગૃહસ્થને ઘણો જ આરામ થઈ ગયો. ત્યારપછી તે ગૃહસ્થના મનમા એવો વિચાર આવ્યો કે, 'અહીંથી જતી વેળાએ આ ગરીબ છોકરાને ત્રણસેં ચારસેં રૂપિયા આપવા અને પછી અહીંથી જવુ' તે છોકરાએ પણ તેની સેવા કરતી વેળાએ 'જો આપણે આની શુશ્રૂષા સારી કરીશુ, તો એ ગૃહસ્થ ધનાઢ્ય હોવાથી અવશ્ય આપણને કાઇને કાંઈ આપશે જ,' એવી પોતાના મનમાં આશા રાખી હતી જે વેળાએ તે ગૃહસ્થ ત્યાથી જવાનો હતો, તેને આગલે દિવસે તે છોકરાને પોતા પાસે બોલાવીને તેણે મમતાથી પૂછ્યુ કે, 'છોકરા, તારુ ઘરબાર ક્યા છે વારુ? તેમ જ તારાં માતા પિતાનું નામ શુ?' એના ઉત્તરમા તે બાળકે જે કાંઈ જણાવ્યુ, તે સાંભળીને તે ગૃહસ્થ આશ્ચર્યચકિત થઈ ગયો—એટલે કે, 'આ બાળકનો પિતા હુ જ છુ' એવો તેનો તે બાળકના કથનથી દૃઢ નિશ્ચય થઈ ગયો અને તેથી ઉભયને અત્યત આનદ થયો બનેના મનમાથી પરકીયતાનો ભાવ જતો રહ્યો અને ઉભયની એકતા થવાથી જતી વેળાએ છોકરાને ત્રસેં ચારસેં રૂપિયા આપી જવાનો ગૃહસ્થનો ભાવ પણ જતો રહ્યો અને એની પાસેથી કાઇક પ્રાપ્ત થશે, એવી છોકરાની વાસનાનો પણ ક્ષય થયો અર્થાત્ પિતાએ મેળવેલી સમસ્ત સપત્તિનો તે પુત્ર જ એકલો સ્વતત્ર સ્વામી થયો એ જ પ્રમાણે 'હરિ અને આપણે ભિન્ન છીએ' એવી ભેદબુદ્ધિથી જો ભક્ત સેવા કરે, તો તેને વિષયાનદ સમાન મર્યાદિત સુખ મળવાનું, અને સત્સગતિ, સચ્છાસ્ત્રશ્રવણ અને એકતાથી વિચારસપન્ન થઇને તદ્દ્વારા જીવેશ્વરોના ભેદભ્રમનો નિરાસ કરીને ઈશસાથેની અભેદતાને પામી, જે ભક્ત ઈશસેવા કરે છે, તે હરિના સર્વ સુખનો સ્વામી થાય છે

पाहे पा अवघेया । रूखा रूपचि यया ॥
परी दुसरा नाहीं तया । विरतारु जेवीं ॥ ४२ ॥

વિવરણ—જેવી રીતે વૃક્ષનું મૂળ, શાખાઓ, પત્ર, પુષ્પ અને ફળ આદિ સર્વ વિસ્તારયુક્ત એક વૃક્ષ જ છે, એટલે કે, તે સર્વ વૃક્ષના વિસ્તારમા વૃક્ષ વિના બીજુ કાંઈ પણ નથી

अहो मुगी मुग जैसें । येता न येता नवल नसे ॥
केलें देवपण तैसें । दोहींपरी ॥ ४१ ॥

વિવરણ—મૂક મનુષ્ય કેવળ મૌનવ્રતનો સ્વીકાર કરે અથવા ન કરે, તો તેમાં નવાઈજેવુ કાંઈ પણ નથી, કારણ કે, જો તે મૌનવ્રતનો સ્વીકાર કરે, તોપ તે બોલનો ન

હોવાથી મૂક જ છે અને જે મૌનવ્રતનો સ્વીકાર ન કરે, તોપણ તે સ્વતઃસિદ્ધ મૂક જ છે. તે જ પ્રમાણે જ્ઞાની ભક્ત દેવનું ભજન ન કરે, તો પણ તે ભજન જ છે–એટલે કે, તે દેવ જ છે; અને ભજન ન કરે, તોપણ તે ભજન જ છે–એટલે કે, તે દેવ જ છે.

अक्षताचि देवता । अक्षतींचि असे न पूजितां ॥
मा अक्षती काय आतां । पूजों जावों ॥ ४४ ॥

વિવરણ–અક્ષતના કરેલા દેવની પૂજા ન કરવામાં આવે, તોપણ તે દેવ અક્ષતમાં તો છે જ; એટલે પછી તે અક્ષતના દેવને અક્ષતથી પૂજવાની શી આવશ્યકતા છે વારુ? દેવ, અક્ષત અને ઉપચાર એ સર્વ અક્ષત જ છે.

दीप्तीची लुगडीं । दीपकळिके तूं वेढि ॥
हें न म्हणतां ते उघडी । ठाके काई ॥ ४५ ॥

વિવરણ–'હે દીપકની જ્યોતિ ! તું પ્રકાશના વસ્ત્રને પરિધાન કર' એમ જો ન કહેવામાં આવે, તો તેથી શું જ્યોતિ નગ્ન રહી જવાની હતી કે?

कां चंद्रातें चंद्रिका । न म्हणिजे तूं ले का ॥
तऱ्ही तो असिका । तियाचि की ना ॥ ४६ ॥

વિવરણ–ચંદ્રને 'તુ ચંદ્રિકાને ધારણ કર' એમ ન કહેવામાં આવે, તોપણ તે પોતે ચંદ્રિકારૂપ જ છે, તે કાંઈ અચંદ્રિકા થવાની હતી કે?

आगीपणें आगी । असतचि असे आंगीं ॥
मा कासयालागीं । देणें न देणें ॥ ४७ ॥

વિવરણ–અગ્નિના સ્વરૂપમાં અગ્નિત્વ સ્વભાવસિદ્ધ જ રહેલું છે, એટલે પછી અગ્નિને અગ્નિત્વ આપવા અને ન આપવાનો વ્યવહાર કશાથી હોઈ શકે વારુ?

म्हणोनि भजतां भजावें । मा न भजतां काय नव्हे ॥
ऐसें नाहीं स्वभावें । श्रीशिवूचि असे ॥ ४८ ॥ ✓

વિવરણ–જ્ઞાની ભક્ત ભજન કરે, તો જ ભજન થાય છે, અને તે ભજન ન કરે, તો શું ભજન થયેલું કહેવાતુ નથી? નહિ નહિ, એમ નથી; કારણ કે, જ્ઞાની ભક્ત સ્વભાવસિદ્ધ શિવરૂપ જ થયેલો હોય છે. અર્થાત્ તે ભજન કરે કિંવા ન કરે, તોપણ તે પોતે ભજનરૂપ જ છે. તેને ખાસ કરીને ભજન કરવાની કશી પણ અગત્ય નથી.

आतां भक्ति अभक्ति । जाले ताट एकी पांती ॥
कर्माकर्माचिया वाती । मालवूनिया ॥ ४९ ॥

વિવરણ–હવે ભક્તિ અને અભક્તિની પ્રકાશક જે સત્કર્મ અને અસત્ કર્મરૂપ જ્યોતિ, તે બુઝાઈ જતાં ભક્તિ અને અભક્તિરૂપ થાળીઓ એક જ પંક્તિમાં રખાઈ ગઈ છે. આનો ભાવાર્થ એવો છે કે, જ્ઞાની ભક્ત સચ્ચિદાનંદરૂપ ભેદશૂન્ય બ્રહ્માત્મરૂપ થયેલો છે, અને એટલામાટે જ્ઞાનીને સત્કર્મ અને અસત્કર્મ બન્ને આત્મતત્વથી ભિન્ન સ્ફુરતાં નથી. એવા પ્રકારે જ્ઞાની ભક્તદ્વારા જે જે યાવત્ સારાં અને નઠારાં સહજ રીતે કર્મો થાય છે, તે સર્વ કર્મો જો જ્ઞાની ભક્તને સ્વાત્મરૂપે જ સ્ફુરે છે, તો પછી જ્ઞાની ભક્તના હાથે જે જે સહજ ચેષ્ટાઓ થાય, તે સર્વ ભક્તિ જ છે. સારાંશ કે, જ્ઞાની ભક્ત દેહવડે જે કાંઈ પણ કરે, તે સર્વ ભગવાનનું પૂજન જ છે; તે વાણીથી જે કાંઈ પણ બોલે, તે સર્વ હરિની સ્તુતિ જ છે; અથવા તો મનવડે જે કાંઈ પણ કલ્પના કરે, તે સર્વ હરિનો જપ જ છે. એવી રીતે જ્ઞાની ભક્તદ્વારા જે કાંઈ પણ કાયિક, વાચિક અને માનસિક કર્મો થયા કરે છે, તે સર્વ ભગવત્સેવા જ છે.

हाणवूनि उपनिषदें । दशे येती निंदे ॥
निन्दाचि विशदें । स्तोत्रें होती ॥ ५० ॥

વિવરણ–એટલામાટે ઉપનિષદોએ વિધિમુખવડે બ્રહ્મની જેટલી સ્તુતિ કરેલી છે, તે સર્વ નિન્દા થાય છે, અને જે નિન્દા તે જ ઉત્તમ સ્તોત્રો થાય છે. આનો ભાવાર્થ એવો છે કે, બ્રહ્મ નિર્વિશેષગુણધર્મરહિત છે, અને તેથી ઉપનિષદો જે જે ગુણોવડે બ્રહ્મનું વર્ણન કરે છે અથવા તો જે જે વિશેષણોનો બ્રહ્મના વર્ણનમાં ઉપયોગ કરે છે, તે તે પ્રમાણે બ્રહ્મ ન હોવાથી અને તે સર્વ માયિક હોવાથી તેથી બ્રહ્મની સ્તુતિ ન થતાં સ્હામી નિન્દામાત્ર થાય છે. પરંતુ અન્વયદૃષ્ટિથી, કાર્યકારણરૂપે એક ચૈતન્યની જ વ્યાપ્તિ હોવાથી શ્રુતિએ જે ગુણધર્મના યોગે બ્રહ્મનું વર્ણન કરેલું છે, તે સર્વ બ્રહ્મનાં યથાર્થ સ્તોત્રો છે.

नातरी निन्दास्तुति । दोन्ही मौनासाठीं जाती ॥
मौनीं मौन आथी । बोलवां बोलीं ॥ ५१ ॥

વિવરણ–અથવા તો નિન્દા અને સ્તુતિ ઉભયનો મૌનમા સમાવેશ થાય છે. જ્ઞાનીનું બોલવું તે મૌનમાંનું મૌન છે. ઉપનિષદોએ ગુણધર્મના યોગે બ્રહ્મનું જે વર્ણન કરેલું છે, તે સર્વ વર્ણન નિન્દા છે, એમ જ સિદ્ધ થાય છે; યાવત્ પદાર્થોના ગુણ

ધર્મોમાં કેવળ બ્રહ્મનો જ અન્વય છે—એટલે કે, તે તે રૂપે સર્વ બ્રહ્મ જ સુશોભિત છે; એવી એ અન્વયદષ્ટિથી, ઉપનિષદોએ કરલુ બ્રહ્મનું વર્ણન, તે યથાર્થ સ્તુતિ છે, એ તો પૂર્વે કહેલું જ છે. પરંતુ પરમાર્થતઃ જ્યારે અન્વયવ્યતિરેકસંબંધરહિત કેવળ એક અભેદ પરબ્રહ્મ જ છે, તો પછી નિંદા કરનાર કોણ અને સ્તુતિ કરનાર કોણ ? અને તેણે સ્તુતિ અથવા નિન્દા શાની (કોની) કરી વારુ? અર્થાત્ એક પરબ્રહ્મ ચૈતન્ય સત્તામાં આ વ્યવહાર થતો નથી; એટલે કે, નિન્દા અને સ્તુતિ આદિ સર્વ બોલવું, ને મૌનનું મૌન જ છે.

घालितां अव्हासव्हा पाये। शिवयात्रा होत जाये ॥

शिवा गेलियाही नोहे । केही जाणें ॥ ९२ ॥

વિવરણ—જ્ઞાની ગમે ત્યાં પગ મૂકે, તો પણ ત્યા શિવયાત્રા જ થતી જાય છે; કારણ કે, તેને સર્વત્ર બ્રહ્મનીપ્રતીતિ છે. તે કદાચિત્ શિવયાત્રાએ જાય, તોપણ તે ક્યાંય ન ગયા જેવો જ છે; કારણ કે, તે પોતે શિવ થયેલો હોવાથી શિવાલય જેવું તેનાથી કાંઈ પણ ભિન્ન હોય છે, એમ તો છે જ નહિ. પાણીની લહરી પાણીપર દોડે, અમથી શાંત થઈ બેસે અથવા તો અદશ્ય થઈ જાય, તોપણ તે પાણી જ છે.

चालणें आणि बैसक। दोन्हीं मिळूनि एक ॥

नोहे ऐसें कौतुक । इये ठाईं ॥ ९३ ॥

વિવરણ—જ્ઞાની ભક્ત સર્વત્ર અભેદ સ્વાત્મસ્થિતિથી એક પોતાની જ વ્યાપ્તિને અનુભવતો હોવાથી ચાલવું અને બેસવું, એ બન્ને વ્યવહાર એક જ છે, એવો તે જ્ઞાનીમાં ચમત્કાર નથી હોતો કે શું?

येन्हवी अडोळिलिया डोळा। शिवदर्शनाचा सोहळा ॥

भोगिजे भलतें व्हेळा। भलतेणें ॥ ९४ ॥

વિવરણ—ગમે તેણે એટલે કે, કોઈ પણ જ્ઞાની ભક્તે ગમે તે વેળાએ જ્યાં દૃષ્ટિ જાય ત્યાં શિવયાત્રાનો ઉત્સવ ભોગવવો.

ना समोर दिसे शिव हीं। परी देखिलें काहीं नाहीं ॥

देवा भक्ता दोहीं। एकचि पाडू ॥ ९५ ॥

વિવરણ—જ્ઞાની ભક્તને શિવાલયમા જતાં કદાચિત્ સાક્ષાત્ શિવદર્શન થાય, તોપણ તે ન થવા સમાન જ છે. જ્ઞાની ભક્ત પોતાસુદ્ધા યાવત જગતને શિવરૂપ જુએ

છે; એવી રીતે દેવ અને ભક્ત બન્ને એક જ યોગ્યતાના છે; કારણ કે, એક જ બ્રહ્મ-વસ્તુ દેવ અને ભક્ત એ ઉભયરૂપે સહજ થઇને પોતાનો ઉપભોગ પોતે જ લે છે.

आपणाचि चेंडू सुटे । मग आपणया उपटे ॥
वेणें उद्‌ळला दाटे । आपणपाचि ॥ ९६ ॥

વિવરણ—દડાને જમીનપર અફાળતાં તેને આઘાત થાય છે અને તે ઉપર ઉચો ઉછળે છે અને હાથને અથડાઇને પાછો નીચે પડે છે ને પાછો ઉપર આવે છે. દ્વૈતનો ખેલ પણ એવા જ પ્રકારનો હોય છે. પણ દડો પોતે જ નીચે પડ્યો, પોતે જ ઉપર આવ્યો અને પોતે જ પોતાને અથડાઇને વળી પોતે પોતાની મેળે જ નીચે પડ્યો,—

ऐसी जरी चेंडूफळी । देखिजे कां केव्हेळी ॥
तरी बोलिजे सरळी । प्रबुद्धाची ॥ ९७ ॥

વિવરણ—એવી રીતે જો દડો પોતે ખેલતો દેખાય, તો જ જ્ઞાતાની એકત્વમાંની ક્રીડા જાણવામાં આવી શકે અને તેનું વર્ણન કરી શકાય.

कर्माचा हातु न लगे । ज्ञानाचें कांहीं न रिगे ॥
ऐसीच होतसे आगें । उपास्ती हे ॥ ९८ ॥

વિવરણ—એ ઉપાસના કર્મોવડે થનારી (ઉપાસના જેવી) મર્યાદિત નથી; એટલે કે, તેમાં ક્રિયાનો સ્પર્શ નથી, એવી તે અક્રિય છે. અને ત્યાં જ્ઞાનીનો જરા પણ પ્રવેશ થતો નથી, એવી એ સહજ ઉપાસના છે ઉપાસના_એટલે નિધર્મ સહજ બ્રહ્મ-ભાવ; અને તે બ્રહ્મભાવ ભેદરહિત હોવાથી તેમાં કોઈ પણ ક્રિયાનો આરંભ નથી; કારણ કે દ્વૈતભાવ સર્વ ક્રિયાનું મૂળ છે. તે જ પ્રમાણે ઉપર્યુક્ત ઉપાસનાને જ્ઞાનનો પણ સ્પર્શ નથી. જે જ્ઞાનવૃત્તિદ્વારા આપણે સર્વ વિષયોને જાણીએ છીએ, તે ઇદમાકાર જ્ઞાનવૃત્તિનો તે ઉપાસનારૂપ બ્રહ્મ પ્રકાશક હોવાથી પ્રકાશ્ય ઇદમાકાર વૃત્તિદ્વારા તેનું પ્રકાશન થાય, એ ઘટના સર્વથા અસંભવનીય છે. આત્માનાત્મ વિચારવડે દેહત્રયનો નિરાસ થઇને, સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એવી ઉત્પન્ન થયેલી સોઽહંજ્ઞાનવૃત્તિનો પ્રકાશક પણ ઉપાસનારૂપ ચિત્પ્રકાશ હોવાથી તેનું પ્રકાસ્ય સોઽહં-જ્ઞાનવૃત્તિદ્વારા પ્રકાશન કદાપિ થવાનું નથી. એવી રીતે અહં અને ઇદં જ્ઞાનવૃત્તિના સંબંધ વિના, જ્ઞાની ભક્તની નિત્ય નિર્ધર્મ સહજ અખંડ ઉપાસના ચાલતી ને ચાલતી જ હોય છે.

निफजे ना निमे। आंगीं आंग घुमे ॥
सुखा सुख उपमे। देववेल इया ॥ ५९ ॥

વિવરણ—પૂર્વે કહેલો ઉપાસનારૂપ સહજ ચિત્પ્રકાશ ઉત્પન્ન થતો નથી, અથવા મરતો નથી; કિન્તુ તે પોતે પોતામાં જ ઘૂમ્યા કરે છે. એવા એ સહજ સુખને બીજા સુખની ઉપમા આપી શકાય કે? ઉત્પન્ન થવું અને મરવું, એ ક્રિયાવડે થનારી ઉપાસનાની પાછળ છે; એટલે કે, હરિનાં ધ્યાન, ભજન અને પૂજન ઇત્યાદિ અથવા તો નિર્ગુણ આત્મસ્વરૂપના વિચારનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન આદિ ક્રિયાઓના આરંભમાં ઉપાસનાનો આરંભ છે; અને એ ક્રિયાઓની સમાપ્તિમાં ઉપાસનાની સમાપ્તિ સમાયલી છે. પણ અક્રિય, સ્વતઃસિદ્ધ અને સહજ પરબ્રહ્મરૂપ ઉપાસનાનો એવો પ્રકાર નથી. તે તો ત્રિકાલાબાધિત એકરૂપ છે, અને એટલામાટે અંગના અંગમાં નિત્ય તે ઉપાસના અખંડ ચાલતી ને ચાલતી જ છે. એ સહજ ઉપાસનાના સુખને બીજા સુખની ઉપમા આપી શકાય તેમ નથી. કારણ કે, કીડીથી લઇને બ્રહ્મદેવપર્યન્ત સર્વ પ્રાણીઓ જે કાંઈ પણ વિષયસુખ ભોગવે છે, તે સુખ વિષયોમાંનું ન હોઇને વિષયોપભોગના નિમિત્તથી તેઓ અંશતઃ આત્માનંદને જ ભોગવે છે. તેથી નિરંશ આત્મસુખને એ અંશરૂપ સુખની ઉપમા શી રીતે આપી શકાય વારુ?

कोण्ही एक अकृत्रिम। भक्तिचें हें वर्म ॥
योगज्ञानादिविश्राम। भूमिका हे ॥ ६० ॥

વિવરણ—એ (ઉપર કહેલી ઉપાસના) અકૃત્રિમ એટલે કે, સહજ જે અક્રિય ભક્તિ, તે ભક્તિનું રહસ્ય છે અને એ રહસ્ય યોગ તથા જ્ઞાન આદિકનું વિશ્રાંતિ સ્થાન છે; એટલે કે, યોગ અને જ્ઞાનના યોગે મળનારું પરમ ફળ એ જ છે. એટલામાટે આ સ્થળે યોગ અને જ્ઞાન આદિ ઉપરમને પામે છે.

आंगें कीर एक जाहले। परी नामरूपाचें मासलें ॥
होतें तेही आटलें। हरी हर येथें ॥ ६१ ॥

વિવરણ—હરિ અને હર એ ઉભય મૂળ એક જ અંગના છે એટલે કે, એક જ ચૈતન્યરૂપ છે; પરંતુ નામરૂપમાં જે ભિન્નતાનો ભાવ હતો, તે પણ અહીં સહજ ઉપાસનારૂપ પરબ્રહ્મના અભેદભાવમાં અદૃશ્ય થઈ ગયો.

अहो अर्धनारीनटेश्वरे । गिळित गिळित परस्परे ॥
म्हण जाले एकसरें । सर्वग्रासें ॥ ६२ ॥

વિવરણ–અહો–અર્ધનારી અને નટેશ્વર એકબીજાને ગળવા માંડતાં, એકદમ બન્ને અદૃશ્ય થઈ ગયાં; અને બન્નેમાં અભેદતાથી રહેલું ચૈતન્ય માત્ર અવશિષ્ટ રહ્યું; એટલે કે, અભેદ બ્રહ્મભાવના વિકાસમાં અહંવૃત્તિરૂપ શિવ અને ઇદંવૃત્તિરૂપ શક્તિ, એ ઉભયનો લય થતાં અહંઇદંવૃત્તિશૂન્ય એક બ્રહ્મ જ અવશિષ્ટ રહ્યો.

वाच्यजात साउनी । वाचकत्वही गिळूनि ॥
ठाकिली निदैजोनी । परा येथें ॥ ६३ ॥

વિવરણ–અહીં (પરબ્રહ્મસ્વરૂપમાં) વાચ્ય (અને) વાચકત્વનો ભાવ જતો રહીને પરાવાણી લીન થઈ છે. એટલે કે, બોલવાના વિષય અને વાચકત્વ (વૈખરી આદિ વાણીઓ) સહિત જ્ઞાનરૂપ જે સૂક્ષ્મ પરાવાણી, તે પરાવાણીનો લોપ થયો છે.

शिवाशिवा समर्था स्वामी । येवढीये आनंदभूमि ॥
घेवे दीजे एकें आम्ही । ऐसें केलें ॥ ६४ ॥

વિવરણ–હે શિવરૂપ સમર્થ સદ્‌ગુરુ! આ આનંદભૂમિમાં અમો એકલાએ જ લેવા દેવાનો વ્યવહાર કરવો, એવી તમે કૃપા કરેલી છે. હે નિત્ય કલ્યાણરૂપ સમર્થ ગુરુરાજ! તમે મને અપરિમિત આનંદરૂપ અભેદ બ્રહ્મનો સ્વાત્મત્વવડે અનુભવ આપ્યો છે; અહીં એકાકી અભેદાનંદવડે જ એકાકી અભેદાનંદનું ગ્રહણ કરવું; અને એકાકી અભેદાનંદવડે જ એકાકી અભેદાનંદને એકાકી અભેદાનંદ આપવો, એ પ્રમાણેના અભેદભાવનો જ અત્યંત વિસ્તાર થયેલો છે.

चेतचि मा चेवविलें । निदैलेचि मा निदविलें ॥
आम्हीच आम्हा आणिलें । नवल की तुर्झे ॥ ६५ ॥

વિવરણ–નિત્ય સ્ફુરદ્રૂપ જાગૃત જે આત્મભાવ, તે આત્મભાવને જ જાગૃત કર્યો એટલે કે, પોતાના સ્વરૂપને વિસરી ગયેલો જે જીવ, તે જીવને નિત્ય જાગૃતરૂપ આત્માનો અનુભવ આપ્યો. આત્મત્વમાં નિત્ય નિવૃત્ત જે અવિદ્યા, તે અવિદ્યાની નિવૃત્તિ કરી. અમારો જ નિત્ય પ્રાપ્ત સ્વરૂપભાવ અમને પ્રાપ્ત કરાવી આપ્યો, એ તમારી કૃતિ અત્યંત આશ્ચર્યકારક છે.

आम्ही निखळ मा तुझे । वरी लोमें म्हणसी माझे ॥
हें पुनरुक्त साजे । तूंचि म्हणोनी ॥ ६६ ॥

વિવરણ–હે ગુરુરાજ ! અમે સર્વથા તારા જ છીએ, એટલે કે, જીવ સ્વભાવત. જ પરબ્રહ્મરૂપ છે. પુનઃ પ્રીતિથી 'જ્ઞાનોબા તો મારો ને મારો જ' એમ જે તમે કહો છો, તે દ્વિરુક્તિ માત્ર તમારા મુખમાં જ શોભે છે.

कोणाचें कांहीं नेघसी । आपुलेंही तैसाचि नेदिसी ॥

कोंग जाणे भोगसी । गौरव कैसें ॥ ६७ ॥

વિવરણ–તમે કોઈનું કાંઈ લેતા નથી–એટલે કે, ગુરુમંત્ર આપીને ગુરુદક્ષિણા લેતા નથી; છતા પણ તમે ગુરુ તરીકેની મહત્તાને કેવી રીતે ભોગવો છો, એ કાંઈ જાણવામા આવી શકતુ નથી.

गुरुत्वें जेवढा चांगू । तेव्हडाचि तारूनि लघू ॥

गुरुलघु जाणे जो पांगू । तुझा करी ॥ ६८ ॥

વિવરણ–ગુરુત્વથી તમે જેટલા શ્રેષ્ઠ છો, તેટલા જ પોતાના શિષ્યને ભવ-નદીમાંથી તારવામાટે (તુંબડી સમાન) હલકા છો. જે તમારાવિશે દરિદ્રી હોય છે, એટલે કે, જે તમારે શરણે આવીને તમારો આશ્રય નથી લેતો, તે ગુરુ એટલે જડ અને લઘુ (હલકા)ને જાણે છે–એટલે કે, તેને દ્વૈત સન્મુખ હોય છે.

शिष्या देतां वांटे । अद्वैताचा समो फुटे ॥

तरी काह्या होती भाटें । शास्त्रें तुझी ॥ ६९ ॥

વિવરણ–શિષ્યને પોતાના જ્ઞાનનો ભાગ આપવામા તમારી અદ્વૈતસામ્યતા ફૂટી જાય છે, એવો પ્રકાર જો હોત, તો શાસ્ત્રોએ તમારા વર્ણન કરનાર ભાટોનો અવતાર શામાટે ધાર્યો હોત વારુ ?

किंबहु ये दातारा । भीतूं याचा संसारा ॥

वेंचूनि होसी सोयरा । तेणें चि तोपें ॥ ७० ॥

વિવરણ–હે દાતા ! વધારે શું કહેવું ! શિષ્યમાંના અહંદૃત્તિરૂપ સસારનો નિજબોધદાનવડે લોપ કરીને, તે સતોષવડે તમે તેના આપ્ત થાઓ છો. કારણ કે, 'आप्तस्तु यथार्थवक्ता' (જે યથાર્થ વક્તા હોય, તે જ આપ્ત) એવું શાસ્ત્રવચન છે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे जीवन्मुक्तदशा-
कथनं नाम नवमप्रकरणं संपूर्णम् ॥



## દશમ પ્રકરણ

### ગ્રંથમહિમા વર્ણન

परी गा निवृत्तिराया। द्यावातळीं सुखाविलें तुया ॥
परी निवातचि मिया। भोगावें कीं तें ॥ १ ॥

વિવરણ–અહો, સદ્ગુરુ નિવૃત્તિરાજ! તમે મારા સ્વાનુભવરૂપી હાથમા આપેલા સ્વાત્મસુખનો હુ નિશ્ચલતાથી ભોગ ન કરુ કે શું? પરતુ સર્વ જગતને એ સુખનો ઉપભોગ મળે, એટલામાટે ગ્રથના મિષથી તે અમૃત સમાન અનુભવને મે સમસ્ત જગત્ સમક્ષ મંડિત કરેલો છે. પણ એ કર્તૃત્વ મારુ નથી, કિંતુ આ સર્વ ઔદાર્ય મહારાજ નિવૃત્તિનાથનુ જ છે. આ તત્ત્વને નીચેની ઓવીઓમા દૃષ્ટાતપૂર્વક સૂચવવામા આવે છે.

परी महेशें सूर्याहातीं। दिधली तेजाची सूति ॥
तया भासाअन्तर्वर्ती। जगाचि केलें ॥ २ ॥

વિવરણ–ઈશ્વરે સૂર્યના હસ્તમા તેજનું સૂત્ર આપ્યુ છે, અને તે તેજના પ્રકાશથી આ સમસ્ત જગત્ પ્રકાશિત થયેલું છે.

चंद्रासीं अमृत घातलें। तें तयाचि काई येतुलें ॥
कीं सिंधु मेघा दिधलें। मेघाचि भागू ॥ ३ ॥

વિવરણ–ઈશ્વરે ચદ્રમા જે અમૃત નાખ્યુ છે, તે શુ ચદ્રપૂરતુ જ છે કે? નહિ, કિન્તુ તે અમૃતના યોગે ચકોર અને વનસ્પતિ આદિ તૃપ્ત થાય છે સિંધુએ પોતાનું પાણી મેઘને આપ્યુ છે, તે શુ મેઘમાટે જ કે? નહિ, કિન્તુ તે પાણી પર્જન્યરૂપે સમસ્ત જગતના ઉપયોગમા આવ્યા કરે છે

दिवा जो उजिवडु। तो घराचाचि सुरवाडु ॥
गगनीं आथी पवाडु। तो जगाचाचि कीं ॥ ४ ॥

વિવરણ–દિવસના સમયમા જે પ્રકાશ હોય છે, તે શુ કેવળ ગૃહના ઉપયોગમાટે જ હોય છે કે? કદાપિ નહિ તે તો સમસ્ત જગતના ઉપયોગમાટે હોય છે, અથવા તો દીપકનો પ્રકાશ કેવળ દીપકમાટે જ નહિ, પણ સમસ્ત ગૃહમાટે હોય છે, આકાશમા જે પોલાણ હોય છે, તેમા સમસ્ત જગતનો સમાવેશ થાય છે.

अगाधे ही उचंबळती । ते चंद्रीची ना शक्ति ॥
वसंत करी ते होती । झाडाचे दानी ॥ ५ ॥

વિવરણ—અગાધ મહાસાગરમા જે ભરતી આવે છે, તે ચદ્રના યોગે જ કે નહિ? ઋતુરાજ વસતનો પ્રવેશ થતાની સાથે જ સમસ્ત વનશ્રીનો ઉદય થતા વૃક્ષોદ્વારા ફળ-પુષ્પોના પરોપકાર થાય છે.

ह्मणोनी हें असंवर्य । हे दैवीकांचे औदार्य ॥
वाचूनि स्वातंत्र्य । माझें नाहीं ॥ ६ ॥

વિવરણ—એટલામાટે મેં જે આ ગ્રથના મિષથી સમસ્ત જગત્ સમક્ષ બ્રહ્મ-સુખને મંડિત કર્યુ છે, તે મારી સ્વતત્ર ઔદાર્યશક્તિ નથી, કિન્તુ એ સર્વ શ્રીગુરુનું જ અપ્રિતમદ ઔદાર્ય છે.

आणि ह्मा येवढा ऐसा । परिहार देऊं कायसा ॥
प्रभुप्रभावविन्यासा । आड ठाउनी ॥ ७ ॥

વિવરણ—હે પ્રભુ, આપના અમર્યાદ તેજ એટલે કે, શ્રીગુરુના ચિત્પ્રકાશની આડો ઊભો રહીને 'આ સર્વ ઔદાર્ય શ્રી ગુરુનુ છે—એમા મારુ સ્વાતત્ર્ય કાઈ પણ નથી' એમ અનેક ઉપમાઓ આપીને હું શામાટે કહું વારુ?

आह्मी बोलिलों जें काही । तें प्रगटेचि असे ठाई ॥
मा स्वयंप्रकाशा काई । प्रकाशावे बोलें ॥ ८ ॥

વિવરણ—જે શ્રીગુરુના બ્રહ્મચૈતન્યસ્વરૂપનુ મેં 'અમૃતાનુભવ' ગ્રથના મિષથી પ્રતિપાદન કર્યું છે, તે જગત્ સમક્ષ સ્વયંપ્રકાશવડે પ્રકટ છે એટલે શબ્દવડે તેનું નવીનતાથી પ્રકાશન શુ કરવાનું હતુ વારુ? તેમ જ વળી તે સ્વયપ્રકાશનું શબ્દવડે પ્રકાશન થાય તેમ પણ નથી

नाना विपायें आह्मी हन । कीजे तें पा मौन ॥
तरी काय जनीं जन । दिसतेना ॥ ९ ॥

વિવરણ—અથવા તો કદાચિત્ સ્વયપ્રકાશમાન ગુરુસ્વરૂપનું ગ્રથરૂપથી વર્ણન ન કરતા હું મૌન ધારીને બેસી રહ્યો હોત, તો તેથી જનને જન દેખાયો ન હોત કે શુ? એટલે કે, પ્રાણીને પ્રાણી ભાસ્યુ ન હોત કે શુ? અર્થાત્ પ્રાણીઓના પ્રાણીને જોવામાં ચિત્પ્રકાશને ચિત્પ્રકાશજ ભાસે છે.

जनांतें जनें देखतां । द्रष्टेचि'दृश्य तत्त्वता ॥
कोण्ही नव्हेनी आइता । सिद्धांताचि ह्या ॥ १० ॥

विवरण–મનુષ્યો મનુષ્યને જોવા લાગે, એટલે તે વેળાએ તેઓ પરસ્પર એક બીજાના દ્રષ્ટા છે એટલે કે, ત્યાં દૃશ્ય જેવું કાંઈ પણ નથી. જેવી રીતે મનુષ્ય ઘટ આદિ દૃશ્ય પદાર્થોને જોવા માંડે, એટલે ત્યાં મનુષ્ય દ્રષ્ટા અને ઘટ આદિ પદાર્થો દૃશ્ય હોય છે. પણ મનુષ્યને મનુષ્ય જોવા માંડે, તે વેળાએ ઉપર પ્રમાણે માત્ર એક દૃશ્ય અને દ્રષ્ટા, એમ સિદ્ધ થઈ શકતું નથી. કિન્તુ તેઓ તો એકબીજાના દ્રષ્ટા જ છે. તેઓ એકબીજાનાં પરસ્પર દૃશ્ય છે, એમ કહી શકાય તેમ નથી, કારણ કે, જે દૃશ્ય હોય છે, તે નિત્ય દૃશ્ય જ રહે છે; અર્થાત્ તે કદાપિ દ્રષ્ટા થઈ શકતો નથી જેવી રીતે ઘટ આદિ સર્વે જડ પદાર્થો સતત દૃશ્ય જ હોય છે અને તેમનામાં દ્રષ્ટાપણાનો સંબંધ કદાપિ આવતો નથી, તેવી જ રીતે મનુષ્યો એકબીજા તરફ જોતા હોય, એટલે તેઓ પરસ્પર સાપેક્ષ એક બીજાના દ્રષ્ટા જ હોય છે. એટલામાટે જનોના જન તરફ જોવામાં એક દ્રષ્ટા જ છે, પરંતુ આ કથન પણ અને યોગ્ય થતું નથી. કારણ કે, જનો તરફ જનો જોવા લાગે, તે સ્થળે જો દૃશ્યનો સર્વથા અભાવ હોય, તોપછી દૃશ્યની અપેક્ષાવાળા દ્રષ્ટાનો પણ અભાવ જ હોવો જોઈએ. આ સર્વ કારણોથી દૃશ્યદ્રષ્ટૃત્વ સંબંધ વિના ચિત્પ્રકાશ જ સ્વતઃસિદ્ધ દ્રષ્ટા છે, એમ જ સિદ્ધ થાય છે.

यया परौतें काहीं । संवित रहस्य नाहीं ॥
आणि हें तया आधींही । असतचि असे ॥ ११ ॥

વિવરણ–સર્વ જગતભાસમાં એક ચિન્માત્ર રહસ્ય વિના બીજું કાંઈ પણ નથી અને તે જ ચિન્માત્ર તત્ત્વ જગદ્ભાસથી પૂર્વે પણ છે અને જગદ્ભાસના અંતમાં પણ છે. સારાંશ કે, જગતના આદિ, મધ્ય અને અંતમાં એક ચિત્પ્રકાશ વિના બીજું કાંઈ તત્ત્વ છે જ નહિ.

तरी ग्रंथ प्रस्तावो । न घडे हे ह्मणे वावो ॥
तरी सिद्धानुवाद लाहो । आवडी करूं ॥ १२ ॥

વિવરણ–એટલામાટે શ્રીગુરુના સ્વતઃસિદ્ધ ચિત્પ્રકાશસ્વરૂપભાવનું વર્ણન કરવું વ્યર્થ છે, એમ જો કહીએ, તો તો પછી ગ્રંથનું નિરૂપણ થવાનું જ નહિ; એથી સ્વતઃસિદ્ધ સર્વત્ર સહજ પ્રકટ ચિત્સ્વરૂપનો જ મેં પ્રીતિથી અનુવાદ કરેલો છે એનું કારણ નીચેની ઓવીમાં જણાવેલું છે.

पढियंते सदा तेचि। परी भोगी नवी नवी रुचि ॥
ह्मणोनी ह्या उचीतचि। अनुवाद सिद्ध ॥ १२ ॥

વિવરણ–કારણ કે, પ્રીતિની ભોગવવાની વસ્તુ નિત્ય જો કે એકની એક જ હોય, તોપણ તેને વારવાર ભોગ લેવામા નવીન નવીન રુચિ સમાયલી હોય છે. જેવી રીતે મનુષ્ય નિત્ય એકના એક જ ઘરમાં વસતો હોય છે, અને અનેકવાર ખાધેલા અન્નને જ પુનઃપુન ખાય છે તેમ જ અનેકવાર જોયેલાં સ્ત્રી, પુત્ર અને મિત્ર આદિને પુન. પુન. જોયા કરે છે; સારાંશ કે જે પ્રીતિના વિષયો છે, તે વારંવાર ભોગવવામાટે જો કે એકના એક જ છે, તોપણ તેમના વારંવારના ભોગમાં સમાયલો આનંદ નવીન છે. તે જ પ્રમાણે, અસ્તિભાતિપ્રિયત્વથી પ્રકટ શ્રીગુરુનું ચિત્સ્વરૂપ મારા હૃદયમા સ્વાત્મત્વવડે સ્થિત છે, અને તેથી તે સાહજિક નિરતિશય પ્રેમનો વિષય છે. બીજા ઉપર જે પ્રેમ હોય છે, તે પ્રેમ ઔપચારિક હોય છે, પણ આત્માપરનો પ્રેમ તેવો નથી. એટલે કે, આત્માપર જે પ્રેમ હોય છે, તે પ્રેમ નિર્નિમિત્ત હોઇને નિરતિશય છે અને આત્માથી વ્યતિરિક્ત જીવ આદિ પદાર્થોપર જે પ્રેમ હોય છે, તે આત્મામાટે છે એટલે કે, જેટલા પ્રમાણુમાં જેના યોગે સુખપ્રાપ્તિ થાય છે, તેટલા પ્રમાણુમાં તેનાપર પ્રેમ હોય છે. સારાશ કે આત્મામાટે જ સર્વ પ્રિય છે. જેને માટે સર્વપર પ્રીતિ હોય છે, તે જ મુખ્ય પ્રીતિનો વિષય છે, એમ શાસ્ત્ર પોકાર કરીને કહે છે. અને એવો મુખ્ય પ્રીતિનો વિષય આત્મા છે. જીવપર જે પ્રેમ હોય છે, તે પણ આત્મસબંધથી જ હોય છે. કારણ કે, બુદ્ધિમા જે ચિદાભાસ છે, તેને જ જીવ કહેવામા આવે છે. અર્થાત્ જીવ આત્માનો આભાસ હોવાથી જ જીવપર પ્રેમ છે અથવા હોય છે. તે જીવનો અને બુદ્ધિનો પરસ્પર અતિ નિકટ સંબંધ હોવાથી બુદ્ધિપર પ્રેમ રહે છે; તે બુદ્ધિનો અને દેહનો સર્વથા નિકટ સબધ હોવાથી દેહપર પ્રેમ હોય છે, અને દેહનો તથા સ્ત્રીનો પરસ્પર ગાઢ સંબંધ હોવાથી સ્ત્રીમા સ્નેહની ભાવના થાય છે. સ્ત્રીમાથી પુત્રની ઉત્પત્તિ થવાથી પુત્રમાં પ્રેમ બધાય છે; તે પુત્રનો અને પુત્રમિત્રોનો સંબધ હોવાથી પુત્ર મિત્રપર પ્રેમ આકર્પાય છે; તાત્પર્ય કે, જીવથી લઇને તે પુત્રમિત્રપર્યન્ત જે આ પ્રેમનો પ્રકાર કહ્યો, તે સર્વપરનો પ્રેમ પરપરાથી આત્મામાટે જ છે. આનો વ્યવહારમાં સર્વને અનુભવ મળ્યા કરે છે. જુઓ, જે વેળાએ પુત્ર અને પુત્રના મિત્રનું વેર થાય છે, તે વેળાએ પિતાના પુત્રમિત્રપરના પ્રેમનો લોપ થઈ જાય છે, તે જ પ્રમાણે, પોતાની સ્ત્રી તથા પોતાના પુત્ર વચ્ચે કુસપ થાય છે, તો તેથી પિતાનો

પુત્રપરનો પ્રેમ ઓછો થઈ જાય છે અને તેથી કદાચિત્ તે પુત્રને ઘરમાંથી બહાર પણ હાંકી કાઢે છે, તેમ જ પોતાની સ્ત્રી જો પોતાની આજ્ઞામાં ન રહે, તો પતિ તેનાપર પ્રેમ ન રાખતાં રહામો તેનો ત્યાગ કરી દે છે, તે જ પ્રમાણે મનુષ્યના પોતાના દેહને કાંઈ દુઃખ થાય-ઉદાહરણાર્થ, પગમાં વણ આદિ થતાં છિદ્રો પડી જાય અને ઔષધોપચારથી તે ન મટે, તો વૈદ્ય તેને એવી સલાહ આપે છે કે, 'જો તું તારો પગ કપાવી નાખીશ, તો જ જીવીશ અને નહિ તો મરી જઈશ' વૈદ્યનું આવું વચન સાંભળતાં જ પોતાના જીવને બચાવવામાટે તે પોતાના પગને કપાવવાને તૈયાર થઈ જાય છે, તેમ જ જો કાંઈ અસહ્ય દુઃખ થાય અથવા તો પ્રતિષ્ઠા અને લજ્જા જવાનો પ્રસંગ આવી લાગે છે તો કેટલાક પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થો હીરાકણી ખાઈને પોતાનો જીવ પણ આપી દે છે સારાંશ કે પુત્રમિત્રથી આરંભીને જીવપર્યન્ત જે પ્રેમ હોય છે, તે પ્રેમ તે મનુષ્યો જ્યાં સુધી પોતાને અનુકૂળ હોય, ત્યાં સુધી જ હોય છે. ઉપર કહ્યા પ્રમાણે જો તે મનુષ્યો પ્રતિકૂળ થઈ જાય, તો મનુષ્ય તેમનો ત્યાગ કરવામાં પ્રવૃત્ત થાય છે અર્થાત્ આત્માના કારણથી જ સર્વપર પ્રીતિ છે એથી, પ્રીતિનો મુખ્ય વિષય આત્મા છે અને તેથી જ તેનો અનુવાદ કરવો યોગ્ય છે, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે

याकारणें मिया । गौप्य दाविलें बोलोनिया ॥
ऐसें नाहीं अपैसया । प्रकाशूचि ॥ १४ ॥

વિવરણ-પણ એ કારણથી મેં આ ગુપ્ત વાર્તા કહી બતાવી છે, એમ નથી કિન્તુ તે આત્મતત્ત્વ પોતે જ પોતાના સ્વયપ્રકાશવડે જગતના સર્વાન્તર્બહિર્ભાગમાં નિત્ય પ્રકટ વિહરે જ છે

आणि पूर्ण आहता वेठलों । सैंघ आङ्गीच दाटलों ॥
मा लोपलों ना प्रगटलों । कोण्हा होउनी ॥ १५ ॥

વિવરણ-પૂર્વે કહેલું જે નિત્ય પરિપૂર્ણ પરબ્રહ્મસ્વરૂપ, તે જ આપણુ આત્મતત્ત્વ છે, અને એટલામાટે તે બોધવડે આપણે સર્વત્ર ઘનતાથી વ્યાપેલા (ભરેલા) છીએ. કારણ કે, શ્રીગુરુના પ્રસાદથી આપણને સ્વકીય બ્રહ્માત્મસ્વરૂપનું જ્ઞાન થયું છે, તેના યોગે વ્યષ્ટિ દેહાહંકારનો લોપ થતાં સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્માહંકારવડે આપણે વેષ્ટિત થયા છીએ-એટલે કે, ભેદશૂન્ય અને નિત્ય પરિપૂર્ણ પરબ્રહ્મ જ આપણે છીએ એવો આપણો દૃઢ નિશ્ચય થયેલો છે હવે, એ આપણા પૂર્ણ સ્વરૂપમાં ગુપ્ત રહેવાનો

અને પ્રકટ થવાનો વ્યવહાર નથી. કારણ કે, જેની દૃષ્ટિથી ગુપ્ત રહેવાનું કે પ્રકટ થવાનું હોય છે, તે આપણા ચિન્માત્ર સ્વરૂપથી ભિન્ન હોય, એવું કાંઈ પણ છે જ નહિ.

आपणया आपणपे । निरोपण काय बोपे ॥
मा उगेपणे हारपे । ऐसें आहे ॥ १६ ॥

વિવરણ–એવા કેવળ ચિન્માત્ર અને એકરસ સ્વાત્મસ્વરૂપમાં નિરૂપણનો વ્યવહાર થાય છે ખરો કે? અર્થાત્ કદાપિ થતો નથી. કારણ કે, નિરૂપણને દ્વૈતસંબંધની આવશ્યકતા છે, અને ચૈતન્યમાત્ર સ્વરૂપમાં તે દ્વૈતસંબંધનો સર્વથા અભાવ છે. તેપછી અમથા બેસી રહેવાથી નિત્ય પ્રકટ સ્વાત્મસ્વરૂપ લુપ્તપ્રાય થવાનું હતું કે? કદાપિ નહિ.

म्हणोनी माझी वैखरी । मौनाचेंही मौन करी ॥
हें पाणियावरी मकरी । रेखिलिया ॥ १७ ॥

વિવરણ–પૂર્વે કહ્યા પ્રમાણે એકત્વસ્થિતિમાં કિંવા ચિદૈક્યભાવમાં મારી વૈખરી (વાણી)એ જો કે ગ્રંથના મિષથી નિત્યપ્રકટ ચૈતન્ય તત્ત્વનું નિરૂપણ કરેલું છે, તોપણ તે મૌનનું મૌન જ છે. એટલે કે, જેવી રીતે પાણીપર માછલાનું ચિત્ર કાઢવામાં આવે અને પુનઃ પાણીપર દૃષ્ટિપાત કરવામા આવે, તો ત્યા તે ચિત્ર ન દેખાતાં કેવળ પાણી જ હોય છે–એટલે કે, પાણીપર માછલાનું ચિત્ર કાઢવામાં આવે, તે ન કાઢ્યા સમાન જ હોય છે; તેવી જ રીતે ચિદૈક્યસ્વાત્મપ્રત્યયમાં મારી વૈખરીવડે આ ગ્રંથનું નિરૂપણ કરવું, તે નિરૂપણ ન કરવા સમાન જ છે.

एवं दशोपनिषदें । पुढारी न ढळती पदें ॥
देखोनी बुडी बोधें । येथेंचि दिघली ॥ १८ ॥

વિવરણ–એવા આ ચિદૈક્ય સ્વાત્મભાવનું યથાર્થ વર્ણન દશોપનિષદમાંના પદોથી પણ થયું નથી; એટલે કે, તે ઉપનિષદોનાં પદો 'નેતિ નેતિ'ના કથનથી આગળ વધી શક્યાં નથી. એને જોઇને–એટલે કે, એ ચિત્સ્વરૂપભાવને જોઇને મારી બોધવૃત્તિએ પણ અહીં જ ડૂબકી મારી–અર્થાત્ એકરસ ચૈતન્યસ્વરૂપમાં બોધ પણ અદૃશ્ય થઈ ગયો.

ज्ञानदेव म्हणे श्रीमंत । हें अनुभवामृत ॥
सेवूनि जीवन्मुक्त । हेंचि होतु ॥ १९ ॥

વિવરણ-જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારા શ્રી ગુરુના પ્રસાદથી અનુભવવામાં આવેલું શ્રીમંત અમૃત, તે પરમ ઐશ્વર્યરૂપ મોક્ષ છે; કારણ કે, મોક્ષની જ અમૃત સંજ્ઞા છે. અજ્ઞાન આદિ સર્વ નામરૂપાત્મક જગત પ્રતિક્ષણે મૃત થનારું અસત્ હોવાથી એ જગતનું અધિષ્ઠાન અસ્તિભાતિપ્રિયરૂપ જે ચૈતન્યતત્ત્વ, તે ચૈતન્ય તત્ત્વની 'અમૃત' (કદાપિ ન મરનાર) સંજ્ઞા છે. સારાંશ કે, સર્વ સૃષ્ટિ પાંચ અંશોની બનેલી છે. તે પાંચ અંશ આ પ્રમાણે છે;-૧ અસ્તિ, ૨ ભાતિ, ૩ પ્રિય, ૪ નામ અને ૫ રૂપ. એ પાંચ અંશોમાના નામ અને રૂપ એ બે અંશો વ્યભિચારી હોઇને મરી જનારા છે, અને તેથી તે કલ્પિત છે. એવા એ કલ્પિત નામરૂપાત્મક જગતને ચૈતન્યના જ અસ્તિત્વનો આધાર છે, અને તે ચિત્પ્રકાશવડે જ ભાસે છે; તેમ જ તે સર્વ જગતમા એક પ્રિય ચૈતન્યની જ પ્રિયતા ભરેલી છે. આ સર્વ નામરૂપાત્મક જગત્ યદ્યપિ મરી જાય, તો પણ અસ્તિભાતિપ્રિય તો અમર જ હોય છે. એનો વ્યવહારમાં સર્વ મનુષ્યોને પ્રત્યક્ષ અનુભવ મળ્યા કરે છે. કોઈ એક પદાર્થ અગ્નિમા બળી જાય, એટલે તેના નામરૂપનો નાશ થાય છે; પરંતુ તેનું અસ્તિભાતિપ્રિયત્વ તો રૂપાન્તરવડે કાયમ જ હોય છે અને તેથી જ-અસ્તિભાતિપ્રિયરૂપ આત્મતત્ત્વ અમર હોવાથી જ-એને અમૃત કહેવામાં આવે છે. દેહાત્મબુદ્ધિથી બદ્ધ થયેલો જીવ, જો વિચારપૂર્વક એ અમૃતનું સેવન કરે, તો અવશ્ય તે મુક્તિને પ્રાપ્ત થાય છે. એટલે કે, નામ અને રૂપનો આધાર જે સચ્ચિદાનંદરૂપ આત્મતત્ત્વ, તે જ મારું સ્વકીય રૂપ છે અને નામરૂપાત્મક જે દેહાદિક પ્રપંચ, તે સર્વ મારામાં કલ્પિત આરોપ સમાન હોવાથી અસત્ છે, એમ જે જીવે વિચારપૂર્વક દૃઢતાથી જાણી લીધુ છે, તે જ મુક્ત છે.

मुक्ति कीर वेल्हाळ । अनुभवामृत निखिळ ॥
परी अमृताही उठी लाळ । अमृतें येणें ॥ २० ॥

વિવરણ-(આ ઓવીના તૃતીય ચરણમાના 'અમૃત' શબ્દનો 'સોપાધિક મુક્ત સ્થિતિ' એવો અર્થ લેવાનો છે, અને ત્યારપછીના અર્ધ ચરણમાંના 'અમૃત' શબ્દનો 'નૈરુપાધિક અને નિર્વિકલ્પરૂપ મોક્ષ' એવા અર્થમાં સ્વીકાર કરવો.) નિત્ય સ્વાત્મતવડે અપરોક્ષ જે અમૃત, તે જ સુશોભિત મુક્તિ છે; અમૃત એટલે સોપાધિક મુક્તસ્થિતિ, જેનામાં 'હું બ્રહ્મ છુ' એવી સ્ફૂર્તિરૂપ વૃત્તિનો ઉપાધિ છે, એવી એ મુક્ત સ્થિતિને ઉપર આરંભમાં કહેલા નિત્ય નિર્ધર્મ કેવળ અનુભવામૃત જે મોક્ષ, તે મોક્ષવિશેની લાળ ઉત્પન્ન થાય છે. જેવી રીતે એક ગરીબ માણસને કોઈ અપ્રાપ્ય વસ્તુને

મેતા 'તે ઉત્તમ વસ્તુ મને પ્રાપ્ત થાય તો સારું' એવી ઇચ્છા થાય છે અને તે ઇચ્છા જો ઉત્કટ હોય, તો તે ઉત્તમ અપ્રાપ્ય વસ્તુને પ્રાપ્ત કરવામાટે તે લાળ ઘોળવા મડી જાય છે, તેવી જ રીતે આત્માનાત્મવિચારવડે દેહાહંકારનો નિરાસ કરીને, 'હું બ્રહ્મ છું' એવી સંકલ્પરૂપ વૃત્તિમા ગુથાયલા જે મુક્ત, તેમને પણ નિત્ય નૈરુપાધિક અને નિર્વિકલ્પરૂપ મોક્ષની પ્રાપ્તિ વિશેની લાળ ઉત્પન્ન થાય છે કારણ કે, તે મોક્ષપ્રાપ્તિ તેમને અપ્રાપ્ત છે.

नित्य चादू होये। परी पुनवे आनु आहे॥

हें का मी ह्मणुं लाहे। सूर्यदिठीं॥ २१ ॥

વિવરણ–ઇતર તિથિઓનો ચદ્ર અપૂર્ણ અને પૌર્ણિમાનો ચન્દ્ર પૂર્ણ હોવાથી ઇતર તિથિઓના ચદ્રથી પૌર્ણિમાનો ચદ્ર ભિન્ન છે, એમ મારાથી સૂર્યની દૃષ્ટિવડે કહી શકાશે ખરુ કે? કારણ કે, સૂર્યસમક્ષ પૌર્ણિમાનો ચન્દ્ર અને ઇતર ચદ્ર એવો કશો પણ ભેદ છે જ નહિ ચદ્ર પૂર્ણ હોય કિંવા અપૂર્ણ હોય–ગમે તેવો હોય—તોપણ સૂર્યસમક્ષ તો તેનો સર્વથા લોપ જ થઈ જાય છે

प्रिया सावाइले होये । तें आगीचें आगीं न समाये ॥

येऱ्हवीं तेथेंचि आहे । तारुण्य कीं ॥ २२ ॥

વિવરણ–સ્ત્રી ભરજોબનમા આવે અને પતિ તેને સ્નેહસહિત સ્વીકાર કરે, એટલે તેની યૌવનાવસ્થા અગમા ને અગમાં સમાતી નથી. નહિ તો, તેના તારુણ્યમા આવવા પહેલા પણ તે તારુણ્ય તો તેના શરીરમાં ગુપ્તરૂપે રહેલું જ હોય છે.

वसंताचा आला । फळीं फुलीं आपुला ॥

गगनाचिया डाळा । पेलती झाडें ॥ २३

વિવરણ–વસતઋતુનું આગમન થતાની સાથેજ વૃક્ષો પોતાના ફળ અને પુષ્પોથી મંડિત થાય છે અને તેમની શાખાઓ ગગનચુંબિત થઈ જાય છે એટલે કે, વૃક્ષમા ફળ પુષ્પોનો જે સામાન્ય સસ્કાર હોય છે તે જ વસતકાળમા વિશેષત્વને પામે છે.

ययालागीं हें वोल्णें । अनुभवामृतपणें ॥

स्वानुभूति परगुणें । वोगरिलें ॥ २४ ॥

વિવરણ–એટલામાટે મારા સ્વાનુભવની આ 'અમૃતાનુભવ' ગ્રથરૂપે મેજબાની કરેલી છે. આનો ભાવાર્થ એવો છે કે, નિત્ય અપરોક્ષ અને જ્ઞાનમાત્ર જે સ્વાત્મભાવ,

તે વિશેનો વિચાર જે મેં આ 'અમૃતાનુભવ' ગ્રંથમાં કરેલો છે, તે વિચાર જે કોઈ પણ શ્રવણ, મનન અને નિદિધ્યાસનપૂર્વક મહાવાક્યવિચારથી આત્મસાક્ષાત્કારને પામેલા હશે, તેમના સ્વાનન્દ ઉપભોગનો વિષય છે. બાકીના બીજાઓ જે આ ગ્રંથનો વિચાર કરશે તો તેમને ગ્રંથમાંના વાક્ચાતુર્યનું સુખ મળશે, જેમ કે:–ચંદ્રકિરણોમાંથી થતા અમૃતસ્રાવનો ઉપભોગ ચકોરોને જ મળે છે; નહિ તો, ચકોરોવિના બીજાં પ્રાણીઓને ચંદ્રામૃતનું સેવન કરવાની કાંઈ મનાઈ કરવામાં આવેલી નથી; તથાપિ ચકોરો વિના ચંદ્રામૃતનું સેવન કરવાની રીતિ બીજાં પ્રાણીઓને ગમ્ય નથી અને તેથી જ ચકોરોવિના બીજાં પ્રાણીઓ કેવળ ચંદ્રની શીતળતાનો આનંદ જ ભોગવી શકે છે. તે જ પ્રમાણે આ 'અનુભવામૃત' ગ્રંથમાંથી સ્વાત્માનુભવી તત્ત્વવેત્તાઓને નિર્વિષય બ્રહ્માનંદનો ઉપભોગ મળશે; પરંતુ ઇતર બહિર્મુખ જીવોને આ 'અનુભવામૃત' ગ્રંથનો વિચાર કરવાથી નિજાનંદનો ભોગ મળવાનો નથી; કારણ કે, 'અનુભવામૃત' ગ્રંથના વિચારથી નિજાનંદનો ઉપભોગ લેવાની રીતિથી તેઓ અજ્ઞાત છે. એટલામાટે જ અનુભવામૃતરૂપી ભોજનની મેજબાની આત્માનુભવી લોકોને જ આપવામાં આવી છે.

आणि मुक्त मुमुक्षु बद्ध । हे तत्ववरी योग्यताभेद ॥
अनुभवामृत स्वाद । विरुद्ध जंव ॥ २१ ॥

વિવરણ–જ્યાંસુધી સચ્ચિદાનંદરૂપ, નિત્ય અને અપરોક્ષ સ્વાત્મસ્વરૂપથી જીવ વિન્મુખ છે, ત્યાં સુધી, એક મુક્ત, એક મુમુક્ષુ અને એક બદ્ધ આ ભિન્ન ભિન્ન યોગ્યતાનો ભેદપ્રકાર છે. આનો ભાવાર્થ એવો છે કે, આત્મા અને અનાત્માના વિચાર–વિવેકવડે અનાત્મતત્ત્વનો નિરાસ કરીને, 'હું અસંગ સાક્ષી આત્મા છું' એવા અનુભવથી આત્મસન્મુખ રહેનારા તત્ત્વવેત્તા મુક્ત છે અને સાસમાગમથી સત્શાસ્ત્રનું શ્રવણ કરીને નિત્યાનિત્ય વિવેકાદિ સાધનચતુષ્ટયસંપન્ન જે અધિકારીઓ છે, તેઓ મુમુક્ષુ છે; (એટલે કે, સકારણ દુઃખનિવૃત્તિ અને પરમાનંદપ્રાપ્તિરૂપ જે મોક્ષ છે, તેની પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા કરનારા જે હોય છે, તે મુમુક્ષુ છે). અને 'હું દેહ છું' તથા દેહસંબંધાદિ માતાપિતા, સ્ત્રીપુત્ર અને ગૃહ આદિ સર્વ મારાં છે, એવી અહંવૃત્તિથી જેઓ બંધાયલા હોય છે, તેઓ બદ્ધ છે. પરંતુ મુક્ત, મુમુક્ષુ અને બદ્ધ એ ભેદપ્રકાર જ્યાં સુધી જીવ સ્વાત્મસ્વરૂપથી વિન્મુખ છે, ત્યાંસુધી જ હોય છે. જે વેળાએ જીવ પોતાના સ્વકીય આત્મસન્મુખ થાય છે, એટલે કે, 'દેહેંદ્રિય,' મન, બુદ્ધિ આદિ તત્ત્વોનો સાક્ષી અસંગ સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું' એવા જ્ઞાનનિશ્ચયને તે જે વેળાએ પામે છે, તે વેળાએ તે જીવ મુક્ત થઈ જાય છે. એ પછી મુમુક્ષુ અને બદ્ધનું તેને સ્ફુરણ

થતું નથી અને એમ થતાં બદ્ધ તથા મુમુક્ષુની અપેક્ષાવાળી મુક્તિની કલ્પના પણ અવશિષ્ટ રહેતી નથી. એવી રીતે નિત્ય, અપરોક્ષ, જ્ઞાન માત્ર અને સ્વાત્મતત્ત્વ અમૃતના અનુભવમાં સર્વ ભેદોનો લોપ થતાં એક અમૃત સ્વાત્મતત્ત્વ જ અવશિષ્ટ રહે છે.

गंगावगह्ना आली । पाणिये गंगा जाली ॥
कां तिमिरें भेटली । सूर्या जैसी ॥ २६ ॥

વિવરણ—બીજા વહેળા અને નદીઓનું પાણી ગંગામાં સ્નાન કરવામાટે આવતાં જેમ ગંગારૂપ થઈ જાય છે, અથવા તો અંધકાર સૂર્યને મળવામાટે આવતાં પ્રકાશરૂપ થાય છે;

नाहीं परीसाची कसवटी । तववरि वानियाच्या गोष्टी ॥
मग पंधरावीयाच्या पाठी । बैसावें कीं ॥ २७ ॥

વિવરણ—તથા જ્યાંસુધી કોઈ પણ ધાતુ પારસની કસોટીપર આવ્યો નથી, ત્યાંસુધી ધાતુના જૂદાજૂદા કસ હોય છે; પરંતુ પારસમણિનો સ્પર્શ થતાંની સાથે જ સર્વ ધાતુઓ સુવર્ણરૂપ થાય છે;

तैसें जें या अक्षरा । भेटती गाभारा ॥
ते ओघ जैसे सागरा । आंतु आले ॥ २८ ॥

વિવરણ—તે જ પ્રમાણે, જેઓ આ 'અમૃતાનુભવ,' ગ્રંથમાંના અક્ષરોના અર્થ સાથે સંલગ્ન થાય છે, તેઓ જેમ નદીઓના પ્રવાહસાગરમાં આવતાં સાગરરૂપ થાય છે, તેવી રીતે પરમાર્થરૂપ પરબ્રહ્મ બની જાય છે.

जैशा अकारादि अक्षरा । भेटती पन्नासही मात्रा ॥
तैसें या चराचरा । दुसरें नाहीं ॥ २९ ॥

વિવરણ—જેવી રીતે અકારાદિ સ્વરોસાથે સંયુક્ત થઈને પચાસ વર્ણોની સિદ્ધિ થાય છે, તેવી જ રીતે આ ચરાચર એટલે કે, સ્થાવરજંગમાત્મક જગતમાં આત્મતત્ત્વ વિના બીજું કાંઈ પણ નથી. અર્થાત્ આત્મતત્ત્વના યોગે સ્થાવરજંગમાત્મક જગતની સિદ્ધિ થાય છે, એટલે કે, તે ભાસે છે.

तैसे तिये ईश्वरी । आंगोळी नुमेचि दुसरी ॥
किंबहुना सरोभरी । श्रीशीवेशीचि ॥ ३० ॥

વિવરણ—ને જ પ્રમાણે, તે ઈશ્વરમાં બીજો કશો પણ સંબંધ નથી; એક ઈશ્વર અને બીજું કાંઈ એક છે, એમ કહીને બીજી આંગળીને ઊંચી કરવાની શકયના જ નથી! વધારે શું કહેવું? જ્યાંત્યાં સર્વત્ર શિવ અને શિવની જ વ્યાપ્તિ છે. જેવી રીતે પુષ્પો જો કે અનેક હોય, તોપણ તે સર્વમાં પરિમળ તો એક જ હોય છે; તેવી રીતે આ વિશ્વ જો કે અનેકનામરૂપાત્મક છે, તોપણ એ અનેક નામરૂપાત્મક વિશ્વમાં સત્તાસ્ફૂર્તિરૂપે એક ઈશ્વરતત્ત્વ જ ભરેલું છે.

म्हणोनि ज्ञानदेवो म्हणे । अनुभवामृतें येणें ॥
सणु भोगिजे सणे । विश्वाचेनि ॥ ३१ ॥

વિવરણ—જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, આ 'અનુભવામૃત' એટલે નિત્યમુક્ત જ્ઞાનરૂપ આત્મભાવ જ છે. આ સર્વ વિશ્વનો પર્વ છે, એટલે કે, યાવત્ પ્રાણીમાત્રનો પર્વ છે. ભિન્નભિન્ન લોકો પોતપોતાના ભિન્નભિન્ન પર્વો પાળે છે; એટલે કે, એક જાતિના લોકોના જે પર્વ છે, તે જ પર્વ બીજી જાતિના લોકોના હોતા નથી અને તેથી તે સર્વ પર્વો એકદેશીય છે. 'અમૃતાનુભવ' તે એવા એકદેશીય પર્વોમાંનો એક પર્વ નથી, કિન્તુ તે સમસ્ત વિશ્વનો સાર્વજનિક પર્વ છે. કારણ કે, 'અનુભવામૃત' એટલે સચ્ચિદાનંદરૂપ નિત્યમુક્ત આત્મભાવ છે, એ તો ઉપર કહેલું જ છે અને એ આત્મભાવની શિવથી આરંભીને તૃણ પર્યન્ત સર્વ ન્હાનાં મોટાં પ્રાણીઓમાં એકસરખી વ્યાપ્તિ છે. શ્રીમદ્ભગવદ્ગીતાના નવમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે;—

"समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ॥
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्" ॥ २९ ॥

ભાવાર્થઃ—"હું સર્વ ભૂતોમાં સમાન છું—મારો કોઈ શત્રુ પણ નથી અને કોઈ મિત્ર પણ નથી. જેઓ મને ભક્તિવડે ભજે છે, તેઓ મારામાં છે અને હું તેમનામાં છું."

વધારે શું કહેવું? યાવત્ પ્રાણીમાત્રનું સ્વકીય સ્વરૂપ, એક આત્મતત્ત્વ જ છે. આનો ભાવાર્થ એવો છે કે, પર્વ એટલે સુખના દિવસો. પણ વ્યાવહારિક પર્વ 'પર્વ' ના નામથી ઓળખાય છે, એટલું જ; બાકી ખરી રીતે જોતાં એ પર્વ તે 'બહાર દીવાળી અને અંદર હોળી' જેવા જ હોય છે—એટલે કે, દીવાળીના દિવસોમાં અંગને નાના પ્રકારનાં સૌગંધિક દ્રવ્યો લગાડીને લોકો સ્નાન આદિ કરે છે; શીરો, પૂરી અને લાડવા વેડમી આદિ ઉત્તમ મિષ્ટ પદાર્થો બનાવીને ખાય છે અને રાત્રિના સમયે અનેક

દીપકો પ્રકટાવીને પોતાના ઉત્સાહને પ્રદર્શિત કરે છે; એવી રીતે નાના પ્રકારના સુખોપચારના યોગે દીવાળી આદિ જે પર્વના દિવસો છે, તે ખરેખર સુખના જ દિવસો છે, એમ જો કે જીવો વ્યક્ત કરે છે; છતાં ખરેખર તેમના અંતઃકરણમાં સુખસમાધાન નહિ, પણ દુઃખ જ હોય છે અને ત્રિવિધ તાપવડે સર્વનાં અંતઃકરણો પીડિત હોય છે. પરંતુ અંતરંગ નિત્યમુક્ત આનંદરૂપ જે સ્વાત્મપર્વ, તે એવા પ્રકારનો પર્વ નથી. આ પર્વના દિવસનો ઉદય થતાંની સાથે જ અંદર અને બહાર સર્વત્ર એક આનંદ અને આનંદ જ પ્રસરી જાય છે. એવા એ અતિ આનંદરૂપ સ્વાત્મપ્રત્યયના ઉદયમાં સર્વ પ્રાણીમાત્રને સમાન સુખ હોય છે. જેવીરીતે, એક કીડીથી તે બ્રહ્મદેવ પર્યન્ત નિદ્રાનંદ સર્વને એક સરખો જ હોય છે, તેવી જ રીતે આત્મપ્રત્યયમાંનો બ્રહ્માનંદ પણ સર્વને સમાન છે.

इति श्रीसिद्धानुवादे श्रीमदमृतानुभवार्थविवरणे ग्रंथमहिमावर्णनं नाम दशमप्रकरणं संपुर्णम् ॥

---

## ઉપસંહાર

'અમૃતાનુભવ' ગ્રંથનાં બધાં મળીને દશ પ્રકરણો છે. તેમાંના પ્રથમ પ્રકરણના આરંભના પાંચ સંસ્કૃત શ્લોકોમાંના પ્રથમ બે શ્લોકોમાં 'यदक्षरं अनाख्येयं' ઇત્યાદિ પદથી સદ્‌ગુરુ નિવૃત્તિનાથનું વર્ણન કરેલું છે, અને એ વર્ણનના યોગે, ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ થાય, એટલામાટે ગ્રંથના આરંભમાં મંગળાચરણ કરવું જોઇએ તે પ્રમાણે મંગળાચરણ કરવામાં આવ્યું છે. કારણ કે, સદ્‌ગુરુ તે સાક્ષાત્ પરબ્રહ્મ છે, એમ અનેક ગ્રંથકારોએ કહેલું છે. જેમ કે;—

"गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुस्साक्षात्परब्रह्म तस्मै श्रीगुरवे नमः"* ॥ १ ॥

"ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्ति।
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यं ॥

---

* "ગુરુ જ બ્રહ્મા છે, ગુરુ જ વિષ્ણુ છે, ગુરુ જ દેવ છે, ગુરુ જ મહેશ્વર છે અને ગુરુ જ સાક્ષાત્પરબ્રહ્મ છે-એટલામાટે તે ગુરુને હું નમસ્કાર કરું છું."

एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि"* ॥ २ ॥

—જે જ્ઞાનમાત્ર પરમબ્રહ્મવસ્તુનો અને સદ્ગુરુનો અભેદ છે, તે બ્રહ્મવસ્તુ નિત્ય મંગળરૂપ જ છે, એમ શાસ્ત્રો પણ પ્રતિપાદન કરે છે, યથા,—

"सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः" ॥

ભાવાર્થ —"જે પુરુષોના હૃદયમાં સર્વ મંગલોના આશ્રયભૂત ભગવાન્ શ્રીહરિ પ્રકટ છે, તે પુરુષોને સર્વ કાળમાં અને સર્વ કાર્યોમાં અમંગળ જેવું કાંઈ પણ ન હોઇને સદાસર્વદા સર્વ કાર્યોમાં મંગળ જ છે"

"अशुभानि निराचष्टे तनोति शुभसंततिं ।
स्मृतिमात्रेण यत्पुंसां ब्रह्म तन्मंगलं विदु" ॥

ભાવાર્થ —"જે બ્રહ્મનું સ્મરણ કરવાથી અધિકારી પુરુષનાં સર્વ અશુભોની નિવૃત્તિ થઇને સર્વ શુભ થાય છે, તે બ્રહ્મને વેદજ્ઞ પુરુષો મંગળરૂપ જાણે છે."

સારાંશ કે, ગ્રંથના આરંભમાં સદ્ગુરુનું સ્મરણ કરવું તે જ ગ્રંથકર્ત્તાનું મુખ્ય મંગળાચરણ છે.

તેની પછી તૃતીય અને ચતુર્થ શ્લોકમાં જગદાદ્ય પ્રકૃતિ પુરુષના વિચારને વ્યક્ત કરી ગ્રંથકર્ત્તાએ તેમને પણ નમસ્કાર કર્યા છે. ત્યારપછી પ્રથમ શ્લોકમાં આદિ, મધ્ય અને અંત એ જગદવસ્થાઓથી રહિત સદ્ગુરુના અમર્યાદ સ્વરૂપને ગ્રંથકારે નમન કરેલું છે. એ પછી તૃતીય અને ચતુર્થ શ્લોકમાં દર્શાવેલા પ્રકૃતિ અને પુરુષનું પ્રથમ ઓવીથી તે ઠેઠ પ્રથમ પ્રકરણના અંતપર્યન્ત વર્ણન કરેલું છે. તેનો સારાંશ એટલો જ છે કે,—

એક જ્ઞાનમાત્ર અધિષ્ઠાનપરબ્રહ્મમાં જ પ્રકૃતિ અને પુરુષ એ સાપેક્ષ કલ્પનાઓ છે—અર્થાત્ એ ઉભય કાલ્પનિક પ્રકૃતિ અને પુરુષનું તાત્ત્વિક સ્વરૂપ અધિષ્ઠાન પરબ્રહ્મ ચૈતન્ય જ છે. પરમાર્થતઃ એક અર્થરૂપ પ્રકૃતિ અને પુરુષના યોગમાં તૃતીય જગત્ કિંવા સંસાર જો કે ભાસે છે, તોપણ તેમણે પોતાના સ્વરૂપમાં તૃતીયતાનો સંબંધ

* "બ્રહ્માનંદરૂપ પરમ સુખદાયક, કેવળ, જ્ઞાનમૂર્તિ, દ્વંદ્વભાવથી રહિત, ગગનતુલ્ય, તત્ત્વમસિ આદિ લક્ષ્ય, એક, નિત્ય વિમળ, અચળ, સર્વબુદ્ધિમાન, સાક્ષિભૂત, ભાવાતીત અને ત્રિગુણ રહિત જે સદ્ગુરુ તેમને હું નમન કરું છું"

આવવા દીધી નથી; એમ એ પ્રથમ પ્રકરણમાં જ ગ્રંથકર્તાએ દર્શાવેલું છે. એ પ્રથમ પ્રકરણમાં પ્રકૃતિ અને પુરુષ એક છે, એમ જ્યાં જ્યાં સૂચવેલું છે, ત્યાં ત્યાં ગ્રંથકારે ઉભયના તાત્ત્વિક સ્વરૂપનો સ્વીકાર કરેલો છે; અને જ્યાં જ્યાં તેમના સ્વરૂપનો ભેદ સૂચવેલો છે, ત્યાં ત્યાં તેમના વાચ્યસ્વરૂપનો સ્વીકાર કરેલો છે. એવા પ્રકારના ગ્રંથકર્તાના એ ધોરણને જાણીને મેં અર્થવિવરણમાં પ્રકૃતિ તથા પુરુષના એકત્વને દર્શાવતી વેળાએ પ્રકૃતિ અને પુરુષ સચ્ચિદાનંદરૂપ છે, એમ કહેલું છે, અને તે તેમના તાત્ત્વિક સ્વરૂપની દૃષ્ટિથી જ કહેલું છે, એ વાચકોએ સારી રીતે ધ્યાનમાં રાખવાનું છે. અર્થવિવરણમાં જ્યાં પ્રકૃતિ અને પુરુષનો ભેદ બતાવવામાં આવ્યો છે, ત્યાં તેમના વાચ્ય સ્વરૂપનો સ્વીકાર કરવામાં આવ્યો છે. સારાંશ કે, પ્રકૃતિ અને પુરુષ પોતાના મૂળ સ્વરૂપે હોય, અથવા કાર્યરૂપ જગતસ્થિતિમાં હોય, તોપણ તત્ત્વતઃ તે એક જ છે, એમ જાણીને જ એ પ્રકરણના અંતમાં ગ્રંથકર્તાએ પ્રકૃતિ અને પુરુષને અભેદ બુદ્ધિથી વંદન કરેલું છે.

દ્વિતીય પ્રકરણમાં સદ્‌ગુરુ નિવૃત્તિનાથનું વર્ણન કરેલું છે. એટલે કે, સચ્ચિદાનંદ પરબ્રહ્મને એકાકી ભાવમાં ચેન ન પડવાથી ગુરુ અને શિષ્યના મિષથી પોતે જ ગુરુ લઘુ થયા, પોતે જ પોતાને શરણે ગયા, પોતે જ પોતાની દયા ખાઈને પોતે જ પોતાને બોધ કરવા લાગ્યા અને કરેલા બોધના યોગે પોતે જ પોતાને સ્વાત્મત્વથી સમજવા લાગ્યા. આવા પ્રકારનો આશય દ્વિતીય પ્રકરણમાં અનેક સ્થળે વ્યક્ત કરેલો છે. ઉદાહરણાર્થ ઓવી ૧૩ મી, ૬ ઠ્ઠી અને ૬૭ મી. આ પ્રકરણના અંતમાં સદ્‌ગુરુરૂપ 'નિવૃત્તિ' નામના તાત્ત્વિક વિચારને વ્યક્ત કરેલો છે; એટલે કે, "પ્રવૃત્તિનો નિરાસ કરી નિવૃત્તિ નામક પદવીપર આરૂઢ થયેલા મારા સદ્‌ગુરુ 'નિવૃત્તિ' નથી; કિન્તુ પ્રવૃત્તિ સંબંધ રહિત તેઓ સ્વતઃસિદ્ધ નિત્ય નિવૃત્તિ જ છે. એવા એ સદ્‌ગુરુને વંદન કરી અવિદ્યાત્મક ચારે વાણીઓના બંધનમાંથી મેં મારી મુક્તતા કરી લીધી છે." એવા ઉદ્‌ગાર એ પ્રકરણમાંની અંતિમ ઓવીમાં જ્ઞાનેશ્વર મહારાજે કાઢેલા છે. એ પ્રકરણના અંતમાં, સદ્‌ગુરુને અભેદભાવથી કેમ વંદન કર્યું છે, એનો વિચાર પણ અનેક દૃષ્ટાંતોવડે વ્યક્ત કરેલો છે. એટલો જ સિદ્ધાનુવાદ અનેક દૃષ્ટાંતપૂર્વક એ પ્રકરણમાં કરાયલો છે. એ પ્રકરણમાં, કેટલીક પ્રસંગે સદ્‌ગુરુ અને આત્માનો જે પરસ્પર અભેદ દર્શાવેલો છે, તે સદ્‌ગુરુના પારમાર્થિક સ્વરૂપની દૃષ્ટિથી જ દર્શાવેલો છે.

તૃતીય પ્રકરણમાં, જો કે અવિદ્યાત્મક ચારે વાણીઓના બંધનમાંથી મુક્તિ થઈ જાય, તો પણ વિદ્યાત્મક વાણીનું બંધન અવશિષ્ટ રહે છે. હવે તે વિદ્યાનું બંધન અવિદ્યાનો

નિરાસ થવા છતાં કેવી રીતે રહે છે, એટલે કે, અવિદ્યા પોતાના રૂપે નષ્ટ થઈને વિદ્યારૂપે કેવી રીતે અવશિષ્ટ રહે છે અને તેના યોગે શુદ્ધ આત્મભાવને કેવી રીતે બંધનમાં રહેવું પડે છે, એ સિદ્ધાનુવાદ અનેક દૃષ્ટાંતપૂર્વક કરવામાં આવેલો છે. એ પ્રકરણના અંતમાં સદ્‌ગુરુને શરણે જઈને મેં વિદ્યાત્મક વાણીના શેષ ઋણમાંથી મારી મુક્તિ કરી લીધી, એમ જ્ઞાનેશ્વર મહારાજે જણાવેલું છે.

ચતુર્થ પ્રકરણમાં, અવિદ્યાના નિરાસ થતાંની સાથે જ–તે ક્ષણે જ–અભેદ જ્ઞાનશક્તિનો પણ કેવી રીતે લય થઈ જાય છે અને જ્ઞાનાજ્ઞાનધર્મરહિત જ્ઞાનરૂપ એક આત્મભાવ કેવી રીતે અવશિષ્ટ રહે છે, એ સિદ્ધાનુવાદ અનેક દૃષ્ટાંતપૂર્વક કરાયેલો છે.

પંચમ પ્રકરણમાં, પરમાર્થત· જ્ઞાનમાત્ર આત્મવસ્તુમાં સચ્ચિદાનંદ પદત્રયનો કેવી રીતે નિષેધ છે, એ પ્રદર્શિત કરીને જ્ઞાનાજ્ઞાનવૃત્તિશૂન્ય જ્ઞાનરૂપ સુખમાત્ર આત્મ· વસ્તુ વિશેનો અનેક દૃષ્ટાંતપૂર્વક સિદ્ધાનુવાદ કરવામાં આવ્યો છે.

ષષ્ઠ પ્રકરણમાં, શબ્દ તે એક કેવી ઉપયોગની વસ્તુ છે અને સ્મૃતિદાન દેવામાં એનો સ્વભાવ કેટલોબધો પરોપકારી છે, છતાં જ્ઞાનરૂપ આત્મસ્વરૂપમાં એ જ શબ્દ કેવો નિરુપયોગી અને નિરર્થક થઈ જાય છે, એ વિષયનો અનેક દૃષ્ટાંતપૂર્વક સિદ્ધા· નુવાદ કરેલો છે. હવે આમાં વિશેષતા એટલી જ છે કે, ષષ્ઠ પ્રકરણની પ્રથમ ઓવીથી તે દ્વાદશ ઓવી પર્યન્ત શબ્દનું મંડન કરેલું છે અને ત્યાંથી પ્રકરણની સમાપ્તિ પર્યન્ત શબ્દના ખંડનનો વ્યાપાર વિસ્તરેલો છે.

સપ્તમ પ્રકરણમાં, અજ્ઞાન અનાદિકાળથી આત્મતત્ત્વમાં રહેલું છે, પણ તે સત્ય નહિ કિન્તુ મિથ્યા છે. હવે તે સત્ય શામાટે નથી અને મિથ્યા કેવી રીતે છે, એનો આ પ્રકરણમાંની ૪૦ મી ઓવી પર્યન્ત અનેક દૃષ્ટાંતપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે અને ૪૧ મી ઓવીમાં "અજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે કિંવા અનુમાન પ્રમાણનો વિષય છે; એનો શોધ કરીએ" એવો ઉપક્રમ કરેલો છે, અને ૪૨ મી ઓવીથી તે ૧૦૧ ઓવી પર્યન્ત અજ્ઞાન તે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય ન હોઇને અનુ- માન પ્રમાણનો વિષય પણ નથી, એમ સિદ્ધ કરી, જ્ઞાનરૂપ આત્મતત્ત્વમાં અજ્ઞાન જેવો કોઈ પદાર્થ છે જ નહિ, એવી રીતે અજ્ઞાનનું ખંડન કરેલું છે. ત્યાર પછી ૧૨૨ મી ઓવી પર્યન્ત જ્ઞાનાજ્ઞાનધર્મરહિત કેવળ જ્ઞાનપ્રકાશમાન નિર્વિષયક આત્મ- વસ્તુનો વિચાર કરેલો છે. ૧૨૮ મી ઓવીમાં કેવળ જ્ઞાનરૂપ સ્વયપ્રકાશમાન નિર્વિષયક આત્મવસ્તુ છે, છતાં તેણે પોતાના નિર્વિષયત્વ અને અજ્ઞેયત્વને એક બાજૂએ મૂકીને

અનેક નામરૂપાત્મક દશ્ય જગતરૂપે પોતાના જ્ઞાનપ્રકાશને વ્યક્ત કરેલો છે, એમ કહેલું છે. એ પછી ૨૬૭ મી ઓવી પર્યન્ત સર્વ જગત્ કેવળ ચિદ્વિલાસ છે, એ તત્ત્વની સ્થાપના કરેલી છે. એ પછી એ પ્રકરણની સમાપ્તિપર્યન્ત જગત્ કેવળ ચિત્પ્રકાશ હોઈને તે અજ્ઞાનનું કાર્ય છે, એમ કહેનારા પૂર્વપક્ષી અજ્ઞાનવાદીના મૂર્ખત્વને વ્યક્ત કરેલું છે અને સમસ્ત જગત્ તે અજ્ઞાનનું કાર્ય નહિ, પણ જગતના મિષથી કેવળ ચિત્પ્રકાશ જ વ્યક્ત છે, એમ મંડિત કરેલું છે. એટલો સિદ્ધાન્તવાદ આ સપ્તમ પ્રકરણમાં અનેક યુક્તિ પ્રયુક્તિ અને અનેક દષ્ટાંતપૂર્વક કરવામાં આવ્યો છે.

અષ્ટમ પ્રકરણમાં અજ્ઞાનખંડનમાંના રહેલા જ્ઞાનખંડનનો વિચાર કરવામાં આવ્યો છે, અને જ્ઞાન તથા અજ્ઞાનથી અતીત જ્ઞાનરૂપ સિદ્ધાત્મવસ્તુનો વિચાર દર્શાવેલો છે. આટલો સિદ્ધાન્તવાદ એ પ્રકરણમાં અનેક દષ્ટાંતપૂર્વક કરવામાં આવ્યો છે.

નવમ પ્રકરણમાં, જ્ઞાન અને અજ્ઞાનથી અતીત જ્ઞાનરૂપ આત્મવસ્તુ સાથે સદ્‌ગુરુના પ્રસાદથી અભેદત્વને પામેલા ભક્તદ્વારા અવશિષ્ટ પ્રારબ્ધના યોગે થનારાં જે સર્વ શુભાશુભ કર્મો છે, તે સર્વ જ્ઞાની ભક્તની સિદ્ધ ભક્તિ જ છે, કારણ કે, જ્ઞાની ભક્ત જ્યારે બ્રહ્મરૂપ જ છે, તો પછી તેના હાથે થનારાં સર્વ કાયિક, વાચિક અને માનસિક શુભાશુભ કર્મો બ્રહ્મ જ હોય, એ સ્વાભાવિક જ છે. તે ભક્તનાં કર્મો સંકલ્પ વિના જ થાય છે. ભક્તોની એવા પ્રકારની ઉપાસનાને 'વસ્તુતંત્ર ઉપાસના' કહેવામાં આવે છે, અને એટલામાટે ભક્તોદ્વારા સાહજિક સર્વ વ્યવહારો મધ્યે તે ઉપાસના અખંડ થતી જ હોય છે. એવી એ અખંડ જ્ઞાનોત્તરસિદ્ધ ભક્તિનો આ નવમ પ્રકરણમાં અનેક દષ્ટાંતપૂર્વક અનુવાદ કરવામાં આવ્યો છે.

દશમ પ્રકરણમાં સદ્‌ગુરુના પ્રસાદથી પ્રતીત થયેલું અમૃત એટલે કે, ત્રિકાલાબાધિત જ્ઞાનરૂપ સ્વયંપ્રકાશમાન સ્વતઃસિદ્ધ આત્મસ્વરૂપનો 'અમૃતાનુભવ' નામક ગ્રંથનામિષે મેં અનુવાદ કર્યો છે, પરંતુ એ મારું કાર્ય નહિ પણ સદ્‌ગુરુનું જ સર્વ ઔદાર્ય છે, એમ આ પ્રકરણમાંની ૬ ઠ્ઠી ઓવી પર્યન્ત અનેક દષ્ટાંતોવડે સૂચવેલું છે અને ત્યાંથી આગળ સર્વ પદાર્થોના અંતર્બહિર્ભાગમાં અસ્તિભાતિપ્રિયત્વથી વ્યાપક સ્વયંપ્રકાશમાન સર્વત્ર નિત્ય પ્રકટ સદ્‌ગુરુપ્રભાવની આડમાં રહીને "આ સર્વ તમારું જ ઔદાર્ય છે, એવો પરિહાર શા માટે આપું? જો હું આ 'અમૃતાનુભવ' ગ્રંથના મિષે નિત્ય પ્રકટ સદ્‌ગુરુના પ્રભાવનો અનુવાદ ન કરું, તો તેથી જનોને તેનો અનુભવ નહિ જ થાય કે શું?" એટલું આ પ્રકરણની ૧૧ મી ઓવી પર્યન્ત સૂચવેલું છે. એ પછી ૧૨ મી ઓવીમાં "સ્વતઃસિદ્ધ નિત્ય સર્વત્ર પ્રકટ સદ્‌ગુરુસ્વરૂપનો

જો હું અનુવાદ ન કરું, તો ગ્રંથની પ્રસ્તાવના નહિ થાય, એટલામાટે સિદ્ધવાર્તાનો જ પ્રિયતાથી 'અમૃતાનુભવ' ગ્રંથના મિષે મેં અનુવાદ કરેલો છે. પરંતુ અહીં આટલું કહેવાનો પણ અવકાશ નથી, કારણ કે, સર્વત્ર ભેદશૂન્ય અભેદસ્થિતિથી એક સ્વાત્મત્વવડે આપણે આપણા પોતાના પોતે જ છીએ, તો પછી કોણ શાનું વર્ણન કરે વારુ? એટલામાટે 'અમૃતાનુભવ' ગ્રંથના મિષથી સિદ્ધ આત્મવસ્તુનો અનુવાદ કરેલો નથી, કિન્તુ સર્વ મૌનનું મૌન જ છે" એટલું ૧૭ મી ઓવી પર્યન્ત સૂચવેલું છે. અને ત્યાર પછી આ પ્રકરણની સમાપ્તિ પર્યન્ત 'અમૃતાનુભવ' ગ્રંથના માહાત્મ્યનું વર્ણન કરેલું છે. આ અંતિમ પ્રકરણમાં કેવળ આટલો જ સિદ્ધાનુવાદ છે.

રા. વિષ્ણુ નરસિંહ જોગના

લેખમાંથી.

## જ્ઞાનેશ્વર મહારાજની આરતી.

आरती ज्ञानराजा । महाकैवल्यतेजा ॥
सेविती साधुसंत । मनुवेधिला माझा ॥ आर० ॥ध्रु०॥
लोपलें ज्ञान जगीं । हित नेणती कोणी ॥
अवतार पाण्डुरंग । नाव ठेविलें ज्ञानी ॥ आर० ॥ १ ॥
प्रगट गुह्य बोले । विश्व ब्रह्मचि केलें ॥
रामया जनार्दनीं । पायीं टकचि ठेले ॥ आर० ॥ २ ॥



શ્રી જ્ઞાનેશ્વર મહારાજકૃત

# હરિપાઠ

# ગુર્જર વિવરણ યુક્ત

## અભંગ ૧

देवाचिये द्वारीं उभा क्षण भरी ॥ तेणें मुक्तिचारी साधियेल्या ॥ १ ॥
हरिमुखें ह्मणा हरि मुखें ह्मणा ॥ पुण्याची गणना कोण करी ॥ २ ॥ ध्रुव ॥
असोनि संसारीं जिव्हे वेगु करी ॥ वेदशास्त्र उभारी बाह्या सदा ॥ ३ ॥
ज्ञानदेव ह्मणे व्यासाचिये खुणें ॥ द्वारकेचे राणे पाडवां घरीं ॥ ४ ॥

અર્થઃ-દેવના દ્વારમાં ક્ષણ માત્ર પણ ઉભા રહેવાથી સલોકતા આદિ ચારે મુક્તિઓનો લાભ થાય છે. આ જો કે પ્રથમદર્શને અસંભવિત દેખાય છે, પરંતુ દ્વારમાં ઉભા રહેવું એટલે 'સેવકના સંબંધથી સેવા-તત્પર થવું' એવા અર્થનો અહીં સ્વીકાર કરવો જોઇએ. શ્રીતુકારામે 'પરમપ્રીતિથી ભગવાનના નામનો ઉચ્ચાર કરવો, એ જ હરિની સેવા છે,' એમ કહેલું છે. શ્રી જ્ઞાનેશ્વર મહારાજે પણ એ પછીના ધ્રુવપદમાં 'હરિ મુખે કહો હરિ મુખે કહો' એમ દ્વિરક્તિથી કહીને, હરિનું જે નામ-સ્મરણ તે જ દેવનું દ્વાર છે, એમ સૂચવેલું છે. 'ક્ષણભર' એ શબ્દનો અર્થ 'અતિ અલ્પકાળ' કરવો. અતિ અલ્પકાળ પણ જો હરિનામોચ્ચારરૂપ સેવા કરવામાં આવે, તો ચારે મુક્તિની પ્રાપ્તિ થાય છે, એવો પ્રથમ કડવાનો સરળ અર્થ છે. જ્ઞાન એ જ દેવનું મુખ્ય દ્વાર છે, એમ શાસ્ત્ર પણ પ્રતિપાદન કરે છે. એટલામાટે તે જ્ઞાન-રૂપ દ્વારનો ક્ષણમાત્ર પણ આશ્રય કરવાથી મુક્તતા છે; એટલે કે, બાહ્ય પંચ વિષયોથી તે અંતર આનંદમય કોશ પર્યન્ત સર્વ અનાત્મ જડ છે, એમ વિચારથી જાણીને તેના તાદાત્મ્યનો ત્યાગ કરવો અને અંતર્મુખવૃત્તિથી નિત્ય જ્ઞાનરૂપ આત્માકાર ક્ષણ માત્ર વૃત્તિ કરવી, એમાં જ મોક્ષ સમાયલો છે. પરંતુ એવા સિદ્ધાંતથી હરિનું નામ, તે જ દેવનું દ્વાર એમ જે સૂચવ્યું, તેને એથી વ્યર્થતા પ્રાપ્ત થાય છે, એવી કોઈ

અહીં શંકા કરશે, તો તેનું સમાધાન એ છે કે, હરિના નામનું સ્મરણ કર્યા વિના ચિત્તશુદ્ધિ થવાનો સંભવ નથી; અને ચિત્તશુદ્ધિ થયા વિના આત્મવિષયક વૃત્તિની ઉત્પત્તિ પણ થતી નથી. એટલામાટે હરિનામસ્મરણના આશ્રયથી જ મુખ્ય જ્ઞાનદ્વારનો લાભ મળી શકે છે. 'ક્ષણભર'નો લાક્ષણિક અર્થ લઇએ, તો અનેક જન્મ જન્માંતરની દૃષ્ટિથી આપણું આયુષ્ય ક્ષણ સમાન છે. એવી રીતે 'ક્ષણભર' પદનો 'આજન્મ'ના અર્થમાં સ્વીકાર કરવો. અર્થાત્ આજન્મ હરિનામસ્મરણનો આશ્રય કરનાર જે સાધક, તે સાધકને ચારે મુક્તિઓનો લાભ થાય છે. ॥ ૧ ॥ (હરિનામના ઉચ્ચારમાં રત થઈ રહેવા વિશે ધ્રુવપદમાં મહા અટ્ટહાસથી સકળ જનોને બોધ કરે છે.) મુખવડે 'હરિનામ લ્યો હરિનામ લ્યો' એમ બેવાર કહીને તેમ કરવાથી અગણિત પુણ્યનો લાભ થશે, એમ શ્રી જ્ઞાનેશ્વર કહે છે. ॥ ૨ ॥ ॥ ધ્રુવપદ ॥ દેહ, સ્ત્રી પુત્ર અને ગૃહરૂપી સંસારમાં રહીને પણ જિહ્વાને હરિનામનું પ્રખર વ્યસન લગાડો એમ વેદ શાસ્ત્રાદિ હાથો ઊંચા કરી કરીને કહે છે. ॥ ૩ ॥ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ વદે છે કે, પાંડવો એવા વ્યસનમાં નિમગ્ન થવાથી તેમના ગૃહમાં દ્વારકાધીશ કૃષ્ણ પરમાત્મા કેવા પ્રકારે વર્તતો હતો, એ શ્રી વ્યાસકૃત 'મહાભારત'ના અવલોકનથી દેખાઈ આવે તેમ છે. ॥ ૪ ॥

### અભંગ ૨

चहूं वेदीं जाण साहि शास्त्रीं कारण ॥
अठराहि पुराणें हरिसी गाती ॥ १ ॥
मंथुनी नवनीता तैसें घे अनंता ॥
वायां व्यर्थ कथा सांडी मार्गु ॥ २ ॥
एक हरी आत्मा जीव शिव समा ॥
वायां तूं दुर्गमा न घाली मन ॥ ३ ॥
ज्ञानदेवा पाठ हरि हा वैकुंठ ॥
भरला घनदाट हरि दिसे ॥ ४ ॥

અર્થઃ—ચાર વેદ, છ શાસ્ત્રો અને અઢારે પુરાણો કેવળ હરિનું જ વર્ણન કરે છે. ॥ ૧ ॥ જેવી રીતે દહિને વલોવી તેમાંથી સારભૂત માખણ કાઢી લઇને અસાર

છાશનો ત્યાગ કરવામા આવે છે, તે જ પ્રમાણે ચાર વેદ, છ શાસ્ત્રો અને અઢાર પુરાણોમાંના સારભૂત હરિનો વિચારપૂર્વક તું સ્વીકાર કર અને તેમાંના છાશરૂપ મિથ્યા કથાઓના માર્ગને ત્યાગી દે. ॥ ૨ ॥ એક આત્મા હરિની વ્યાપ્તિ માયોપાધિક શિવમાં અને અવિદ્યોપાધિક જીવમાં એક સરખી જ છે. એટલે તે હરિને ત્યાગીને બીજા સમજવામાં કઠિન હોય, એવાં સાધનોમા તુ તારા મનને પરોવીશ નહિ. ॥ ૩ ॥ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હરિ જ વૈકુઠ છે—એટલે કે, વૈકુંઠ હરિનું જ નામ છે. (वैकुंठ. पुरुषः प्राण' વિષ્ણુ સહસ્રનામ.) તેનું જ હું નિરતર ભજન કરુ છું અને મને તે પાણીથી ભરપૂર મેઘના વિસ્તાર પ્રમાણે સર્વત્ર દેખાય છે. ॥ ૪ ॥

## અભંગ ૩

त्रिगुण असार निर्गुण हें सार ॥
सारासार विचार हरिपाठ ॥ १ ॥
सगुण निर्गुण गुणाचें अगुण ॥
हरीवीण मन व्यर्थ जाय ॥ २ ॥
अव्यक्त निराकार नाहीं त्या आकार ॥
जेथोनी चराचर हरीसी भजे ॥ ३ ॥
ज्ञानदेवा ध्यानीं रामकृष्ण मनीं ॥
अनंत जन्मोनी पुण्य होय ॥ ४ ॥

અર્થ –ત્રિગુણાત્મક જગત્ અશાશ્વત અને અસાર છે. ત્રણ ગુણોથી પર જે નિર્ગુણ નિરાકાર પરબ્રહ્મ, તેજ શાશ્વત અને સાર છે. નિરતર હરિચિંતનમા નિમગ્ન રહેવું, એ જ એ સારાસારનું રહસ્ય છે. ॥ ૧ ॥ જે ગુણ સહિત સાકાર છે, તે સગુણ અને જે ગુણરહિત નિરાકાર તે નિર્ગુણ. (એનો બીજો અર્થ એવો છે કે—સગુણ તેજ નિર્ગુણ અને નિર્ગુણ તેજ સગુણ). કારણ કે, હરિની ઉભયમાં એક સમાન વ્યાપ્તિ છે. એ દૃષ્ટિથી કોઈ પણ સગુણ વસ્તુને નિશ્ચયપૂર્વક નિર્ગુણ કહેવામાં કોઈ પણ પ્રકારની બાધા નથી. શ્રીહરિમાં આકાર કિંવા અન્ય કોઈ પણ ઉપાધિ ન હોવાની તેના સ્વરૂપનું જ્ઞાન નેત્રાદિક ઇન્દ્રિયોને થતુ શકય નથી. એટલામાટે ભગવદ્દેહથી ભીમાંસામાં નિમગ્ન ન થતાં કેવળ ભગવદ્ના ચિંતનમા જ લીન થઈ જા. તે વિના જે અન્ય વિષયમા તું તારા મનને પરોવીશ, તો તેથી તે મનનો દુરુપયોગ થયો છે,

એમ જ સમજી લેજે. ॥ ૨ ॥ જે વ્યક્ત ન હોઇને અમૂર્ત છે, જેને આકાર નથી અને જેમાંથી ચર (ચેતનયુક્ત) અને અચર (જડ) ઉભયભાવાત્મક જગતની ઉત્પત્તિ થયેલી છે, તે હરિનું તું ભજન કર. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારા ધ્યાન અને મનમાં નિરંતર રામકૃષ્ણ છે, અને તેના યોગે આ જન્મમાં અનંત પુણ્યોનો સંચય થયા કરે છે. ॥ ૪ ॥

### અભંગ ૪

भावेंवीण भक्ति भक्तिवीण मुक्ति ॥
बळेंवीण शक्ति बोलूं नये ॥ १ ॥
कैसेनि दैवत प्रसन्न त्वरित ॥
उगा राहे निवांत शिणसी वायां ॥ २ ॥
सायास करीसी प्रंपच दिन निशीं ॥
हरीसी न भजसी कोण्या गुणें ॥ ३ ॥
ज्ञानदेव म्हणे हरिजप करणें ॥
तुटेल धरणें प्रपंचाचें ॥ ४ ॥

અર્થઃ—કેવળ એક હરિ જ જન્મમૃત્યુરૂપ સંસારદુ:ખમાંથી છોડવનારો છે, એવો દૃઢ વિશ્વાસ હોવા વિના હરિમાં આત્યંતિક એટલે કે નિ:સીમ પ્રેમ થઇ શકતો નથી અને એવી નિ:સીમ ભક્તિવિના સંસાર બંધનમાંથી કદાપિ મુક્તિ થતી નથી, એવો નિયમ છે. અર્થાત્ હરિમાં ભાવ હોવાવિના ભક્તિ થશે અને ભક્તિવિના મુક્તિ મળશે, એમ જેઓ કહે છે, તેમનું તે કહેવું અંગમાં લેશમાત્ર પણ બળ ન હોવા છતાં હું અમુક એક મહાશક્તિનું કાર્ય કરીશ, એમ કહેવા પ્રમાણે જ સર્વથા વ્યર્થ છે એટલામાટે એમ કદાપિ બોલવું જ નહિ. ॥ ૧ ॥ શા ઉપાયથી પ્રભુ સત્વર પ્રસન્ન થશે. એવો જો તારો પ્રશ્ન હોય, તો કાંઈ પણ વ્યર્થ પ્રયત્ન ન કરતાં પોતાના ચિત્તને વિષયોની ખેંચતાણમાંથી છોડવીને સ્થિર કર અને નિજ બોધવડે શાંત રહે. ॥ ૨ ॥ દેહ, સ્ત્રી, પુત્ર, ગૃહ અને ધન ઇત્યાદિકની પ્રાપ્તિ વિશે અને રક્ષા વિશે તું દિવસરાત પ્રાપંચિક પ્રયત્નો કર્યા કરે છે અને હરિનું ભજન લેશમાત્ર પણ શામાટે નથી કરતો વારુ ? ॥ ૩ ॥ હરિનું ભજન કર, એટલે તું આ સંસારસાગરમાંથી સત્વર તરીને પાર પહોંચીશ, એમ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ ૪ ॥

## અભંગ ૫

योग याग विधी येणें नव्हे सिद्धी ॥
वायांचि उपाधी दंभ धर्म ॥ १ ॥
भावेंवीण देव नकळे निःसंदेह ॥
गुरुविण अनुभव कैसा कळे ? ॥ २ ॥
तपेंवीण दैवत दिधल्यावीण प्राप्त ॥
गुजेवीण हित कोण सांगे ? ॥ ३ ॥
ज्ञानदेव सांगे दृष्टांताची मात ॥
साधूंचे संगतीं तरणोपाय ॥ ४ ॥

અર્થ:—અષ્ટાંગયોગ અને યજ્ઞનું યથાવિધિ આચરણ કરવાથી હરિની પ્રાપ્તિ થવાની નથી; કારણ કે, એ સર્વ હરિની પ્રાપ્તિમાટેનાં બહિરંગો (દૂરનાં સાધનો) છે. એમનું અનુષ્ઠાન કરનારાઓમાં, હું મોટો યોગી છું અને યાજ્ઞિક છું અને એટલામાટે મારી સર્વત્ર ખ્યાતિ થવી જોઇએ, એવી વાસના ઉત્પન્ન થાય છે અને તે વાસના પૂર્ણ થવાની ઇચ્છાથી તે યોગ અને યજ્ઞ આદિ કરે છે અને તેથી ખરો ધર્મ ન થતાં કેવળ પીડાકારક વ્યર્થ દાંભિક ધર્મ માત્ર જ થાય છે. ॥ ૧ ॥ ભાવવિના ભગવાન્ નિઃસંશય કદાપિ સાધકના જાણવામાં આવી શકતો નથી એટલે કે, વેદવચન અને ગુરુવચનમાં દૃઢ વિશ્વાસ હોવા વિના દેવનું નિઃસંશય જ્ઞાન થઈ શકતું નથી; કારણ કે, પ્રભુસ્વરૂપનો જે અનુભવ થાય છે, તે ગુરુએ કરેલા મહાવાક્યના ઉપદેશવડે જ થાય છે; આજસુધીમાં સર્વને પ્રભુનો અનુભવ ગુરુદ્વારા જ મળેલો છે, એટલે ગુરુવિના પ્રભુનો અનુભવ કેમ કરીને મળી શકે વારુ? ॥ ૨ ॥ તપવિના દૈવત પ્રસન્ન થતું નથી અને આપ્યાવિના કાંઈ મળી શકતું નથી એટલે કે, જેવું કર્મ કરવામાં આવે, તેવું જ ફળ પ્રાપ્ત થાય છે. 'કરવું તેવું ભરવું' અને 'વાવો તેવું લણો,' એ કહેવતો પ્રસિદ્ધ જ છે. હિતોપદેશકમાં જો ગૂઢ આત્મજ્ઞાનનો અભાવ હોય, તો તે શો ઉપદેશ આપવાનો હતો વારુ? કારણ કે, જે આત્મજ્ઞાન થવું, તે જ સર્વનું હિત છે. હવે 'ગુજ'નો જો પ્રેમના અર્થમાં સ્વીકાર કરીએ, તો એવો અર્થ થશે કે;—પ્રેમ વિના હિતવાર્તા કોણ સંભળાવે વારુ? ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, સાધુનો

સમાગમ કરવો, એ જ સર્વ જીવોનો આ સંસારસાગરમાં તરી જવાનો ઉપાય છે, એમ મારા અનુભવથી હું વ્યક્ત કરું છું. ॥૪॥

અભંગ ૬

साधुबोध झाला तो नुरोनियां ठेला ॥
ठायींच मुराला अनुभव ॥ १ ॥
कापुराची वाती उजळली ज्योती ॥
ठायींच समाप्ती झाली जैसी ॥ २ ॥
मोक्षरेखे आला भाग्यें विनटला ॥
साधूंचा अंकिला हरिभक्त ॥ ३ ॥
ज्ञानदेवा गोडी संगती सज्जनीं ॥
हरि दिसे जनीं वनीं आत्मतत्त्वीं ॥ ४ ॥

અર્થ:-સાધનચતુષ્ટયસંપન્ન અધિકારીને શ્રી ગુરુરૂપ સાધુએ 'तत्त्वमसि' મહાવાક્યનો બોધ કર્યા પછી 'હું દેહ અને ઇંદ્રિયોથી અતીત બ્રહ્મ છું' એવો અનુભવ થાય છે; પણ તે અનુભવનો પણ સ્ફુરણરહિત જ્ઞાનરૂપ બ્રહ્મમાં લોપ થઈ જાય છે. પછી તે અધિકારી દેહબુદ્ધિથી અથવા તો દેહાતીત જીવબુદ્ધિથી કિંવા જીવાતીત શિવબુદ્ધિથી અવશિષ્ટ ન રહેતાં અવશેષ જ્ઞાનાજ્ઞાનાતીત સહજ નિર્ધર્મ બ્રહ્મસ્થિતિમાં રહે છે. ॥૧॥ જેવી રીતે કપૂરરૂપી વાટ અગ્નિની જ્યોતિથી સળગી, એટલે કપૂર અને અગ્નિ એ બન્નેમાંથી એક પણ અવશિષ્ટ રહેતા નથી. ॥૨॥ તે જ પ્રમાણે સાધુઓના અંકિત થયેલા હરિભક્તોની વિદ્યા અને અવિદ્યાની નિવૃત્તિ થતાં નિત્ય, નિર્ધર્મ મોક્ષભૂમિકામાં પ્રાપ્ત થઇને તે પરમ ઐશ્વર્યરૂપ મોક્ષવડે સુશોભિત થાય છે. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મને સાધુસંતોના સમાગમમાં રહેવાનું સારું લાગે છે અને સર્વ જન તથા વનમાં આત્મતત્ત્વરૂપ હરિ દેખાયા કરે છે ॥૪॥

અભંગ ૭

पर्वता प्रमाणें पातक करणें ॥
वज्रलेप होणें अभक्तांसी ॥ १ ॥

नाहीं व्यासी भक्ति तो पतित अभक्त ॥
हरिसी न भजत दैवहत ! ॥ २ ॥
अनंत वाचाळ बरळती बरळ ॥
त्यां कैसेनि गोपाळ पावे हरी ? ॥ ३ ॥
ज्ञानदेवा प्रमाण आत्मा हा निधान ॥
सर्वां घटीं पूर्ण एक नांदे ॥ ४ ॥

**અર્થ:**—જેમણે પર્વતો સમાન મોટાં મોટાં પાનકો કરેલાં હોઇને જેઓ હરિ-વિષયક આત્યંતિક પ્રેમરૂપ ભક્તિથી વિમુખ છે—એટલે કે, જેઓ અભક્ત છે, તેમનાં તે પાતકોનો બીજા કોઈ પણ ઉપાયથી લોપ થઈ શકતો નથી. ॥૧॥ જેનામાં હરિની પ્રેમલક્ષણા ભક્તિ નથી, તે પતિત (પાતકવડે અધોગતિને પ્રાપ્ત થયેલો) અભક્ત છે. તે અભાગિયો હરિનું ભજન કેમ કરે વારુ? ॥૨॥ જેઓ વ્યર્થ બકવાદીઓ નિદ્રામાં બડબડાટ પ્રમાણે બડબડ્યા કરે છે, તેવા જનોને દીન દયાળુ હરિ કેમ કરીને પ્રાપ્ત થઈ શકે વારુ? ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, સર્વ દેહોમધ્યે એક પરિપૂર્ણ આત્મા જ ગુપ્તભંડારરૂપે મને માન્ય છે અને એ જ મારું સર્વસ્વ છે. ॥૪॥

## અભંગ ૯

संतांचे संगती मनोमार्गगती ॥
आकळावा श्रीपती येणें पंथें ॥ १ ॥
रामकृष्ण वाचा भाव हा जीवाचा ॥
आत्मा जो शिवाचा रामजप ॥ २ ॥
एकतत्त्व नाम साधिती साधन ॥
द्वैताचें बंधन न बाधिजे ॥ ३ ॥
नामामृत गोडी वैष्णवां लाधली ॥
योगियां साधली जीवनकळा ॥ ४ ॥
सत्वर उच्चार प्रह्लादीं विंनला ॥
उद्धवा लाधला कृष्णदाता ॥ ५ ॥

ज्ञानदेव ह्मणे नाम हें सुलभ ॥
सर्वत्र दुर्लभ विरळा जाणे ॥ ६ ॥

અર્થ:—પોતાની મનોવૃત્તિને સંતોની સંગતિપ્રતિ દોડાવ અને એ સાધનથી તું લક્ષ્મીપતિને વશ કરી લે; સંતો જે પ્રમાણે કહે, તે પ્રમાણે તેમના ઉપદેશને મનમાં ધારણ કરી દેહ તથા મનથી તે પ્રમાણે વર્તતો રહે. હરિને વશ કરી લેવાનું સાધન એ જ છે. ॥૧॥ વાચાવડે નિરંતર રામકૃષ્ણનો જપ કરવો એ જ જીવનો ધર્મ છે અને તેથી માયોપાધિક શિવનો આત્મા જે રામ, તે રામનું તું ભજન કર. અથવા રામ જપ; કારણ કે, એ જ શિવનો પણ આત્મા છે, અર્થાત્ જીવને તેનું ભજન કરવું આવશ્યકીય છે. ॥૨॥ એક તત્ત્વ જે હરિ, તેને તેના નામરૂપ સાધનથી જે કોઈ પણ પ્રાપ્ત કરી લે છે, તેને 'હું' અને 'તું' ઇત્યાદિ દ્વૈતબંધનની બાધા થતી નથી. ॥૩॥ યોગીઓને સત્તરમી જીવનકળાની પ્રાપ્તિમાં જે સુખ અને પ્રિયતા છે, તે જ સુખ અને તે જ પ્રિયતા વૈષ્ણવોને હરિના નામામૃતસેવનમાં છે. ॥૪॥ બાલ્યાવસ્થામાં જ પ્રલ્હાદની જિહ્વાપર હરિના નામનો ઉચ્ચાર ઠસાઈ ગયો હતો અને ઉદ્ધવને કૃષ્ણ સમાન ઉદાર જ્ઞાનદાતા મળ્યો હતો. ॥૫॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હરિનું નામ સર્વ પારમાર્થિક સાધનોમાં સુલભ હોઇને તે સર્વ મનુષ્યોને દુર્લભ થઈ પડ્યું છે; કારણ કે, કોઈ પણ હરિના નામને ઉચ્ચારતું નથી. તેની સુલભતા અને યોગ્યતાને જાણી તેના નામનો સદોદિત ઉચ્ચાર કરતો હોય, એવો તો કોઈ વિરલ પુરુષ જ હોવાનો.

### અભંગ ૯

विष्णूवीण जप व्यर्थ त्याचें ज्ञान ॥
रामकृष्णीं मन नाहीं ज्याचें ॥ १ ॥
उपजोनी करंटा नेणे अद्वैतवाटा ॥
रामकृष्णीं पैठा कैसेनि होय ? ॥ २ ॥
द्वैताची झाडणी गुरुवीण ज्ञान ॥
तया कैचें कीर्तन घडेल नामीं ? ॥ ३ ॥
ज्ञानदेव ह्मणे सगुण हें ध्यान ॥
नामपाठ मौन प्रपंचाचें ॥ ४ ॥

અર્થ:—વિષ્ણુના નામસ્મરણ વિના ઇતર જપ કરનારનું અને રામકૃષ્ણ સ્વરૂપમાં જેનું મન નથી, તેનું જ્ઞાન વ્યર્થ છે. ॥૧॥ જન્મ પામીને દ્વૈતભાવરહિત અદ્વૈત પરમાત્માને જાણવાનો માર્ગ જેની જાણમા નથી, તે હતભાગી છે. તેનો નિવાસ રામકૃષ્ણસ્વરૂપમાં કેમ કરીને થઈ શકે વારૂ? એટલે કે, રામકૃષ્ણસ્વરૂપમાં તે ઐક્યને કેમ કરીને પામી શકે? ॥૨॥ જે બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનવડે 'अहम्' (હું) અને'इदम्' (આ) વૃત્તિરૂપ દ્વૈતની ઉત્પત્તિ થયેલી છે, તે દ્વૈતનો નાશ બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી જ થવાનો અને તે જ્ઞાન આપનાર ગુરુ છે. ગુરુ વિના જ્ઞાન કદાપિ પ્રાપ્ત થઈ શકે તેમ નથી; અને જે સાધકને તે જ્ઞાન મળેલું નથી, તેને અભેદ પરમાત્માના અભેદ ભજનનો યોગ પ્રાપ્ત થતો નથી. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મને હરિના સગુણ સાકાર સ્વરૂપનું ધ્યાન છે અને હું તેના નામની જ સતત આવૃત્તિ કરતો હોવાથી મેં પ્રાપંચિક વિષયોવિષે મૌનનો જ સ્વીકાર કરેલો છે. ॥૪॥

## અભંગ ૧૦

त्रिवेणीं संगमीं नाना तीर्थें भ्रमी ॥
चित्त नाहीं नामी तरि तें व्यर्थ ॥ १ ॥
नामासी विन्मुख तो नर पापिया ॥
हरिवीण धावया नववे कोणी ॥ २ ॥
पुराण प्रसिद्ध बोलिले वाल्मीक ॥
नामें तिन्ही लोक उद्धरती ॥ ३ ॥
ज्ञानदेव ह्मणे नाम जपा हरीचें ॥
परंपरा त्याचें कुळ शुद्ध ॥ ४ ॥

અર્થ:—હરિના નામમા ચિત્ત નથી અને ગંગા, યમુના તથા સરસ્વતી એ ત્રણ નદીઓના સંગમસ્થાન પ્રયાગમાં જે જાય છે અથવા તો બીજી અનેક તીર્થયાત્રાઓ કરે છે, તો તેનું તે સર્વ કાર્ય વ્યર્થ જ થાય છે. ॥૧॥ જે હરિના નામથી વિમુખ છે એટલે કે, હરિના નામનો કદાપિ ઉચ્ચાર કરતો નથી, તે મનુષ્ય પાપી છે. તેને પાપમાંથી છોડવવામાટે હરિ વિના બીજો કોણ દોડી આવનાર છે વારૂ? ॥૨॥ ભગવાનના નામથી ત્રિલોકનો પાપમાથી ઉદ્ધાર થાય છે, એમ શ્રી વાલ્મીકિએ રામા-

ચણુમાં કહેલું છે ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, જે હરિના નામનું ભજન કરે છે, તેના સર્વ વંશનો ઉદ્ધાર થાય છે ॥૪॥

## અભંગ ૧૧

हरि उच्चारणीं अनंत पापराशी ॥
जातील लयासी क्षणमात्रें ॥ १ ॥
तृण अग्निमेळें समरस झालें ॥
तैसें नामें केलें जपतां हरी ॥ २ ॥
हरि उच्चारण मंत्र हा अगाध ॥
पळे भूतबाध भेणें तेथें ॥ ३ ॥
ज्ञानदेव म्हणे हरि माझा समर्थ ॥
न करवे अर्थ उपनिषदां ॥ ४ ॥

અર્થ:—હરિનામનો જપ કરવાથી પાપના અનંત રાશિઓનો એક ક્ષણુમાત્રમાં નાશ થઈ જાય છે ॥૧॥ તૃણ અને અગ્નિનો સંબંધ થતાં જ જેમ તૃણ અગ્નિરૂપ થાય છે, તે જ પ્રમાણે નિરંતર હરિનો જપ કરવાથી તે જપ કરનાર હરિરૂપ જ થઈ જાય છે. ॥૨॥ હરિના નામમંત્રનું સામર્થ્ય અપૂર્વ છે તેના પ્રતાપે ભૂતબાધાનો લોપ થાય છે ભૂતબાધા એટલે કે પિશાચબાધા લોપાય છે, એટલું જ નહિ, પણ જીવની પાછળ પડેલા પંચભૂતાત્મક દેહવિષયક અહંકારની બાધા પણ દૂર થઈ જાય છે,—સારાંશ કે, હરિનામવડે દેહાભિમાનનો નાશ થાય છે ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારો હરિ સર્વસમર્થ છે તેના સ્વરૂપનો યથાર્થ નિર્ણય ઉપનિષદોદ્વારા પણ થઈ શકતો નથી ॥૪॥

## અભંગ ૧૨

तीर्थ व्रत नेम भावें विण सिद्धि ॥
वायांचि उपाधी करिसी जना ॥ १ ॥
भावबळें आकळे येऱ्हवीं नाकळे ॥
करतळीं आवळे तैसा हरी ॥ २ ॥

पारियाचा रवा घेतां भूमीवरी ॥
यत्न परोपरी साधन तैसे ॥ ३ ॥
ज्ञानदेव ह्मणे निवृत्ति निर्गुण ॥
दिधलें संपूर्ण माझ्या हाती ॥ ४ ॥

અર્થ:—અહો જનો, ગમે તેટલી તીર્થયાત્રાઓ કરવાથી અને અનેક વ્રત નિયમોનું આચરણ કરવાથી કાંઈ પણ લાભ થતો નથી–અર્થાત્ હરિમાં પૂર્ણ વિશ્વાસ રાખ્યા વિના એ તીર્થયાત્રા અને વ્રતનિયમો કદાપિ સફળ થતા નથી, તોપછી તમો આ વ્યર્થ પરિશ્રમ શામાટે કરો છો વારૂ? ॥૧॥ હરિમા વિશ્વાસ રાખીને તેનુ ભજન કરવાથી તે પરમાત્મા હસ્તામલકવત્ આપણને હસ્તગત થાય છે–અન્ય ઉપાયોવડે તે કદાપિ હસ્તગત થતો નથી. ॥૨॥ પારો એકવાર જમીનપર પડતાં તેના બારીક બારીક કણો જમીનપર ફેલાઈ જાય છે અને પછી જેવી રીતે તે સર્વ કણોને એક સ્થળે એકત્ર કરીને હાથમા લેતા પુષ્કળ પરિશ્રમ વેઠવો પડે છે, તે જ પ્રમાણે હરિનામ વિના અન્ય સાધનોવડે ભગવાનની પ્રાપ્તિ થવામા પુષ્કળ કષ્ટો વેઠવાં પડે છે. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારા ગુરુ શ્રી નિવૃત્તિનાથ ગુણત્રયથી પર (અતીત) નિર્ગુણ છે તેમણે હરિસ્વરૂપનો પૂર્ણ બોધ મારા હાથમા આપ્યો છે એટલે કે, તેમણે કરેલા બોધથી મારી બુદ્ધિને પૂર્ણ અનુભવ થયેલો છે ॥૪॥

## અભંગ ૧૩

समाधी हरीची समसुखे वीण ॥
न साधेल जाण द्वैत बुद्धी ॥ १ ॥
बुद्धीचें वैभव अन्य नाही दूजें ॥
एक्या केशीराजें सकळ सिद्धी ॥ २ ॥
ऋद्धि सिद्धि निधि अवघीच उपाधी ॥
जंव त्या परमानंदीं मन नाहीं ॥ ३ ॥
ज्ञानदेवी रम्य रमलें समाधान ॥
हरीचें चिंतन सर्वकाळ ॥ ४ ॥

અર્થ:—સૃષ્ટિમાના લઘુ ગુરુ આદિ ભેદરૂપ વૈષમ્યને વિચારપૂર્વક કાઢી નાખીને શિવથી તે તૃણપર્યન્ત એકરૂપે વાસ્તવ્ય કરનાર હરિનું સમબુદ્ધિથી ગ્રહણ કરવાથી

સમાધિ (આત્મસ્થિતિ) પ્રાપ્ત થાય છે. જો બુદ્ધિમાંથી સજાતીય આદિ ભેગ ચાલ્યા ગયા ન હોય, તો ભેદાત્મક બુદ્ધિને હરિની સમાધિ કદાપિ પ્રાપ્ત થઈ શકતી નથી ॥૧॥ કેશવ (આત્મા)ને યથાર્થતાથી જાણવો, એ જ બુદ્ધિનું ઐશ્વર્ય છે—એ વિના તેનું બીજુ કોઈ પણ ઐશ્વર્ય નથી એના યોગે જ જગતમાંની સર્વે ઋદ્ધિ સિદ્ધિઓનો લાભ થાય છે. ॥૨॥ ઋદ્ધિ એટલે ઐશ્વર્ય અને સિદ્ધિ એટલે અણિમાગરિમા ઇત્યાદિ અષ્ટ પ્રકારની સિદ્ધિઓ, એમનો નિધિ એટલે ભંડાર કદાચિત્ પ્રાપ્ત થાય, તોપણ જ્યાં સુધી પરમાનંદરૂપ હરિમાં મન સલગ્ન નથી, ત્યાં સુધી તે સર્વે ઋદ્ધિ સિદ્ધિઓ પીડાદાયક જ થઈ પડે છે. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, પ્રાણીમાત્રને રમાડનાર સમાધાન મારામાં સુસ્થિર થયેલું છે અને તેથી હરિનું ચિંતન મારા અંતરમાં સદા સર્વકાળ ચાલ્યા કરે છે. ॥૪॥

## અભંગ ૧૪

नित्य सत्यामित हरिपाठ ज्यासी ॥
कळिकाळ त्यासी न पाहे दृष्टी ॥ १ ॥
रामकृष्ण उच्चार अनंत राशी तप ॥
पापाचे कळप पळती पुढें ॥ २ ॥
हरि हरि हरि हा मंत्र शिवाचा ॥
म्हणती जे वाचा तया मोक्ष ॥ ३ ॥
ज्ञानदेवा पाठ नारायणनाम ॥
पाविजे उत्तम निजस्थान ॥ ४ ॥

અર્થ:—જે મનુષ્ય ખરા અપરિમિત હરિનો નિરંતર જપ કરતો હોય છે, તેના પ્રતિ કળિકાળ દૃષ્ટિપાત માત્ર પણ કરતો નથી ॥૧॥ વાચાવડે નિરંતર રામકૃષ્ણનો જપ કરવાથી તપના અનંત રાશિઓ પ્રાપ્ત થાય છે અને તેના યોગે પાપોના સમુદાયોના સમુદાય પલાયન કરી જાય છે ॥૨॥ હરિ હરિ હરિ, એ શિવનો નિત્ય જપવાનો મંત્ર છે. એ મંત્રનો જે કોઈ પણ વાચાવડે સ્વીકાર કરશે, તેને મોક્ષની પ્રાપ્તિ અવશ્ય થવાની જ. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હું નિત્ય નારાયણ નામની આવૃત્તિ કરું છું અને તેના યોગે દેહનપાતીત અત્યુત્તમ આત્મસ્વરૂપસ્થાનની મને પ્રાપ્તિ થયેલી છે. ॥૪॥

## અભંગ ૧૫

एक नाम हरी द्वैत नाम दुरी ॥
अद्वैत कुसरी विरळा जाणे ॥ १ ॥
समबुद्धि घेता समान श्रीहरी ॥
शमदमा वैरी हरि झाला ॥ २ ॥
सर्वाघटी राम देहादेही एक ॥
सूर्य प्रकाशक सहस्ररश्मी ॥ ३ ॥
ज्ञानदेवा चित्तीं हरिपाठ नेमा ॥
मागिलिया जन्मा मुक्त झालों ॥ ४ ॥

અર્થ:—જે એક હરિનું જ નામ જાણે છે અને બીજુ (દ્વૈતનું) નામ જેની પાસેથી દૂર કઢાયલુ છે એટલે કે, બીજા નામને જે ઓળખતો જ નથી અને જે સૃષ્ટિને હરિરૂપ જોઇને સકળ સૃષ્ટ પદાર્થોમાં કેવળ હરિનામને ઓળખે છે એવો કોઈ એકાદ જ હોય છે. ॥ ૧ ॥ જીવ ઈશ, જીવ જડ, ઈશ જડ, જીવ જીવ અને જડ જડ એ પ્રમાણેના બુદ્ધિમાના પાચ પ્રકારના ભેદોનો વિવેકથી લોપ કરી સમબુદ્ધિથી ભેદશૂન્ય શ્રી હરિનો જે સ્વીકાર કરે છે, તે શમદમનો વૈરી એટલે કે સાધકને શમદમના બધનમાંથી પણ છોડવનારા શ્રી હરિરૂપ થઈ જાય છે શમદમાવરી એવા પાઠનો જો સ્વીકાર કરીએ, તો બીજો અર્થ એવો થાય છે કે, શમ એટલે મનોનિગ્રહ અને દમ એટલે બાહ્યેન્દ્રિયનિગ્રહ—એ બન્ને નિગ્રહ કરીને અને ઉપર કહેલા પાંચ પ્રકારના ભેદવૈષમ્યોનો બુદ્ધિમાથી નિરાસ કરીને જે સમબુદ્ધિથી સર્વત્ર સમાન હરિનો સ્વીકાર કરે છે, તે પોતે જ હરિ થાય છે ॥ ૨ ॥ સર્વ દેહોમા એક જ વ્યાપક રામ છે. સહસ્ર કિરણોમાં તેજોરૂપ એક સૂર્ય જ ભરેલો હોય છે, એટલે કે તે સહસ્ર કિરણોનો પ્રકાશક એક સૂર્ય જ હોય છે. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મેં મારા ચિત્તમા સર્વકાળ હરિનું જ ચિંતન કરવાનો નિયમ કરેલો છે અને તેના યોગે હવે પછી આવનારા જન્મના બધનથી છૂટી ગયો છુ હવે મને પુનર્જન્મ નથી ॥ ૪ ॥

## અભંગ ૧૬

हरि *बुद्धी जपे तो नर दुर्लभ ॥
वाचेसि सुलभ रामकृष्ण ॥ १ ॥

* પાઠભેદ-'हरिनाम'.

राम कृष्ण नामीं उन्मनी साधिली ॥
तयासी लाधली सकळ सिद्धी ॥ २ ॥
सिद्धि बुद्धि धर्म हरि पाठीं आले ॥
प्रपंची निवाले साधु संगें ॥ ३ ॥
ज्ञानदेवीं नाम रामकृष्ण ठसा ॥
येणें दश दिशा आत्माराम ॥ ४ ॥

અર્થ:--જેની બુદ્ધિમાં હરિચિન્તનનો જપ ચાલુ છે અને જેની વાણીમાં સુલભ રામકૃષ્ણ નામનો નિવાસ છે, એવો મનુષ્ય બહુ જ દુર્લભ હોય છે. ॥૧॥ જેણે રામકૃષ્ણ નામના જ ભજનથી સંકલ્પવિકલ્પાત્મક મનરહિત નિર્વિકલ્પ સહજ પરમાત્મસ્થિતિનો લાભ કરી લીધો છે, તેને પરિપૂર્ણ પરબ્રહ્મસિદ્ધિ પ્રાપ્ત થઈ ચૂકી છે અથવા તો તેને જગતમાંની સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે. ॥૨॥ ભગવચ્ચિંતન-વડે બુદ્ધિને સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એટલે કે, બુદ્ધિના મળો દૂર થતાં તેની ઉત્તમ સિદ્ધિ થાય છે. દેહતાદાત્મ્યથી પંચ વિષયોના ભોગોમાં ગુંથાયલા અને ત્રિવિધતાપથી તપ્ત થયેલા પ્રાપંચિક જીવોની શાંતિ સાધુઓના સમાગમથી થાય છે. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, નામચિંતનથી મારા હૃદયમાં રામકૃષ્ણસ્વરૂપનો છાપ જ પડી ગયો છે અને તેના યોગે દશે દિશામાં મને આત્મારામ જ ભરેલો ભાસે છે. ॥૪॥

### અભંગ ૧૭

हरिपाठ कीर्ति मुखें जरी गाय ॥
पवित्रचि होय देह त्याचा ॥ १ ॥
तपाचें सामर्थ्यें तपिन्नला अमूप ॥
चिरंजीव कल्प वैकुंठीं नांदे ॥ २ ॥
मातृपितृ भ्राता सगोत्र अपार ॥
चतुर्भुज नर होउन ठेले ॥ ३ ॥
ज्ञानगूढ गम्य* ज्ञानदेवा लाधलें ॥
निवृत्तीनें दिलें माझ्या हातीं ॥ ४ ॥

* પાઠભેદ 'गुरुगम्य'

અર્થ:—જે હરિનો જપ કરીને વાણીવડે હરિની કીર્તિ ગાશે, તેનો દેહ પવિત્ર થશે. ॥ ૧ ॥ હરિનામસંકીર્તનના સામર્થ્યથી જેણે બહુ જ તપ કરેલું હોય, તે અનંત કલ્પ પર્યન્ત વૈકુંઠમાં વાસ કરે છે. ॥ ૨ ॥ અને માતા, પિતા, ભ્રાતા તથા તેનાં અનેક ગોત્રજ એ સર્વ મનુષ્યો ચતુર્ભુજ થઇને વૈકુંઠમાં આવી વસે છે; એટલે કે, તેમને સારૂપ્ય મુક્તિનો લાભ થાય છે. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારા ગુરુ શ્રી નિવૃત્તિનાથે મારા હાથમાં અત્યંત ગુપ્ત આત્મજ્ઞાનનો લાભ આપેલો હોવાથી હું જ્ઞાનસંપન્ન થયેલો છું. ॥ ૪ ॥

### અભંગ ૧૮

हरिवंशपुराण हरिनाम संकीर्तन ॥
हरिवीण सौजन्य नेणें कांहीं ॥ १ ॥
तया नरा लाधलें वैकुंठ जोडलें ॥
सकळ ही घडलें तीर्थाटन ॥ २ ॥
मनोमार्गे गेला तो येथें मुकला ॥
हरिपाठीं स्थिरावला तोचि धन्य ॥ ३ ॥
ज्ञानदेवा गोडी हरिनामाची जोडी ॥
रामकृष्णीं आवडी सर्वकाळ ॥ ४ ॥

અર્થ:—જે હરિવંશ પુરાણ વાંચે છે, યથાર્થ હરિનામનું કીર્તન કરે છે અને હરિ વિના બીજા કોઇને પણ પ્રિય જાણતો નથી, તે મનુષ્યને વૈકુંઠનો લાભ થયો અને તેની સર્વ તીર્થયાત્રાઓ થઈ ચૂકી, એમ જ સમજી લેવું. ॥ ૧ ॥ ૨ ॥ પોતાની મનોવૃત્તિ પ્રમાણે (ઉચ્છૃંખલતાથી) વર્તનાર એ લાભને ખોઈ બેસે છે. જે હરિભજનમાં સ્થિર થયો હોય, તેજ ધન્ય છે. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હરિનામના લાભની જ મને પ્રિયતા છે અને મને સતત રામકૃષ્ણ સ્વરૂપમાં જ સંલગ્નતા છે. ॥ ૪ ॥

### અભંગ ૧૯

वेदशास्त्र प्रमाण श्रुतीचें वचन ॥
एक नारायण सार जपा ॥ १ ॥
जप तप कर्म हरी विण धर्म ॥
वाउगाचि श्रम व्यर्थ जाय ॥ २ ॥

हरिपाठे गेले ते निवातचि ठेले ॥
भ्रमर गुंतले सुमनकलिके ॥ ३ ॥
ज्ञानदेवी मंत्र हरिनामाचें शस्त्र ॥
यमें कुळगोत्र वर्जियेलें ॥ ४ ॥

અર્થ:—સર્વનો સાર એક નારાયણ છે, તેનો તું જપ કર એ વિશે શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રનું પ્રમાણ છે ॥૧॥ ઈતર જપતપ આદિ કર્મોનો પરિશ્રમ હરિ ભજન વિના વ્યર્થ જનારો છે. ॥૨॥ જેવી રીતે ભમર મકરંદસેવનના ઉલ્લાસથી કમળકલિકામાં બદ્ધ થાય છે, એટલે કે તેને બહાર નીકળી આવવાની શુદ્ધિ રહેતી નથી, તે જ પ્રમાણે હરિનામસ્મરણમાં તલ્લીન થયેલો સાધક હરિસ્વરૂપમાં એકમય થાય છે અને પુન તેનું પ્રપંચપરાવર્તન થતું નથી. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હરિનામ જ મારો મંત્ર છે, અને મારું શસ્ત્ર પણ તે જ છે. એના ભયથી અમે અમારા કુલગોત્રનો ત્યાગ કરેલો છે ॥૪॥

## અભંગ ૨૦

नाम संकीर्तन वैष्णवांची जोडी ॥
पापें अनंत कोडी गेलीं त्यांचीं ॥ १ ॥
अनंत जन्मांचें तप एक नाम ॥
सर्व मार्ग सुगम हरिपाठ ॥ २ ॥
योगयाग क्रिया धर्माधर्म माया ॥
गेले ते विलया हरिपाठें ॥ ३ ॥
ज्ञानदेवीं यज्ञ याग क्रिया धर्म ॥
हरी विण नेम नाहीं दुजा ॥ ४ ॥

અર્થ:—હરિનામના કીર્તનની વૈષ્ણવ જનોએ એકત્રતા કરેલી હોય છે અને તેના યોગે તેમનાં અનંત કોટિ પાતકનો લોપ થઈ જાય છે. ॥૧॥ અનંત જન્મમાં કરેલાં તપોનું ફળ એક હરિનું નામસ્મરણ છે. સર્વ સાધનોમાં હરિનું જે ચિન્તન, તે સુલભ સાધન છે. ॥૨॥ અષ્ટાંગ યોગ, યજ્ઞ, ક્રિયા, ધર્મ અને અધર્મરૂપ માયા, એ સર્વનો હરિના ચિંતનથી લય થઈ જાય છે ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારામાં યજ્ઞ, યાગ, ક્રિયા અને ધર્મ આદિ સર્વ કાઈ હરિ જ છે, એના વિના મારો બીજો કશો પણ નિયમ ધર્મ નથી ॥૪॥

### અભંગ ૨૧

काळवेळ नाम उच्चारितां नाहीं ॥
दोन्ही पक्ष पाहीं उद्धरती ॥ १ ॥
रामकृष्ण नाम सर्व दोषां हरण ॥
जडजीवां तारण हरि एक ॥ २ ॥
हरिनाम सार जिव्हा या नामाची ॥
उपमा त्या दैवाची कोण वानी ॥ ३ ॥
ज्ञानदेवा सांग झाला नामपाठ ॥
पूर्वजां वैकुंठ मार्ग सोपा ॥ ४ ॥

અર્થ:—હરિનામના ઉચ્ચારમાટે શુદ્ધ કાળ અને વેળાની આવશ્યકતા નથી. તે નામનો ગમે તે વેળાએ ઉચ્ચાર કરી શકાય છે, અને તેના યોગે આપણાં માત તથા પિતા ઉભયના કુળનો ઉદ્ધાર થાય છે. બીજો અર્થ એવો છે કે, નામ ઉચ્ચારનાર અને સાંભળનાર ઉભયનો ઉદ્ધાર થઈ જાય છે. ॥૧॥ રામકૃષ્ણનું નામ સર્વ પાપવિનાશક છે. એ પ્રમાણે સર્વ પાપોનો નાશ કરી મૂર્ખ જીવોને તારનારો એક હરિ જ છે. ॥૨॥ હરિનું નામ જ સાર છે. જેણે એના ભજનમાં પોતાની જિહ્વાની યોજના કરેલી છે, તેના દૈવ (ભાગ્ય)ને ઉપમા આપવાને કોઈ પણ સમર્થ નથી. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મેં હરિનું ચિંતન યથાસાંગ કરેલું છે; એટલે હવે મારા પૂર્વજોમાટે વૈકુંઠમાં જવાનો માર્ગ સરળ થઈ પડ્યો છે. ॥૪॥

### અભંગ ૨૨

नित्यनेम नामीं ते प्राणी दुर्लभ ॥
लक्ष्मीवल्लभ तयाजवळी ॥ १ ॥
नारायण हरि नारायण हरी ॥
भुक्ति मुक्तिचारी घरीं त्यांच्या ॥ २ ॥
हरिविण जन्म तो नर्कचि पैं जाणा ॥
यमाचा पाहुणा प्राणी होय ॥ ३ ॥

ज्ञानदेव पुसे निवृत्तीसी चाड ॥
गगनाहूनि वाड नाम आहे ॥ ४ ॥

અર્થ:—સતત હરિના નામસ્મરણનો જેમનો નિયમ છે, એવા પ્રાણી દુર્લભ છે. તેમની પાસે લક્ષ્મીનો પતિ વિષ્ણુ હોય છે ॥ ૧ ॥ નિત્ય નારાયણ હરિ, નારાયણ હરિ નામનો જે જપ કરે છે, તેના ઘરમાં સર્વ ઐશ્વર્ય અને સાલોક્ય આદિ ચારે મુક્તિઓ નિવાસ કરી રહે છે ॥ ૨ ॥ જન્મ પામીને જો હરિની ઓળખ ન થઈ, તો તે જન્મને નરકરૂપ જ સમજી લેવો અને તે પ્રાણી યમના ગૃહનો અતિથિ થાય છે, એટલે કે યમલોકમાં જાય છે અને યમના હસ્તે તેને શાસનરૂપ સત્કાર પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજે પોતાના ગુરુ શ્રી નિવૃત્તિનાથને એકવાર 'હરિનું નામ કેટલું છે?' એવો પોતાની ઇચ્છાનુરૂપ પ્રશ્ન પૂછ્યો હતો અને તેના ઉત્તરમાં ગુરુ નિવૃત્તિનાથે જણાવ્યું કે, 'હરિનું નામ આકાશ કરતાં પણ મહાન્ અને વિશાળ છે.*' ॥૪॥

## અભંગ ૨૩

सात पाच तीन दशकाचा मेळा ॥
एकतत्त्वीं कळा दावी हरी ॥ १ ॥
तैसें नव्हे नाम सर्व मार्गी वरिष्ठ ॥
येथें काहीं कष्ट न लगती ॥ २ ॥
अजपा जपणें उलट प्राणाचा ॥
तेथें ही मनाचा निर्धारु असे ॥ ३ ॥
ज्ञानदेवा जिणें नामेंवीण व्यर्थ ॥
रामकृष्णी पंथ क्रमीयेला ॥ ४ ॥

અર્થ:—કેટલાકો સંસારને સપ્ત તત્ત્વાત્મક, કેટલાકો પંચતત્ત્વાત્મક, કેટલાકો ત્રણ તત્ત્વાત્મક, અને કેટલાકો દશતત્ત્વાત્મક માને છે. એનો બીજો અર્થ એવો થાય છે કે, સાત, પાંચ, ત્રણ અને દશ એ સર્વનો સરવાળો પચીસનો થાય છે, એટલે કે, કેટલાકો સંસારને પચીસ તત્ત્વાત્મક માને છે. એ સર્વ તત્ત્વોને પણ હરિ પોતાના એક ચૈતન્ય તત્ત્વમાં જ બતાવે છે ॥ ૧ ॥ હવે હરિનું નામ આવા તત્ત્વવિચારમાંનું નથી, કિંતુ તે તો સર્વ સાધનો કરતાં શ્રેષ્ઠ છે. તેના ઉચ્ચારમાં કશું પણ કષ્ટ થતું નથી ॥ ૨ ॥

* ગીતામાના 'महतो महीयान्' તત્ત્વનું આ ઉત્તરમાં સ્પષ્ટ દર્શન થઈ શકે છે

દિવસ અને રાત્ર મળીને (એકવીસ હજાર અને છસેં વાર) 'सोऽहं सोऽहम्' એવી રીતે આપણા હૃદયમાં પ્રાણના ઉપર આવતી વેળાએ અને અપાનના નીચે જવા વખતે થતા ઉભયના મેળાપસમયે સહજ જપ થતો હોય છે અને તેને 'અજપા જાપ'ના નામથી ઓળખવામાં આવે છે. પ્રાતઃકાળમાં નિદ્રામાંથી ઊઠતાંની સાથે જ થનારા સાહજિક જપનો સંકલ્પ કરવાથી (એટલે કે, જે ૨૧૬૦૦ શ્વાસ થાય છે, તેમાં હું 'सोऽहम्' એવી રીતે થનારો જપ કરું છું, એમ કહીને પાણી મૂકવાથી) તેટલા જપનું શ્રેય પ્રાપ્ત થાય છે, અને તેથી કેટલાક સાધકોનો એમ કરવામાટેનો જ નિશ્ચય થયેલો હોય છે. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હરિના નામસ્મરણ વિના જીવવું મને વ્યર્થ ભાસે છે; અને તેથી જ મેં રામકૃષ્ણ નામના ભજનમાર્ગનું ક્રમણ કરેલું છે—એટલે કે, હું નિરંતર હરિનું ભજન કર્યાં કરું છું. ॥૪॥

## અભંગ ૨૪

जप तप कर्म क्रिया नेम धर्म ॥
सर्वांघटी राम भावशुद्ध ॥ १ ॥
न सोडी रे भावो टाकीरे संदेहो ॥
रामकृष्णीं टाहो नित्य फोडीं ॥ २ ॥
जात वित्त गोत कुळ शीळ मात ॥
भजे कां त्वरित भावनायुक्त ॥ ३ ॥
ज्ञानदेवा ध्यानीं रामकृष्ण मनीं ॥
तेणें वैकुंठ भुवनीं घर केलें ॥ ४ ॥

અર્થ:—જપતપ આદિ કર્મો અને અનેક નિયમ ધર્મ જે ભાવનાવડે તું કરે છે, તે ભાવના કરતાં સમસ્ત દેહમાં એક આત્મારામને જ જોવો, એ અધિક શુદ્ધ ભાવના છે. ॥ ૧ ॥ એટલામાટે એવા શુદ્ધ ભાવનો ત્યાગ કરીશ નહિ. એ ભાવમાં વિઘ્ન લાવનારા સર્વ સંશયોને કાઢી નાખ; અને રામકૃષ્ણ નામનો અખંડ ધ્વનિ કરતો રહે. ॥ ૨ ॥ જાતિ, ધન, ગોત્ર અને કુલ સ્વભાવ આદિના ઉપદ્વ્યાપમાં પડીશ નહિ. શુદ્ધભાવનયુક્ત થઈને ત્વરાથી હરિને ભજ. ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારા ધ્યાનમાં અને મનમાં નિત્ય રામકૃષ્ણનો નિવાસ છે અને તેથી મારું ઘર વૈકુંઠમાં થયેલ છે ॥ ૪ ॥

એ જ અભંગનો બીજો અર્થ—જપ, તપ, કર્મ, ક્રિયા, નિયમ અને ધર્મ ઇત્યાદિ સર્વ સાધનો, સર્વ ભૂતોમાં અભિન્નતાથી પરમાત્મસ્વરૂપને જોવું, એ શુદ્ધ ભાવનાના પાયાપર જ ઊભાં કરાયલાં હોવાં જોઇએ ॥૧॥ એવા પ્રકારનો શુદ્ધ ભાવ તે સાધનાદિકવડે સાધ્ય છે, તો પણ તે સાધનાનુષ્ઠાનના પ્રવાહમાં તણાઇને આ સરળ વિષય પ્રતિ દુર્લક્ષ થાય તો તે કામનું નથી. સર્વ સંશયોને ત્યાગીને એ શુદ્ધ ભાવની વૃદ્ધિ થાય, એટલામાટે જીવે નિરંતર રામકૃષ્ણ નામનો ધ્વનિ કરવો જોઇએ.॥૨॥ ત્વરિત એ શુદ્ધ ભાવનાવડે વિભૂષિત થઇને તું જાતિ, ધન તથા કુળ ગોત્રને ભજ, એટલે કે જાતિ, ગોત્ર અને કુળ શીલને યોગ્ય હોય એવાં કર્મો કર અને દ્રવ્યાર્જન તથા સંગોપન આદિ વ્યવહાર મહા દક્ષતાથી કર એટલે એમ કરવાથી તને પ્રાપંચિક બાધા થશે નહિ. ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારા ધ્યાનમાં અને મનમાં રામકૃષ્ણનું નામ હોવાથી મારુ ઘર વૈકુંઠ ભુવનમાં થયેલું છે, એટલે કે, વૈકુંઠરૂપ હરિમાં જ મારો નિવાસ થયેલો છે. ॥૪॥

### અભંગ ૨૫

जाणीव नेणींव भगवंती नाहीं ॥
उच्चारणी पाहीं मोक्ष सदा ॥ १ ॥
नारायण हरी उच्चार नामाचा ॥
तेथें कळिकाळाचा रीघ नाहीं ॥ २ ॥
तेथील प्रमाण नेणवे वेदांसी ॥
तें जीवजंतूंसी केंवि कळे ॥ ३ ॥
ज्ञानदेवा फळ नारायण पाठ ॥
सर्वत्र वैकुंठ केलें असे ॥ ४ ॥

અર્થઃ—ભક્ત જ્ઞાની છે કે અજ્ઞાની છે, એ કાંઈ ભગવાન્ વિચારતો નથી કિંતુ તેના નામસ્મરણથી જ્ઞાની અને અજ્ઞાની ઉભયને એક સરખી રીતે જ મુક્તિ મળે છે. ॥૧॥ 'નારાયણ હરિ' નામનો ઉચ્ચાર કરનારમા કલિકાળનો પ્રવેશ થતો નથી ॥૨॥ હરિના યથાર્થ સ્વરૂપનો સાર વેદોના જાણવામાં પણ આવતો નથી, એટલે પછી તે સ્વરૂપ સામાન્ય જીવોના જાણવામા તો કેમ કરીને જ આવી શકે વારુ? ॥૩॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હરિના નામસ્મરણથી સમસ્ત મૃત્યુલોકને વૈકુંઠ બનાવવાનું ફળ મને મળેલું છે. ॥૪॥

## અભંગ ૨૬

एक तत्त्व नाम दृढ धरी मना ॥
हरीसी करुणा येइल तुझी ॥ १ ॥
तें नाम सोवेंरें राम कृष्ण गोविंद ॥
वाचेशी सद्गद जपे आधी ॥ २ ॥
नामा परतें तत्त्व नाहीं रे अन्यथा ॥
वायां आणिका पंथा जाशी झणी ॥ ३ ॥
ज्ञानदेवा मौन जपमाळ अंतरीं ॥
धरोनी श्रीहरी जपे सदा ॥ ४ ॥

અર્થ:—હરિના નામરૂપ તત્ત્વને જ પોતાના મનમા બળપૂર્વક ધારણ કરો એટલે એકના હરિનામનું જ મન પૂર્વક એક સરખુ ચિંતન કરતા રહો. તેના યોગે હરિને તમારાપર દયા આવશે ॥૧॥ રામકૃષ્ણ ગોવિંદ, એ નામ સુનભ અને સરળ છે એટલામાટે પ્રથમ તેનો ઉચ્ચાર કરો. ॥ ૨ ॥ હરિના નામ વિના જીવને સસારબધ નથી મુક્ત કરનારુ બીજુ સાધન જ નથી, એટલે જો તમે બીજા સાધનોને બાઝવા જશો, તો ફસાઈ પડશો ॥ ૩ ॥ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હુ મૌનનો સ્વીકાર કરી અત કરણમા જપમાળા ધરીને નિરતર શ્રી હરિનો જપ કર્યાં કરુ છુ ॥ ૪ ॥

## અભંગ ૨૭

सर्व सुखगोडी सर्वशास्त्र निवडी ॥
रिकामा अर्ध घडी राहूं नको ॥ १ ॥
लटिका व्यवहार सर्व हा संसार ॥
वाया येरझार हरी वीण ॥ २ ॥
नाम मंत्र जप कोटी जाइल पाप ॥
कृष्ण नामीं संकल्प धरूनि राहे ॥ ३ ॥
निजवृत्ति काढी सर्व माया तोडी ॥
इंद्रिया सवडी लपों नको ॥ ४ ॥

तीर्थव्रतीं भाव धरी रे करुणा ॥
शांति दया पाहुणा हरि करी ॥ ५ ॥
ज्ञानदेवा प्रमाण निवृत्तिदेवीं ज्ञान ॥
समाधिसंजीवन हरिपाठ ॥ ६ ॥

અર્થ:—છએ શાસ્ત્રોએ, હરિના નામમાં જ સર્વ સુખમાધુર્ય છે, એમ વિચારપૂર્વક નિર્ણય કરેલો છે. તુકારામ મહારાજે પણ એક સ્થળે એમ જ કહેલું છે કે 'દેવને આદરથી જ જોવો. ઈશ્વરનું નામ તે જ સર્વ સુખ છે.' અર્થાત્ તેનું તું નિત્ય સેવન કર અને અર્ધઘટિકા પણ નવરો ન બેસ. ॥ ૧ ॥ કારણ કે, દેહાદિક સંસાર અને તેમાંના વ્યવહાર સર્વ અસત્ય છે એટલામાટે હરિને ત્યાગીને જો આ સંસારના મોહમાં રહીશ, તો તારાં જન્મ અને મરણ વ્યર્થ થશે. ॥ ૨ ॥ સારાંશ કે, તું હરિનામ મંત્રનો નિરંતર જપ કરતો રહે; કારણ કે, એના યોગે તારા અનંત પાપોનો નાશ થશે. એથી તું પોતાના મનમાં રામકૃષ્ણ નામના ઉચ્ચારનો દૃઢ નિશ્ચય કરી રાખ ॥ ૩ ॥ ગુરુપાસે શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો અભ્યાસ કરીને ત્રણે દેહ અને ત્રણે ગુણોથી ભિન્ન જે આત્મા તે હું છું, એવી વૃત્તિને ઉત્પન્ન કર અને તેના યોગે સમસ્ત માયાજાળનો નાશ કરી નાખ. ઇન્દ્રિયોના તાદાત્મ્યમાં છુપાઈ ન બેસ. ॥ ૪ ॥ તીર્થ વ્રતોમાં તું વિશ્વાસ રાખ અને નિત્ય દયાને ધારણ કર; કારણ કે, જ્યાં શાંતિ અને દયા હોય છે, ત્યાં દેવનો નિવાસ હોય છે–એટલામાટે તું પોતાના હૃદયમાં શાંતિ તથા દયાને લાવીને ત્યાં શ્રીહરિ નિવાસ કરવામાટે પધારે, એવી વ્યવસ્થા કરી રાખ. ॥ ૫ ॥ હરિપાઠ તે સમાધિસંજીવન છે, એટલે કે, સમાધિને જીવિત કરનાર છે. અર્થાત્ હરિના નામમાં સ્થિર થવું, તે જ આત્મસ્વરૂપમાં જાગૃત રહેવું છે; કારણ કે, હરિનામ અને નામવાન્ પરમાત્મા એ ઉભયનો પરસ્પર અભેદ છે. જેવી રીતે આકાશને આકાશનો જ આશ્રય છે, તે જ પ્રમાણે નામવાન્ પરમાત્મા નામનો આશ્રય હોવાથી તેમનો પરસ્પર અભેદ સર્વથા સ્વાભાવિક જ છે. એટલામાટે આત્મસ્વરૂપમાં જાગૃત હોવું, એ જ ખરું જીવન છે. એવું જીવન હરિનામમાં સ્થિર રહેવાથી જ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણેનું જ્ઞાન મને શ્રી નિવૃત્તિનાથ પાસેથી મળ્યું અને અનુભવાંતે તે સત્ય છે, એમ પૂર્ણતાથી મારા જાણવામાં આવી ગયું, એમ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે. ॥ ૬ ॥

## અભંગ ૨૮

नाम संकीर्तन साधन पै सोपें ॥
जळतील पापें जन्मांतरीचीं ॥ १ ॥
न लगती सायास जावें वनांतरा ॥
सुखें येतो घरा नारायण ॥ २ ॥
ठायींच बैसोनी करा एकाचित्त ॥
आवडी अनंत आळवावा ॥ ३ ॥
रामकृष्ण हरि विठ्ठल केशवा ॥
मंत्र हा जपावा सर्वकाळ ॥ ४ ॥
यावीण असता आणीक साधन ॥
वाहातसें आण विठोबाची ॥ ५ ॥
तुका ह्मणे सोपें आहे सर्वांहूनी ॥
शाहाणा तो धणी घेतो येथें ॥ ६ ॥

અર્થ:—હરિના નામનું જે યથાર્થ કીર્તન તે સરળ સાધન છે. એના યોગે અનેક જન્મોમાં કરેલાં સર્વ પાતકો બળીને ભસ્મીભૂત થઈ જાય છે. ॥૧॥ હરિનામકીર્તન કરતી વેળાએ વનમાં જવાની પીડા ભોગવવાની કશી આવશ્યકતા નથી, કારણ કે નારાયણ પોતે જ આનંદથી આપણે ઘેર આવે છે. ॥૨॥ એક જ સ્થાનમાં બેસીને પોતાના ચિત્તને પોતે એકાગ્ર કરવું અને મહાપ્રેમથી તે અનંતનું ભજન કરવું ॥૩॥ 'રામકૃષ્ણ હરિવિઠ્ઠલ કેશવ' એ મંત્રનો નિરંતર જપ ચાલૂ રાખવો ॥૪॥ એ વિના હરિની તત્કાળ પ્રાપ્તિ કરાવી આપનાર બીજું કોઈ પણ સાધન નથી, એમ હું શ્રી વિઠ્ઠલનાથ (વિઠોબા)ના શપથપૂર્વક કહું છું ॥૫॥ તુકારામ મહારાજ કહે છે કે, સર્વ સાધનો કરતાં હરિનામ સહજ સાધન છે. જે ચતુર છે, તે એ સાધનમાં જ તૃપ્તિ પામે છે. ॥૬॥



श्रीज्ञानेश्वर महाराजकृत

# ચાંગદેવ પાસષ્ટિ

—○○○✕○○○—

## ગુર્જર વિવરણ યુક્ત

—○○○○—

स्वस्ति श्रीवटेशु । जो लपोनि जगदाभासु ।
दावी मग ग्रासु । प्रगटला करी ॥ १ ॥

અર્થ—નિત્ય કલ્યાણરૂપ અને જ્ઞાનરૂપ જે વટેશ (શિવ) તે જ પોતે છુપાઇને સર્વ જગત્‌નો ભાસ કરાવે છે, અને જે વેળાએ તે પોતે નિજરૂપથી પ્રકટ થાય છે, તે વેળાએ સમસ્ત જગત્‌નો લોપ કરી નાખે છે. એટલે કે, જેવી રીતે દોરી પોતે છુપાય છે અને જોનારને પોતામાં સર્પનો ભાસ કરાવે છે એટલે કે, જોનારને 'આ દોરી છે' એવું તેનું યથાર્થ જ્ઞાન ન થતાં 'આ કોઈ એક વસ્તુ પડેલી છે' એ પ્રમાણે કોઈ એક અસ્તિત્વનું જ્ઞાન થાય છે, તેને જ સામાન્ય જ્ઞાન કહેવામા આવે છે. એ સામાન્ય જ્ઞાનના યોગે જ 'આ સર્પ છે' એવી જોનારના મનમા વિપરીત કલ્પના થાય છે. તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ આત્માનું યથાર્થ જ્ઞાન ન થતા 'હુ છુ' એ પ્રમાણે આત્માના અસ્તિત્વનું જ્ઞાન થાય છે એટલે કે સામાન્ય સદ્દશનું જ્ઞાન થાય છે. તેના યોગે 'નામરૂપાત્મક દેહ જ હુ છુ' એવી દેહ–અહંકારાદિ પ્રપચની વિપરીત કલ્પના ઉદ્‌ભવે છે એવી રીતે આત્મા પોતે જ વિશેષ ચિદાનંદરૂપથી જીવમા છુપાઇને પોતાના સામાન્ય સત્તાસ્વરૂપમાં દેહાદિક પ્રપચનો ભાસ કરાવે છે જે વેળાએ જીવ વિવેક વૈરાગ્યાદિ સાધનચતુષ્ટયવડે સપન્ન થાય છે, તે વેળાએ સદ્‌ગુરુ તેનાપર પ્રસાદ (અનુગ્રહ) કરે છે એટલે કે, સદ્રૂપ, ચિદ્રૂપ, અને આનંદરૂપ આત્મા તુ છે, એવો તેને 'तत्त्वमसि' મહા વાક્યવડે બોધ આપે છે. તેના યોગે દેહત્રયાતીત અને પંચકોશાતીત સચ્ચિદાનંદરૂપ આત્મા હું છુ, એવું આત્માના વિશેષ ચિદાનંદરૂપનું દૃઢ જ્ઞાન થાય છે ત્યારપછી દેહાહંકારાદિ પ્રપચની નિવૃત્તિ થાય છે–એટલે કે પ્રપચની બાધા થાય છે જે પ્રમાણે વિશેષ દોરીનું જ્ઞાન થવાથી સર્પની નિવૃત્તિ થાય છે, એટલે કે, 'આ ભાસતો સર્પ અસત્ય છે' એમ

નિશ્ચયપૂર્વક જાણવામાં આવી જાય છે; તે જ રીતે ઉપર કહ્યા પ્રમાણે વિશેષ ચિદાનંદરૂપ આત્માનું જ્ઞાન થવાથી સર્વ પ્રપંચો મિથ્યા છે, એમ નિશ્ચયપૂર્વક જાણવામાં આવી જાય છે.

प्रगटे तंव तंव न दिसे । लपे तंव तंव आभासे ॥
प्रगट ना लपाला असे । न खोमता जो ॥ २ ॥

અર્થ:—જે સમયમા આત્મા પ્રકટ હોય છે, તે વેળાએ જગત્ દેખાતું નથી અને જે વેળાએ આત્મા ગુપ્ત હોય છે, તે વેળાએ જગત ભાસતુ હોય છે. ખરી રીતે તો આત્મા પ્રકટ પણ નથી. અને ગુપ્ત (અજ્ઞાત) પણ નથી. પ્રકટવું અને ગુપ્ત થવુ, એ ઉભય ધર્મોથી તે જરાપણ વિકૃત થતો નથી. પ્રથમ ઓવીના અર્થમાં કહ્યા પ્રમાણે જે વેળાએ આત્મા ચિદાનંદરૂપે જીવોની બુદ્ધિમાં પ્રકટ હોય છે, તે વેળાએ દેહાહંકારાદિ પ્રપંચ ક્યાંય પણ દેખાતા નથી અને જે વેળાએ આત્મા વિશેષ ચિદાનંદરૂપે જીવોની બુદ્ધિમાં છુપાયલો (ગુપ્ત) હોય છે, તે વેળાએ દેહાહંકારાદિ પ્રપંચનો અનુભવ થયા કરે છે. અહીં કોઇના મનમાં કદાચિત્ એવી શંકા આવશે કે, એકદેશીય અનાત્મરૂપ જડ વસ્તુ પ્રમાણે પ્રકટ થવુ અને છુપાઈ જવું એ ધર્મ સર્વગત સર્વવ્યાપક સચ્ચિદાનંદરૂપ પરિપૂર્ણ આત્મામા કેમ હોઈ શકે વારુ? તો એનુ સમાધાન એ છે કે, આત્મા સદૈવ પરિપૂર્ણ અને પ્રકટ જ છે, પણ તાદૃષયક જીવોના સામાન્ય અને વિશેષ જ્ઞાનની દૃષ્ટિથી પ્રકટવુ અને છુપાઈ જવુ આદિ વ્યવહાર થાય છે; પરમાર્થતઃ આત્મસ્વરૂપ પ્રકટવા અને છુપાઈ જવાના ધર્મથી જરા પણ વિકૃત થતો નથી એટલે કે, પ્રકટવુ અને લપાઈ જવુ એ ઉભય ધર્મોનો આત્મસ્વરૂપને કિંચિન્માત્ર પણ સ્પર્શ નથી.

बहु जंव जंव होये । तंव तंव कांहींच न होये ॥
कांही नहोनि आहे । अवघाचि जो ॥ ३ ॥

અર્થ:—આત્મા, જેમ જેમ અનેકનામરૂપાત્મક સૃષ્ટિરૂપથી પ્રકટ થાય છે, તેમ તેમ ખરેખર કાંઈ પણ થતો નથી. જે કાંઈ પણ ન હોઇને જગદ્રૂપે સર્વ તે જ છે; એટલે કે, આત્મા જેમ જેમ અનેકનામરૂપાત્મક સૃષ્ટિરૂપથી ભ્રાંત પુરુષોને ભાસવા માંડે છે, તેમ તેમ પોતાના પરમાર્થરૂપથી એટલે કે, સચ્ચિદાનંદ નિર્ગુણ નિરાકારરૂપ અભેદસ્થિતિથી, જેવાના તેવો જ હોય છે, જરા પણ બદલાતો નથી. પરંતુ વિપરીત જ્ઞાનવડે અનેકનામરૂપાત્મક જગત્ જોનારાને સર્વ જગદ્રૂપે તે જ વિહરે છે, એમ

દેખાય છે; કારણ કે, કલ્પિત વસ્તુ અધિષ્ઠાનરૂપ જ હોય છે. જેવી રીતે રજ્જુમાં કલ્પનાથી ભાસેલો સર્પ રજ્જુથી ભિન્ન નહિ, કિન્તુ રજ્જુરૂપ જ હોય છે; તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મમાં કલ્પનાથી ભાસેલું અનેકનામરૂપાત્મક જગત્ અધિષ્ઠાન પરબ્રહ્મથી ભિન્ન નહિ, કિન્તુ પરબ્રહ્મરૂપ જ છે.

सोनें सोनेपणा उणें । न येताचि झालें लेणें ॥
तेंवि न वेंचतां जग होणें । अंगें जया ॥ ४ ॥

અર્થ:—સોનું પોતાના સોનાપણા (કસ અને વજન) મા ન્યૂન ન થતાં અનેક અલંકારરૂપ થાય છે; તે જ પ્રમાણે પરબ્રહ્મ પોતે પોતાના નિર્ગુણ નિરાકાર સચ્ચિદાનંદરૂપ પરિપૂર્ણત્વમાં લેશ માત્ર પણ ન્યૂન ન થતાં આ સર્વ જગદ્રૂપ થયું છે. અહીં કોઈ કદાચિત્ એવી શંકા કરશે કે, અસત્, જડ અને દુઃખરૂપ વિપરીત સ્વભાવયુક્ત જગત્ બનવાથી આત્માનું સચ્ચિદાનંદરૂપત્વ જેવું ને તેવું જ કેમ રહી શકે વારુ? તો એનું ઉત્તર એ છે કે, વિપરીત સ્વભાવયુક્ત જગત્ આત્મામાં સત્ય નહિ, કિંતુ કલ્પિત છે, અને તેથી એ કલ્પિત મિથ્યા જગતના યોગે આત્માની સચ્ચિદાનંદરૂપ સ્થિતિમાં કશી પણ ન્યૂનતા આવી શકતી નથી. કારણ કે, જે કલ્પિત હોય છે તે સ્વરૂપવડે મિથ્યા હોય છે; અને મિથ્યા વસ્તુ જે અધિષ્ઠાનમાં ભાસતી હોય છે, તે અધિષ્ઠાનની તે મિથ્યા વસ્તુ પોતાના યોગે કોઈ પણ પ્રકારની હાનિ કરી શકતી નથી. જેવી રીતે મધ્યાહ્ન સમયે મરુભૂમિમા સૂર્યનાં પ્રખર કિરણોના યોગે ભાસતી મૃગજળની નદી પોતાના સમાગમથી પૃથ્વીને જરા પણ ભીંજાવી શકતી નથી; તેવી જ રીતે આ સર્વ કલ્પિત જગદાભાસ પોતાના સબંધથી નિર્ગુણ નિરાકાર સચ્ચિદાનંદરૂપ અધિષ્ઠાન પરબ્રહ્મની હાનિ કરવાને લેશ માત્ર પણ સમર્થ નથી.

कल्लोळ कंचुक । न फेडितां उघडें उदक ॥
तेंवी जगेंसी सम्यक । स्वरूप जो ॥ ५ ॥

અર્થ:—લહરીના અંગરખાને ન ઉતારવા છતા ઉઘાડું (સ્પષ્ટ) પાણી જ છે, તે જ પ્રમાણે પરમાત્મા સર્વ જગદ્રૂપે પોતે જ પોતાના યથાર્થ સ્વરૂપથી પ્રકટ છે. જગત્સ્ફૂર્તિથી તે ઢંકાઈ જતો નથી, એ નીચેની ઓવીમાં દૃષ્ટાંતયુક્ત સારી રીતે વ્યક્ત કરવામાં આવ્યું છે.

परमाणुचिया मांदिया । पृथ्वीपणें न वचेचि वायां ॥
तेंवि विश्वस्फूर्ति इयां । झांकवेना जो ॥ ६ ॥

અર્થ:—પરમાણુઓના કદાચિત્ સમુદાય હોય, તોપણ તેઓ પૃથ્વીધર્મયુક્ત જ હોય છે; તેમનો મૃત્તિકાધર્મ વ્યર્થ થતો—બગડતો—નથી. તે જ પ્રમાણે જગત્પ્રતીતિથી પરબ્રહ્મસ્વરૂપ આચ્છાદિત થતું નથી. અનેક પરમાણુઓના સમુદાય હોય, તોપણ; તેઓ માટીપણાથી જ છે, પરમાણુરૂપથી તેમનો મૃત્તિકાધર્મ બગડી જતો નથી; તે જ પ્રમાણે અનેકનામરૂપાત્મક જગદ્ભાસથી આત્મરૂપ ઢંકાઈ ન જતાં સચ્ચિદાનંદરૂપે નિત્ય પ્રકટ જ છે. જેવી રીતે મધ્યાહ્ન સમયે નદીતીરે વાલુકાપ્રદેશમાંની છીપો (શુક્તિઓ)માં રૂપાની કલ્પના થાય છે; પણ તે કાલ્પનિક રૂપાના યોગે શુક્તિ આચ્છાદિત ન થતાં પોતામાંની શ્વેતતા તથા ચમકાટવડે પ્રકટ જ હોય છે. એટલે કે, તેનામાં કલ્પનાથી ભાસેલું રૂપું તે શુક્તિના જ શુભ્રત્વ અને ચમકાટને લઇને શુભ્રત્વ તથા ચમકાટવડે ભાસે છે. એટલે કે, કાલ્પનિક રજત (રૂપા) ના સ્વરૂપે શુક્તિની શુભ્રતા અને ચમકાટ જ પ્રકટ છે; તે જ પ્રમાણે પરબ્રહ્મમાં કલ્પનાથી ભાસેલા અનેકનામરૂપાત્મક જગત્મધ્યે બ્રહ્મસંચિત વસ્તુ જ આસ્તભાતિપ્રિયત્વથી પ્રકટ છે.

कळांचेनि पांघुरणें । चंद्रमा हरपों नेणें ॥
कां वन्ही दीपपणें । आन नोहे ॥ ७ ॥

અર્થ:—ચદ્રમાં રહેલી કળાઓના યોગે ચંદ્ર લુપ્ત થતો નથી (આચ્છાદિત થતો નથી). અગ્નિ દીપરૂપ થવાથી (જ્યોતિરૂપને પામવાથી) પોતાના સ્વરૂપથી ભિન્ન થતો નથી; એટલે કે, અગ્નિના મૂળરૂપમાં તેની જે દહન અને પાચનની શક્તિ હોય છે, તે જ તે દીપસ્વરૂપમાં આવે, તોપણ કાયમ જ હોય છે.

ह्मणोनि अविद्या निमित्तें । दृश्य द्रष्टृत्व वर्ते ॥
तें मी नेणें आइतें । ऐसेंचि असे ॥ ८ ॥

અર્થ:—એક જ્ઞાનરૂપ આત્મા જ અજ્ઞાનના યોગે દૃશ્ય અને દ્રષ્ટૃત્વરૂપે વિહરવા લાગ્યો, પરંતુ અજ્ઞાને કલ્પેલા દૃશ્યદ્રષ્ટૃત્વ પ્રકારને આત્મત્વમાં હું કાંઈ જાણતો નથી; કિન્તુ સ્વતઃસિદ્ધ આત્મભાવ જેવોનો તેવો જ છે. ભેદશૂન્ય આત્મસ્વરૂપ વિશેના અજ્ઞાનને લીધે એક જ આત્મતત્ત્વ દૃશ્ય અને દ્રષ્ટાના ભિન્ન રૂપથી ભાસવા માંડે છે. એક અભેદ આત્મતત્ત્વ અજ્ઞાનવશાત્ દૃશ્ય અને દ્રષ્ટાના ભિન્ન રૂપને કેમ

પામે છે, એ નીચેના ઉદાહરણથી સારી રીતે સમજવામાં આવી શકશે. જેવી રીતે રાત્રિના સમયમાં એકલો શય્યામાં સૂતેલો મનુષ્ય નિદ્રામા પોતાના વ્યાવહારિક સ્થૂલ દેહને ભૂલી જાય છે એટલે કે તેને સ્થૂલ દેહનું અજ્ઞાન થઈ જાય છે અને ત્યારપછી તેને સ્વપ્ન લાધે છે–તે સ્વપ્નમાં જાગૃતિ પ્રમાણે ગૃહ, સ્ત્રી, પુત્ર અને મિત્ર ઇત્યાદિ ભાસવા માંડે છે; તે સ્વપ્નમા ભાસતા ગૃહ આદિ દૃશ્ય વિષયો અને તેમને જોનારો સ્વપ્નગત દ્રષ્ટા પોતે અને તે તે વિષયોનું દર્શન એ ત્રિપુટીરૂપે શય્યામાં પડેલા મનુષ્યની વૃત્તિ, એકાકી સ્થૂલ દેહના અજ્ઞાનના યોગે, શૃંગારિત થઈ નથી કે શું? તે જ પ્રમાણે પારમાર્થિક ભેદશૂન્ય આત્મસ્વરૂપ વિશે, અજ્ઞાનના યોગે દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન એ ત્રિપુટીરૂપે એક આત્મતત્ત્વ જ બનેલું છે, એમ સમજી લેવું. પરંતુ જાગૃત દૃષ્ટિથી જોનારને સ્વપ્નમાંની ત્રિપુટી ભાસતી નથી, કિન્તુ વ્યાવહારિક એકાકી સ્થૂલ દેહની જ પ્રતીતિ હોય છે; તે જ પ્રમાણે આત્મદૃષ્ટિથી જોનારને અજ્ઞાનકલ્પિત વ્યાવહારિક ત્રિપુટી ભાસતી નથી; કિન્તુ એકાકી આત્મપ્રતીતિ જ હોય છે. આ નીચેની ઓવીમાં દૃષ્ટાંતપૂર્વક સિદ્ધ કરવામા આવશે.

जेंवि नाम मात्र लुगडें । येन्हवीं सुतचि तें उघडें ॥
कां मातीं मृद्भांडें । जयापरी ॥ ९ ॥

અર્થ:—જેવી રીતે વસ્ત્ર કેવળ નામ છે, ખરી રીતે તેના અર્થપ્રતિ દૃષ્ટિપાત કરીએ, તો વસ્ત્ર પોતે કાંઈ પણ પદાર્થ નથી, કિન્તુ ત્યાં આડાં અને ઊભાં સૂતરનાં તાંતણાં માત્ર છે, એ વાર્તા સર્વથા સ્પષ્ટ જ છે. અથવા તો માટીનો કરેલો ઘડો પણ જેમ માટીરૂપ જ છે,

तेंवि द्रष्टा दृश्य दशे । अतीत दृङ्मात्र जें असे ॥
तेंचि द्रष्टा दृश्य मिसें । केवळ होय ॥ १० ॥

અર્થ:—તે જ પ્રમાણે દ્રષ્ટા (જોનાર), અને દૃશ્ય (જોવાની વસ્તુ) વિષય વિરહિત કેવળ દૃઙ્માત્ર (જ્ઞાનમાત્ર) આત્મસ્વરૂપ છે તે જ કેવળ દ્રષ્ટા અને દૃશ્ય ઇત્યાદિ રૂપે વિહરે છે.

अलंकार येणें नामें । आनिजे अविल हेमें ॥
नाना अवयव संभ्रमें । अवयविया जेंवि ॥ ११ ॥

અર્થ:—જેવી રીતે અલંકાર નામ ધારણ કરનાર કેવળ સોનું જ હોય છે અથવા તો અનેક અવયવોના સમુદાયવડે અવયવી (દેહ)જ હોય છે;

तेंवि शिवोनि पृथ्वीवरी । भासती पदार्थांचिया परी ॥
प्रकाशे तें एकसरी । संवित्ति हे ॥ १२ ॥

અર્થ:—પૂર્વોક્ત દૃષ્ટાંત પ્રમાણે માયોપાધિક શિવથી તે ઠેઠ જડ પૃથ્વીપર્યન્ત પદાર્થોના જે અનેક પ્રકારો દેખાય છે, તેટલા રૂપથી પ્રકાશમાન જ્ઞાનમાત્ર એક આત્મતત્ત્વ જ છે.

नाहीं तें चित्र दाविती । परि असे केवळ भिंती ॥
प्रकाशे ते संवित्ति । जगदाकारें ॥ १३ ॥

અર્થ:-ભીંતપરનાં ચિત્રોમાં જો કે ભિન્ન ભિન્ન આકૃતિઓ દેખાય છે, તો પણ વાસ્તવકતાથી જોતાં તે સર્વનો ભાસ કરાવનાર જેમ એક ભીંતનો જ આધાર હોય છે, તેજ પ્રમાણે નિજસ્વરૂપમાં અનેકનામરૂપાત્મક અને મિથ્યારૂપ જગત્ જે કાંઈ પણ ભાસે છે, તે કેવળ આત્મચૈતન્ય જ છે.

वांधियाचिया मोडी । बांधा नहोनि गुळाची गोडी ॥
तयापरि जगपरवडी । संवित्ति जाण ॥ १४

અર્થ:—જો કે ગોળનું ઢેફું બને છે, તો પણ ગોળમાંની મીઠાશ ઢેફારૂપ બની છે, એમ કહી શકાતુ નથી. તેજ પ્રમાણે સાકાર જગત્માં આત્મતત્ત્વ વ્યાપેલું હોવા છતાં જ્ઞાનરૂપ આત્મા જગદ્રૂપ થયો નથી–એટલે કે, ગોળના ઢેફામાં મીઠાશનો અન્વય (જેવી વ્યાપ્તિ) છે, પરતુ મીઠાશમા ઢેફાનો વ્યતિરેક (અભાવ) છે; તેજ પ્રમાણે જ્ઞાનરૂપ આત્માનો જગત્માં અન્વય છે, પરતુ નામરૂપાત્મક જગત્નો જ્ઞાનરૂપ આત્મામાં વ્યતિરેક છે.

घडियेचेनि आकारें । प्रकाशिजे जेवि अंवरें ॥
तेवि विश्वस्फुर्ति स्फुरे । स्फुर्तिचि हे ॥ १५ ॥

અર્થ:—વસ્ત્રની ઘડીની આકૃતિનું પ્રકાશન જેમ વસ્ત્ર જ કરે છે, એટલે કે ઘડીના આકારે જેમ વસ્ત્ર જ દેખાય છે, તેવી રીતે નિત્ય સ્ફુરદ્રૂપ આત્મા જ, વિશ્વરૂપપ્રતીતિથી અનુભવમાં આવે છે.

न लिंपतां सुख दुःख । येणें आकारें क्षोभोनि नावेक ॥
होय आपणिया सन्मुख । आपणचि जो ॥ १६ ॥

**અર્થ:**—આત્મા ક્ષણભર "एकोऽहं बहुस्यां" એની સ્ફૂર્તિના ક્ષોભથી એટલે કે, 'હું એક છુ તે અનેક થઇને મારું સુખ હું જ ભોગવું' એની ઇચ્છા ધારતો થયો અને તે ઇચ્છા થતાંની સાથે જ જેમ કોઇ એક મનુષ્યના અતઃકરણમાં પોતે જ પોતાના મુખસૌન્દર્યને ભોગવવાની ઇચ્છા થતાં જ તે દર્પણનો આશ્રય કરે છે ને તેના યોગે તેનું મુખ તેના સમક્ષ આવે છે, તે જ પ્રમાણે અનેકનામરૂપાત્મક જગત્સ્થિતિથી આત્મા પોતે જ પોતાસમક્ષ વિષયરૂપે રજૂ થાય છે. તે વિષયના પ્રિય અને અપ્રિય એવા બે વર્ગ છે એમાના પ્રિય વિષયોના યોગે સુખ થાય છે અને અપ્રિય વિષયોના યોગે દુ:ખ થાય છે. એવા એ સુખદુ:ખાકાર પરિણામથી આત્મા લિપ્ત થતો નથી

तया नाव दृश्यार्थे होणें। संवित्ति द्रष्टृत्वा आणिजे तेणें।
बिंबा बिंबत्व जालेपणें। प्रतिबिंबाचेनि ॥ १७ ॥

**અર્થ:**—જેવી રીતે દર્પણમાના પ્રતિબિંબના યોગે જેનારના મુખમાં બિંબત્વ આવે છે, તે જ પ્રમાણે દશ્ય જે કાંઇ પણ ઉત્પન્ન થાય છે, તેના યોગે જ્ઞાનરૂપ આત્મવસ્તુને દ્રષ્ટાપણું પ્રાપ્ત થાય છે.

तेंवि आपणचि आपुला पोटीं। आपणया दृश्य दावित उठी॥
द्रष्टा दृश्य दर्शन त्रिपुटी। मांडे तें हे ॥ १८ ॥

**અર્થ:**—પૂર્વોક્ત બિંબપ્રતિબિંબન્યાયથી આત્મા નામરૂપાત્મક દશ્ય જગત્ થઇને પોતાના ચિત્સ્વરૂપમાં પોતે જ પોતાનો ભાસ કરાવે છે. એની રીતે પછી દ્રષ્ટા, દશ્ય અને દર્શન એ ત્રિપુટીની રચના થાય છે.

सुताचिये गुंजे। आंत बाहेर नाहीं दुजें॥
तेवि तिनपणें विण जाणिजे। त्रिपुटि हे ॥ १९ ॥

**અર્થ:**—સૂતરની ગુંડીમાં અંદર અને બહાર જેમ સૂતર વિના બીજું કાંઇ પણ હોતુ નથી, તે જ પ્રમાણે દશ્ય, દ્રષ્ટા અને દર્શન એ ત્રિપુટી તત્ત્વવિચારની દૃષ્ટિથી ત્રણપણાં યુક્ત નહિં, કિન્તુ એક આત્મરૂપ જ છે, એમ સમજવું.

मुसधें मुख जैसें। देखिजतसें दर्पणमिसें॥
वायांचि देखणें ऐसें। गमों लागे ॥ २० ॥

અર્થ:—જેવી રીતે પોતાના કેવળ મુખને દર્પણના યોગે જોનારો જુએ છે, પણ તે તેનું જોવું વ્યર્થ છે, એમ લાગે છે; કારણ કે, જોનારનો વિષય જે દર્પણમાંનો પ્રતિબિંબ તે સત્ય નથી; એટલે કે દશ્યરૂપ પ્રતિબિંબ, દ્દષ્ટા પોતે અને જોવાની ક્રિયા એટલે દર્શન એ ત્રિપુટી સત્ય નથી, કિન્તુ એકલો જોનાર (દ્દષ્ટા) જ ત્રિવિધરૂપે વિહરે છે

तैसें न वचतां भेदा। संवित्ति गमे त्रिधा॥
हेंचि जाणे प्रसिद्धा। उपपत्ति इया॥ २१ ॥

અર્થ:—પૂર્વોક્ત દ્દષ્ટાંત પ્રમાણે ભેદાવસ્થાને પ્રાપ્ત ન થતાં જ્ઞાનરૂપ એક આત્મા જ દશ્ય, દ્દષ્ટા અને દર્શનની ત્રિપુટીમાં ત્રિવિધરૂપથી ભાસે છે. એ રહસ્યને જાણવામાટેની એ જ અહીંની પ્રસિદ્ધ યુક્તિ છે, એમ સમજો.

दृश्याचा जो उभारा। तेचि द्रष्टृत्व होय संसारा॥
या दोहींमाजिला अंतरा। दृष्टि पंगु होय॥ २२ ॥

અર્થ:—દશ્યરૂપે જે જ્ઞાનરૂપ આત્મા પ્રકટ થાય છે, તે જ ક્ષણે તે દ્દષ્ટૃત્વરૂપથી પણ પ્રકટ થાય છે. એટલે કે જે દશ્યનો વિકાસ થવો તે જ દ્દષ્ટૃત્વનુ સમર્થન છે. એ દશ્ય અને દ્દષ્ટામાંનો અતર કિંવા મધ્ય સાંધ જો જોવા જઈએ તો ન દેખાતા દ્દષ્ટિ કુંઠિત થઈ જાય છે, કારણ કે, એ સધિ દશ્યભાવ રહિત છે.

दृश्य जेघवा नाहीं। तेधवा दृष्टि घेऊनि असे काई?॥
आणि दृश्यें विण काहा। द्रष्टृत्व असे?॥ २३ ॥

અર્થ:—એવા પૂર્વોક્ત સંધિના પ્રકટકાળમા દશ્ય નથી, એટલે પછી દ્દષ્ટિ શાનું ગ્રહણ કરીને રહે વારુ? કારણ કે, દ્દષ્ટિ નિત્ય દશ્યનો આશ્રય કરીને જ રહે છે, એટલામાટે દશ્યસબંધ વિના દ્દષ્ટૃત્વ આવતુ નથી.

म्हणोनि दृश्याचे जालपणें। दृष्टि द्रष्टृत्व होणें॥
पुढती तें गेलिया जाणें। तैसेंचि दोन्हीं॥ २४॥

અર્થ:—નામરૂપાત્મક દશ્યની ઉત્પત્તિની સાથે જ જ્ઞાનરૂપ આત્મામાં દ્દષ્ટૃત્વ આવે છે; અને તે દશ્યત્વના જવાસાથે દ્દષ્ટાપણુ અને દર્શનવૃત્તિ બન્ને ચાલ્યા જાય છે, કારણ કે, એ બન્ને સાપેક્ષ છે.

एवं एकचि झालें तीं होतीं। तिन्ही गेलिया एकचि व्यक्ति।
तरी तिन्ही भ्रांति। एकपण साच॥ २५ ॥

અર્થ:—એક જ્ઞાનરૂપ આત્માની જ દશ્ય, દર્શન અને દ્રષ્ટા એ ત્રિપુટી થયેલી છે–તેના જવાસાથે એક જ્ઞાનરૂપ આત્મા જ કેવળ અવશિષ્ટ રહે છે; એટલામાટે આદિ અને અંતમાં જ્યારે એક આત્મા જ સત્યતાથી રહે છે, તોપછી મધ્યંતરે ભાસતી ત્રિપુટી તે ભ્રાંત છે; કારણ કે, આદિ અને અંતમાં સર્વથા નહોઇને મધ્યમાં જ જે ભાસે છે, તેને જ ભ્રાંતિ કહેવામાં આવે છે.

दर्पणाच्या आधि शेवटीं। मुख असतां चि असे मुखटीं।
माजी दर्पण अवलोकीं। आन कांहीं होये ? ॥ २६ ॥

અર્થ:—જેવી રીતે દર્પણમાં જોવા પૂર્વે અને દર્પણ જોઈ લીધા પછી જોનારનું મુખ મુખના સ્થાનમાં જ હોય છે; તોપછી મધ્યંતરે દર્પણ જોતી વેળાએ જો દર્પણમાં મુખનો પ્રતિબિંબ ભિન્ન દેખાયો હોય તેથી શું? શું તેથી સત્ય મુખ પોતાના મુખત્વને ત્યાગીને ભિન્ન થયું છે કે? નહિ જ.

पुढें देखिजे तेणें चगे। देखतें ऐसें गमों लागे॥
परी दृष्टीतें वाउगें। झकवित असे॥ २७ ॥

અર્થ:—આગળ જોવા જતાં જોનારને 'આપણે કાંઇક દશ્ય જોયું' એમ ભાસવા માંડે છે; પણ તે દેખાતી વસ્તુ ખરી રીતે કાંઈ પણ નથી હોતી અને વિપરીત ભાસથી માત્ર દૃષ્ટિ ફસાઇ જાય છે.

म्हणोनि दृश्याचिये वेळे। दृश्य द्रष्टृत्वा वेगळें॥
वस्तुमात्र निहाळे। आपणा पाशीं॥ २८ ॥

અર્થ:—એટલામાટે નામરૂપાત્મક દશ્ય જગતના ભાસકાળે પણ દશ્યદ્રષ્ટા ભાવાતીત એક બ્રહ્મવસ્તુ જ પોતે પોતાને જુએ છે, એમ સમજો. તેનું આસ્તત્વ કેવું છે, એ નીચેના દૃષ્ટાંતથી વ્યક્ત કરવામાં આવે છે;–

वाद्य जातें विण ध्वनी। काष्ट जातें विण वन्ही॥
तैसें विशेष प्रासुनी। स्वयेंचि असे॥ २९ ॥

અર્થ:—જેવી રીતે વીણા અને મૃદંગ ઇત્યાદિ વાદ્યો વિના ધ્વનિ સામાન્યરૂપે રહેલો હોય છે અથવા વિશેષતાથી કાષ્ઠાદિ પદાર્થોમાં અગ્નિ પ્રકટ થવા પૂર્વે સામાન્ય ભાવથી રહેલો હોય છે; તેવી જ રીતે દશ્ય, દ્રષ્ટા અને દર્શન એ વિશેષ ત્રિપુટીભાવનો લોપ કરીને કેવળ બ્રહ્મવસ્તુ સ્વયંભાવથી (રહેલી) છે.

जें झणतां नये काहीं। जाणों नयें कैसेंही ॥
असतचि असे पाहीं। असणें जया ॥ ३० ॥

અર્થ:—એવી તે બ્રહ્મવસ્તુ વિશે તેને અમુક એક સંજ્ઞા આપીને કાંઈ બોલી શકાય તેમ નથી, અને ગમે તેમ કરવા છતાં તે કોઈના પણ જાણવામાં આવતી નથી, એવા પ્રકારનું જ તે બ્રહ્મવસ્તુનું અખંડ દંડાયમાન અસ્તિત્વ છે. આ ઓવીના આરંભમાં વસ્તુને કોઈ પણ સંજ્ઞા આપીને કાંઈ બોલી શકાતું નથી, એમ કહેલુ છે. પણ એ વિશે એવી શંકાનો આવિર્ભાવ થાય છે કે, શ્રુતિએ તેને 'સચ્ચિદાનંદ'ની સંજ્ઞા આપીને તે વસ્તુનું વર્ણન કરેલુ છે. શ્રુતિમા કેટલેક સ્થળે વસ્તુને બ્રહ્મ, પરમાત્મા અને ઈશ આદિ સજ્ઞાઓ પણ આપેલી છે, એટલે આ વિધાનથી તેમને નિરર્થકત્વ પ્રાપ્ત થાય છે. તો એનું સમાધાન આ પ્રમાણે છે કે, અસત, જડ અને દુઃખરૂપ અજ્ઞાન આદિ પ્રપંચના નિરાસ પછી સચ્ચિદાનંદરૂપ અવશિષ્ટ બ્રહ્મ જ એક બાકી રહે છે. આવા અભિપ્રાયથી શ્રુતિએ વસ્તુને, 'સચ્ચિદાનદ' સજ્ઞા આપેલી છે, ('અમૃતાનુભવ' પ્રકરણ ૫ મુ ઓવી ૧૦ અને ૧૧ જુઓ.) એકરસ વસ્તુમા અલ્પ પણ કાંઈ નથી, તો પછી બૃહત્ છે એમ તો કયાંથી અને કેમ જ કહી શકાય વારુ? નિયમ્ય જેવુ કાંઈ જ નથી, તો પછી નિયમન કરનાર ઈશ પણ ન હોય એ સ્વાભાવિક જ છે. એવી રીતે સર્વ સંજ્ઞાનો નિષેધ છે.

आपुलिया बुबुळा। दृष्टि असोनि अखम डोळा ॥
तैसा आत्मज्ञानी दुबळा। ज्ञानरूप जो ॥ ३१ ॥

અર્થ:—જેવી રીતે નેત્રોમાની કીકીઓમા દૃષ્ટિ હોવા છતાં ચક્ષુ પોતે પોતાને જોવામાં અંધ છે–એટલે કે, તે પોતે જ જોવા રૂપ છે. તે જ પ્રમાણે આત્મા પોતે પોતાને જાણવામા અસમર્થ છે–એટલે કે તે નિત્ય નિર્ધર્મ જ્ઞાનરૂપ છે. એથી તે પોતે જ પોતાનો વિષય થતો નથી, એ નીચેની ઓવીમાં વિશેષ સ્પષ્ટ કરવામાં આવે છે.–

जें जाणणें चि की ठाई। नेणणें कीर नाहीं ॥
परि जाणणें ह्मणो नि यांहीं। जाणणें कैचें ? ॥ ३२ ॥

અર્થ:—જ્ઞાનરૂપ આત્મામાં તો જાણે અજ્ઞાન સર્વથા નથી જ, એટલે પછી એવા તે જ્ઞાનરૂપ આત્મામાં આત્મજ્ઞાન પણ કયાંથી હોઈ શકે વારુ? અર્થાત્ તે પોતે જ પોતાનો વિષય કેવી રીતે થઈ શકે?

यालागीं मौनेंचि बोलिजे । कांहीं नहोनि सर्व होईजे ॥
नव्हतां लाहिजे । कांहींच नांहीं ॥ ३३ ॥

અર્થઃ—એટલામાટે હે ચાંગદેવ ! ચારે વાણીઓને મળીને મૌનથી જ તેનું વર્ણન કરવું એટલે તેનું ખરું વર્ણન થાય છે. કોઈ પણ ધર્મને ન સ્વીકારનાં, એટલે કે, 'હું દેહ છું, હું જીવ છુ અથવા તો હું બ્રહ્મ છું' એવા કોઈ પણ અહંકારને પોતામાં ન આરોપતાં સહજ સ્થિતિમાં રહેવાથી જ પૂર્ણતા સાથે તદ્રૂપના–એવું કાંઈ પણ ન હોઇને હોવું તે જ તે સર્વધર્મશૂન્ય આત્માનું પ્રાપ્ત થવું છે.

नाना बोधाचिये सोयरिके । साचपण जेणें एके ।
नाना कल्लोळ माळिके । पाणि जेंवि ॥ ३४ ॥

અર્થઃ—જેવી રીતે અનેક લહરીઓના સમુદાયનો આશ્રય પાણી છે, તે જ પ્રમાણે નાના પ્રકારના જ્ઞાનનો સંબંધ એના જ નિત્ય અસ્તિત્વપર રહેલો છે.

जे देखिजतेविण । एकलें देखतेपण ।
हें असो आपणिया आपण । आपण चि जे ॥ ३५ ॥

અર્થઃ—જે આત્મતત્ત્વ દૃશ્ય સંબંધ વિના પોતે પોતાને એવારૂપ સર્વથા એકાકી છે;

जें कोणाचें नव्हतेनि असणें । जे कोणाचें नव्हतां दिसणें ॥
कोणाचें नव्हतां भोगणें । केवळ जो ॥ ३६ ॥

અર્થઃ—જે બ્રહ્મનું અસ્તિત્વ કાર્ય કારણ ઉપાધિ સંબધ રહિત છે, જેનું જોવું દૃશ્ય સંબંધ રહિત છે અને જે બ્રહ્મનું ભોગવવુ ભોગ્ય ભોગભોક્તાની ત્રિપુટીથી રહિત છે, એવો જે તે કેવળ એક રસ જ છે. આ ઓવીના અર્થમાં આરંભે કાર્યકારણ ઉપાધિ રહિત જે બ્રહ્મ છે, એમ કહેલું છે એટલે કે, સત્ત્વ, રજ અને તમ ઇત્યાદિ ગુણ અને તેમનાં કાર્યો અપંચીકૃત પંચમહાભૂતો તત્કાર્ય સૂક્ષ્મ સૃષ્ટિ અને પંચીકૃત પંચ મહાભૂતો તથા તેમાંથી બનેલી સ્થાવરજંગમાત્મક ભૌતિક સૃષ્ટિ, એ સર્વને કાર્ય-ઉપાધિના નામથી ઓળખવામાં આવે છે. એ સર્વનું મૂળ કારણ બ્રહ્મસ્વરૂપનું અનિર્વચનીય અજ્ઞાન છે અને તેને કારણોપાધિ કહેવામાં આવે છે. એવા એ કાર્ય કારણ ઉપાધિથી રહિત પરબ્રહ્મ છે અને તેથી જ તેમાં સાહજિક તે બ્રહ્મ વ્યતિરિક્ત દૃશ્ય હોઈ શકે એવું ભિન્ન બીજું કાંઈ પણ નથી. એટલામાટે દૃશ્ય સંબંધ રહિત

તે પોતામાં પોતે જ જોવાપણાથી જ છે. દશ્ય કાંઈ પણ વસ્તુ ન હોવાથી ભોગ્ય પણ નથી, કારણ કે, જે દશ્ય તે જ ભોગ્ય છે; એટલામાટે દશ્યના નિષેધમાં ભોગ્યનો પણ સહજ નિષેધ થઈ જાય છે અને ભોગ્યના નિષેધ સાથે ભોક્તા તથા ભોગનો પણ નિષેધ થઈ જાય છે. કારણ કે, એ સર્વ સાપેક્ષ હોવાથી કેવળ એક સ્વરૂપવડે હોવું એ જ તેમનું ભોગવવું છે.

तया पुत्र तूं वटेश्वराचा । रवा जैसा कापुराचा ।
चांगया मज तुज आपणयाचा । बोल ऐके ॥ ३७ ॥

**અર્થ:**–હે ચાંગદેવ! શિવરૂપ તારો ઉપાસ્ય જે વટેશ તેનો તું પુત્ર છે, એટલે કે, કર્પૂરનો કણ જેવી રીતે કર્પૂરનો જ અંશ હોય છે, તેવી રીતે તુ તેનો અંશ છે. હે ચાંગદેવ! હવે તારા અને મારા વચ્ચેના આત્મૈક્યવિષયક સંવાદનું શ્રવણ કર.

[અહીં સુધી તત્પદ (ઈશ) ના લક્ષ્ય સ્વરૂપ (બ્રહ્મ) નો વિચાર કરવામાં આવ્યો. હવે અહીંથી પછી ઓગણસાઠમી ઓવી પર્યંત ત્વંપદ (જીવ) ના લક્ષ્ય સ્વરૂપનો એટલે કે કૂટસ્થ સ્વરૂપનો વિચાર કરવામાં આવશે.]

ज्ञानदेव ह्मणे । तुज माझा बोल ऐकणें ।
तें तळहाता तळीं मिठी देणें । जयापरि ॥ ३८ ॥

**અર્થ**—જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, તુ મારા ઉપદેશમય ભાષણનું શ્રવણ કરે, તે પોતાના જમણા હાથે ડાબા હાથને આલિંગન આપ્યા સમાન છે અથવા તો હસ્તતલે હસ્તતલને પરિરંભણ આપ્યા સમાન છે, કારણ કે, તુ અને હું બન્ને આત્મરૂપ જ છીએ.

बोलेंचि बोल ऐकिजे । स्वादेंचि स्वाद चाखिजे ।
कां उजिवडें देखिजे । उजिडा जेंवि ॥ ३९ ॥

**અર્થ**—અથવા તો જેવી રીતે શબ્દ જ શબ્દનુ શ્રવણ કરે, સ્વાદને સ્વાદ જ ચાખે, અથવા પ્રકાશ પોતે જ પ્રકાશને નિહાળે;

सोनियां वरकल सोनें जैसा । का मुख मुखा हो आरिसा ।
मजतुज संवाद तैसा । चक्रपाणि ॥ ४० ॥

**અર્થ:**—અથવા તો સોનું અને સોનાને તપાસવાની કસોટી બન્ને સોનું જ થયાં; મુખ અને મુખને જોવાની આરસી મુખ જ થયાં; અર્થાત્ તારો અને મારો

સંવાદ એ પ્રમાણે છે; એટલે કે, એક જ જ્ઞાનરૂપ આત્મા જ્ઞાનદેવરૂપે ઉપદેશ કરે છે અને તે જ ચાંગદેવરૂપે ઉપદેશ કરે છે.

गोडिये आपुली गोडी। घेता काय न माये तोंडीं।
आह्मां परस्परें आवडी। तो पाडु असे॥ ४१॥

અર્થ:–મીઠાશ પોતાની મીઠાશને ચાખવા જાય, તો તે મુખમાં ન સમાય કે શું? અર્થાત્ મીઠાશ અને ગળપણ એ શબ્દો બે છે, પણ તેમનો અર્થ એક જ છે. તેજ પ્રમાણે તારી અને મારી પરસ્પર પ્રિયતાનો પ્રકાર છે, એટલે કે તું મારાપર પ્રીતિ કરે કે હું તારાપર પ્રીતિ કરું–તે તારા અને મારામાનું આત્મતત્ત્વ એક જ હોવાથી એક જ છે.

सखया तुझेनि उद्देशें। भेटावया जीव उल्हासे।
की सिद्ध भेटी विसकुसे। ऐसिया बिहे॥ ४२॥

અર્થ:–હે સખા ચાંગદેવ! તને મળવાના ઉદ્દેશથી જીવ બહુજ આનંદિત થયો હતો; પણ અસ્તિભાતિપ્રિયત્વયુક્ત એક આત્મતત્ત્વ જ ચાંગદેવના નામરૂપથી મંડિત થએલું છે. અને તે જ આત્મતત્ત્વ જ્ઞાનદેવના નામરૂપે મંડિત થએલું છે. એટલે બન્ને રૂપોમાં અસ્તિભાતિપ્રિયરૂપ એક આત્મા જ હોવાથી સ્વતઃસિદ્ધ સહજ મેળાપ તો છે ને છે જ. એ વિચારમાં દૃષ્ટિ જતાં ક્રિયાવડે તારો મેળાપ કરવામાં સ્વતઃસિદ્ધ અક્રિય મેળાપનો બગાડો થયા જેવું થાય છે, એમ ભાસવાથી મળવામાટે જીવ બીણે ડર્યાં કરે છે.

घेवों पाहे तुझें दर्शन। तंव रूपा येवों पाहे मन॥
तेथें दर्शना होय अवजतन। ऐसें गर्मो लागे॥ ४३॥

અર્થ:–હે ચાંગદેવ! ખરેખર તારું દર્શન લેવા જતાં મન આત્મરૂપ ભણી આવવા મંડે છે; કારણ કે, તું અને હું એક અર્થરૂપ છીએ, તેથી દર્શનવ્યવહાર થતો નથી, એમ જ ભાસે છે.

कांहीं करी बोले कल्पी। कां न करी न बोले न कल्पी॥
ये दोन्ही तुझ्या स्वरूपीं। न घेती उमसू॥ ४४॥

અર્થ:–હે ચાંગદેવ! તારા યથાર્થ આત્મસ્વરૂપ વિશે દેહવડે કાંઈ કરવું અથવા વાણીથી બોલવું કિંવા મનવડે કલ્પના કરવી કિંવા ન કરવું, ન બોલવું અને ના કલ્પવું એ ઉભય ભાવો તારા સ્વરૂપમાં સ્ફુરદ્રૂપતાને લેતા નથી.

चांगया तुझेनि नांवें । करणें न करणें न व्हावें ॥
हें काय ह्मणों परि न धरवे । मीपण हें ॥ ४५ ॥

અર્થઃ—હે ચાંગદેવ! તારા સ્વરૂપમાં કરવું અને ન કરવું ઇત્યાદિ વ્યવહારો થતા નથી. એ તો શું કહેવું, પણ મારા હુંપણાને પણ હું ધારી શકતો નથી.

लवण पाणियाचा थावो । मोजि रिघोनि गेलें पाहो ॥
तंव तेंचि नाहीं मा काय घेवो । माप जळा ! ॥ ४६ ॥

અર્થઃ—જેવી રીતે લવણ (મીઠા) નો પાણીમાં પ્રવેશ થવા પછી તેનો શોધ કરવો જઇએ, તો ત્યાં લવણનો લોપ થયેલો હોવાથી 'અમુક પાણી છે' એવી રીતે પાણીનો માપ કોણ કરી શકે વારુ?

तैसें तुज आत्मयातें पाहीं । देखो गेलिया मीचि नाहीं ॥
तेथें तूं कैचा काई । कल्पावया जोगा ॥ ४७ ॥

અર્થઃ–તે પ્રમાણે હે ચાંગદેવ! તારા આત્મસ્વરૂપને જોવા ગયેલો જે હું, તે હું પોતે જ ત્યાં લુપ્ત થઈ ગયો. તો પછી ત્યાં તું છે અને તું આવો કે તેવો છે, એવી કલ્પના કરવા યોગ્ય કોણ છે? કારણ કે, પ્રથમ અહંવૃત્તિની સિદ્ધિ થયા પછી એટલે કે, અમુક એક હું છું, એમ વૃત્તિવડે નિશ્ચિત થયા પછી પોતાના સ્વરૂપથી ઇતર (ભિન્ન) જે 'તું' તે 'તું' ભાસવા માંડે છે. એ વિશે એક સ્વાનુભવિક ઉદાહરણ છે અને તે આ પ્રમાણે:–"કોઈ એક મનુષ્યને ગાઢ નિદ્રા આવી જાય, એટલે પછી તેને પોતાના સ્વરૂપથી ભિન્ન જે 'તું' તે 'તું'પણાનો કયાંય પણ અનુભવ હોતો નથી." એના કારણનો જો યથાર્થતાથી સૂક્ષ્મ વિચાર કરી જોવામાં આવે, તો એમજ જાણવામાં આવશે કે, જેનાથી 'તું' નો પ્રત્યય થાય છે, એવું જે 'અહમ્' ('હું') તે 'અહમ્' નો ધન અજ્ઞાનરૂપ ગાઢ નિદ્રામાં લય થાય છે. ત્યારપછી જાગૃત કાળમાં અહંવૃત્તિનો ઉદય થતાંની સાથે પોતાથી ઇતર જે 'તું' તે 'તું' સર્વત્ર ભાસવા માંડે છે. એવી રીતે 'ઇદમ્' વૃત્તિની કારણીભૂત જે અહંવૃત્તિ 'હું' તે 'હું' અજ્ઞાનમૂલક હોવાથી જ્ઞાનરૂપ આત્માના અનુભવથી તેની આત્યંતિક નિવૃત્તિ થાય છે; એટલે કે, તે અહંવૃત્તિનું કારણ જે અજ્ઞાન તે અજ્ઞાન સહિત તેની નિવૃત્તિ થઈ જાય છે. વળી એની સાથે 'તું'પણાનો પણ પ્રલય થાય છે.

जो जागोनि नीद देखे । तो देखणेपणा जैंवि मुके ॥
तैंवि तूंतें देखोनि मी ठाके । कांहीं न होनि ॥ ४८ ॥

आतां मी तूं या उपाधी। मासुनि भेटी तुसधी ॥
ते भोगिली अनुवादीं। घोळघोळू॥ ९३ ॥

અર્થ:—દેહદૃષ્ટિથી આરોપિત 'હું' પણું અને 'તું' પણું આત્મસ્વરૂપમાં ખરેખર ન હોઇને ઉભયમાંનો અભેદ આત્મભાવનો સહજ યોગ છે. તેનો જ ઉપયોગ તેના જ અનુવાદથી તમે અને અમે પુનઃ પુનઃ કરેલો છે.

रुचतियाचेनि मिसें। रुचिते जेविजे जैसें ॥
कां दर्पण व्याजें दिसे। देखतें जेंवि ॥ ९४ ॥

અર્થ:—રસ મહા રુચિકર હોય અને તે સેવન કરનારને જો રુચે,–પસંદ પડે, તો તે રસ જ રુચિને ભોજન કરાવે છે, એટલે કે, જિહ્વામાંની રુચિદ્વારા જ સેવન કરનાર રસની રુચિનો ઉપભોગ લે છે; (રુચિ જ રુચિને ભોગવે છે). કિંવા દર્પણના નિમિત્તથી જોનાર પોતે જ પોતાને જુએ છે.

तैसी अप्रमेयें प्रमेयें भरलीं। मौनाचीं अक्षरें भलीं ॥
रचोनि गोष्टी केली। मेळियेचि ॥ ९५ ॥

અર્થ:—તે પ્રમાણે પ્રમેયરહિત નિર્વિષય આત્મતત્ત્વથી ભરેલા શબ્દો, (જે શબ્દોના ઉચ્ચારથી મૌન બગડતુ નથી) એવા ઉત્તમ અક્ષરોની યોજનાથી તારી સાથે સંવાદ કર્યો છે, એટલે એ જીવશિવના સામરસ્યનો ઉત્તમ સંવાદ થયો છે.

इयेनें करूनि व्याज। तूं आपण यातें बुझ ॥
दीप दीपपणें पाहे निज। आपुलें जैसें ॥ ९६ ॥

અર્થ:—જેવી રીતે દીપક પોતાના પ્રકાશથી પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે, તેવી જ રીતે ઉપર્યુક્ત સ્વરૂપજ્ઞાનપ્રકાશથી તું તારા પોતાની મેળે જ યથાર્થ આત્મસ્વરૂપને સ્વયંપ્રકાશત્વથી સમજી રહે.

तैसी केलिया गोठी। तया उघडिजे दृष्टी ॥
आपणिया आपण भेटी। आपणा माजीं ॥ ९७ ॥

અર્થ:—અત્યારસુધી અમે જે કાંઈ વિચારની વાતો તને કહી, તેના યોગે તું પોતાની જ્ઞાનદૃષ્ટિને વિકસિત કર; અને તે દૃષ્ટિથી પોતાના તાત્ત્વિક સ્વરૂપને નિહાળ. એટલે કે, દેહવિષયક આત્મબુદ્ધિનો ત્યાગ કરીને અસંગ સાક્ષી આત્મભાવમાં

અર્થઃ—જે મનુષ્ય જાગૃત થઇને નિદ્રાને જોવા જાય છે, તે ત્યા જોવાનો વિષય જે નિદ્રા, તે તેને ન દેખાયાથી પોતાના જોવાપણુથી માત્ર વંચિત થાય છે તે જ પ્રમાણે હે ચાંગદેવ! તારા આત્મભાવને જોવા જતાં તે તો જાણે દેખાતો નથી જ, પણ મારા અહંભાવનો પણ લોપ થતા હું સહજ સ્થિતિથી રહું છુ.

आंधाराचें ठाईं। सूर्य प्रकाश तंव नाहीं ॥

परी मी आहें हें कांहीं। नवचेचि जेंवि ॥ ४९ ॥

અર્થઃ—અધકારમા સૂર્યનો પ્રકાશ લવલેશ પણ નથી, કિન્તુ કેવળ નિબિડ અધકાર જ છે. ત્યા જોનારને બીજું કાંઈ પણ દેખાતુ ન હોઇને તેનો પોતાનો દેહ પણ તેને દેખાતો નથી. પણ એ સ્થળે 'હુ છુ' એવી રીતે તે પોતાના અસ્તિત્વને પૂર્ણતાથી જાણે છે. એમાં કશો અતરાય આવતો નથી.

तेंवि तूंतें मी गिवसी। तेथें तूंपण मीपणेंसी ॥

वसतें पडे मासीं। भेटीचि उरे ॥ ५० ॥

અર્થઃ—હે ચાંગદેવ! તે પ્રમાણે શોધને અતે તારા આત્મભાવનો મને યોગ થયો, એટલે ઉભયમાં એક આત્મભાવ જ છે, એવો અનુભવ થયો એથી મારૂ 'હુ' પણું 'તારાપણા' સહિત લુપ્ત થઇને, મૂળ સિદ્ધમિલનના રૂપે એટલે કે સહજ યોગરૂપે આત્મભાવ જ અવશિષ્ટ રહ્યો

डोळ्याचे भूमिके। डोळा चित्र होय कौतुकें ॥

आणि तेणेंचि तो देखे। न हंडळितां ॥ ५१ ॥

અર્થ—આગળીવડે આંખને દબાવીએ, એટલે તે પોને જ પોતામા વિચિત્ર પ્રકાશમય ચક્રરૂપ બની જાય છે, છતા આખના આખપણામા કાંઈ પણ ન્યૂનતા ન થતાં તે ચક્રને જોનાર તે આખ પોતે જ હોય છે

तैसी उपजता गोष्टी। न फुटता दृष्टि ॥

मीतूंवीण भेटी। माझी तुझी ॥ ५२ ॥

અર્થઃ—જો કે તારો અને મારો સવાદ થાય, તો પણ દૃષ્ટિમાં ભિન્નતા થતી નથી, એટલે કે, જ્ઞાનરૂપ આત્માનું એકત્વ ન બગડતાં તે આત્મા તો જેવો હોવો જોઇએ તેવો જ છે. અહમિદવૃત્તિશૂન્ય ઉભયમાંની (તારા અને મારામાની) અભેદ આત્મદષ્ટિથી તારો અને મારો મેળાપ (યોગ) સ્વત સિદ્ધ જ છે

आतां मी तूं या उपाधी । मासुनि भेटी सुखधी ॥
ते भोगिली अनुवादीं । घोळघोळू ॥ ९३ ॥

અર્થ:—દેહદૃષ્ટિથી આરોપિત 'હું' પણું અને 'તું' પણું આત્મસ્વરૂપમાં ખરેખર ન હોઇને ઉભયમાંનો અભેદ આત્મભાવનો સહજ યોગ છે. તેનો જ ઉપયોગ તેના જ અનુવાદથી તમે અને અમે પુનઃ પુનઃ કરેલો છે.

रुचतियाचेनि मिसें । रुचितें जेविजे जैसें ॥
कां दर्पण व्याजें दिसे । देखतें जेंवि ॥ ९४ ॥

અર્થ:—રસ મહા રુચિકર હોય અને તે સેવન કરનારને જો રુચે,–પસંદ પડે, તો તે રસ જ રુચિને ભોજન કરાવે છે, એટલે કે, જિહ્વામાંની રુચિદ્વારા જ સેવન કરનાર રસની રુચિનો ઉપભોગ લે છે; (રુચિ જ રુચિને ભોગવે છે). કિંવા દર્પણના નિમિત્તથી જોનાર પોતે જ પોતાને જુએ છે.

तैसी अप्रमेयें प्रमेयें भरलीं । मौनाचीं अक्षरें भलीं ॥
रचोनि गोष्टी केली । मेळिचेचि ॥ ९५ ॥

અર્થ:—તે પ્રમાણે પ્રમેયરહિત નિર્વિષય આત્મતત્ત્વથી ભરેલા શબ્દો, (જે શબ્દોના ઉચ્ચારથી મૌન બગડતુ નથી) એવા ઉત્તમ અક્ષરોની યોજનાથી તારી સાથે સંવાદ કર્યો છે, એટલે એ જીવશિવના સામરસ્યનો ઉત્તમ સંવાદ થયો છે.

इयेनें करूनि व्याज । तूं आपण यातें बुझ ॥
दीप दीपपणें पाहे निज । आपुलें जैसें ॥ ९६ ॥

અર્થ:—જેવી રીતે દીપક પોતાના પ્રકાશથી પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે, તેવી જ રીતે ઉપર્યુક્ત સ્વરૂપજ્ઞાનપ્રકાશથી તુ તારા પોતાની મેળે જ યથાર્થ આત્મસ્વરૂપને સ્વયપ્રકાશત્વથી સમજી રહે.

तैसी केलिया गोठी । तया उघडिजे दृष्टी ॥
आपणिया आपण भेटी । आपणा माजी ॥ ९७ ॥

અર્થ:—અત્યારસુધી અમે જે કાંઈ વિચારની વાતો તને કહી, તેના યોગે તું પોતાની જ્ઞાનદૃષ્ટિને વિકસિત કર; અને તે દૃષ્ટિથી પોતાના તાત્ત્વિક સ્વરૂપને નિહાળ. એટલે કે, દેહવિષયક આત્મબુદ્ધિનો ત્યાગ કરીને અસંગ સાક્ષી આત્મભાવમાં

પોતાના ઐક્યને જો. એટલે કે, તે હું છું, એમ નિશ્ચયપૂર્વક સમજી લે. એમ જે સમજવુ, તે જ પોતાને પોતે મળવુ છે.

जालिया प्रळयीं एकार्णव । अपार पाणियाची धांव ॥
गिळी आपुला उगव । तैसें करी ॥ ५८ ॥

અર્થ:—પ્રલયકાળમાં સર્વ જળમય થઈ જાય છે; તે વેળાએ જ્યાંથી પ્રથમ પાણીનો ઉદ્‌ગમ થયેલો હોય છે, તે પોતાના જન્મસ્થાનને તે પાણી જેમ ડૂબાવી નાખે છે, તે જ પ્રમાણે હે ચાંગદેવ, તું કર એટલે કે, અસ્તિભાતિપ્રિયત્વથી સર્વત્ર પરિપૂર્ણ પરબ્રહ્મ જ હું છું, એવા તાત્વિક આત્મવિષયક દૃઢ નિશ્ચયથી દેહસાથે તાદાત્મ્ય પામનારી જીવદશાને લુપ્ત કરીને રહે.

ज्ञानदेव ह्मणे नामरूपें । विण तुझें साच आहे आपणपें ॥
तें स्वानंदजीवनपें । सुखिया होई ॥ ५९ ॥

અર્થ:—જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હે ચાંગદેવ! તારો યથાર્થ આત્મભાવ નામરૂપાતીત છે, તે સ્વાનંદના અનુભવથી તું સુખરૂપ થા. તારો આત્મભાવ નામરૂપાતીત છે, એમ જે મેં કહ્યુ, તે તારી દેહદૃષ્ટિથી નહિ, કિન્તુ દેહેન્દ્રિયમન, બુદ્ધિથી અતીત સાક્ષીરૂપ અંતર્યામી જે તત્ત્વ છે, તેની દૃષ્ટિથી જ કહ્યું છે. તેમાં ખરેખર નામરૂપનો સર્વથા અભાવ જ છે. કારણ કે, નામરૂપ સાકાર પદાર્થના આશ્રયથી જ રહે છે. (જુઓ 'જ્ઞાનેશ્વરી' અ. ૧૩ ઓવી ૯૦૫) નામ, રૂપ, જાતિ, ક્રિયા અને ભેદ આદ સર્વકલ્પનાઓ આકારમાં જ થાય છે. આત્મવસ્તુ નિર્ગુણ નિરાકાર હોવાથી તેમાં એવો સંભવ નથી. એવી રીતે તારી આત્મવસ્તુ ભેદશૂન્ય, આકારશૂન્ય અને પરિપૂર્ણ હોવાથી નિત્ય આનંદરૂપ છે. એટલામાટે બુદ્ધિથી તે દેહ પર્યન્ત સર્વ તત્ત્વો એકદેશીય, જડ અને ઘટવત્ તને દૃશ્ય છે, એમ સમજી તેમના તાદાત્મ્યને ત્યાગીને નિત્ય જ્ઞાનરૂપ આત્મસ્થિતિથી સુખરૂપ થા.

[અહીં સુધી જીવના ત્વપદના લક્ષ્ય કૂટસ્થનો વિચાર કરવામા આવ્યો. હવે પછીની ૬૦મી ઓવીમાં ત્વપદ અને તત્પદ એ ઉભયના લક્ષ્ય કૂટસ્થ અને બ્રહ્મ એ ઉભયનું પરસ્પર ઐક્ય છે, એમ કહેવામાં આવશે.]

चांगया पुढत पुढती । घरा आलिया ज्ञानसंपत्ति ॥
वेद्यवेदकत्वही अतीतीं । पदीं बैसें ॥ ६० ॥

અર્થ:—હે ચાંગદેવ! તને મારું પુનઃ પુનઃ એ જ કહેવું છે કે, તારા ગૃહને આત્મજ્ઞાનરૂપ ઐશ્વર્ય પ્રાપ્ત થયેલું છે. એટલે કે, ઉપરની ઓવી સૂધીમાં તત્પદ લક્ષ્ય બ્રહ્મ અને ત્વંપદ લક્ષ્ય કૂટસ્થ એ બન્નેનું સ્વરૂપ એક છે, એમ કહેલું છે. કૂટસ્થ અને બ્રહ્મનું મુખ્ય સમાનાધિકરણ છે; એટલે કે, જેવી રીતે ઘટાકાશ અને મહાકાશની એકસત્તા છે (ઘટાકાશ મહાકાશરૂપ જ છે,) એટલે ઘટનો નાશ કરીને ઘટાકાશને મહાકાશ સાથે મળવાની આવશ્યકતા નથી; કારણ કે, ઘટ હોય તો પણ ઘટાકાશ અને મહાકાશનો તો અભેદ જ છે. તે પ્રમાણે વિચારવડે બુદ્ધિની બાધા કરીને કૂટસ્થ તત્ત્વને બ્રહ્મ ચૈતન્ય સાથે મળવાનું કાંઈ પણ પ્રયોજન નથી. બુદ્ધિ ઉપાધિ હોવા છતાં પણ કૂટસ્થ અને બ્રહ્મચૈતન્યનો તો અભેદ જ છે. એવા વિચારના લાભથી વેદ્ય (જાણવાનો વિષય) અને વેદક (જાણનાર), એ ઉભયભાવથી અતીત જે નિજાત્મ પદ છે, તેપર તું વિરાજમાન થા.

[આ ઓવીમાં તત્પદ લક્ષ્ય બ્રહ્મ અને ત્વંપદલક્ષ્ય કૂટસ્થ એ ઉભય એકરૂપ છે; એમ 'वेद्यवेदक अतीतीं पदी बैसें' એ વાક્યથી સૂચવેલું છે, એટલે કે, એમાં 'अस्ति' પદનો જ વિચાર કરવામાં આવ્યો છે.]

चांगदेवा तुझेनि व्याजें । माउलिया श्रीनिवृत्तिराजें ॥
स्वानुभव रसाळ खाजें । दिधलें लोभें ॥ ६१ ॥

અર્થ:—હે ચાંગદેવ! તને આત્મવિચાર જણાવવાના નિમિત્તથી આ આત્માનુભવનું મહારસભરિત ભોજન શ્રી ગુરુ નિવૃત્તિ માતાએ બહુ જ મમતાથી આપ્યું છે.

एवं ज्ञानदेव चक्रपाणी ऐसे । दोन्ही डोळस आरिसे ॥
परस्पर पाहतां कैसें । मुकले भेदा ॥ ६२ ॥

અર્થ:—જ્ઞાનદેવ અને ચક્રપાણિ (ચાંગદેવ) એ બન્ને સ્વાત્મ–તત્ત્વજ્ઞાનસંપન્ન તીવ્ર દર્પણ જ છે, એટલે કે, એક બીજાએ એકબીજામાં આત્મતત્ત્વને જોવાથી એક બીજાની દેહદૃષ્ટિથી રહેલા ભેદભાવથી એ બન્ને મુક્ત થયા છે.

तियेपरि जो इया । दर्पण करील ओविया ॥
तो आत्मा एवढिया । मिळेल सुखा ॥ ६३ ॥

અર્થ:—તે પ્રમાણે મારી આ પાસઠ ઓવીઓને જે દર્પણ બનાવશે, એટલે કે, જે કોઈ પણ અધિકારસંપન્ન થઈને સત્સંપ્રદાયપૂર્વક આ પાંસઠ ઓવીઓનો

અર્થઃ—હે ચાંગદેવ! તને મારું પુનઃ પુનઃ એ જ કહેવું છે કે, તારા ગૃહને આત્મજ્ઞાનરૂપ ઐશ્વર્ય પ્રાપ્ત થયેલુ છે. એટલે કે, ઉપરની ઓવી સુધીમાં તત્પદ લક્ષ્ય બ્રહ્મ અને ત્વંપદ લક્ષ્ય કૂટસ્થ એ બન્નેનુ સ્વરૂપ એક છે, એમ કહેલું છે. કૂટસ્થ અને બ્રહ્મનુ મુખ્ય સમાનાધિકરણ છે; એટલે કે, જેવી રીતે ઘટાકાશ અને મહાકાશની એકસત્તા છે (ઘટાકાશ મહાકાશરૂપ જ છે,) એટલે ઘટનો નાશ કરીને ઘટાકાશને મહાકાશ સાથે મળવાની આવશ્યકતા નથી; કારણ કે, ઘટ હોય તો પણ ઘટાકાશ અને મહાકાશનો તો અભેદ જ છે. તે પ્રમાણે વિચારવડે બુદ્ધિની બાધા કરીને કૂટસ્થ તત્ત્વને બ્રહ્મ ચૈતન્ય સાથે મળવાનું કાંઈ પણ પ્રયોજન નથી. બુદ્ધિ ઉપાધિ હોવા છતાં પણ કૂટસ્થ અને બ્રહ્મચૈતન્યનો તો અભેદ જ છે. એવા વિચારના લાભથી વેદ્ય (જાણવાનો વિષય) અને વેદક (જાણનાર), એ ઉભયભાવથી અતીત જે નિજાત્મ પદ છે, તેપર તું વિરાજમાન થા.

[આ ઓવીમાં તત્પદ લક્ષ્ય બ્રહ્મ અને ત્વંપદલક્ષ્ય કૂટસ્થ એ ઉભય એકરૂપ છે; એમ 'वेद्यवेदक अतीतीं पदीं बैसें' એ વાકયથી સૂચવેલું છે, એટલે કે, એમાં 'असि' પદનો જ વિચાર કરવામાં આવ્યો છે.]

चांगदेवा तुझेनि व्याजें । माउलिया श्रीनिवृत्तिराजें ॥
स्वानुभव रसाळ खाजें । दिधलें लोभें ॥ ६१ ॥

અર્થઃ—હે ચાંગદેવ! તને આત્મવિચાર જણાવવાના નિમિત્તથી આ આત્માનુભવનુ મહારસભરિત ભોજન શ્રી ગુરુ નિવૃત્તિ માતાએ બહુ જ મમતાથી આપ્યુ છે.

एवं ज्ञानदेव चक्रपाणी ऐसे । दोन्ही डोळस आरिसे ॥
परस्पर पाहतां कैसें । मुकले भेदा ॥ ६२ ॥

અર્થઃ—જ્ઞાનદેવ અને ચક્રપાણિ (ચાંગદેવ) એ બન્ને સ્વાત્મ-તત્ત્વજ્ઞાનસંપન્ન તીવ્ર દર્પણ જ છે, એટલે કે, એક બીજાએ એકબીજામાં આત્મતત્ત્વને જોવાથી એક બીજાની દેહદષ્ટિથી રહેલા ભેદભાવથી એ બન્ને મુક્ત થયા છે.

तियेपरि जो इया । दर्पण करील ओविया ॥
तो आत्मा एवढिया । मिळेल सुखा ॥ ६३ ॥

અર્થઃ—તે પ્રમાણે મારી આ પાંસઠ ઓવીઓને જે દર્પણ બનાવશે, એટલે કે, જે કોઈ પણ અધિકારસંપન્ન થઇને સત્સંપ્રદાયપૂર્વક આ પાંસઠ ઓવીઓના

વિચાર કરશે, તેમને આ ઓવીઓ દર્પણ પ્રમાણે ફળ આપશે. જેવી રીતે દર્પણ તેમાં જોનારને તેના મુખનું જ્ઞાન કરાવી આપે છે, તે પ્રમાણે દેહત્રયાતીત અને ગુણત્રયાતીત આત્મસુખનો સાક્ષાત્કાર આ ઓવીઓરૂપ દર્પણના યોગે થવાનો.

[આ ઓવીમાં ગ્રંથનું ફળ સૂચવેલું છે, એ સ્પષ્ટ છે.]

नाहीं तोंचि काय नेणों असे । दिसे तोंचि कैसें नेणों दिसे ॥
असे तेंचि नेणों आपैसे । तें कीं होइजे ॥ ६४ ॥

અર્થ:—આત્મા સર્વધર્મશૂન્ય છે, એટલે તે શું છે અને કેવો છે, તે જાણવામાં આવી શકતું નથી. જો દૃશ્યરૂપે તેના દર્શનને માનીએ તો તે પણ માની શકાતું નથી—એનો ભાવાર્થ એવો છે કે, વિચારના યોગે અન્નમયાદિ પંચ કોશોનો નિરાસ કરીને, સાધકના, આત્માને અવલોકવામાટે, અંતર્મુખ થવાની સાથે જ, જોનાર તદ્દશ હોવાથી તેનીસાથે ઐક્યને પામે છે એટલે કે, તદ્રૂપ જ થઈ જાય છે, તે પોતાપણાથી ભિન્ન રહેતો નથી, એટલે તેનું દર્શન જોનારના જોવા કે જાણવામાં આવી શકતું નથી. સ્વતઃસિદ્ધ આત્માનું અસ્તિત્વ પણ કળાતું નથી, કારણ કે, તેને જાણવામાટે ગયેલો પોતે જ તદ્રૂપ થઈ જાય છે, એ તો ઉપર કહેલું જ છે

निदे परौते निदैजणें । जागृति गिळोनि जागणें ॥
केलें तैसें गुंफणें । ज्ञानदेवो ह्मणे ॥ ६५ ॥

અર્થ:—જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાથી પર જ્ઞાનરૂપ આત્મનિદ્રા છે. આપણી આ વ્યવહારદશામાની જાગૃતાવસ્થાને ગ્રાસી રહેવી તે આત્મજાગૃતિ છે. એવું જે આત્મતત્ત્વ તે તેવું ને તેવું જ આ પાંસઠ ઓવીઓની માળામાં ગુંથેલું છે, એમ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે.

॥ श्रीविठ्ठलार्पणमस्तु ॥